આમાના કેટલાકના કર્તાઓના નામો પણ બતાવવામા આવ્યા છે. ઉદાહરણ તરીકે દશવૈકાલિકસૂત્રના કર્તા શય્યંભવ, દશાશ્રુતસ્કંધ અને વ્યવહાર સૂત્રના કર્તા ભદ્રબાહુ, અને પ્રજ્ઞાપનાના કર્તા શ્યામાર્યને બતાવવામાં આવે છે પરંતુ ઘણા આગમો તો મહાવીરે પોતેજ પ્રરૂપ્યા છે, એમ કહેવાય છે. આ કહેવાનો અર્થ એવો નથી કે સાક્ષાત્ મહાવીરેજ અંગો અને ઉપાંગોની રચના કરી છે. પણ તેનો ભાવાર્થ એમ છે કે તે આગમોમા વર્ણવેલી બધી હકીકતો મહાવીરે પોતેજ ઉપદેશી છે, અને તેથી તે તેમનાજ કહેલા કહેવાય છે. હિંદુસ્થાનમાં ગ્રંથકર્તૃત્વ માત્ર મૂળ વસ્તુ–મુળભૂત તત્ત્વના અર્થના ઉપદેશને આશ્રીને મનાય છે, નહીં કે શબ્દરચનાને આશ્રીને શબ્દરચના ગમે તેમ થાય, તેને પ્રાધાન્ય આપવામા આવતુ નથી, ફક્ત અર્થમાત્રનેજ મહત્ત્વ અપાય છે ગ્રંથકર્તૃત્વનો જે અર્થ આપણે સમજીએ છીએ તે અર્થમા મહાવીર સૂત્રોના કર્તા નથીજ, એમ આપણે સહેલાઇથી સિદ્ધ કરી શકીએ છીએ કારણ કે ઘણાં ખરા સૂત્રોની શરૂઆતમા આપેલી નોંધ ઉપરથી જણાય છે કે તે સુધર્માએ જમ્બૂસ્વામીને કહેલા છે ઘણુ કરીને તો મહાવીરના સિદ્ધાન્તો અને શબ્દો મૂળમા–પ્રારંભમા જુદા જુદા ગ્રંથો રૂપે રચાયાજ ન હતા, પરંતુ ભદ્રબાહુના સમયમા અગિઆરે અંગો મોજુદ હતા, એમ હકીકતો ઉપરથી જણાય છે. કારણ કે તેમણે એ અંગોની વ્યાખ્યા રૂપે કેટલિક વૃત્તિઓ કરી હતી ઉપર ટાંકેલી ભદ્રબાહુ અને સ્થૂલભદ્રની કથાનો ભાવાર્થ જોતા

---

આપી છે ૧ અંગો—આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશા, અંતકૃદ્દશા, અનુત્તરૌપપાતિક, પ્રશ્નવ્યાકરણ, અને વિપાક સૂત્ર, ૨ ઉપાંગો—ઔપપાતિક, રાજપ્રશ્ન, જીવાભિગમ, પ્રજ્ઞાપના, જમ્બુદ્વીપપ્રજ્ઞપ્તિ, ચન્દ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, નિરયાવલી, જેમા—કલ્પાવતંસ, પુષ્પિક, પુષ્પચૂલિક અને વહ્નિદશા, એ અંતર્ગત થએલા છે, ૩ પ્રકીર્ણકો—ચતુઃશરણ, આતુર પ્રત્યાખ્યાન, ભક્ત, સંસ્તાર, તણ્ડુલવૈકાલી, ચન્દાવીજ, દેવેન્દ્રસ્તવ, ગણિવીજ, મહાપ્રત્યાખ્યાન, વીરસ્તવ, ૪ છેદો—નશીથ, મહાનીશીથ, વ્યવહાર, દશ શ્રુતસ્કન્ધ, બૃહત્કલ્પ, પંચકલ્પ, ૫ નન્દીસૂત્ર, અનુયોગદ્વાર, ૬ મૂલસૂત્રો—ઉત્તરાધ્યયન, આવશ્યક, દશવૈકાલિક અને પિણ્ડનિર્યુક્તિ

માલુમ પડે છે કે પાટલીપુત્રના સંઘે અગિઆર અંગોનો સંગ્રહ કર્યો હતો ત્યાર બાદ સૂત્રોમા ઘણા ફેરફારો થતા હોવા જોઈએ અને આ વાત સ્થાનાંગ સૂત્રથી સાબીત પણ થઇ શકે છે એ સૂત્રના ૭ મા સ્થાનમા સાત નિન્હવોનુ વર્ણન કરેલુ છે આ સાતે નિન્હવોના સબંધમા આવશ્યકસૂત્રમાં વિશેષ વિવેચન આપવામા આવેલુ છે આમાંનો સાતમો નિન્હવ વીર નિર્વાણ પછી ૫૮૪ વર્ષે પ્રાદુર્ભૂત થયો હતો એમ લખેલુ છે આ ઉપરથી એવુ ફલિત થાય છે કે મહાવીર પછી છઠ્ઠી-સાતમી સદી સુધામા પણ સૂત્રો મહત્વના પરિવર્તનોના પાત્ર થઇ શકતા હતા [1]

છેવટમા છેલ્લુ જૈનસૂત્રોનુ પુસ્તકાધિરોહણ સામાન્ય અને પ્રાચીન માન્યતાના આધારે વી સ ૯૮૦ મા દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે કર્યું * વીરનિર્વાણની તારીખ જો તે વખતે વિક્રમ સંવત્ ૪૭૦ વર્ષ પહેલા થએલી મનાતી હશે તો તે વી નિ ૯૮૦ ની સાલ ઇ સ ૪૫૪ ની બરાબર થાય છે, પરંતુ તે વ મતે જોવી નિ. ની તારીખ આપણે ઉપર જે નવીન નિર્ણીત કરી છે તે પ્રમાણે મનાતી હશે તો તે સાલ ઇ સ ૫૧૪ ની બરાબર થાય છે જિનપ્રભમુનિ અને પદ્મમંદિરગણી લખે છે કે દેવર્ધિગણીએ જ્યારે ૪૫ આગમો-સિદ્ધાંતોને નષ્ટ થવાની તૈયારીમા જોયા ત્યારે તેમણે વલ્લભીપુરના સંઘની સહાયથી તે પુસ્તકારૂઢ કરાવ્યા એમ કહેવાય છે કે પ્રાચીનમતમા

---

૧ ઉત્તરાધ્યયનની ટીકા જેવા વધારે અર્વાચીન ગ્રંથોમા અત્યન્ત વિસંવાદી નિન્હવોની સંખ્યામા બીજા એક નવીન બહુતર વિસંવાદી નિન્હવનો ઉમેરો પણ થએલો છે અને એ નિન્હવ તે વી નિ. સંવત્ ૬ ૫ મા ઉત્પન્ન થએલો દિગમ્બર મત ૭ દિગમ્બરો શ્વેતામ્બરોની ઉત્પત્તિ સુસ્થિત નામના સ્થવિરના વખતમા જે સંવત્ ૩૬-૪૬ મા થઇ ગયા હતા તે વખતે થએલી બતાવે છે

*આ નોંધ સાથે, કલ્પસૂત્ર અને ઋષિમ ... સૂત્રની સ્થવિરાવલીનો છેલ્લા સ્થવિર તરીકે દેવર્દ્ધિગણીનુ જે નામ આપે છે તે અને આવશ્યક અને નન્દીસૂત્રની સ્થવિરાવલીઓ દેવર્ધિગણી સુધીનાં સ્થવિરોના નામ આપતા છતા પણ તેમનો (દેવર્ધિગણીનો) જે નામનિર્દેશ કરતી નથી તે—આ બન્ને હકીકતો બહુ સૂચક થાય છે એ ઉપરથી એવુ અનુમાન થાય છે કે તેમણે નન્દી અને આવશ્યક સૂત્રના પ્રારંભમા આ સ્થવિરાવલી મૂકી હશે

આચાર્યો પોતાના શિષ્યોને પુસ્તકની અપેક્ષા સિવાય ( ‘ પુસ્તકાનપેક્ષયા ’ ) જ સૂત્ર શિખવતા હતા. પણ પાછળથી પુસ્તકોની સહાયતાથી શિખવવાની શરૂઆત થઈ. અને જૈન ઉપાશ્રયોમા એ પ્રથા હજી પણ ચાલી આવે છે. આ વૃદ્ધ સંપ્રદાયનો અર્થ એમ નથી કે દેવર્ધિગણીએ પહેલીજ વખતે જૈનોના પવિત્ર જ્ઞાનને પુસ્તકારૂઢ કરાવ્યુ, પણ તેની એટલીજ મતલબ છે કે, પ્રાચીનકાળમા આચાર્યો લિખિત પુસ્તકો કરતા પોતાની સ્મૃતિ ઉપરજ વધારે આધાર રાખતા હતા ‡

જૈનધર્મના બુદ્ધઘોષ દેવર્ધિગણીએ ખાસ કરીને સમગ્ર સાંપ્રદાયિક જૈન સાહિત્ય કે જે તેમને તે વખતના પુસ્તકોમાથી અને વિદ્યમાન આચાર્યોના મુખેથી મળ્યુ હતુ તે બધુ આગમોના રૂપમાં ગોઠવ્યુ. આ કાર્ય ઘણુ મોટુ થયું હતુ, કારણકે તે વખતે ઘણાક આગમો તો ત્રુટિત થઈ ગયા હતા અને તેના અમુક અમુક ત્રુટક ત્રુટક ભાગોજ બાકી રહ્યા હતા. આ ત્રુટિત ભાગોને દેવર્ધિગણિએ પોતાને જેમ યોગ્ય લાગ્યુ તે પ્રમાણે અનુસંધિત કરી એકત્ર કર્યા. ઘણાક આગમોમા જે અસંબદ્ધ અને અપૂર્ણ વર્ણનો મળી આવે છે તેનુ કારણ માત્ર આજ કલ્પના દ્વારા આપણે સમજી શકીએ છીએ ¹ વિદ્યમાન જૈન આગમોની વ્યવસ્થા ( રચના ) મુખ્યત્વે કરીને એના સંપાદક દેવર્દ્ધિગણીનેજ આભારી છે. તેમણેજ તેને અધ્યાયો–અધ્ય-

---

‡ આ સમયથી માત્ર ૩૦ વર્ષ પહેલાજ એટલે સન્ ૪૧૦ અને ૪૩૨ ની વચ્ચે બુદ્ધઘોષે બૌદ્ધ પિટકો અને અર્થકથાઓને, ધર્મની ચિરન્તન સ્થિરતાને માટે પુસ્તકોમા લખાવી. સીલોનમા બૌદ્ધગ્રંથો, અને ગુજરાતમા જૈનગ્રંથો લગભગ સમાન કાલમાજ પુસ્તકારૂઢ થયા તે ઉપરથી એવુ અનુમાન થઈ શકે કે જૈનોએ બૌદ્ધોની આ પ્રવૃત્તિનુ અનુકરણ કર્યું હશે અને તો હિંદુસ્થાનમા પાચમી સદીથીજ સાહિત્યના ક્ષેત્રમાં લેખન (કળા) નો વધારે ઉપયોગ થવા લાગ્યો હશે

¹ ઠેઠ દેવર્ધિગણીના સમય પર્યંત જૈનો ખરેખર બેદરકારીથીજ પોતાના પવિત્ર ધર્મશાસ્ત્રનુ જ્ઞાન આપતા રહ્યા હશે કારણકે, પૂર્વોનો અમુક ભાગ તો મહાવીર પછીની આઠમી પેઢિએજ લુપ્ત થઇ ગયો હતો તેમજ દશમી પેઢિના પૂર્વેજ સર્વ પૂર્વો નષ્ટ થયા હતા નિદાન જૈન ઇતિહાસ તો આપણને એમજ કહે છે

યનોમાં વિભક્ત કર્યાં અને ગ્રંથગણના ( એટલે ૩૨ અક્ષરનો એક શ્લોક એમ શ્લોક પ્રમાણ ) ની પદ્ધતિ દાખલ કરી આ ગ્રંથગણનાના હિસાબે સો સો અગર હજાર હજાર શ્લોકની સંખ્યાસૂચક અંકો હસ્તલિખિત પ્રતિઓમાં સર્વત્ર એકજ રૂપમાં લખવામાં આવેલા છે રસ્તાઓના માપને માટે ઉભા કરેલા માઇલના પથરાઓ જેવા આ સંખ્યાસૂચક અંકો મૂકવાનો ઉદ્દેશ એજ છે કે મૂળ સૂત્રોમાં પુનઃ વધારા—ઉમેરા ન થવા પામે પરંતુ વાસ્તવિકમાં આ ઉદ્દેશ સફળ થયો હોય એમ લાગતું નથી

દેવર્દ્ધિગણીના પછીના સમયમાં પણ જૈન આગમોમાં ઘણા ફેરફાર થયા હોવા જોઇએ હાલની હસ્તલિખિત પ્રતોમાં વિવિધ પાઠાન્તરો મળે છે ખરા પરંતુ જુદી જુદી લેખનપદ્ધતિને લઇને તેની ઉત્પત્તિ થએલી છે તે સિવાય તે વધારે ઉપયોગી કે વધારે પ્રમાણવાળા નથી પણ પુરાતન સમયમાં કાંઈક જુદીજ સ્થિતિ હોવી જોઇએ કારણ કે ટીકાકારોએ પોતાની ટીકાઓમાં અનેક પાઠાંતરોનો નિર્દેશ કરેલો છે કે જે હાલના હસ્તલેખોમાં જોવામાં આવતા નથી આથી મારૂં એમ માનવું છે કે વર્તમાનમાં જે સર્વપાઠ મુળની પ્રતિઓમાં જોવામાં આવે છે તથા અર્વાચીન ટીકાકારોએ જેને પોતાની ટીકાઓમાં લીધેલો છે તે મૂલ ટીકાકારોએ નિર્ણીત કરેલો પાઠ છે કલ્પસૂત્રના સંબંધમાં તો આ વાત નિશ્ચિત છે એમ હું ખાત્રી પૂર્વક કહી શકું છું સૂત્રોની જે જે ટીકાઓ અત્યારે વિદ્યમાન છે તે સર્વની સીધી અથવા આડકતરી રીતે પ્રાકૃતમાં રચાએલી પ્રાચીન ચૂર્ણિઓ અગર વૃત્તિઓના આધારે લખાએલી છે એ ચૂર્ણિઓ તથા વૃત્તિઓ હાલમાં યા તો નષ્ટ થઈ ગઇ છે અથવા તો ક્વચિત્ જ અસ્તિત્વ ધરાવે છે પ્રાચીન ટીકાકારોએ મૂળસૂત્રોને ઘણાજ અવ્યવસ્થિત રૂપમાં જોયા હશે કારણ કે તેમને તેના ઘણા પાઠાન્તરો નોંધવાની આવશ્યક્તા લાગી હતી આમાના ઘણાક પાઠાન્તર પછીના ટીકાકારોએ પણ પોતાની ટીકાઓમાં ટાંક્યા છે કેટલાક ટીકાકારો ફક્ત એકજ પાઠ સ્વીકારી તે ઉપરજ ટીકા કરવાનું જણાવે છે ઉદાહરણ તરીકે ઉત્તરાધ્યયનસૂત્રના ટીકાકાર દેવેન્દ્રગણી લઇ શકાય. બીજા કેટલાક ટીકાકારો પાઠાન્તરો જોવાની ઇચ્છાવાળાને તે ચૂર્ણી જોવાની ભલામણ કરે છે ઉદાહરણ તરીકે કલ્પસૂત્રના સૌથી પ્રાચીન ટીકાકાર કે જેમની ટીકા મેળવવા હું શક્તિમાન થયો છું તે જિનપ્રભમુનિ લઇ શકાય. આ

કારણથી વર્તમાન વિવેચકોનો ઉદ્દેશ તો માત્ર પ્રાચીન ટીકાકારોએ જે મત-પાઠ સ્વીકાર્યો હતો તેનોજ પુનરુદ્ધાર કરવાનો હોવો જોઈએ. સાક્ષાત્ દેવર્ધિગણીએ પુસ્તકારૂઢ કરેલા મૂલપાઠ તો આજે મળવા અશક્ય જ છે

દેવર્ધિગણીના સમય પર્યંતની જૈન સાહિત્યની અવ્યવસ્થિત સ્થિતિ ઉપરથી એ અનુમાન પણ કરી શકાય એવું છે કે જે ભાષામાં તે પવિત્ર જ્ઞાન એક પેઢીથી બીજી પેઢીને આપવામાં આવતું હતું તેમાં ક્રમથી ફેરફારો થતા ગયા હતા. જે ભાષા મહાવીર અને તેમની પછીના શિષ્યો—અર્થાત્ ગણધરો—બોલતા હતા તે તો ખરેખર મગધદેશનીજ ભાષા હતી તેઓ સંસ્કૃતભાષા બોલે એ તો અસંભવિતજ છે. પરંતુ જૈન પ્રાકૃત અશોકના શિલાલેખોની અથવા પ્રાકૃત વ્યાકરણોની માગધી ભાષા સાથે ઘણુંજ થોડું મળતાપણું ધરાવે છે. તેમ છતાં જૈનો પોતે તેને ' માગધી ' કહે છે હેમચંદ્રે પોતાના પ્રાકૃતવ્યાકરણના ચોથા પાદના ૨૮૭ મા સૂત્રની વ્યાખ્યામાં જે અર્ધી ગાથા ઉધ્ધૃત કરેલી છે તેમાં લખ્યું છે કે પ્રાચીન સૂત્રો એટલી અર્ધમાગધી ભાષામાંજ લખાએલા હતા —

पोराण अद्धमागहभासानिअयं हवइ सुत्तं ॥

હેમચંદ્ર આ સ્થળે પોતાનું ટિપ્પણ કરે છે કે, જો કે આવો પરંપરાગત વૃદ્ધ સંપ્રદાય છે, પરંતુ માગધી ભાષાનું જે લક્ષણ આગળ ઉપર આપવામાં આવશે તે જૈન પ્રાકૃતને લાગુ પડતું નથી. અર્થાત્ જૈન પ્રાકૃત માગધીથી ભિન્ન છે.

જૈનોની પવિત્ર ભાષાના સ્વરૂપનું નિરૂપણ કરવા આગળ વધીએ તેની પહેલાં આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે તેમની પ્રાકૃત ભાષામાં બે ભેદો દેખાઈ આવે છે ૧—પ્રાચીન ગદ્ય ગ્રંથોની ભાષા, અને, ૨—ટીકાકારો અને કવિઓની ભાષા જે ભાષામાં પ્રાચીન ગદ્ય ગ્રંથો લખાયા છે તે ભાષા ઘણે અંશે ટીકાકારો અને કવિઓની ભાષાથી ભિન્ન છે. ટીકાકારો અને કવિઓની ભાષા મહારાષ્ટ્રી છે, અને તે પ્રાકૃત વ્યાકરણના પહેલા પાદમાં જે નિયમો આપેલા છે તેને સર્વથા અનુસરનારી છે. પરંતુ સાથે એ પણ જાણવું જરૂરનું છે કે હેમચંદ્રની મહારાષ્ટ્રી તે ' હાલ, ' ' સેતુબન્ધ, ' અને નાટકોની

મહારાષ્ટ્રી ભાષા સાથે એકભાવ ધારણ ગ્તી નથી આ બ ને વચ્ચે મે ભોગ સ્પષ્ટ ભેદો છે એ તે આદ્યરૂપે અથવા દ્વિત્વરૂપે દન્ત્ય ન ને ઉપયોગ થાય છે તે અને બીજો 'યશ્રુતિ ને વ્યવહાર છે આ ભાષા કે જેને ઉચિત રીતે જૈન મહારાષ્ટ્રી ક્હી શકાય તેનુ હેમચ સપૂર્ણ લક્ષણ આપ્યુ છે આ લક્ષણ કાલિ ાચાર્ય કથા જેવા એક અર્વાચીન નિમધમા પણ પૂર્ણરીતે પ્રયુક્ત થએલુ કોઇ પણ વાચક સ્પષ્ટ જોઈ શકે છે [1] પ્રાચીન સૂત્રોની ભાષા જેને ૮ જૈન પ્રાકૃત ન્દુ છુ તે જૈન મહારાષ્ટ્રીથી કેટલી બાબતોમા જૂદી પડે છે જેમ કે જ્યારે જૈન મહારાષ્ટ્રી ભાષાના પુંલ્લિગના પ્રથમા તથા સપ્તમીના એકવચનના રૂપોને અતે ઓ અને — મિ ' અનુક્રમે આવે છે ત્યારે જૈન પ્રાકૃતમા તેના સ્થાને અનુક્રમે એ અને — સિ આવે છે ઉદાહરણ તરીકે જૈ૦ મ૦— સક્કો જૈ ના — સક્કે ' મ ૦-શક્ર જૈ૦ મ૦— વરમિ મોલિમિ સાહૂમિ જૈ૦ પ્રા૦— વરંસિ 'દુ્ન્છિસિ સાદુ સિ અવ્યય ભૂતકૃદન્તને અતે જૈન મહારાષ્ટ્રીમા સાધા રણ રીતે ઊણ ઊણ અથવા ઉ આવે છે પરતુ તેનાથી પ્રાચીન એટલે જૈન પ્રાકૃત ભાષામાતેને અતે ત્તા અગર ત્તાણ આવે છે દાખના તરીકે જૈ મ૦— મજોણ નાઊણ ' ગતૂણ મ્ગેણ મઉ ઇત્યાદિ જૈ૦ પ્રા૦— કરિત્તા — જાનિત્તા — ગચ્છિત્તા અથવા ઋરિત્તા ણ ઇત્યાદિ જૈન-પ્રાકૃતમાં અઘતનભૂત રહ્યો છે પરતુ જૈન મહારાષ્ટ્રીમા તેને બદલે સામાન્યરીતે ભૂત કૃત આવે છે આવા સાધારણ ભેદ ઉપરાન જૈન પ્રાકૃતમા ઘણા આર્ષ શબ્દો રૂપો તથા વાક્યાશો પણ મળી આવે છે જે જૈન મહારાષ્ટ્રીમાથી બહિષ્કૃત થના છે

જૈન મહારાષ્ટ્રીના સ્વરૂપના સબધમા તો કોઇ પણ સશયને સ્થાન જ નથી કારણ કે હેમચદ્રે તેના સબધમા સ્પષ્ટરીતે વર્ણન આપ્યુ છે એ ભાષા એ દરેક રીતે હાન' નીજ મહારાષ્ટ્રી ભાષા છે એમ છતા બન્ને વચ્ચે જે ભેદ દૃષ્ટિગોચર થાય છે તે તેની ઉત્પત્તિસ્થાનના ભેદને લઇને છે માગ

[1] આ આશ્ચર્યકારક કથા સૂત્રરૂપે દુ ધા ાિ સમયમા પ્રકટ કરવા ઇચ્છુ છુ કારણ કે તેની અદર કેટલી સાચી અને ઐતિહાસિક પરપરાના મુદ્દાઓ રહેલા છે

માનવા પ્રમાણે જૈન મહારાષ્ટ્રી સૌરાષ્ટ્રની ભાષા સાથે વધારે નિકટ સંબંધ ધરાવનારી છે કેમકે પરંપરાગત હકીકતને આધારે જૈન શાસ્ત્રોનું સંકલન, ઉપર જણાવ્યા પ્રમાણે વલ્લભીપુરમાં થયું હતું. આ કારણને લઈને તેને જૈન સૌરાષ્ટ્રી એવું નામ આપવું વધારે યુક્ત ગણી શકાય ખરૂં. પરંતુ સાધારણ રીતે મહારાષ્ટ્રીને નામે ઓળખાતી પ્રાકૃતભાષાના સામાન્ય સ્વરૂપની સાથે તે ઘણે અંશે મળતી હોવાથી અને હેમચંદ્રે તેને તેજ નામ આપી દીધેલ હોવાથી *નવું નામ આપવાની હું હિંમત કરી શકતો નથી

વળી જૈન પ્રાકૃતનું સ્વરૂપ પણ શોધી કાઢવું કઠણ નથી, ને એકંદર રીતે જૈન મહારાષ્ટ્રીની સંબંધીજ ભાષા હોવાથી અને એક માત્ર આર્ષરૂપોની દૃષ્ટિએ જ ઉત્પન્ન થએલો હોવાથી, આપણે તેને યોગ્ય રીતે પ્રાચીન મહારાષ્ટ્રી અથવા આર્ષ મહારાષ્ટ્રી કહી શકીએ છીએ. હેમચંદ્ર તેને 'આર્ષમ્' ઋષિઓની ભાષા કહે છે અને જૈન મહારાષ્ટ્રીની અંદરજ તેનું વર્ણન કરે છે. તેના વિશિષ્ટ રૂપોને તેઓ સામાન્ય નિયમોના અપવાદ રૂપે માને છે, અને જણાવે છે કે, પ્રાય સામાન્ય પ્રાકૃતના નિયમો ઋષિઓની ભાષાને વિકલ્પે લાગૂ પડે છે આ રીતે, તેઓ પોતાનું મન્તવ્ય પ્રકટ કરી સૂચવે છે કે જૈન પ્રાકૃતનું સાદૃશ્ય બીજી કોઈ પણ પ્રાકૃત ભાષા કરતા મહારાષ્ટ્રી સાથે વધારે છે તેમનું આ કથન ઘણું પ્રમાણભૂત છે કારણ કે એક તો તેઓ પ્રાકૃત ભાષાના પૂર્ણ જ્ઞાતા છે, અને બીજું, સંપૂર્ણ લોકમાન્યતાથી પ્રતિકૂલ એવો પોતાનો અભિપ્રાય તેમણે આપેલો છે. જૈન પ્રાકૃતમા હેમચંદ્રે જે માગધીત્વ જોયું તે માત્ર અકારાન્ત પુંલિંગ શબ્દના પ્રથમાના એકવચનની રૂપના અંતે આવતા 'એ' પ્રત્યય રૂપજ છે. અને હું પણ તે સિવાય બીજો કોઈ તફાવત જોઈ શક્યો નથી [1] જે જે બાબતોમા શૌરસેની અને માગધી

---

* હેમચંદ્રના વ્યાકરણમા ફક્ત પ્રાકૃત એટલું સામાન્ય નામજ મળે છે, મહારાષ્ટ્રી એવું વિશેષ નામ મળતું નથી ડૉ. જેકોબીનું આ કથન કે, હેમચંદ્રે જૈનગ્રંથોની પ્રાકૃતને મહારાષ્ટ્રી એવું નામ આપ્યું છે, તે અમારા સમજવામા બરાબર આવતું નથી—સંપાદક

1 પ્રો૦ વેબરનું નિશ્ચયપૂર્વક એમ કહેવું છે કે, ર્ય, ર્જ, અને ક્ત ને બદલે ય્ય, અને સ ને બદલે ષ્ક નો ઉચ્ચાર સિદ્ધ કરે છે કે જૈન-પ્રાકૃત તે માગધી છે વેબર '—' અને '—' રૂપી સ્વરૂપ દર્શક ચિન્હોને ( વહ્નોને )

સામાન્ય પ્રાકૃતથી જુદી પડે છે તે બધી બાબતોમા જૈન પ્રાકૃત ઉપર બતાવેલા બે અપવાદો અને અન્ય બે અપવાદો બાદ કરતા સાધારણ પ્રાકૃતને સર્વાંશે મળતી આવે છે હેમચદ્ર (૪ ૨૬૪ ૨૬૫ અને ૪ ૨૭૮) શૌરસેની (—અને માગધી) મા ભગવાન્' અને ભગવન્ તેમજ ભવવાન્ અને ભવવન્' રૂપી પ્રથમા અને સબોધનના એ વચનના રૂપોને બદલે અનુક્રમે 'ભયવ અને ભવવ તથા તસ્માત્ ને બદલે તા તુ વિધાન કરે છે આ રૂપો જૈન પ્રાકૃતમા પણ આવે છે મહારાષ્ટ્રી સિવાયની અન્ય પ્રાકૃત ભાષાની સાથે જૈન પ્રાકૃતની સમાનતાના આ દાખલાઓ સામાન્ય ભાષા સાથેની તેની સમાનતાના દાખલાઓના મુકાબલે ઘણા થોડા અને અનુપયોગી લાગે છે તેટલા માટે હુ જૈન પ્રાકૃતને મહારાષ્ટ્રી ભાષા તરીકે જાહેર કરતા બિલકુલ સકોચ પામતો નથી ગ્રો લેસને પણ પોતાના Lastitutiones Ianguae Pracriticae

---

ય્ય અને ય્ફ સૂચક બતાવે છે પરતુ તે (ચિહ્નો) વાસ્તવમા જ્જ અને ક્ખ બોધક છે આ ચિહ્નો જૈન મહારાષ્ટ્રી તેમજ જૈન પ્રાકૃત એ બન્ને ભાષામા વપરાય છે અને જૈન મહારાષ્ટ્રીમા તો તેને નિર્ણીતરૂપે જ્જ અને ક્ખ સૂચક ગણવામા આવે છે તેથી જૈન પ્રાકૃતમા પણ તે તેજ અક્ષર સૂચક હોવા જોઈએ જો એમ ન જણાતા હોત અને હેમચદ્ર તેને જૈન પ્રાકૃતમા ભિન્ન અક્ષર સૂચક વાચ્યા હોત તો જરૂર તેમણે તેને ૨ ૮૯ અને ૯૦ સૂત્રોના અપવાદરૂપે જણાવ્યા હોત આ ઉપરાત જ્યારે હેમચદ્ર શૌરસેનીમા (૪ ૨૬૬ સૂત્રમા) ર્ય ને બદલે ય્ય અને માગધીમા જ્જ અને ય ને માટે ય નો (૪ ૨૯૨) તેમજ સ્વરની મધ્યમા આવેલા ક્ષ ને માટે ×ક નો (૪ ૨૯૬) આદેશ કરે છે ત્યારે જો તેમણે વેબરની માફક ઉક્ત અક્ષરો વાચ્યા હોત તો તે સૂત્રોમા જરૂર એમ જણાવ્યુ હોત કે આર્ષ ભાષામા પણ એમજ થાય છે લિપિશાસ્ત્રની દૃષ્ટિએ ૨૬ (કે જેના પ્રાચીન રૂપો – અને – છે) અને – એ સજ્ઞાઓની સમજુતી માટે મેં બુલ્હર ના કહેવા પ્રમાણે યાદ રાખવુ જોઈએ કે અક્ષરો જે વામા જૈનો સાધારણ રીતે બીજા અક્ષરને પહેલા અક્ષરની પછી નહીં પણ તેની નીચે મૂકે છે પહેલી ત્રણ સજ્ઞાઓ તે ઌ ના ઉત્તરોત્તર થએલા સાદા રૂપો છે અને બીજી સજ્ઞા ⌒ મા જ નુ પુરાતન રૂપ અર્થાત્ દ દૃષ્ટિ એ એ છે આ નિયમાનુસાર કલ્પસૂત્રના મૂળમા આવેલા પૂર્વોક્ત જોડાક્ષરોને મે kkh અને jj થી દર્શાવ્યા છે

નામના પુસ્તકના પૃ ૪૨ મા પણ તેમજ જાહેર કર્યું છે કે જે બાબતોમા જૈન પ્રાકૃત મહારાષ્ટ્રીથી જુદી પડે છે, તે તે બાબતોમા તેણે સાધારણત. પ્રાચીનરૂપો કાયમ રાખ્યા છે એ ભાષાના આનાથી પણ વધારે પ્રાચીન રૂપની નિશાની પૃ ૫ ઉપર સૂચવેલા શબ્દોમા જોવામા આવે છે. આ નિશાની તે, પરસ્પર ન જોડાય તેવા બે વ્યજનોની વચ્ચે લિખિત ભાષામા, જેમ નિત્યરૂપે સ્વરનો અતર્ભાવ થાય છે તેમ ન થતા વિકલ્પરૂપે થાય છે, તે છે આવી જાતની-વિકલ્પે સ્વર ઉમેરવાની-છૂટ જે પ્રાચીન સૂત્રોમા આવતા પ્રાકૃત પદ્યોની માત્રાગણનામા લેવી જરૂરની છે, અને જે વૈદિક કવિઓની પદ્ધતિ સાથે પણ કેટલીક સામ્યતા ધરાવતી જોવાય છે, તેનો પાછળના પ્રાકૃત કવિઓ બિલકુલ સ્વીકાર કરતા નથી. તેમની કૃતિઓમા તો પ્રત્યેક સ્વરનો ઉચ્ચાર એક સ્વતત્ર વર્ણની માફક નિત્યરૂપે થવોજ જોઇએ 'સેતુબન્ધ' 'સપ્તશતી' અને ત્યાર પછીના પ્રાકૃત સ્તોત્રો આદિ ગ્રથોની પદ્ધતિમા, અને તેનાથી પ્રાચીન એવા પદ્યબધ સૂત્રોની પદ્ધતિમા જે ભેદ જોવામા આવે છે, તેનું કારણ માત્ર ભાષામા થએલુ પરિવર્તનજ છે અને આવુ પરિવર્તન વૈદિક અને સાહિત્યિક સસ્કૃત ભાષામા પણ પ્રત્યક્ષ થએલુ જોવાય છે.[1] અહિ સુધી આપણે જૈનોના પવિત્ર ગ્રંથોની ભાષાનો ક્રમિક વિકાસ આલેખ્યો છે. પણ તેની કેટલીક અનિયમિતતાઓ વળી જુદાજ પ્રકારની છે, અને તે સ્પષ્ટરીતે એમ દર્શાવતી હોય તેમ લાગે છે કે લિખિત સૂત્રોની ભાષા કરતા અસલ ભાષા જુદીજ હતી

ઉપર જેમ મે જણાવ્યુ છે તેમ મહાવીર અને તેમના ગણધરોની મૂળ ભાષા માગધીજ હતી, અને તેની પુલિંગની પ્રથમાનો 'એ' પ્રત્યય જે કાયમ રહ્યો છે તે આ કથનના પ્રમાણ સ્વરૂપ છે. સક્ષેપમા એટલુ જ કહેવાનુ છે કે જૈન ગ્રથોની છેલ્લી પુનર્રચના થઈ તે પહેલા તેની ભાષાનું

1 વેદોમા ખાસ કરીને 'ય' અને 'વ' ની પહેલા વિકલ્પે સ્વર ઉમેરવાની જે પદ્ધતિ હતી તે પાછળના સંસ્કૃત સાહિત્યમા સર્વથા બહિષ્કૃત કરવામાં આવી છે પરતુ જૈન પ્રાકૃતમા આનાથી ઉલટુ એટલે, પૂર્વે વિકલ્પે સ્વરનો અતર્ભાવ કરવાની જે પદ્ધતિ હતી, તે અર્વાચીન પ્રાકૃતમાં, જ્યા આગળ વ્યંજન સમુદાય સયુક્ત ભાવ ન પામતો હોય ત્યાં તે એક નિયમરૂપે થઇ ગઇ છે

(—સંવત ૧૨૬૪) પર્યુષણાકલ્પ નિર્યુક્તિવ્યાખ્યાન, અને બીજા ઘણા પ્રાકૃત-સ્તોત્રો આદિ જેવા, બારમી સદીની પછી પણ રચાએલા પ્રાકૃત ગ્રંથો વિદ્યમાન છે.

આ ચાલુ વિષય છોડતા પહેલા હું જૈનગ્રંથોની શુદ્ધ લેખનવિદ્યા તરફ વાચકોનું ધ્યાન ખેંચું છું. જો કે, પ્રાય સર્વ હસ્તલિખિત પ્રતિઓ એકજ ઢંગની જોવામા આવે છે, તથાપિ નિચેની બાબતોમા તે પરસ્પર વિરુદ્ધ પડતી દેખાય છે.—

(૧) કેટલીક પ્રતિઓમાં 'ય'-શ્રુતિ 'અ' અને 'આ'ની પછીજ વપરાઇ છે, ત્યારે કેટલીક પ્રતિઓમા 'ઇ' અને 'ઈ', 'ઉ' અને 'ઊ' તથા 'એ' અને 'ઓ'ની પછી પણ જોવામા આવે છે. શ્રીહેમચંદ્ર પોતાના વ્યાકરણના ૧, ૧૮૦ મા સૂત્રમા વિધાન કરે છે કે 'ય' શ્રુતિ 'અ' અને 'આ'ની પછી આવે છે, પણ ટીકામા કહે છે કે કેટલેક પ્રસંગે અન્ય સ્થળે પણ જોવામા આવે છે. તેમનો એ નિયમ અત્યન્ત અમાગી હસ્તલિખિત પ્રતિઓથી સિદ્ધ થાય છે કારણ કે 'ય' અને 'યા' દરેક સ્થળે 'અ' ને 'આ'ની પછીજ આવે છે. પરંતુ ઘણીક પ્રતિઓમા 'ય' અને 'યા' સઘળા સ્વરો પાછળ પણ લખેલા દેખાય છે. આ બને જાતની જોડણી (વર્ણ-રચના) ઘણી જુની તેમજ ઘણી સારી પ્રતિઓમા નજરે પડે છે. તેથી આ બેમાથી કઇ વધારે શુદ્ધ છે તેનો નિર્ણય કરવો અશક્ય છે. વ્યુત્પત્તિશાસ્ત્રની દૃષ્ટિએ 'ય' શ્રુતિ બધા સ્વરો પાછળ આવે તે વધારે સ્વરૂપ-સંગત છે કારણ કે 'ય' શ્રુતિ તે માત્ર લુપ્ત વ્યંજનનો અવશેષ છે.[૧]

(૨) કેટલીક પ્રતિઓમા સંયુક્ત-વ્યંજનો પહેલાના 'એ' અને 'ઓ' અનુક્રમે 'ઇ' અને 'ઉ'ના રૂપમા પરિવર્તિત થએલા જોવાય છે આનું કારણ એ છે કે દેવનાગરી લિપિમા 'એ' અને 'ઓ'ના હ્રસ્વસ્વરૂપની સૂચક સંજ્ઞાઓનો અભાવ છે. અને તેને લઇને નીચે પ્રમાણેનો ગુંચવાડો ઉભો થયો છે. જો 'એ' તથા 'ઓ' લખવામા આવે તો વર્ણ-પરિમાણની ઉપેક્ષા થાય છે, કારણ કે સંયુક્ત-વ્યંજનની પૂર્વેનો સ્વર હ્રસ્વ થવો જોઇએ

---

૧ પશ્ચિમ હિંદુસ્તાનની ગુફાઓમાના પ્રાકૃત શિલાલેખોમા ઠ ના પૂર્વેના જ નો આદેશ ય થએલો છે ઉ. ત. પવયિતિન અને પવઇતિન=પ્રવ્રજિતિન

માનવું છે કે ડૉ. સ્ટીવન્સને જે ઉમેરા દર્શાવ્યા છે તે ઉપરાંત બીજા પણ કેટલાક ઉમેરા તેમાં થયા છે અને તેને લઈને આ ભાગ આટલો વિસ્તૃત થએલો છે આ કથનના પ્રમાણ તરીકે માત્ર હું ડૉ૦ સ્ટીવન્સના વર્ણનનો નિર્દેશ કરું છું આ વર્ણન સમગ્ર પુસ્તકની આર્ષ-ભાષાશૈલીથી તદ્દન ભિન્ન પડે છે કારણ કે એમાં જે ઘણા લાંબા લાંબા અને ગુંચવાડા ભરેલા સમાસો દૃષ્ટિગોચર થાય છે તે ખાસ મુગલતામાં અર્વાચીન એવા ભારત વર્ષીય કાવ્યસાહિત્યમાં આવતા સમાસોના અનુકરણ છે એવાની ભાગ્યેજ જરૂર છે કે એમાં વીરનિર્વાણના ૯૮૦ અને ૯૯૩ વર્ષ સંબંધી જે અવતરણો આપેલા છે તે કર્તાના નિર્દેશક નથી પરંતુ કલ્પસૂત્રના સંપાદક દેવર્ધિગણીને ઉદ્દેશીને લખાએલા છે જે આર્ષ-ભાષાશૈલીમાં આ જિનચરિત્રની રચના થએલી છે તેજ ભાષા-શૈલી બીજા રચનાકારોના પ્રાચીન સૂત્રોમાં પણ જોવાય છે તેથી આના કર્તા ભદ્રબાહુ ન હોય શકે એમ કદી કહેવાય તેમ નથી પરંતુ આ કથનને પ્રબલ પ્રમાણના અભાવે અનિર્ણયાત્મક સ્થિતિમાંજ રહેવા દેવો ઠીક લાગે છે

જૈન વિદ્વાનો કલ્પસૂત્રમાં ચર્ચાએલા વિષયોના ત્રણ (ન્યૂનાધિક્ય) થી સર્વદા વિભાજન છે એમ તો સ્પષ્ટ દેખાઈ આવે છે પરંતુ તેઓ આનું કારણ એ બતાવે છે કે પર્યુષણા સામાચારીની પહેલાં જે આ બે ભાગો મૂકવામાં આવેલા છે તે મંગલાર્થમ્ એટલે મંગલ માટેજ મૂકવામાં આવેલા છે આ બાબત પર્યુષણાકલ્પનિર્યુક્તિમાં નીચે પ્રમાણે જણાવી છે —

पुरिम चरिमाण कप्पो

उ मगल वद्धमाण तित्थमि ।

तो परिकहिया जिनगणि

ह्हा य थेरावली चेत्थ [ म् ] ॥

ભાવાર્થ—પહેલા અને છેલ્લા જિનોનો કલ્પ વર્ધમાનના તીર્થમાં મંગળરૂપ છે અને તેટલા માટે જિનચરિત્રો અને સ્થવિરાવલી આદિ કહેવામાં આવી છે

પછીના ટીકાકારોએ આ ગાથાના ઉત્તરાર્ધને બદલે તેને અધિકાર સમ્ ની પછી વિષયસૂચિના આરંભમાં ફેરવી નાંખી છે —

पुरिम-चरिमाण कप्पो
मंगलं वद्धमाण-तित्थंमि ।
तो परिकहिया जिनगण-
हराइ थेरावलि-चरित्तं

ભાવાર્થ—વર્ધમાનના તીર્થમા પહેલા અને છેલ્લા જિનોનો કલ્પ મંગલ-સ્વરૂપ છે. તેટલા માટે જિન (ચરિત્ર) ગણધરાદિ સ્થવિરાવલી અને ચરિત્ર અર્થાત્ પર્યુષણા—સામાચારી કહેવામા આવી છે.

પરંપરાગત કથાનુસાર જૈનાગમોના નવીન સંસ્કરણ વખતે દેવર્ધિગણીએ જિનચરિત્ર, સ્થવિરાવલી અને સામાચારી એ ત્રણે ભાગોને કલ્પસૂત્ર એવા નામ નીચે એકત્ર પુસ્તકમા પુસ્તકારૂઢ કર્યા હોય તેમ જણાય છે,—જો કે તેનો આગમોમા અંતર્ભાવ થતો નથી આ પરંપરાગત કથાની સત્યતાના પક્ષમા બે દલીલો છે પહેલી એ કે, આ બીનાની તારીખ કલ્પસૂત્રમા આપેલી છે અને બીજી એ કે, આખુ કલ્પસૂત્ર સો સો ગ્રંથોની (૩૨ અક્ષરનો એક ગ્રંથ) પ્રમાણવાળી ગ્રંથ-પ્રતિઓમા વહેચી નાખ્યુ છે ઘણુ કરીને મૂળ ગ્રંથને પછીના ઉમેરાઓથી બચાવવા માટેજ સંપાદકને આ વ્યવસ્થા સ્વીકારવાની આવશ્યકતા લાગી હશે. આ ગ્રંથપ્રતિઓની નિશાની મૂળગ્રંથમા, ગ્ર० १००, ग्र० २०० ઇત્યાદિ રૂપમા મૂકેલી છે. આ નિશાનીઓ સઘળી હસ્તલિખિત પ્રતિઓમા સમાન જગ્યાએજ મૂકેલી જોવામા આવે છે. કલ્પસૂત્રમાં આવા ૧૨૧૬ ગ્રંથો હોવાનુ કહેવાય છે. ઉદાહરણ તરીકે A પ્રતિના પુષ્પિકાલેખમા આપેલો નીચેનો શ્લોક લઈ શકાય —

एक सहस्रो (?) द्विशतीसमेत.
श्लिष्टस्तत. षोडशभिर्विदन्तु ।
कल्पस्य संख्या कथिता विशिष्टा
विशारदै पर्युषणाभिधस्य ॥

આ સંખ્યાને લીધે વર્તમાનમાં સામાન્ય રીતે આ પુસ્તક 'બારસે સૂત્ર' તરીકે ઓળખાય છે

કથાઓ આપેલી છે. તેમાં પર્યુષણાકલ્પનિર્યુક્તિની ટીકા નથી. તે ત્રણે ટીકાઓ નીચે પ્રમાણે છે —

૧-વિનયવિજયકૃત સુબોધિકા સં. ૧૬૯૦. આ ટીકાનું ગ્રંથપરિમાણ ૫૮૦૦ છે. આની જે પ્રતિ મેં વાપરી છે તે મુંબઈના સંગ્રહની છે.

૨-ધર્મસાગરકૃત કિરણાવલી ઉર્ફે વ્યાખ્યાનપદ્ધતિ સંવત્ ૧૬૨૮. ગ્રંથસંખ્યા, ૭૦૦૦. મુંબઈ.

૩-સમયસુંદરકૃત કલ્પલતા. આમાં સાલ આપેલી નથી. પણ લેખક કહે છે કે તેના ગુરુ, સકલચંદના ગુરુ જિનચંદ્ર અકબરના વખતમાં વિદ્યમાન હતા. આ ઉપરથી તેમના સમયનું અનુમાન કરી શકાય તેમ છે. આ કલ્પલતા તે, જેના ઉપોદ્ઘાતનું ડૉ. સ્ટીવન્સન ભાષાન્તર કર્યાનો દાવો કરે છે, તે કલ્પલતા નથી. આ કલ્પલતાની એક પ્રતિ ડૉ. બુહ્લરે કૃપા કરીને મને વાપરવા આપી હતી. તેની ગ્રંથસંખ્યા મૂળ અને ટીકા બંનેની મળીને ૭૭૦૦ છે. તેના ઉપર મિતિ સંવત્ ૧૮૯૯ ની છે.

આ ટીકાઓથી વધારે અર્વાચીન અને એનાથી અલ્પ મહત્ત્વના ગ્રંથો નીચે પ્રમાણે છે.

૪-લક્ષ્મીવલ્લભકૃત કલ્પદ્રુમ. આમાં દરેક સૂત્રની પાછળ તેનું સંસ્કૃત ભાષાન્તર આપેલું છે. આ ગ્રંથનો મોટો ભાગ અન્ય ટીકાઓમાં ઉપલબ્ધ થતી કથાઓનો બનેલો છે. આ ટીકાને અંતે કાલિકાચાર્યની કથા પણ ઉમેરેલી છે. મારી પાસે કલ્પદ્રુમની એક હસ્તલિખિત પ્રતિ છે પણ તે ખરાબ અને અર્વાચીન છે. સં ૧૯૦૨.

૫-મૂળની બે પંક્તિઓ વચ્ચે આપેલા ભાષાન્તર રૂપે એક નનામા લેખકનો ટબો. કથાસંદર્ભ અને શબ્દોનું ગુજરાતી સ્પષ્ટીકરણ તેના યોગ્ય સ્થળે દાખલ કરેલા છે. આ ભાષાંતરમાં મેં તેને C નિશાનીથી દર્શાવ્યો છે. આના લેખક અભયસુંદર મુનિ હતા— કદાચ તે ન હતા પણ હોઈ શકે ?) સંવત્ ૧૭૬૧

૬-કથાદિ રહિત એક ટબો. આ પ્રતિ ઇન્ડિઆ ઓફિસ લાઇબ્રેરીની નં. ૧૫૯૯ ની છે. કોલબ્રુકે પોતાના સારાંશો (Abstracts) તૈયાર કરવામાં આ પ્રતિનો ઉપયોગ કર્યો હતો.

વન્સન કોઇ પણ મહત્ત્વનો ભાગ મુકી દેતા નથી મૂળમા જ્યા જ્યા ક્લિષ્ટ ભાગો આવે છે ત્યાં ત્યા તેઓ ભાષાન્તર કરવાને બદલે માત્ર વિવરણ કરે છે. પરતુ સામાચારીમા તો નિરાળીજ બાબત દૃષ્ટિગોચર થાય છે. ત્યા તો તેમણે ક તો મોટા ભાગોને ઉડાવીજ દીધા છે, અથવા તો સક્ષિપ્ત રૂપમા મુકી દીધા છે. એમા અર્થની સ્પષ્ટતા તરફ ભાગ્યેજ ધ્યાન આપવામા આવ્યુ છે [1]

વાસ્તવિકમાં ડૉ સ્ટીવન્સનના પુસ્તકને, આજકાલ પ્રગટ થતા પ્રાકૃત —સસ્કૃત ભાષાના ગ્રથો તથા તેના ભાષાન્તરોની પદ્ધતિએ તપાસવુ તે તેમને ખરેખર અન્યાય કરવા જેવુ છે કારણ કે ત્રીસ વર્ષ પહેલાનો તે સમય પર્વાત્ય સાહિત્યના અધ્યયનની બાલ્યાવસ્થાનો પ્રારભિક કાળ હતો. [2]

---

૧ આ ઠેકાણે ટિપ્પણમા ડૉ જેકોબીએ સામાચારીમાના એક સૂત્રનુ, ડૉ સ્ટીવન્સને કરેલા તેજ સૂત્રના ભાષાન્તર સાથે, પોતાનુ ભાષાન્તર તુલનાર્થે મૂકેલુ છે પરતુ આ સ્થળે તે અનુપયોગી હોવાથી, અહીં આપ્યુ નથી
અનુવાદક.

૨ ડૉ સ્ટીવન્સનનુ પ્રાકૃતભાષા સબધી જ્ઞાન કેટલુ બધુ મર્યાદિત હતુ તે આપણે તેમણે કરેલી માગધીભાષા ઉપરની ટીકા ઉપરથી સહેલાઈથી સમજી શકીએ છીએ પૃ ૧૪૧ ઉપર તેઓ લખે છે કે ‘ तिमलाए ’ અને ‘ माहणीए ’ આ બન્ને પ્રથમાના રૂપો છે પૃ ૧૪૨ ઉપર તેઓ ‘ कुच्छिसि ’ અને ‘ ममणसि ’ ની અનુક્રમે ‘કુક્ષિસિ’ અને ‘ श्रामणस्मि ’ના રૂપમા ઓળખાણ કરે છે અને ‘ पालित्ता ण ’ ને ‘ पागिताण ’ કહે છે આટલુ કથન તેમના પ્રાકૃતના જ્ઞાનના સબંધમાં બસ છે સસ્કૃતભાષા સબધી પણ તેમનુ જ્ઞાન કેટલા ઉચા દરજ્જાનુ હતુ તે કલ્પલતામાના (પૃ ૧૨) એક સસ્કૃત ફકરાના તેમણે કરેલા અશુદ્ધ ભાષાન્તરને, આગળ પૃ ૨૨ ઉપર આપેલા તેજ ફકરાના મારા ભાષાન્તર સાથે સરખાવવાથી જણાઇ આવશે ડૉ. સ્ટીવન્સનનુ ભાષાન્તર નીચે મુજબ છે—‘ હવે હુ કલ્પસૂત્રના કર્તાનો ઉલ્લેખ કરૂ છુ. તેમનુ નામ શ્રીભદ્રબાહુસ્વામી હતુ તે એક વિચક્ષણ ગુરૂ હતા તેઓ પોતાના વિષયની ( ટિપ્પણ, મૂળ શબ્દ—પૂર્વ ) ચૌદ શાખાના જાણનાર હતા, અને વિચક્ષણ આચાર્ય હતા અહીં નામ સુચવાતા ગ્રથો—દશાશ્રુતસ્કન્ધ, અષ્ટમા ચયન, પ્રત્યાખ્યાનપ્રવાદ કે જેમા તેમણે નવ શાખાઓ જોઇ—તેને, માર્ગદર્શક તરીકે રાખીને તેમણે આ કલ્પસૂત્ર બનાવ્યુ હતુ ’

થાત્ તેના આયુષ્યના ૧૮ મા વર્ષથી થાય છે.[1] આ હિસાબ પ્રમાણે એ ગુર્વાવલીમાં, વીર નિર્વાણનું ૪૯૨ મું વર્ષ કે જેમાં ભદ્રબાહુની કારકીર્દીની શરૂઆત થાય છે, તેને વિક્રમ સંવત્ ૪ ની સાથે સરખાવવામાં આવેલું છે. વળી તેની અંદર બીજા ભદ્રબાહુથી માંડીને સંવત્ ૧૮૪૦ સુધીના સ્થવિરોની અનવરત નોંધ આપવામાં આવી છે. અને તે ખરી પરંપરાના આધારે ગોઠવેલી હોય તેમ દેખાય છે

આ ગુર્વાવલી અનુસાર પુષ્પદંત (સમય-વી. સં. ૬૩૩ થી ૬૮૩) પછી સઘળાં અંગો નષ્ટ થઈ ગયાં હતાં તેમણે સમગ્ર પવિત્ર પ્રવચન પુસ્તકોમાં લખાવ્યું હતું. તેમના અવસાનનું વર્ષ જે વી. સં. ૬૮૩ છે, તેને પણ વિક્રમના જન્મ વર્ષ તરીકે બતાવવામાં આવ્યું છે.

ભદ્રબાહુના સંબંધમાં દિગંબર પરંપરા માટે જુઓ Lewis Rice. ભદ્રબાહુ અને શ્રવણ બેલગોલ, ઇન્ડિ. એન્ટિ. ૩ પૃ. ૧૫૩ કર્ણાટકની દિગમ્બર પરંપરામાં ભદ્રબાહુને ઉત્તર હિંદુસ્થાનમાંથી સ્વદેશ છોડી પરદેશ જતા સંઘના નેતા તરીકે જણાવ્યા છે અને પાટલીપુત્રના રાજા ચન્દ્રગુપ્તને તેમના એક દીક્ષિત શિષ્ય તરીકે જણાવેલ છે.



1 ઉપરોક્ત કથનાનુસાર શ્રી મહાવીર અને વિક્રમના સંવતની વચ્ચે ૪૮૮ વર્ષનું અંતર પડે છે અને તેથી મહાવીરનિર્વાણનો સમય ઈ. સ. પૂર્વે ૫૪૫ માં આવે છે આ હિસાબે આ સાલ અને સીલોનની કાલગણનાનુસાર નિર્ણીત કરેલી બુદ્ધનિર્વાણની સાલની વચ્ચે માત્ર બે જ વર્ષનો ફેર રહે છે.

# ❋ શ્રી કલ્પસૂત્ર. ❋

## ( સુખબોધિકા )

---

## પ્રથમ વ્યાખ્યાન

ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી મહારાજ કલ્પસૂત્ર ઉપર ટીકા લખતા પહેલા મંગળાચરણરૂપે પરમ કલ્યાણકારી શ્રી અર્હત પ્રભુને નમસ્કાર કરે છે અને કહે છે કે, બાળ અભ્યાસીઓને ઉપયોગી થાય એટલા માટે જ આ ટીકા લખવાને હુ પ્રેરાયો છુ પંડિત પુરૂષોના મનને આનંદ આપે એવી બીજી ઘણી ટીકાઓ કલ્પસૂત્ર વિષે રચાઇ છે, એ વાત શ્રી વિનયવિજયજી મહારાજના ધ્યાન બહાર નથી તથાપિ તેઓશ્રી કહે છે કે થોડી બુદ્ધિવાળા મનુષ્યોને બોધ થાય એવા હેતુથીજ આ જૂની ટીકા હુ રચુ છુ અને મને આશા છે કે મારો એ પ્રયત્ન સફળ થશે

આ સ્થળે શ્રી વિનયવિજયજી મહારાજને વિષે કોઇ એવો પ્રશ્ન કરે કે બીજી અનેક સંસ ટીકાઓ હોવા છતા તમે આ પ્રવૃત્તિ શા સારૂ આદરી ? તેના જવાબમા ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે સૂર્યના ઝળહળતા તેજથી આખુ જગત્

પ્રકાશમાન થાય છે જ, પણ એ સૂર્યનો પ્રકાશ ભોંયરામાં કે ગુફામા બહુ ઉપયોગી નાવડતો નથી એવા સ્થાનોમાં તો દીવો અથવા દીપિકાજ આપણને કામ આવે છે વિશેષમા તેઓશ્રી કહે છે કે આ ટીકામાં હું કંઈ ખાસ અર્થ કરવા માગતો નથી, તેમ નવી યુક્તિઓ પણ બતાવવા ઇચ્છતો નથી અને આવી ટીકાઓ રચવાથી મારૂ પાંડિત્ય બહાર આવશે એવી આશા પણ રાખતો નથી. માત્ર બાળબુદ્ધિવાળા અભ્યાસીઓને માટે અર્થની વ્યાખ્યા રજુ કરવી એ શિવાય મારો બીજો કંઇ ઉદ્દેશ નથી. હું પોતે કંઈ મ્હોટો પંડિત નથી. કેટલાકો મારૂં આ સાહસ નીરખી મારૂ ઉપહાસ્ય પણ કરશે. પરંતુ મને ખાત્રી છે કે સત્પુરૂષો મને હસી નહીં કહાડે. કારણ કે સત્પુરૂષો પોતે જ કહી ગયા છે કે "બધાં શુભ કાર્યોમા દરેકે પોતાની શક્તિ પ્રમાણે ફાળો આપવો જ જોઇએ."

પૂર્વકાળે મુનિવરો નવકલ્પ વિહાર કરતા અને એ રીતે ક્રમે કરીને જે સ્થાનમા ચાતુર્માસ રહેવાનું થાય ત્યા ભાદરવા શુદિ પંચમીને દિવસે રાત્રિએ સાંવત્સરિક પરિક્રમણ કર્યા પછી એક યોગ્ય સાધુ સૂત્રપાઠ ઉભે ઉભે બોલતા અને બીજા સર્વ સાધુ "કપ્પસમ્મ પાવત્તિય કાઉસગ્ગ કરેમિ" કહી, કાઉસગ્ગ કરી એ મુખપાઠ સાંભળતા. સાંપ્રતકાળે પરંપરાથી ગુરૂના આદેશ પ્રમાણે સાધુઓ ચાતુર્માસનું સ્થાન નક્કી કરે છે અને આનંદપુરમાં સૌ પ્રથમ સભા સમક્ષ કલ્પસૂત્ર વંચાયા બાદ વર્તમાનકાળે મુનિવરો કલ્યાણ નિમિત્તે પાંચ દિવસના નવ વ્યાખ્યાનોમાં (કલ્પધરથી માંડી ચાર દિવસ પર્યંત અનુક્રમે સવાર-બપોરના બબ્બે વ્યાખ્યાન મળી આઠ વ્યાખ્યાન અને છેવટે સંવત્સરીના દિવસે મૂળ બારસેં સૂત્ર) કલ્પસૂત્ર વાંચી સંભળાવે છે

## કલ્પ એટલે શું ?

કલ્પસૂત્રમાં જે કલ્પ શબ્દ આવેલો છે તેનો "આચાર" એવો અર્થ થાય છે કલ્પસૂત્રમાં મુખ્યત્વે સાધુઓના આચાર વિષે વિવેચન છે તે આચારના દશ ભેદ કરવામાં આવ્યા છે – (૧) આચેલક્ય (૨) ઔદ્દેશિક (૩) શય્યાતર (૪) રાજપિંડ (૫) કૃતિકર્મ (૬) વ્રત (૭) જ્યેષ્ઠ (૮) પ્રતિક્રમણ (૯) માસકલ્પ અને (૧૦) પર્યુષણા.

### આચેલક્ય

ચેલ એટલે વસ્ત્ર, અને અચેલક એટલે વસ્ત્રરહિત અચેલકનો ભાવ આચેલક્ય અચેલકપણું તીર્થંકરોને આશ્રીને રહેલું છે તેમાં પહેલા આદિનાથ ભગવાન્ અને છેલ્લા મહાવીર સ્વામીને શક્રેન્દ્રે અર્પણ કરેલા 'દેવદૂષ્ય' વસ્ત્રના અપગમથી હંમેશા અચેલકપણું જ છે* અને બીજા તીર્થંકરોને વિષે સર્વદા સચેલકપણું–વસ્ત્રસહિતપણું છે કિરણાવલીના ટીકાકાર આ બાબતમાં જરા જૂદા પડે છે તેઓ કહે છે કે ચોવીશે તીર્થંકરોને શક્રેન્દ્રે અર્પેલા દેવદૂષ્ય વસ્ત્રના અપગમથી સર્વદા અચેલકપણું જ ઘટે છે પણ એ વિષય વિવાદાસ્પદ છે

શ્રી અજીતનાથ વિગેરે બાવીશ તીર્થંકરોના તીર્થના સાધુઓ 'સરલ' અને 'પ્રાજ્ઞ' લેખાય છે તેઓ ઘણા કીંમતી અને ભાતભાતના રંગવાળા વસ્ત્રો વાપરી શકતા તેથી તેમને સચેલક કહેવામાં, કાંઇ હરકત નહીં તેમજ કેટલાક સાધુઓ શ્વેત અને અમુક માપવાળા વસ્ત્રો ધારણ કરતા હોવાથી તેમને અચેલક પણ કહી શકાય આ રીતે બાવીશ તીર્થંકરોના તીર્થના

* તીર્થંકરો જ્યારે દીક્ષા લે છે ત્યારે ઇન્દ્ર એક દેવદૂષ્ય વસ્ત્ર ભગવતને ખભે મૂકે છે

સાધુઓને વિષે અચેલક કલ્પ અનિયતપણે રહેલો છે. શ્રી ઋષભદેવ અને શ્રી વીરપ્રભુના તીર્થના યતિઓ શ્વેત અને પરિમાણવાળાં જીર્ણ વસ્ત્રો ( ડુંટીથી ચાર આગળ નીચો અને ઢીંચણથી ચાર આંગળ ઉચો એવો સાડા ચાર હાથનો ચોળપટો અને સાડા ચાર હાથનો કલ્પડો-કપડો તથા એક વેંત અને ચાર આગળની મુહુપત્તી ) ધારણ કરનારા હોવાથી તેમને હંમેશા અચેલકપણું જ ઘટે છે કોઈ પૂછશે કે જીર્ણ અને શ્વેત વસ્ત્રોનો ઉપભોગ કરવા છતાં, પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓને વિષે અચેલક કલ્પ શી રીતે ઘટાવી શકાય ? તેના જવાબમાં કહેવું જોઇએ કે જે વસ્ત્ર જીર્ણ અને તુચ્છ હોય તે કશા હિશાબમાં ગણાતું નથી, એટલે વસ્ત્ર હોવા છતાં પણ વસ્ત્રરહિત જ ગણાય દાખલા તરીકે એક નાનું પોતીયુ પહેરી નદી ઉતરી આવનારને આપણે પૂછીએ કે-" તમે નદીમાં થઇને શી રીતે આ પાર આવ્યા ? " તો તે જવાબમાં એટલુંજ કહે કે-" અમારે બધાં લુગડાં ઉતારીને નદી ઉતરવી પડી. " તેવી જ રીતે દરજી અથવા ધોબીને ત્યાં જ્યારે આપણે વસ્ત્રની ઉતાવળ કરવા જઈએ છીએ ત્યારે પણ એમજ કહીએ છીએ કે- "ભાઇ ! હવે પહેરવાને માટે મારી પાસે બીલકુલ વસ્ત્ર નથી, માટે મારાં વસ્ત્રો જલદી ધોઈ અથવા શીવી આપો તો ઠીક." બરાબર, એ જ રીતે પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થના સાધુઓને વસ્ત્રો છતાં ખરી રીતે તો અચેલકપણું જ છે.

## ઔદ્દેશિક કલ્પ.

ઔદ્દેશિક કલ્પ આધાકર્મી કલ્પથી ઓળખાય છે. જો કોઈ એક સાધુને ઉદ્દેશીને, અથવા તો સાધુના સમુદાયને નિમિત્તે, અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર અને ઉપાશ્રય વિગેરે

તૈયાર કરેલા હોય તો તે પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થમા કોઈપણ સાધુને ન કલ્પે કોઇ એક સાધુને ઉદ્દેશીને, કે કોઇ એક સાધુના સમુદાયને ઉદ્દેશીને કે કોઈ એક ઉપાશ્રયને ઉદ્દેશીને કોઈપણ વસ્તુ તૈયાર થઈ હોય તો તે સાધુ, સમુદાય કે ઉપાશ્રયના સાધુને તો કામ ન જ આવે, પણ કોઈપણ સાધુને માટે તે યોગ્ય ન ગણાય. બાકી બાવીસ તીર્થંકરોના તીર્થમા તો જે સાધુ વિગેરેને ઉદ્દેશીને કરેલુ હોય તે તેને જ કામ ન આવે, પણ બીજાને તો કલ્પે

## શય્યાતર કલ્પ

શય્યાતર એટલે જે જગ્યાએ સાધુ ઉતર્યા હોય તે જગ્યાનો સ્વામી તેના નીચે બતાવેલા બાર પ્રકારના પિંડ સર્વ તીર્થંકરોના તીર્થમા કોઇ પણ સાધુને કલ્પે નહીં બાર પિંડનાં નામ — (૧) આહાર (૨) પાણી (૩) ખાદિમ (૪) સ્વાદિમ (૫) વસ્ત્ર (૬) પાત્ર (૭) કાબળ (૮) રજોહરણ (૯) સોય (૧૦) અસ્તરો (૧૧) નખ તથા દાત સુધારવાનુ અસ્ત્ર (૧૨) અને કાન સુધારવાનુ સાધન જો એ બાર પિંડમાથી, ઉપાશ્રયના સ્વામી પાસેથી કઇ પણ સ્વીકારે તો તેથી કોઇ વાર અનેષણીય (સદોષ આહાર) પ્રસગ ઉપસ્થિત થાય તેમજ સાધુઓને ઉપાશ્રય મળવો દુર્લભ થઈ પડે તે સિવાય બીજા પણ દોષ લાગવાનો સભવ રહે.

ઉપાશ્રયનો સ્વામી શય્યાતર ક્યારે ન થાય ? સાધુ આખી રાત્રિ જાગતા રહે અને પ્રાતઃકાળે બીજે કોઈ સ્થાને પ્રતિક્રમણ (પડિલેહણ) કરી આવે તો મૂળ ઉપાશ્રયનો સ્વામી શય્યાતર થતો નથી અને તેથી તેના ઘરના આહાર પાણી કલ્પે. પરતુ જો સાધુઓ મૂળ ઉપાશ્રયમા નિદ્રા લે અને પ્રાતઃકાળમા

બીજે સ્થાને જઈ પ્રતિક્રમણ કરી આવે તો એ બન્ને ઉપાશ્રયના સ્વામી શય્યાતર થાય.

**શય્યાતરની કઈ વસ્તુ ખપે ?** ચારિત્રની ઇચ્છાવાળો ઉપધિ સહિત શિષ્ય, તૃણ, ડગલ ( માટીનું ઢેફું )માત્રુ કરવાની કુંડી, ભસ્મ, પાટલો, બાજોઠ, શય્યા, સંસ્તારો અને લેપ વિગેરે વસ્તુઓ શય્યાતરની ખપે

## રાજપિંડ કલ્પ.

રાજપિંડમાં સેનાપતિ, પુરોહિત, નગરશેઠ, મંત્રી, સાર્થવાહ વિગેરે જેને હોય અને જેનો રાજ્યાભિષેક કરાવેલો હોય એવા રાજાનુ પિંડ આવી જાય છે. એ રાજપિંડ ન ખપે. રાજપિંડ આઠ પ્રકારનો છે.—(૧) અશન, (૨) પાન (૩) ખાદિમ ( ૪ ) સ્વાદિમ ( ૫ ) વસ્ત્ર, ( ૬ ) પાત્ર, ( ૭ ) કંબળ અને ( ૮ ) રજોહરણ પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થના સાધુઓને રાજ્યના સેનાપતિ, પુરોહિત, નગરશેઠ, મંત્રી, સાર્થવાહ કે રાજાના પોતાના, ઉપર કહેલા આઠ પિંડમાંથી કોઈ કલ્પે નહી. કારણ કે રાજા પાસે આવવા-જવામા સામંતો વિગેરે તરફથી સાધુને પોતાના સ્વાધ્યાયમાં ખલેલ પહોચે વળી કેટલાકો સાધુઓના શુકનને અપશુકન ગણતા હોવાથી સાધુના શરીરને વ્યાઘાત થવાનો પણ સંભવ રહે છે તે સિવાય સાધુઓ જો રાજાઓ અને તેમના મુસદ્દીઓ પાસે વારવાર આવ-જા કરે તો સાધુઓને ખાવાની લાલચ કદાચિત્ લાગુ પડે અને તેથી સાધુવર્ગની લઘુતા અને નિંદા વિગેરે થવાનો સંભવ રહે. એટલા માટે રાજપિંડનો નિષેધ કરવામા આવ્યો છે. બાકી બાવીશ તીર્થંકરોના સાધુઓ હંમેશા સરળ અને પ્રાજ્ઞ હોવાથી તેમને ઉપર કહેલા દોષો સંભવતા નથી, માટે તેમને રાજપિંડ કલ્પે છે.

## કૃતિકર્મ કલ્પ

કૃતિકર્મ એટલે વદના. તેબે પ્રકારની છે (૧) અભ્યુત્થાન અને (૨) દ્વાદશાવર્ત્ત સર્વ તીર્થંકરોના તીર્થમા સાધુઓ વદનાનુ ધોરણ દીક્ષાપર્યાય પ્રમાણે રાખે અર્થાત્ નવો દીક્ષિત ગમે તેટલો વિદ્વાન્ કે વયોવૃદ્ધ હોય તો પણ પ્રથમ દીક્ષિત થએલ સાધુને વદના કરે. સાધ્વી કદિ લાબા વખતથી દીક્ષિત થયેલા હોય તો પણ તે નવા દીક્ષિત સાધુને વદના કરે. કારણ કે ધર્મ પુરૂષપ્રધાન છે

## વ્રત કલ્પ

વ્રત એટલે અહીં મહાવ્રત સમજવાના છે બાવીસ તીર્થંકરના સાધુઓને ચાર મહાવ્રત હોય છે કારણ કે તેઓ સ્ત્રીને પરિગ્રહ માને છે અને પરિગ્રહના પચ્ચખાણની સાથે સ્ત્રીનુ પચ્ચખાણ થઇ ગયુ એમ સમજે છે તેથી તેમને અપરિગૃહિત સ્ત્રી સાથે ભોગનો અસભવ છે પહેલા અને છેલા તીર્થંકરોના સાધુઓને તેવા જ્ઞાનનો અભાવ હોવાથી તેઓ ચારને બદલે પાચ મહાવ્રતનો સ્વીકાર કરે છે પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુને છઠ્ઠું રાત્રિભોજનવ્રત મૂળગુણમા છે અને બાકી બાવીસ જિનના સાધુને રાત્રિભોજનવ્રત ઉત્તરગુણમા છે

## જ્યેષ્ઠ કલ્પ

જ્યેષ્ઠ એટલે વડેરાનો કલ્પ, કિંવા વૃદ્ધ અને લઘુનો વ્યવહાર પહેલા અને છેલા તીર્થંકરના વારામા વડીદીક્ષાના દિવસથી (છેદોપસ્થાનીય ચારિત્ર-ઉપસ્થાપનાથી) ન્હાના-મ્હોટાપણુ ગણાય છે અને બાવીસ તીર્થંકરના વારામા અતિ ચાર વગરનુ ચારિત્ર હોવાથી દીક્ષાના દિવસથીજ ન્હાન-મ્હોટાપણુ મનાય છે

હવે જો પિતા અને પુત્ર, માતા અને દીકરી, રાજા અને પ્રધાન તથા શેઠ અને નોકર સાથે જ દીક્ષા લે, સાથેજ યોગ વહે અને સાથેજ વડીદીક્ષા લે તો તેમને લઘુ વૃદ્ધ શી રીતે સ્થાપવા ? તેના જવાબમા કહેવાનું કે, જો પિતા વિગેરે વૃદ્ધ પુરૂષો અને પુત્ર વિગેરે ન્હાનાઓ ષડ્જીવનિકાય, અધ્યયન અને યોગોદ્વહન-યોગ વહેવા વિગેરેની ક્રિયા કરીને એકી સાથે યોગ્યતાને પ્રાપ્ત થયા હોય તો તેઓને અનુક્રમે સ્થાપિત કરવા. અને ધારો કે તેમાં થોડું અંતર રહી જતું હોય તો જરા વિલંબ કરવો અને બનતાં સુધી પિતા વિગેરે વૃદ્ધ પુરૂષોને અગ્રપદે સ્થાપિત કરવા. કારણ કે એટલી છુટછાટ મૂકવામાં ન આવે તો પિતા વિગેરે વૃદ્ધોને પુત્રાદિક ઉપર કદાચિત્ અપ્રીતિ થાય. પુત્ર વિગેરે જો બહુ કુશાગ્રબુદ્ધિવાળા હોય અને પિતા વિગેરે બુદ્ધિમા પછાત હોય તો સ્વાભાવિક રીતેજ તેમની વચ્ચે મ્હોટું અંતર પડી જાય. એવે પ્રસંગે વૃદ્ધ પિતાદિકને આ પ્રમાણે શાંતિથી સંબોધવા:—"હે મહાભાગ ! તમારો પુત્ર બુદ્ધિમાન છે, પણ તમારી ખાતર બીજા ઘણા સાધુઓથી પાછળ પડી જશે, અને બીજા સાધુઓથી ન્હાનો ગણાશે હવે જો તમે અનુજ્ઞા આપતા હો તો તેને જ્યેષ્ઠ તરીકે સ્થાપીએ. તમારો પુત્ર જ્યેષ્ઠ ગણાય તેમાં એકલા તમારા પુત્રનુંજ નહીં પણ તમારૂંયે ગૌરવ છે." એ રીતે સમજાવવાથી જો વડીલ પુરૂષો રજા આપે તો પુત્ર, પુત્રી, નોકર વિગેરેને પ્રથમ સ્થાપવા અને રજા ન આપે તો ન સ્થાપવા.

## પ્રતિક્રમણ કલ્પ.

બાવીસ તીર્થંકરના સાધુઓ તો પોતાને અતિચાર લાગે ત્યારે જ પ્રતિક્રમણ કરે, પણ પહેલા અને છેલ્લા તીર્થંકરના

મુનિઓએ તો અતિચાર લાગે યા ન લાગે તો પણ નિરંતર પ્રતિક્રમણ કરવું જ જોઈએ મધ્યમ બાવીસ તીર્થંકરોના યતિઓને તો દેવસી અને રાઈ એવા બેજ પ્રતિક્રમણ હતા, પણ પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓ તો દેવસી આદિ પાંચ પડિક્કમમણા કરે

## માસ કલ્પ

બાવીસ તીર્થંકરોના મુનિઓ સરળ અને પ્રાજ્ઞ હોવાથી તેમને માસ કલ્પનો નિયમ નથી જો તેમને એકજ સ્થળે રહેવાથી લાભ જણાય તો પૂર્વકોટી સુધી-ઘણા કાળ પર્યન્ત, ત્યાંને ત્યાંજ રહે. પરંતુ પહેલા અને છેલ્લા તિર્થંકરના મુનિઓ તો એક સ્થાને એક માસથી વધુ વખત રહી શકે નહીં, માત્ર ચોમાસાના ચાર મહિના એક સ્થળે રહે જો માસકલ્પનો નિયમ તેઓ ન જાળવે તો લોકોમાં મુનિની લઘુતા થાય, લોકોપકાર ન કરી શકે, દેશ-વિદેશનું જ્ઞાન ન થાય અને પોતે સ્વાધ્યાયમાં પુરૂં લક્ષ ન આપી શકે કદાચ દુર્ભિક્ષ કે અશક્તિ વિગેરે કારણોને લીધે વધારે સમય રહેવું પડે તો છેવટે વસતિ પાલટણ કરે, પાડો કે શેરી પલટાવે, અથવા ઘર પલટાવે, કિંવા સંથારાની ભૂમિ પણ પલટાવી નિયમની રક્ષા કરે

## પર્યુષણા કલ્પ

પરિ એટલે સમસ્તપણે અને ઉષણા એટલે રહેવું પર્યુષણા એટલે સમસ્તપણે રહેવું તે, અને તે શિવાય પર્યુષણા નામનું વાર્ષિક પર્વ એવા બન્ને અર્થ થાય છે પર્યુષણા નામનું વાર્ષિક પર્વ ભાદ્રપદ માસની શુક્લ પાંચમે અને કાલિકાચાર્ય થયા પછી ભાદ્રપદની શુક્લ ચતુર્થીએ જ થાય છે*

* પ્રથમ સાંવત્સરિક પર્વ ભાદરવા શુદિ પંચમીનુંજ હતું પણ મર

સમસ્તપણે રહેવારૂપ જે પર્યુષણા કલ્પ છે તેના બે પ્રકાર છે:—(૧) સાલંબન અને (૨) નિરાલંબન. નિરાલંબન એટલે કારણના અભાવવાળો. તે નિરાલંબન પર્યુષણા કલ્પના પણ (૧) જઘન્ય અને (૨) ઉત્કૃષ્ટ એવા બે ભેદ છે.

જઘન્ય:—સાંવત્સરિક પ્રતિક્રમણથી માંડી કાર્તિક ચાતુર્માસના પ્રતિક્રમણ સુધી સીત્તેર દિવસના પરિણામવાળો.

ઉત્કૃષ્ટ:—અષાડ ચોમાસી પ્રતિક્રમણથી માંડી કાર્તિક ચોમાસી પ્રતિક્રમણ સુધી ચાર માસનો આ બન્ને પ્રકારનો નિરાલંબ પર્યુષણાકલ્પ સ્થવિરકલ્પીઓ માટે છે, બાકી જીનકલ્પીઓને તો એક નિરાલંબન ચાતુર્માસિક જ કલ્પ છે—અર્થાત્ કોઈ કારણને લીધે સાલંબન પણ થાય

જે ક્ષેત્રમા માસકલ્પ કર્યો હોય તે જ ક્ષેત્રમાં ચાતુર્માસ કરવાથી અથવા ચાતુર્માસ કર્યા પછી માસકલ્પ કરવાથી છ માસનો કલ્પ થાય, તે પણ સ્થવિરકલ્પીઓને જ ઉચિત છે અને પાંચ પાચ દિવસનો ઉમેરો કરી ગૃહસ્થોને જણાવવાનો કે ન જણાવવાનો અધિકાર અહીં લંબાણથી લખ્યો નથી કારણ કે સંઘની આજ્ઞાથી તે વિધિ હાલમા ઉચ્છેદ થઈ ગયો છે કલ્પકિરણાવળી વિગેરે ટીકાઓમા તે જોઈ લેવો

પર્યુષણા કલ્પ, પ્રથમ અને છેલ્લા તીર્થંકરના તીર્થમાં નિયત છે અને બાકીના બાવીસ તીર્થંકરોના તીર્થમાં અનિયત છે કારણકે મધ્યમ તીર્થંકરોના સાધુઓ તો દોષનો અભાવ હોય તો એક ક્ષેત્રમા દેશ ઉણી પૂર્વ કોટી સુધી રહે છે અને દોષ જેવું

---

ણવિશેષથી શ્રી કાલિકાચાર્ય મહારાજે अंतरा वियसे कप्पइ એ સૂત્રવચનને અવલંબી શુદિ ૪ નુ પ્રવર્તાવ્યુ અને તે સર્વ સાધુઓએ માન્ય રાખ્યુ જુઓ નિશીથ ચુર્ણિ—દશમોદેશક

જણાય તો એક માસક પ પણ કરતા નથી એવી રીતે મહાવિદેહ ક્ષેત્રમા પણ બાવીસ તીર્થંકરોની જેમ જ સર્વ તીર્થકરોના ક પની વ્યવસ્થા જાણી લેવી

ઉપર કહેલા દશ ક પો શ્રી ઋષભ પ્રભુ તથા શ્રી વર્ધમાન સ્વામીના તીર્થમા નિયત છે અને બાવીસ તીર્થંકરોના તીર્થમા પહેલો અચેલક કલ્પ, બીજો ઔદ્દેશિક કલ્પ, ત્રીજો પ્રતિક્રમણ ક્લ્પ ચોથો રાજપિ ડ ક પ, પાચમો માસ ક્લ્પ અને છઠ્ઠો પર્યુષણા ક પ એ પ્રમાણે છ ક લ્પનો કાઈ નિશ્ચય નહીં, બાકી શય્યાતર ક પ, ચતુર્વ્રત, પુરૂષજ્યેષ્ઠ, અને કૃતિકર્મ એ ચાર કલ્પ નિશ્ચયે હોય છે એ રીતે દશ ક પોનો નિયત અને અનિયત વિભાગ જાણવો

## મોક્ષમાર્ગ એકજ હોવા છતા આચારભેદ કેમ ?

આ સ્થળે એવો પ્રશ્ન ઉઠશે કે સર્વ કોઇને માટે સાધવા-યોગ્ય એક માત્ર મોક્ષમાર્ગ જ છે, તો પછી તેમા પહેલા તથા છેલ્લા તીર્થંકરના સાધુઓ અને બાકીના બાવીસ તીર્થંકરના સાધુઓ વચ્ચે આવો આચારભેદ શા માટે હોવો જોઇએ ? તેનુ સમાધાન નીચે આપીએ છીએ —

આચારભેદનુ મુખ્ય કારણ જીવવિશેષ છે શ્રી ઋષભ પ્રભુના તીર્થના જીવો સરળ સ્વભાવી અને જડ હોવાથી તેમને ધર્મનો બોધ સ્હેલાઈથી થઇ શક્તો નથી, કારણ કે જડતાનુ નિવારણ કરવુ બહુ આકરૂ હોય છે શ્રી વીરપ્રભુના શાસનના જીવો વક્ર અને વળી જડ હોવાથી તેમને ધર્મનો બોધ તથા ધર્મનુ પાલન એ બન્ને દુષ્કર થઈ પડે છે બાકી બાવીસ તીર્થંકરના સાધુઓને તો ધર્મનો બોધ પણ સરળતાથી થાય છે, અને તેનુ પાલન પણ તેઓ બહુ સારી રીતે કરી શકે છે કારણ કે તેઓ સરળ અને

પ્રાજ્ઞ હોય છે. ઉપર કહી તેવી સરળતા, જડતા અને વક્રતાને લીધેજ મોક્ષમાર્ગ એકજ હોવા છતાં આચારભેદ પડે છે.

**સરળ સ્વભાવ અને જડતાનું દૃષ્ટાન્તઃ**—પ્રથમ તીર્થંકરના વારાના કેટલાક સાધુઓ એકવાર બ્હારથી બહુ મોડા આવ્યા, એટલે ગુરૂએ તેમને પૂછ્યું કે—" મુનિઓ! આજે તમને રોજ કરતા કેમ વધારે વખત લાગ્યો?" મુનિઓએ કંઇ પણ વાત છુપાવવાને બદલે જેવી હતી તેવીજ વાત સરળ સ્વભાવે કહી સંભળાવી કેઃ—" ભગવન્! આજે માર્ગમાં કેટલાક નટ લોકો જાતજાતના ખેલ કરતા હતા તે જોવા અમે ઉભા રહ્યા અને તેથી અહીં આવવામાં વધારે વિલંબ થઇ ગયો."

ગુરૂજીએ ઉપદેશ આપ્યોઃ—" નટનાં ખેલ કે નૃત્ય જોવાનો આપણો સાધુનો આચાર નથી."

શિષ્યોને પોતાની ભુલ સમજાણી. તેથી તેમણે " બહુ સારૂ " કહી એ આજ્ઞા માથે ચડાવી

એ વાતને થોડા દિવસ થઇ ગયા એક વખતે પ્રથમની જેમ પેલા મુનિઓ બ્હારથી બહુ મ્હોડા આવ્યા, ગુરૂએ પૂછ્યું કેઃ—" મુનિઓ! આજે કેમ બહુ વાર લાગી?" આ વખતે પણ મુનિઓએ પ્રથમની માફક જે બન્યું હતું તે ખરેખરૂં કહી દીધું કે—" આજે એક નટડીનો ખેલ જોવા ઉભા રહ્યા, તેથી વધારે વખત નીકળી ગયો." ગુરૂજીએ આગલા એવા જ એક પ્રસંગની યાદ આપી કહ્યું કે—" તમને મેં થોડા દિવસ ઉપરજ નટનાં નૃત્ય કે ખેલ જોવાની મનાઇ ન્હોતી કરી? તો પછી આ વખતે પણ તે જોવાને કેમ ઉભા રહ્યા?" શિષ્યોએ બહુજ નિખાલસ દીલે જવાબ દીધો કેઃ " તે વખતે તો આપે નટ જોવાનો નિષેધ કર્યો હતો, પણ નટીનો ખેલ જોવાનો કંઇ નિષેધ ન્હોતો કર્યો!"

આખરે ગુરૂજીએ કહ્યુ કે–"બુદ્ધિની જડતાને લીધે જ તમે મારા કહેવાનો અર્થ ન સમજી શક્યા નટનો નિષેધ થયો તેની સાથે નટીનો નિષેધ પણ થઈ જ ગયો એમ તમારે પોતે સમજી લેવુ જોઇતુ હતુ "

મુનિઓએ જવાબ દીધો કે –"ગુરૂજી, અમે એવુ સમજીએ નહીં હવેથી અમે નટ કે નટીનો ખેલ જોવા ઉભા નહીં રહીએ "

## જડતાને લીધે ખોટી દયા ચાતવી —

કોકણ દેશના એક વૃદ્ધ પુરૂષે સસારમા વૈરાગ્ય ઉપજવાથી પોતાનુ ઘરબાર તથા પુત્રપરિવારનો ત્યાગ કરી વૃદ્ધાવસ્થામા દીક્ષા લીધી એક દિવસે સ્થડિલ જઈ આવ્યા પછી ઈર્યાપથિકી પડિક્કમતા કાઉસગ્ગમા ઘણો વખત નીકળી ગયો, તે જોઈ ગુરૂએ પૂછયુ –"મનિજી, આજે કાઉસગ્ગમા કેમ વધારે સમય થઈ ગયો ?"

સાધુજીએ સરળ સ્વભાવે ઉત્તર આપ્યો કે —"ગુરૂદેવ ! આજે કાઉસગ્ગમા જીવદયા ચિતવતો હતો તેથી સ્હેજ વધારે વિલબ થઈ ગયો."

ગુરૂજીએ પુન પૂછયુ –"ક્યા પ્રકારની જીવદયા ચિતવતા હતા તે જરા કહો તો ખરા ?"

મુનિજીએ પ્રથમની જેમ બહુ જ સરળભાવે કહી નાખ્યુ કે —"જ્યારે હુ ગૃહસ્થાશ્રમમા હતો ત્યારે વર્ષાકાળ આવતા માગ તમામ ખેતરો ખેડી નાખતો, સૂડ કરતો, નમમા રોપા ઉખેડી દૈદી દેતો અને એ રીતે એટલી કાળજી રાખતો કે મારા ઘરમા ખૂબ ધાન્ય એકઠુ થતુ અને અમે સર્વે સુખ–આનદમા દીવસો કાઢતા. પણ મારા પુત્રો મારા જેટલા કાળજીવાળા નથી, અરેરે ! તેમને ખેતીવાડીનુ જરાયે ભાન નથી તેઓ જો મારા

જેવી ખેડ કે સૂડ નહીં કરે તો તેમની કેવી બુરી દશા થશે ! એ રીતે તેમની બુરી દશાનું ધ્યાન કરતો તેમની દયા ચીંતવતો હતો, તેથી કાઉસગ્ગમા વધારે વખત નીકળી ગયો."

ગુરૂએ મુનિજીની જડતાનું નિવારણ કરતાં કહ્યું કે.—"હે મહાભાગ ! સંસાર છોડ્યા પછી એવી રીતે ખેતરોનું કે પુત્ર પરિવારનુ ધ્યાન કરવું ઉચિત નથી. તમે જેને દયા ચિંતવી એમ કહો છો એ કંઈ ખરી દયા નથી, પણ વસ્તુતઃ તમે મિથ્યાત્વરૂપ પાતકજ ધ્યાયું છે કેમકે પાપ વિના ખેતીનો ધંધો થઇ શકે નહીં."

મુનિજીને પોતાની ભૂલ સૂઝી. તેમણે મિચ્છામી દુક્કડં દઈ પોતાના પાપની શુદ્ધિ કરી વાળી.

**જડ અને વક્ર સ્વભાવનું દ્રષ્ટાન્ત—**

વીરપ્રભુના વારાના થોડા મુનિઓ સ્થંડિલ ગયા હતા. તેઓ માર્ગમા એક નટને નૃત્ય કરતો જોઈ ઉભા રહ્યા અને ગુરૂજીએ જ્યારે વિલંબથી આવવાનું કારણ જાણુવા માગ્યું ત્યારે તેમણે કહ્યું કે "વચમાં એક નટ નૃત્ય કરતો હતો તે જોવાને ઉભા રહ્યા તેથી જરા વધારે વખત નીકળી ગયો." ગુરૂજીએ શિષ્યોની જડતા દૂર કરવા કહ્યું કે "કોઈપણ નટનાં નૃત્ય કે ખેલ જોવાનો મુનિને અધિકાર નથી તમે એવું નૃત્ય જોવા ઉભા રહ્યા એ ઠીક ન કહેવાય" શિષ્યોએ એ વાત તરત સ્વીકારી અને દુષ્કૃત્યને માટે મિચ્છામી દુક્કડં દીધુ. પછી થોડા દિવસ વીતતા એજ મુનિઓ, કોઇ નટીનું નૃત્ય જોવા ઉભા રહ્યા અને ગુરૂજીએ વિલંબનુ કારણ પૂછ્યું તે વખતે તેઓ સીધી રીતે જવાબ આપવાને બદલે વક્રપણે આડાઅવળા ઉત્તર આપી મૂળ વાતને ઉડાડી દેવાનો પ્રયત્ન કરવા લાગ્યા આખરે સાચી વાત

બ્હાર આવી ગુરૂજીએ શિષ્યોની જડતા અને વક્તા બદલ ભારે ઠપકો આપ્યો એટલે શિષ્યો બોલી ઉઠ્યા કે —"પ્રથમ તો તમે જ ભૂલ કરી છે અને વળી પાછા અમને ઠપકો આપો છો એ કેવો અન્યાય ? ! તમે તો અમને નટનુ નૃત્ય જોવાની મનાઇ કરી હતી, નટીનુ નૃત્ય ન જોવાનુ તમે ક્યારે કહ્યુ હતુ ? અમને શુ ખબર પડે કે નટનુ કે નટીનુ બેમાથી કોઇનુ નૃત્ય ન જોવાય ? એવુ હોય ત્યારે તમારે અમને ચોખ્ખે ચોખ્ખી વાત કહી દેવી "

## વણિક પુત્ર વિનય જાળવે છે !

એક શેઠને ભારે અવિનયી પુત્ર હતો તેને બોલવાનુ કે ચાલવાનું કશુંય ભાન ન હતું વિવેક-વિનયનો તો તેનામા છાટોય ન્હોતો. તે ગમે તેવા મ્હોટા માણસનુ મ્હો તોડી લેતો અને ન બોલવા જેવા વેણ બોલી નાખતો એકદા તેના પિતાયે તેને શિખામણ આપતા કહ્યુ કે —"જો બેટા, આમ ઉદ્ધત થઈએ તે ઠીક નહીં બનતા સુધી કોઈ વડીલ કે પૂજ્ય પુરૂષને તારે સામો જવાબ ન આપવો અને કોઈ કંઈ કહે તો છાનામાના સાભળી બેસી રહેવુ " પુત્રે પિતાની શિખામણ ગાઠે બાધી લીધી તેણે કોઈને સામે જવાબ ન આપવાનો નિશ્ચય કર્યો

એક દિવસે માબાપ કંઈ કારણવશાત્ ઘરની બ્હાર ગયા ઘરમા પુત્ર એકલો હતો તેથી કમાડ બરાબર બ ધ કરી, અ દરથી સાક ળ ચડાવી બેસી રહ્યો. પછી જ્યારે થોડા વખત પછી માબાપ ઘર પાછા વળ્યા ત્યારે તેમણે પુત્રને ઘણા સાદ કર્યા પણ પુત્રે તેનો બીલકુલ જવાબ ન આપ્યો માબાપ સાદ પાડીને ક ટાળી ગયા એટલે પિતાએ ભી ત ઓળ ગી મહાકષ્ટે ઘરમા પ્રવેશ કર્યો ! તેણે જોયુ તો પુત્ર એ બધો વખત બેઠો બેઠો

હસી-નાચી રહ્યો હતો. પિતાએ પૂછયું કે:—"તેં અમારા આટલા બધા સાદનો કંઈ જવાબ કેમ ન આપ્યો ?" પુત્રે તુરતજ કહ્યું કે "તમે પોતે જ મને નથી કહ્યું કે કોઈ વડીલ પુરૂષને સામો જવાબ ન વાળવો ?" પિતાને પોતાના પુત્રની વક્રતા અને જડતા માટે બહુ ખેદ થયો.

## સરળ અને પંડિત મુનિનું દ્રષ્ટાન્ત—

શ્રી અજીતનાથ વિગેરે બાવીસ તીર્થંકરોના વારાના મુનિઓ કેવા સરળ અને પંડિત હોય છે તે નીચેના દૃષ્ટાન્તથી જણાશે:—

શ્રી અજીતનાથ ભગવાન્‌ના કેટલાક મુનિઓ નટનું નૃત્ય જોઈ લાંબે વખતે ઉપાશ્રયમાં આવ્યા. તે વારે ગુરૂજીએ પ્રશ્ન કર્યો કે –"મુનિઓ, આજે વધારે વખત કેમ લાગ્યો ?" જવાબમાં મુનિઓએ નટના નૃત્યની વાત સંપૂર્ણ સરળભાવે કહી સંભળાવી. તે પછી ગુરૂજીએ નટનું નૃત્ય નહીં નીરખવાનો ઉપદેશ આપ્યો. તે સર્વે મુનિવરોએ અંતઃકરણપૂર્વક કબુલ રાખ્યો. તે પછી થોડા દિવસ નીકળી ગયા. એકદા તેજ મુનિઓ સ્થંડિલથી પાછા ફરતા હતા તે સમે એક નટી નૃત્ય કરતી હતી. તે નૃત્ય જોવાની અને સ્હેજ ઉભા રહેવાની ઈચ્છા થતાંજ તેમને ગુરૂજીનો ઉપદેશ યાદ આવ્યો. તેમણે પોતાના મનથી જ નિશ્ચય કરી વાળ્યો કે જો કે ગુરૂજીએ નટના ખેલ જોવાની મનાઈ કરી છે, પણ નટના ખેલમાં નટીનું નૃત્ય પણ જરૂર આવી જાય. એટલા માટે એવા પ્રકારનું કોઈપણ નૃત્ય કે ખેલ જોવાનો આપણો આચાર નથી. નટી તો ખાસ કરીને ન જોવાય. કારણ કે તે સ્ત્રી હોવાથી રાગ થવાના અત્યંત કારણરૂપ છે. એ પ્રમાણે વિચાર કરી પોતે પોતાની મેળેજ તે સ્થાને ઉભા ન રહેતાં એકદમ ઉપાશ્રય તરફ ચાલી નીકળ્યા.

## વક્રતા અને જડતા હોય ત્યા ધર્મ સભવે ખરો ?

આ સ્થળે એવી શકા ઉઠશે કે સરળતા અને પાડિત્ય હોય ત્યા તો ધર્મ સભવે પણ જ્યા જડતા અને વક્રતા હોય ત્યા ધર્મ શી રીતે સભવે ? અર્થાત્ શ્રી અજીતનાથ આદિ બાવીસ તીર્થંકરોના વારાના મુનિઓ તો સરળ અને પડિત હોવાથી ધર્મનુ રહસ્ય સમજે અને પાળી પણ શકે, પરતુ પ્રથમ અને છેલા તીર્થંકરોના વારાના મુનિઓ શી રીતે ધર્મમા સ્થિર રહી શકે ? તેમાય પણ વક્રતા અને જડપણાને લીધે શ્રી મહાવીર સ્વામીના વારાના મુનિઓને તો ધર્મ સભવેજ શી રીતે ?

એવી શકા કરવી એ ઠીક નહી પ્રથમ તીર્થંકરના મુનિઓ જડતાને લીધે ઘણીવાર ભૂલથાપ ખાઈ જાય, સ્ખલના પામે એ બધુ ખરૂ, પણ તેમના મનોભાવ શુદ્ધ હોવાથી તેમને ધર્મપ્રાપ્તિ થાય એ નિસશય છે શ્રી વીરપ્રભુના મુનિઓમા વક્રતા અને જડતા હોવાથી તેમના મનોભાવ સરળ પ્રાજ્ઞની અપેક્ષાએ વિશેષ શુદ્ધ ન પણ હોય, પરતુ એમને વિષે ધર્મ સર્વથા સભવેજ નહી એમ ન કહી શકાય કયાઇ પણ ધર્મ નથી એમ કહેવુ એ મહાન દોષાસ્પદ છે કહ્યું પણ છે કે "ધર્મ નથી, સામાયિક નથી અને વ્રત પણ નથી એમ કહેનારને શ્રી શ્રમણસઘે સઘ બહાર કરી દેવો"

## ચાતુર્માસમા પણ વિહાર થઇ શકે ?

ઉપર જે પર્યુષણાકલ્પ નિયતપણે સીત્તેર દિવસના પ્રમાણનો કહ્યો છે તેમા નીચેના કારણોને લીધે ચાતુર્માસમા પણ મુનિજનોને વિહાર કરવાની છુટ છે કોઇ પણ પ્રકારનુ અશિવ-અમગળ થાય, આહાર મળતો ન હોય, અને રાજથી કે રોગથી પરાભવ થતો હોય તો ચાતુર્માસમા પણ બીજે વિહાર કરવો

કલ્પે તેજ પ્રમાણે સ્થંડિલ જવાનું સ્થાન સારૂં ન હોય. ઉપાશ્રયમાં જીવજંતુ આદિનો ઉપદ્રવ હોય, બહુ કુંથવા હોય યા તો અગ્નિ કે સર્પનો ભય હોય તો પણ ચાતુર્માસમાં મુનિ બીજે વિહાર કરી શકે.

## ચાતુર્માસ વીત્યા પછી પણ રહી શકાય ?

ચાતુર્માસ વીત્યા છતા વરસાદ રહેતો ન હોય અને માર્ગો કાદવથી પરિપૂર્ણ હોય તો મુનિઓ કાર્તિકી પૂર્ણિમા વીતી ગયા પછી પણ વિહાર ન કરે તો ચાલે.

## સ્થિરતા કરવાના ક્ષેત્રોની પસંદગી.

ઉપર જે અમંગળ આદિ દોષો વર્ણવ્યા તેમાંનું કંઇ કારણ ન હોય તો પણ સંયમનો નિર્વાહ સુખશાંતિથી થઇ શકે તે માટે ક્ષેત્રની પસંદગી કરવામાં મુનિઓએ નીચેના કારણોનો જરૂર વિચાર કરવો જોઈએ. ખાસ કરીને એવા ક્ષેત્રોના ત્રણ વિભાગ પાડવામા આવ્યા છે.–(૧) જઘન્ય, (૨) ઉત્કૃષ્ટ અને (૩) મધ્યમ.

**જઘન્ય ક્ષેત્રનાં લક્ષણો.**—જ્યાં જીનપ્રાસાદ અથવા વિહારભૂમિ હોય, સ્થંડિલ જવાનુ સ્થાન શુદ્ધ, નિર્જીવ તથા કોઇની દ્રષ્ટિ ન પડે તેવું હોય, જ્યાં સ્વાધ્યાય–સજઝાય કરવાને માટે અનુકૂળ ભૂમિ હોય, અને જ્યા સાધુને આહારપાણી સુલભપણે મળી શકતા હોય તે સ્થાન સાધારણ રીતે ઠીક કહેવાય

**ઉત્કૃષ્ટ ક્ષેત્રનાં લક્ષણો.**—જ્યા ઘણો કાદવ ન હોય, ઘણા સંમૂર્છિમ જીવો ઉદ્‌ભવતા ન હોય, ઠલ્લે જવાનું સ્થાન નિર્દોષ હોય, ઉપાશ્રયમાં સ્ત્રીયોનો સંસર્ગ ન હોય, ઘી-દૂધ વિગેરે ગોરસની સુલભતા હોય, જ્યાંના લોકો ખાનદાન અને ભદ્રિક હોય,

જ્યા ભદ્રિક વૈદ્યનો લાભ મળી શકે તેવુ હોય, ઔષધો પણુ સહે લાઈથી મળી શકતા હોય, ગૃહસ્થોના ઘરમા ધન ધાન્ય પુષ્કળ હોય, રાજા પોતે પણ ઉત્તમ વિચારો ધરાવનારો હોય, બ્રાહ્મણો વિગેરેથી મુનિજનોનુ અપમાન થવાનો સભવ ન હોય, જે ક્ષેત્રમા ભીક્ષા સહેલાઈથી મળી શકતી હોય અને જ્યા સ્વાધ્યાયમા જરાય ખલેલ ન પહોચતી હોય એવુ તેર લક્ષણોવાળુ સ્થાન મુનિજનોને સ્થિરતા કરવા માટે ઉત્કૃષ્ટ ગણાય છે

**મધ્યમ ક્ષેત્રના લક્ષણો** —ઉપર કહેલા ચાર ગુણોથી વધારે અને પાચમા ગુણથી બારમા ગુણ સુધી મળતા આવે તેવા લક્ષણોવાળુ સ્થાન ઉત્કૃષ્ટ નહી તેમજ જઘન્ય પણ નહી, અર્થાત મધ્યમ ગણાય

સયમમા રૂચી ધરાવનારા મુનિવરો બનતા સુધી ઉત્કૃષ્ટ ક્ષેત્રનીજ પસદગી કરે, ઉત્કૃષ્ટ ન મળે તો મધ્યમ ક્ષેત્રમા અને મધ્યમ ક્ષેત્ર ન મળે તો અતે જઘન્ય ક્ષેત્રમા અને વર્તમાન નિયમ પ્રમાણે તો ગુરૂએ જ્યા આજ્ઞા કરી હોય તેજ ક્ષેત્રમા પર્યુષણા કલ્પ કરે

## નિર્દોષ દશકલ્પની ઉપકારકતા

ઉપર વર્ણવેલો દશ પ્રકારનો કલ્પ જો સપૂર્ણ નિર્દોષપણે પાળ્યો હોય તો નીચે આપેલા દ્રષ્ટાન્તમા ત્રીજા વૈદ્યના ઔષધની જેમ ભારે ઉપકારક થાય છે —

એક રાજાને પોતાના પુત્ર પ્રત્યે ઘણીજ મમતા હતી તેણે પોતાના પુત્રના ભવિષ્યના સુખ આરોગ્ય માટે દેશવિદેશમાથી ત્રણ વૈદ્ય બોલાવ્યા, અને દરેકની પાસે કેવા પ્રકારના ઔષધો છે તે જાણવા માગ્યુ

પ્રથમ વૈદ્યે જવાબ આપ્યો કે—" રાજાજી, મારૂં ઔષધ એવુ તો ભારે પ્રભાવભર્યું છે કે તેના સેવનથી શરીરના બધા રોગ મટી જાય, પણ જો કોઇ પ્રકારનો રોગ જ ન હોય તો મારૂં ઔષધ નવા રોગો પેદા કરે. "

રાજાએ કહ્યુ કે " તમારૂ પ્રભાવવાળું ઔષધ ભલે તમારી પાસે જ રહ્યું જે ઔષધ સૂતેલા સર્પને નકામા છંછેડે તેની મને કશી જરૂર નથી. "

બીજા વૈદ્યે જવાબ આપ્યો કે—" મારા ઔષધમા એવી ખુબી છે કે રોગ હોય તો તેનો જડમૂળથી નાશ કરે અને જો કઈ રોગ ન હોય તો મારૂં ઔષધ કાંઈ લાભ કે હાનિ ન કરે. "

રાજાએ કહ્યું કે—" અગ્નિમાં વ્યર્થ હોંમી દેવા સમાન તમારા ઔષધો પણ મારે મન નકામા જ છે. "

ત્રીજા વૈદ્યે જવાબ આપ્યો કે—" મારા ઔષધની ખુબી તો એ સૌથી ન્યારી જ છે. મારા ઔષધમાં એવો અપૂર્વ ગુણ છે કે તેના સેવનથી શરીરના તમામ રોગ નખમાંથી નીકળી જાય એટલુ જ નહીં પણ જો સેવન કરનાર વ્યક્તિ શરીરે નીરોગી હોય તો તેના શરીરની કાંતિ, પુષ્ટિ અને બળ એટલા બધા વધી જાય કે તેને ભવિષ્યમા કોઈપણ પ્રકારનો રોગ ન થાય. "

રાજાએ કહ્યું કે " મને એવાજ ઔષધની જરૂર છે "

કલ્પસૂત્ર એ કલ્પવૃક્ષ જ છે—કલ્પસૂત્ર એ ખરેખર ત્રીજા વૈદ્યની જેમ ઉપકારક છે કારણ કે તે જુના કર્મોરૂપી વ્યાધિઓને સમૂળા દૂર કરે છે, નવા કર્મરૂપ વ્યાધિથી હંમેશાં બચાવે છે અને ચારિત્રગુણની એવી તો સરસ પુષ્ટિ કરે છે કે ભવિષ્યમા કોઇપણ પ્રકારની આપદા સુઝવી શકતી નથી.

દેવતાઓમાં ઇંદ્ર જેમ સર્વશ્રેષ્ઠ ગણાય છે, અને તારાઓમાં ચંદ્ર, ન્યાયપ્રવીણ પુરુષોમાં રામ, રૂપવંત પુરુષોમાં કામદેવ, સુંદરીઓમાં રંભા, વાજિંત્રોમાં ભંભા, હસ્તિઓમાં ઐરાવણ, સાહસિકોમાં રાવણ, બુદ્ધિમાનોમાં અભયકુમાર, તીર્થોમાં શત્રુંજય, ગુણોમાં વિનય, ધનુર્ધારીઓમાં અર્જુન, મંત્રોમાં નવકાર અને વૃક્ષોમાં જેમ આમ્રવૃક્ષ સર્વશિરોમણી ગણાય છે, તેમ આ કલ્પસૂત્ર સર્વ શાસ્ત્રોમાં ઉચ્ચ અને અગ્રસ્થાને શોભે છે.

મંત્રોમાં પરમેષ્ઠી મંત્ર, તીર્થોમાં શત્રુંજય, દાનમાં અભય દાન, ગુણોમાં વિનય, વ્રતોમાં બ્રહ્મચર્ય, નિયમમાં સંતોષ, તપમાં શમતા અને તત્વમાં સમ્યગ્દર્શન જેમ સર્વથી શ્રેષ્ઠ છે, તેમ શ્રી સર્વજ્ઞભગવંતે કહેલા સર્વ પર્વોમાં પર્યુષણપર્વ સર્વશ્રેષ્ઠ છે. એ પર્યુષણ પર્વની સાથે કલ્પસૂત્રને અનન્ય સંબંધ છે. જેમ અર્હંત કરતાં મહાન્ અન્ય કોઈ દેવ નથી, મુક્તિ કરતાં અન્ય કોઈ મહાન્ પદ નથી, શ્રી શત્રુંજય તીર્થના જેવું અન્ય કોઈ પવિત્ર સ્થાન નથી, તેમ કલ્પસૂત્ર કરતાં અન્ય કોઈ મહાન્ શાસ્ત્ર નથી. આ કલ્પસૂત્ર એક રીતે કલ્પવૃક્ષ જ છે એમ કહીએ તો પણ ચાલે. તે આનુપૂર્વિના ક્રમ વગર કહેવામાં આવ્યું છે તેથી તેમાં આવેલું શ્રી વીરચરિત્ર બીજ સમાન છે, પાર્શ્વચરિત્ર અંકુર રૂપ છે, નેમી ચરિત્ર થડ સમાન છે, શ્રી ઋષભચરિત્ર શાખારૂપે શોભે છે, સ્થવિરાવલી રૂપ તેનાં પુષ્પો છે, સમાચારી રૂપ સુગંધ છે અને મોક્ષપ્રાપ્તિ એ તેનું ફળ છે. એ રીતે કલ્પસૂત્ર વસ્તુતઃ કલ્પવૃક્ષ જ છે.

કલ્પસૂત્રનું વિશેષ માહાત્મ્ય—વિધિપૂર્વક જાપેલું, આરાધેલું તેમ જ ધ્યાનપૂર્વક અક્ષરશઃ શ્રવણ કરેલું આ કલ્પસૂત્ર આઠ ભવની અંદર મોક્ષદાયક થાય છે. જેઓ જિનશાસનની પ્રભાવના અને પૂજામાં ખુબ રસ લે છે અને એકાગ્રચિત્તે એકવીસ વાર કલ્પસૂત્ર સાંભળે છે તેઓ હે ગૌતમ! આ સંસાર

સાગર તરી જાય છે કલ્પસુત્રનાં વાંચન, શ્રવણ અને આરાધન સાથે તપસ્યા, પૂજા અને પ્રભાવના વિગેરે ધર્મકાર્યોમા પણ જરાએ આળસ ન કરવુ જોઈએ. તપસ્યાદિક સર્વ સામગ્રી હોય તો જ કલ્પસૂત્ર વાંછિતફળને આપે. દાખલા તરીકે માત્ર બીજ વાવવાથી જ કંઈ ફળ-ફુલ પ્રાપ્ત થતા નથી, પણ તે બીજને યોગ્ય વૃષ્ટિ, વાયુ વિગેરે અનુકુળ સામગ્રી હોય તો જ તે ફળ આપી શકે છે. તેવીજ રીતે દેહકષ્ટ અને ધનવ્યય વિગેરે સામગ્રી સાથે કલ્પસૂત્ર સાંભળ્યું હોય તો જ તે ફળસિદ્ધિ કરવામા સમર્થ થાય છે. એટલે કે દેવ-ગુરૂની પૂજા, પ્રભાવના અને સાધર્મિક ભાઈઓની ભક્તિ વિગેરે સામગ્રી સાથે કલ્પસૂત્ર સાંભળવાથી યથાર્થ ફળના હેતુરૂપ થવાય છે. " સર્વ જીનવરોમા શ્રેષ્ઠ એવા શ્રી વર્ધમાન સ્વામીને કરેલો એકજ નમસ્કાર કોઈપણ પુરૂષ અથવા સ્ત્રીને સંસાર સાગરથી તારવાને સમર્થ છે. "

इक्कोवि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।

संसार सागराओ तारेइ नरं व नारि वा ॥

એ વાત જો કે સંપૂર્ણ સત્ય છે, પણ એવા વચનો સાભળી પૂજા-પ્રભાવના કે તપસ્યાદિ ઉપકારક સામગ્રીમા કોઇ પ્રમાદ કરે તો તે કેવળ અજ્ઞાનતા જ ગણ્ય તેજ પ્રમાણે એવાં વચનો સાંભળી પ્રયાસથી જ સાધ્ય એવા આ કલ્પસૂત્રના વિધિપૂર્વક શ્રવણમા પણ કોઈ પ્રકારનુ આળસ ન ધરે. એમ કહેવામાં આવે છે કે " સર્વ નદીઓની રેતી એકઠી કરીએ અને સર્વ સમુદ્રોનુ પાણી એકઠું કરીએ તો પણ તેથી અનંતગણો એક સૂત્રનો અર્થ થાય છે. " વળી મુખમાં હજાર જીભ હોય અને હૃદયમાં કેવળજ્ઞાન હોય તો પણ મનુષ્યોથી આ કલ્પસૂત્રનું માહાત્મ્ય પૂરેપૂરું કહી શકાતું નથી.

## કલ્પસૂત્ર કોણે રચ્યુ ?

પુરૂષ ઉપર વિશ્વાસ હોય તો જ તેના વચનો ઉપર વિશ્વાસ ઉપજે એવો એક સર્વમાન્ય નિયમ છે તેથી આ ક પસૂત્ર રચનાર પુરૂષ કેટલા સમર્થ અને જ્ઞાની હતા તે ટુકમા અહીં કહેવાનુ પ્રાપ્ત થાય છે ચૌદ પૂર્વને જાણનારા યુગપ્રધાન શ્રી ભદ્રબાહુ સ્વામીએ નવમા પૂર્વમાથી દશાશ્રુતસ્કધના આઠમા અધ્યયન તરીકે ઉદ્ધાર કરી આ કલ્પસૂત્રની યોજના કરી છે 'ચૌદપૂર્વના જાણકાર' એમ કહેવા માત્રથી શ્રી ભદ્રબાહુ સ્વામીના અપૂર્વજ્ઞાનનુ માપ સર્વ કોઈ ન કાઢી શકે એટલા માટે ચૌદ પૂર્વનો વિસ્તાર સમજવા અર્થે નીચેની હકીકત ઉપયોગી થઈ પડશે —

**ચૌદ પૂર્વની મહત્તા અને વિસ્તાર**—એક હસ્તીના પ્રમાણવાળા મષી ( શાઈ ) ના પુજથી પ્રથમ પૂર્વ લખી શકાય, બીજુ પૂર્વ બે હસ્તીના પ્રમાણવાળા મષીના ઢગલાથી લખી શકાય, ત્રીજુ પૂર્વ ચાર હસ્તિપ્રમાણ મષીના પુજથી લખાય, ચોથુ પૂર્વ આઠ હસ્તિપ્રમાણ મષીના પુજથી લખી શકાય, પાચમું પૂર્વ સોળ હસ્તિપ્રમાણ મષીપુજથી લખી શકાય, છઠ્ઠુ પૂર્વ બત્રીસ હસ્તિપ્રમાણ, સાતમુ પૂર્વ ચોસઠ હસ્તિપ્રમાણ, આઠમુ પૂર્વ એકસો ને અઠ્ઠાવીશ હસ્તિપ્રમાણ, નવમુ પૂર્વ બસોને છપ્પન હસ્તિપ્રમાણ, દશમુ પૂર્વ પાચસોને બાર હસ્તિપ્રમાણ, અગીયારમુ પૂર્વ એક હજાર ને ચાવીસ હસ્તિપ્રમાણ બારમુ પૂર્વ બે હજાર ને અડતાલીસ હસ્તિપ્રમાણ, તેરમું પૂર્વ ચાર હજાર ને છન્નુ હસ્તિપ્રમાણ અને ચૌદમુ પૂર્વ આઠ હજાર એકસો ને બાણુ હસ્તિપ્રમાણ શાહીથી લખી શકાય તેવુ મહાન અને એકદરે સોળ હજાર ત્રણસો ત્યાશી હસ્તિપ્રમાણ

શાહીથી લખાય તેવા ચૌદ પૂર્વ હોય છે. આવા ચૌદ પૂર્વના રહસ્યને જાણનાર શ્રી ભદ્રબાહુ સ્વામી જેવા સમર્થ યુગપ્રધાન પુરૂષની વાણીમા ગભીર અર્થ કેટલો બધો હોય તેની સાએ પોતાની મેળે જ કલ્પના કરી લેવી

**કલ્પસૂત્રના વાંચન-શ્રવણનો અધિકાર**—કલ્પસૂત્ર વાચવાનો અને સાભળવાનો મુખ્યત્વે સાધુ અને સાધ્વીઓનો અધિકાર છે તેમા પણ કાળથી રાત્રીને વિષે કાલગણનાદિ વિધિ કરનારા અને યોગ વહેનાર સાધુઓ વાંચન અને શ્રવણ એ બન્નેના અધિકારી છે. સાધ્વીઓ નિશીથ ચૂર્ણી વિગેરેમા કહેલા વિધિવડે દિવસે પણ સાભળવાને યોગ્ય છે.

**સઘ સમક્ષ સૌ પ્રથમ ક્યારે વચાયુ ?**—શ્રી મહાવીર ભગવાનના નિર્વાણ બાદ ૯૮૦ વર્ષે અને કોઇ કોઇના મત પ્રમાણે ૯૯૩ વર્ષે આનદપુર નગરમા આ કલ્પસૂત્ર સૌ પહેલુ વચાયુ એ વિષે એવી હકીકત પ્રચલિત છે કે આનંદપુર ( વડનગર ) મા ધ્રુવસેન રાજા રાજ્ય કરતો હતો તેને સેનાંગજ નામે એક અત્યંત પ્રિય પુત્ર હતો પુત્રનુ એકાએક મૃત્યુ નીપજવાથી ધ્રુવસેન રાજાને બેહદ સતાપ થયો તે સંતાપને લીધે તેણે બ્હાર જવા-આવવાનુ માટી વાળ્યું, તે એટલે સુધી કે ધર્મશાળામા કોઇ ગુરૂ કે મુનિરાજ સમિપે જવાનો પણ તેને ઉત્સાહ ન થાય રાજાની ઉદાસીનતા જોઇ ગામના બીજા પ્રતિષ્ઠિત અમલદારો અને ગૃહસ્થો પણ ધર્મશાળામાં જતા બંધ પડયા એટલામાં પર્યુષણ પર્વ આવ્યું રાજાને અત્યત શોકસતપ્ત થયેલો સાભળી ગુરૂ મહારાજ રાજા પાસે ગયા અને ત્યા સંસારની અસારતા તથા શોકની વ્યર્થતા અસરકારક રીતે સમજાવી ત પછી વિશેષમા ગુરૂજીએ કહ્યું કે.—"તમે ખેદને પરિહરી આ પર્યુષણ પર્વમા ધર્મશાળામા આવો તો શ્રી

ભદ્રબાહુ સ્વામીજીએ ઉદ્ધરેલુ કલ્પસૂત્ર તમને વાંચી સંભળાવુ તે કલ્પસૂત્રના પ્રતાપે તમારા આત્મા અને મનની દશામાં જરૂર ઘણો સુધારો થશે' રાજા ગુરૂજીની આજ્ઞાને માન આપી સભા સહિત ધર્મશાળામાં આવ્યો અને ગુરૂજીએ પણ વિધિપૂર્વક સર્વ લોક સમક્ષ કલ્પસૂત્ર સંભળાવ્યુ તે દિવસથી સભા સમક્ષ કલ્પસૂત્ર વાંચવાની પ્રવૃત્તિ થઈ

**કલ્પસૂત્રના વાચનનો વિધિ**—પર્યુષણાપર્વમાં કલ્પસૂત્રના શ્રવણની સાથે નીચેના પાંચ વિધિ પણ જરૂર પાળવા ઘટે (૧) ચૈત્યપરિપાટી, અર્થાત્ પ્રત્યેક જીનમંદિરમાં જઈ ચૈત્યવંદન કરવુ (૨) સર્વ સાધુઓને વાંદવા (૩) સાંવત્સરિક પ્રતિક્રમણ કરવુ (૪) સ્વધર્મીભાઈઓને પરસ્પરમાં ખમાવવા (૫) અઠ્ઠમ તપ વિગેરે તપશ્ચર્યા કરવી*

**અઠ્ઠમ તપનો પ્રભાવ**—કલ્પસૂત્ર વાંચવાનો જે વિધિ ઉપર જણાવ્યો છે તેમાં અઠ્ઠમ (ત્રણ ઉપવાસ)નો વિધિ ખાસ કરીને ધ્યાનમાં રાખવા યોગ્ય છે તે તપ મહા ફળનુ દાતા, જ્ઞાન-દર્શન ચારિત્ર રૂપ ત્રણ રત્ન આપનાર, ત્રણ શલ્યને મૂળથી

---

* વિશેષ વિધિ—શ્રાવકોએ (૧) યથાશક્તિ તપ-જપ કરવા (૨) શ્રુતજ્ઞાનની ભક્તિ કરવી (૩) અમારિ પ્રવર્તન કરવુ (૪) અભયદાન દેવુ (૫) સંઘાદિની પ્રભાવના કરવી (૬) શ્રી વીતરાગદેવની પ્રતિમા ભરાવવી (૭) શ્રી સંઘની યથાશક્તિ સેવાભક્તિ કરવી (૮) સચિત્ત વસ્તુનો ત્યાગ કરવો (૯) મહાપર્વ નિમિત્તે આરંભ ન કરવો (૧૦) બ્રહ્મચર્ય પાળવુ (૧૧) [illegible] (૧૨) યથાશક્તિ [illegible] (૧૩) [illegible]

સાધુઓએ પણ [illegible] (૧) લોચ કરવો (૨) ધર્મોપદેશ કરવો (૩) અઠ્ઠમ તપ કરવો (૪) સર્વ દેરાસરોમાં અરિહંત પ્રભુની આરાધના કરવી અને (૫) શ્રી સંઘમાં ખમતખામણા કરવા.

ઉખેડી ફેંકી દેનાર, ત્રણ જન્મને પવિત્ર કરનાર, મન, વચન તથા કાયાના દોષને ચૂસી લેનાર અને ત્રણ જગતમાં સર્વથી શ્રેષ્ઠ પદને અપાવનાર છે માટે મોક્ષના અભિલાષી ભવ્યજનોએ તેવા અઠ્ઠમના તપમાં જરાય આલસ્ય કે ઉદાસીનતા દર્શાવવી નહીં.

નાગકેતુનું દ્રષ્ટાન્ત—ચંદ્રકાન્તા નામની નગરીમાં વિજયસેન રાજા રાજ્ય કરતો હતો. એ નગરીમાં શ્રીકાંત નામે એક મ્હોટો શાહુકાર વસતો હતો. શ્રીકાંત શેઠને શ્રીસખી નામની એક ગુણવતી ભાર્યા હતી દેવોના અનુગ્રહથી શ્રીસખીને એક પુત્ર થયો. શેઠનું આખું કુટુંબ ભારે ધાર્મિક અને શ્રદ્ધાવાળું હતું ધર્મધ્યાન અને જપ-તપ વિગેરેના વાર્તાલાપ તથા વિધિવિધાનથી ઘરના વાતાવરણમાં પણ શુદ્ધ સંસ્કાર પડતા. પર્યુષણા પર્વનો પ્રસંગ પ્રાપ્ત થયો અને શેઠના ઘરમાં અઠ્ઠમ તપની વાતચીત થવા લાગી. પેલા બાળકના કાને આ વાતના ભણકાર પડ્યા. અઠ્ઠમ અને પર્યુષણનું નામ સાંભળતાની સાથે જ ન્હાના-નિર્દોષ બાળકને એકદમ જાતિસ્મરણ જ્ઞાન થયું અને અઠ્ઠમ કરવાના ઉંચા અભિલાષથી તેણે માતાને ધાવવાનું છેક માડી વાળ્યું.

પોષણના અભાવે શિશુ સંતાન, માલતીનું પુષ્પ કરમાય તેમ રોજ સૂકાવા લાગ્યું. માતપિતાએ ઘણા ઘણા ઉપાયો કર્યા પણ બાળકે તે તરફ મુદ્દલ લક્ષ ન આપ્યું. એક તો બાળ વય અને તેમાંયે વળી આવી આકરી તપસ્યા! સુકુમાર દેહનું ચૈતન્ય ક્રમે ક્રમે ઉડી ગયું અને તે મૂર્છાવશ થયો સ્નેહાળ માતપિતાને પોતાના એકલવાયા પુત્રના આવા હાલહવાલથી કેવો ભારે આઘાત થયો હશે તેની કલ્પના આપણે પોતે જ કરી શકે શ્રીકાંત શેઠ અને શ્રીસખી આ કઠણ આઘાત સહન કરી ન શક્યા. તેમણે પોતાના પુત્રને મૃતવત્ લેખી તેજ ક્ષણે પ્રાણ છોડી દીધા!

આ તરફ રાજાને એ વાતના સમાચાર મળ્યા. તેણે પોતાના અનુચરોને આજ્ઞા કરી કે-"જાઓ, નિસંતાન શેઠના ઘરની તમામ ઋદ્ધિ-સમૃદ્ધિ આપણા રાજભંડારમાં ઠલવી દો" રાજાની આજ્ઞા પામી સુભટો શ્રીકાંતના વૈભવથી ભરેલા ઘર તરફ ધસ્યા.

બાળકની તપસ્યાનો પ્રભાવ તો જુઓ! તેના તપોબળથી ધરણેન્દ્રનું આસન ખળભળ્યું! તેણે ક્ષણમાત્રમાં સઘળો વૃતાન્ત જાણી લીધો અને તત્કાળ બ્રાહ્મણનો વેષ લઈ પૃથ્વી ઉપર આવી ઉભો રહ્યો. તેણે આવતાની સાથે પહેલું કામ શું કર્યું? પેલા મૃતવત્ બાળકને અમૃતના છાંટા નાખી સાવધ કર્યો અને તે પછી પેલા રાજાના નોકરોને શેઠની સમૃદ્ધિ લઈ જતા અટકાવ્યા. નોકરોએ જઈ રાજાને ફર્યાદ કરી કે એક અજાણ્યો બ્રાહ્મણ અમને અમારી ફરજ બજાવતા અટકાવે છે અને અનેક રીતે સમજાવવા છતાં તે સમજતો નથી. આખરે રાજાને પોતાને તે સ્થાને જવાની જરૂર પડી.

"હે અપરિચિત બ્રાહ્મણ! શ્રીકાંત શેઠની ધનમિલ્કત લેતા રાજાના અનુચરોને તું શા માટે અટકાવે છે? તને ખબર નથી કે જે કોઈ પ્રજાજન નિસંતાન ગુજરી જાય અને જેનો કોઈ વારસ નથી હોતો તેની બધી મીલ્કત રાજ્યના ખજાનામાં જ જવી જોઈએ? આ રાજ્યની એ સનાતન પ્રથા છે" રાજાએ બ્રાહ્મણરૂપે આવેલા ધરણેન્દ્ર દેવને સંબોધીને કહ્યું.

બ્રાહ્મણે શાંતિથી ઉત્તર આપ્યો-"હે રાજન્! શ્રીકાંત શેઠ સંતાન રહિત ગુજરી ગયા છે એમ માનવામાં તમારી મ્હોટી ભૂલ થાય છે."

રાજા આશ્ચર્યથી આભો બની ગયો. જે વાત આખા ગામમાં નિઃસંદેહપણે સાબીત થઈ ચુકી હતી તેને આવી નિર્ભયતાથી

ખોટી પાડનાર બ્રાહ્મણ તરફ રાજા ઘડીભર જોઈ રહ્યો. તેણે પ્રશ્ન કર્યો કે.—"શ્રીકાંત શેઠ અપુત્ર ગુજરી ગયો છે કે નહીં તેનો નિર્ણય તો એક રીતે થઈજ ચુકયો છે. પણ હે બ્રહ્મદેવ ! આપ કોણ છો અને કયાંથી અને શા સારૂ આ પ્રપંચમાં પડ્યા છો તે જરી કહી સંભળાવશો ? "

બ્રાહ્મણે પોતાનું શુદ્ધ સ્વરૂપ દર્શાવવામાં વિલંબ ન કર્યો તેણે સૌની સમક્ષ ખુલ્લી રીતે કહી દીધું કે—"હું કોઈ સામાન્ય રખડતા બ્રાહ્મણ નથી. લોકો જેની ધરણેન્દ્ર દેવ કહીને ઉપાસના કરે છે તે ધરણેન્દ્ર-નાગરાજ હું પોતેજ છું. શ્રીકાંત શેઠના પુત્રે પોતાની સંપૂર્ણ બાલ્યાવસ્થામાં અઠ્ઠમ તપ કર્યો હતો તેથી તેની સહાય અર્થે મારે અહીં ખેંચાઈને આવવું પડ્યું છે એ બાળક હજી જીવતો-જાગતો મોજુદ છે એમ કહેતાની સાથેજ ધરણેન્દ્રે, ભૂમિમાંથી સાક્ષાત ધનભંડાર કાઢી બતાવે તેમ તે મૃત ગણાતા પુત્રને બહાર કાઢ્યો અને તે હજી જીવતો જ છે એમ સિદ્ધ કરી બતાવ્યું.

રાજાનો અને તેના અનુચરોનો વિસ્મય હદ ઉપરાંત વધી પડયો તેમણે જીજ્ઞાસા કરી કે.—' આ બાળક જન્મતાવેંત અઠ્ઠમ તપ કરવાને શી રીતે પ્રેરાયો ? "

ધરણેન્દ્રે એ બાળકનો પૂર્વભવ નીચે પ્રમાણે કહી સંભળાવ્યો —" હે રાજન ! આ બાળક પૂર્વભવે એક વણિકપુત્ર હતો ન્હાનપણમાં જ તેની માતા મૃત્યુ પામવાથી તેની સાવકી માતા અનેક પ્રકારે તેને નડ્યા કરતી. એક દિવસે તેણે પોતાના એક મન્મિત્રને પોતાની સાવકી માતાનો અસહ્ય જુલમ કહી સંભળાવ્યો તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યા. તે જોઈ પેલા મિત્રને બહુ દયા આવી મિત્રે કહ્યું કે—" આ સંસારના

બધા દુખ અને કષ્ટથી બચવાનો માત્ર એકજ માર્ગ છે અને તે એજ કે બની શકે તેટલા વ્રતતપ કરવા તે પૂર્વભવમા કઈ તપશ્ચર્યા કરી હોય એમ લાગતુ નથી કારણ કે તપસ્વી પુરૂષને નાગ જેવા દુખદાયક સજોગો કદીપણ પ્રાપ્ત થતા નથી, માટે તુ પણ જો આ પર્યુષણપર્વમા અઠ્ઠમ–છઠ્ઠ જેવા તપ કરે તો જરૂર કોઈ કાળે તારો ઉદ્ધાર થાય " મિત્રની સલાહ માની આ વણિકપુત્રે પર્યુષણમા અઠ્ઠમ કરવાનો નિશ્ચય કર્યો, અને પોતાને કોઇ ઉપદ્રવ ન કરે એટલામાટે પોતાના ઘરની પાસે આવેલી એક ઘાસની ઝુપડીમા જઇ રહ્યો.

એ વાતની પેલી સાવકી માતાને જાણ થઇ તે એક મ ઉઠી, અને એક ધગધગતો અગારો લઈ પેલી ઝુપડી ઉપર નાખી આવી જોતજોતામા ઝુપડીમા આગ લાગી અને આ તપસ્વી બાળક બળી ગયો એ બાળક જ આ ભવે અઠ્ઠમ તપના પ્રભાવથી શ્રીકાંત શેઠના ઘેર પુત્રપણે અવતર્યો છે પૂર્વના સસ્કાર કઇ એકદમ ભૂસાતા નથી તેણે પર્યુષણ પર્વમા અઠ્ઠમ કરવાનો નિશ્ચય તો કર્યો હતો તે નિશ્ચય આ ભવમા પાર પાડવાનો સકલ્પ કર્યો અને કોઇ ન જાણે તેમ અઠ્ઠમ આદર્યો આ બાળક ખરૂ જોતા એક લઘુકર્મી મહાપુરૂષ છે, તે આ ભવમા જ મોક્ષગામી થવાનો છે તમે તેને બરાબર પાળશો તો તમને બહુ ઉપકાર કરનાર થઇ પડશે " એટલુ કહી ધરણેદ્ર દેવે પોતાના કઠનો હાર પેલા બાળકને પહેરાવ્યો અને એક ક્ષણમા અતર્ધ્યાન થઇ ગયો.

ત પછી શેઠના સગા–સબધીઓએ આવી શેઠની ઉત્તર ક્રિયા કરી અને પુત્રનુ "નાગકેતુ" એવુ નામ પાડયુ વખત જતા તે ભારે જિતેદ્રિય અને શ્રદ્ધાવાન શ્રાવક તરીકે પ્રસિદ્ધ થયો એક વાર રાજાએ કોઇ એક નિર્દોષ માણસને ચોરી કરવા

બદલ ગુન્હેગાર ઠરાવી તેનો વધ કર્યો. પેલો નિર્દોષ માણસ મરીને વ્યંતર થયો અને આખા નગરમાં ઉત્પાત મચાવવા લાગ્યો. તેણે એક મ્હોટી શીલા તૈયાર કરી, તે શીલાવડે આખા ગામને છુંદી મારવાનો દ્રઢ સંકલ્પ કર્યો એક વખત તેણે રાજા પ્રત્યેનું વેર લેવા રાજાને લાત મારી સિંહાસન પરથી ઉથલાવી નાખ્યો, રાજાના નાક અને મ્હોમાંથી લોહીની ધારા વહી નીકળી. આ વાતની નાગકેતુને ખબર મળી તેણે વિચાર્યું કે મારા જીવતાં એક વ્યંતર આવો ઉત્પાત કરે અને ગામની સાથે સંઘ તથા જીનપ્રાસાદને પણ જમીનદોસ્ત કરે તે ઠીક નહીં. તેણે તે વ્યંતરને સીધો કરવાની વ્યવસ્થા કરી. એક દિવસે બરાબર સમય જોઈ નાગકેતુ પ્રાસાદના શિખર ઉપર ચઢ્યો અને પેલા વ્યંતરની જબરજસ્ત પાષાણ શીલા પોતાના હાથમાં ઝીલી રાખી. વ્યંતર આ સંયમી પુરૂષ-નાગકેતુનો પ્રભાવ સહન કરી શક્યો નહી. નાગકેતુના તપઃતેજ પાસે તે અન્જાઈ ગયો. આખરે તે નાગકેતુને નમ્રતાપૂર્વક નમી પડ્યો અને પોતાના સર્વ દોષ બદલ ક્ષમા માગી પોતાના માર્ગે પડ્યો એ રીતે રાજાને, રાજ્યને, સંઘને અને જીનપ્રાસાદને તેણે ભયમુક્ત કર્યાં

નાગકેતુની છેલ્લી અવસ્થા પણ બહુ મનોરંજક છે તે એક વખત જીનપૂજામાં તલ્લીન હતો, તેવામાં પુષ્પની અંદરથી એક ઝેરી સર્પે બ્હાર આવી તેને દંશ કર્યો નાગકેતુ દરેક પ્રકારના દુઃખ માટે હંમેશા તૈયારજ હતો, તેથી તેણે એ વેદના બહુજ શાંતિ અને ધીરજથી સહન કરી. ક્રમે ક્રમે તે એવી ઉચ્ચ ભાવના પર આરૂઢ થયો કે તેજ ક્ષણે તેને સહસા કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. શાસન દેવતાએ તેને મુનિનો વેષ અર્પણ કર્યો પછી ચિરકાળ વિહાર કરતા, ઘણા ભવી પ્રાણીઓ ઉપર અનહદ ઉપકાર કર્યો. ૨

સારાંશ એ છે કે નાગકેતુના જીવનનું દૃષ્ટાંત લઈ આપણે સૌએ અઠ્ઠમ તપ કરવામાં હંમેશા પ્રયત્નશીલ રહેવું જોઈએ

## કલ્પસૂત્રમાં મુખ્ય વિષય કયા કયા છે ?

આ કલ્પસૂત્રમાં કયા કયા અધિકારો આવેલા છે અને તે બધાજ વાંચવા, વિચારવાની શા માટે અગત્ય છે તે બતાવનારી જે એક ગાથા પર્યુષણ કલ્પ સંબંધી પ્રત્યેક વ્યાખ્યાનમાં શરૂઆતમાં કહેવામાં આવે છે તે નીચે આપીએ છીએ —

पुरिमचरिमाण कप्पो मंगलं वद्धमाणतित्थम्मि ।
इह परिकहिया जिणगण हराइ थेरावली चरित्तं ॥

ભાવાર્થ—શ્રી ઋષભદેવ અને વીરપ્રભુના શાસનનો આ કલ્પ-આચાર જ છે કે વૃદિ થાય અથવા ન થાય પણ અવશ્ય પર્યુષણા-ચાતુર્માસ સ્થિરતા કરવી અને ઉપલક્ષણથી કલ્પસૂત્ર વાંચવું એમ પણ સમજી લેવું કારણ કે એક તો તે આચાર છે અને વળી શ્રી વર્ધમાન પ્રભુના શાસનમાં મંગળનું કારણ થાય છે આ કલ્પસૂત્રમાં પ્રથમ તો તીર્થંકરોના ચરિત્ર, બીજું ગણધરાદિ સ્થવિરાવલીના ચરિત્રો અને ત્રીજું સાધુ સામાચારી એ ત્રણ વિષયો ઘણી સારી રીતે વર્ણવવામાં આવ્યા છે તેમાં પ્રથમ અધિકાર તરીકે શ્રી તીર્થંકરોના ચરિત્રોમાંથી, શ્રી વીરપ્રભુનું ચરિત્ર પ્રથમ કહેવામાં આવે છે કારણ કે તેઓ આપણા (નજીકના) ઉપકારી છે અને તથીજ વર્તમાન તીર્થનું નામ વર્ધમાનતીર્થ પડયું છે

નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં

## પાંચ કલ્યાણકો તથા ભગવન્ શબ્દનો અર્થ.

ભદ્રબાહુ સ્વામી પ્રથમ મંગળને માટે પંચપરમેષ્ઠિને નમસ્કાર કરી, વીરપ્રભુના ચરિત્ર વિષે જઘન્ય તથા મધ્યમ વાચનારૂપ પ્રથમ સૂત્ર રચતા કહે છે કે—

તેણં કાલેણં—તે કાળે, એટલે કે આ અવસર્પિણી કાળના ચોથા આરાના છેડે ( મૂળમા જ્યા " ણં " અક્ષર આવે છે તે કેવળ વાક્યાલંકાર અર્થે છે )

તેણં સમએણં—વિશિષ્ટ એવો કાળનો વિભાગ સમય કહેવાય છે, એટલે કે શ્રી વર્ધમાન સ્વામી ચ્યવવું વિગેરે છ વસ્તુના કારણ થયા હતા તે સમયમાં

સમણે—શ્રમણ, એટલે કે તપસ્યા કરવામા તત્પર.

ભગવ—ભગવન ભગ શબ્દના ચૌદ અર્થ થાય છે, ( ૧ ) સુર્ય ( ૨ ) જ્ઞાન ( ૩ ) માહાત્મ્ય ( ૪ ) યશ ( ૫ ) વૈરાગ્ય ( ૬ ) મુક્તિ ( ૭ ) રૂપ ( ૮ ) વીર્ય ( ૯ ) પ્રયત્ન ( ૧૦ ) ઇચ્છા ( ૧૧ ) લક્ષ્મી ( ૧૨ ) ધર્મ ( ૧૩ ) ઐશ્વર્ય અને ( ૧૪ ) યોનિ. તેમાં યોનિ અને સૂર્ય એ બે અર્થ વર્જવા. ભગનો યોનિ અર્થ તો ભગવાનને કોઇ રીતે ન છાજે, પણ સૂર્યની સાથે વાળો પ્રત્યય બરાબર બધબેસતો ન થાય તેથી સૂર્ય અર્થ પણ છાડવો

મહાવીરે—કર્મ રૂપી વૈરીનો પરાભવ કરવામા સમર્થ. અર્થાત્ વર્ધમાન સ્વામી

પંચહત્થુત્તરે—હસ્ત નક્ષત્ર જેની ઉત્તરે આવે તેવું નક્ષત્ર, અર્થાત ઉત્તરાફાલ્ગુની અને પંચહત્થુત્તરે એટલે

પાચ કલ્યાણકમા જેને તેવા પચ હસ્તોત્તર આવેલા છે એવા શ્રી વીરપ્રભુ

હોત્થા—હોતા હવા.

આ સ્થળે કેટલાકો એવો વિવાદ કરે છે કે "પચહત્થુત્તરે, સાઈણા પરિનિવ્વુડે" એ કથનને અગે શ્રી મહાવીર પ્રભુને છ કલ્યાણક પ્રાપ્ત થાય પણ એવી શકા કરવી યોગ્ય નથી કારણ કે જો છ કલ્યાણક માનવામા આવે તો "ઉસભેણ અરહાકોસલિએ પચ ઉત્તરાસાઢે અભીઈ છટ્ઠે હોત્થત્તિ" ઇત્યાદિ જબુદ્વિપ પ્રજ્ઞપ્તિમા જે વચનો આવે છે તે પરથી શ્રી ઋષભપ્રભુને પણ છ કલ્યાણક પ્રાપ્ત થાય. પરતુ એ વાત તો કોઈ સ્વીકારતુ નથી તેથી જેમ "પચ ઉત્તરાષાઢે" એ વાક્યમા નક્ષત્રના સામ્યથી રાજ્યાભિષેક પણ તેમા જ ગણ્યો છે, પણ કલ્યાણક તો "અભીઈછટ્ઠે" એવી રીતે તેની સાથે પાચજ છે અહીંઆ પણ 'પચહત્થુત્તરે' એ પ્રમાણે નક્ષત્રની તુલ્યતાથી તેમા ગર્ભનો અપહાર આવી જાય છે, પરતુ કલ્યાણક તો "સાઈણ પરિનિવ્વુડે" એની સાથે પાચ જ લીધા છે

આચારાગ-ટીકાનુ પ્રમાણ—પચહત્થુત્તરે એ વાક્યના સબધમા શ્રી આચારાગ ટીકા વિગેરેમા પણ ખાસ કરીને પાચ વસ્તુઓની જ વ્યાખ્યા આપી છે કલ્યાણકની વ્યાખ્યા નથી આપી

યાત્રા પચાશકનુ પ્રમાણ—શ્રી હરિભદ્રસૂરિ કૃત યાત્રા પચાશક ઉપરથી અભયદેવ સૂરિજીએ જે વૃત્તિ રચી છે તેમા પણ શ્રી વીરપ્રભુના પાચ કલ્યાણકો જ વર્ણવ્યા છે અને તે આ રીતે છે —( ૧ ) આષાઢમાસની શુક્લ છઠ્ઠે ગર્ભસક્રમ, ( ૨ ) ચૈત્રમાસની શુક્લ તેરશે જન્મ ( ૩ ) માગશર માસની શુક્લ

દશમીએ દીક્ષા ( ૪ ) વૈશાખ માસની શુકલ દશમીએ કેવળજ્ઞાન અને ( ૫ ) કાર્તિક માસની અમાસે મોક્ષ જો છઠું કલ્યાણક ગણાતું હોત તો તેનો પણ અહીં જરૂર ઉલ્લેખ કરત તમે કહેશો કે ગર્ભાપહારને છઠું કલ્યાણક માનવામાં શું ખોટું છે? તેના સમાધાનમાં કહેવાનું કે નીચ ગોત્રકર્મના વિપાકરૂપ હોઇ અતિ નિંદવા યોગ્ય અને વળી એક આશ્ચર્યરૂપ ગણાતું હોય તેને કલ્યાણક કહેવુ શી રીતે ઘટે ? શ્રી વીરપ્રભુનો જીવ દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં અવતર્યો અને માતા ત્રિશલાએ જન્મ આપ્યો એ અસંગતપણાને નિવારવાને માટે જ પચહુત્થુત્તરે એ વચનથી ગર્ભનો અપહાર સૂચવ્યો છે, બાકી એ સિવાય એમાં બીજો કોઈ અર્થ ઘટતો નથી.

સારાંશ કે કલ્યાણક પાચ જ છે હવે ભગવાનને પંચ હસ્તોત્તરપણું મધ્યમ વાચનાથી દર્શાવે છે.—

હત્થુત્તરાહિં ચુએ—એટલે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં ( પ્રાણત નામના દશમા દેવલોકમાંથી ) ભગવંત ચવ્યા ( અને )

ચઇત્તા ગબ્ભં વક્કંતે—ચવીને ગર્ભમા ઉત્પન્ન થયા

હત્થુત્તરાહિં ગબ્ભાઉ ગબ્ભં સાહરિએ—એટલે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં જ દેવાનંદાના ગર્ભમાંથી ત્રિશલાના ગર્ભમાં મૂકાયા

હત્થુત્તરાહિં જાએ—( અને ) ઉત્તરા ફાલ્ગુનીમાં જન્મ્યા.

હત્થુત્તરાહિં મુંડે ભવિત્તા—ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમા ( દ્રવ્ય અને ભાવથી ) મુંડ થઇને ( દ્રવ્યથી મુંડ થવું તેમાં કેશના લોચ વિગેરેનો સમાવેશ થાય છે અને રાગ-દ્વેષનો અભાવ એ ભાવમુંડમા આવી જાય છે )

અગારાઓ—ઘરમાથી નીકળીને

અણગારિઅ —સાધુપણાને
પવ્વઇએ—પ્રાપ્ત થયેલા છે ( અર્થાત્ દીક્ષા લીધી ) તથા
ઉત્તરાફગુણીહિ—ઉત્તરાફા ગુણી નક્ષત્રમા
અણ તે—અન ત વસ્તુના વિષયરૂપ
અણુત્તરે—અનુપમ
નિવ્વાઘાએ—વ્યાઘાત રહિત, ભીંત-છાદડી વિગેરેની સ્ખલના થી રહિત,
નિરાવરણે—સમસ્ત આવરણથી રહિત
કસિણે—કૃત્સ્ન, સર્વ પર્યાયથી યુક્ત-સર્વ વસ્તુઓને જણાવનારૂ
પડિપુણ્ણે—સર્વ અવયવોથી સ પૂર્ણ ( એવા પ્રકારનુ પ્રધાન)
કેવલવરનાણ દ સણે—કેવલજ્ઞાન, કેવલદર્શન
સમુપ્પન્ને—ઉત્પન્ન થયુ (અને તે ઉત્તરાફા ગુ ણી નક્ષત્રમ જ)
સાઇણા પરિનિવ્વુએ ભયવ —અને સ્વાતિ નક્ષત્રમા ભગ વાન્ શ્રી વીર મોક્ષે ગયા

હવે વિસ્તારવાળી વાચનાથી શ્રી વીર પ્રભુનુ ચરિત્ર કહે છે —
તેણ સમએણ —વિગેરેનો અર્થ પૂર્વની જેમ જાણી લેવો
જે સે ગિમ્હાણ —ગ્રીષ્મઋતુના સમયનો
ચઉત્થે માસે—ચોથો માસ
અટ્ઠમે પક્ખે—આઠમો પક્ષ
આસાઢ સુધ્ધે—અષાઢ માસનો શુકલ પક્ષ
તસ્સણ આસાઢસુદ્ધસ્સ—તે અષાઢ માસના શુક્લપક્ષની
છટ્ઠીપક્ખેણ —છટ્ઠી રાત્રિયે ( દિવસ અને રાત્રી વડે અર્ધા ત્રિના બે પક્ષ ગણાય છે તેથી અહીં રાત્રીનો ઉલેખ કર્યો છે અહીં પક્ષ એટલે રાત્રી

છે એવી રીતે તેવીસ તીર્થંકરો થઈ ગયા પછી શ્રમણ ભગવંત શ્રી મહાવીર થયા મહાવીર પ્રભુ વર્તમાન ચોવીસીમાં છેલ્લા તીર્થંકર છે, વળી પૂર્વે થઈ ગએલા તીર્થંકરો પણ શ્રી મહાવીરપ્રભુ થવાના છે એમ સૂચવી ગયા છે શ્રી મહાવીર ભગવાન બ્રાહ્મણ કુંડગ્રામ નામના નગરમાં, કોડાલગોત્રી ઋષભદત્ત બ્રાહ્મણની સ્ત્રી દેવાનંદા બ્રાહ્મણી જે જાલધરસગોત્રી છે, તેની કુખમા ગર્ભરૂપે ઉત્પન્ન થયા. બરાબર મધ્યરાત્રીના સમયે અને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને ચંદ્રયોગ પ્રાપ્ત થતો હતો, તે વખતે પ્રભુ દિવ્ય આહાર, દિવ્ય ભવ અને દિવ્ય શરીરનો ત્યાગ કરી ગર્ભમાં આવ્યા તે વખતે તેઓ ત્રણ જ્ઞાનથી યુક્ત હતા અને "હુ ચ્યવીશ" એવી રીતે ભવિષ્યકાળ જાણતા છતા જે વખતે ચ્યવે છે તે વખતે જાણી શકતા નથી, કારણકે તે એક સમયે થાય છે અને "હું ચ્યવ્યો છુ" એમ પણ જાણે છે

તે રાત્રીએ દેવાનંદા બ્રાહ્મણી ભર ઉંઘમાં ન હતી તેમ પૂરી જાગૃત પણ ન હતી એટલે કે અલ્પ નિદ્રા લઈ રહી હતી પ્રભુ ગર્ભમાં આવ્યા એટલે તેણીએ અતિ ઉદાર, કલ્યાણમય, ઉપદ્રવ હરનારા, મંગળમય અને સુંદર ચૌદ મહાસ્વપ્ન જોયા. એ સ્વપ્ન જોઈ દેવાનંદા જાગી ગયા એ સ્વપ્નનુ વર્ણન મૂળ ગાથામાં આ પ્રમાણે છે.—

"ગય (ગજ), વસહ (વૃષભ), સીહ (સિંહ) અભિસેઅ (અભિષેક), દામ (પુષ્પમાળા) સસિ (શશી) દિણયરં (દિવાકર) ઝયં (ધ્વજ) કુંભં (ઘટ), પઉમસર (પદ્મસરોવર) સાગર, વિમાણ, ભવણ (વિમાન, ભવન) રયણુચ્ચય (રત્નસમુહ) સિહીં ચ (શીખા)"

અર્થ સહેલાઈથી સમજાય તેવો છે. તેમાં જ્યાં અભિષેક છે ત્યા લક્ષ્મી સંબંધી અભિષેક જાણવો, અને પદ્મસરોવર એટલે

જ્યા ઘણા કમળ ઉગેલા છે એવુ સરોવર સમજવુ અહીં એટલુ ધ્યાનમા રાખવાનુ છે કે જે પ્રભુનો જીવ સ્વર્ગથી અવતરે છે તેમની માતા વિમાન જુએ છે અને જે પ્રભુનો જીવ નરકમાથી આવે છે તેમની માતા ભવન—ઘર જુએ છે ઘર કે વિમાન એ બેમાથી એકનુ દર્શન તો થાયજ, તેથી સ્વપ્નની ચૌદની સખ્યા બરાબર જળવાય છે બાકી જ્યા શીખા લખી છે ત્યા ધુમાડા વગરનો અગ્નિ સમજવો

## દેવાનદાની વિસ્મયાપન્ન અવસ્થા

દેવાનદાના હર્ષ, સતોષ અને વિસ્મયનો પાર નરહ્યો ચિત્તમા આનદ, હૃદયમા પ્રીતિ અને મનમા પરમ તુષ્ટિનો અનુભવ થયો તેમને આ સ્વપ્ન જોઈને એટલો બધો હર્ષ થયો કે વર્ષાના જળથી પોષાએલુ કદબનુ ફુલ જેવી રીતે પ્રફુલ્લ થાય તેવી રીતે તેમના રોમેરોમમા પ્રફુલ્લતા વ્યાપી ગઈ ! તે પછી તેઓ સ્વપ્નોનુ એક પછી એક સ્મરણ કરવા લાગ્યા અને પોતાની પથારીમા ઉઠીને બેઠા થયા ત્યારબાદ ઘણીજ ધીરજ, શાતિ, સ્થિરતા અને ગભીરતા પૂર્વક, રાજહસના જેવી ગતિવડે પોતાના પતિ–ઋષભદત્ત બ્રાહ્મણ જ્યા સુતા હતા ત્યા આવ્યા અને તેમને જય તથા વિજયથી વધાવ્યા અર્થાત્ સ્વદેશમા જય થાઓ અને પરદેશમા વિજય થાઓ એવી રીતે આશિષ આપી–વધાવી ભદ્રાસન પાસે ગયા અને શ્રમને પરિહરી, ક્ષોભને દૂર કરી સુખપૂર્વક આસન ઉપર વિરાજ્યા પછી બે હાથ વડે જે અજલી કરેલી હતી અને જે અજલીમા દશ નખ પ્રકાશતા હતા તેમજ જેનુ પ્રદક્ષિણ રૂપે મસ્તક ઉપર ભ્રમણ કરેલુ હતુ તે અજલી દેવાનદાએ પોતાના મસ્તક ઉપર કરી કહ્યુ કે —

" હે દેવાનુપ્રિય, આજ રાત્રે જ્યારે હુ અલ્પ નિદ્રા લઇ રહી

હતી ત્યારે મે ગજ, વૃષભ વિગેરે ચાદ ઉત્તમ સ્વપ્નાં જોયાં અને જોતાંવેંત હું જાગી ઉઠી. તે સ્વપ્નોનું કેવું કલ્યાણકારી અથવા ફળ વૃત્તિવાળું પરિણામ આવશે તેનો મને વિચાર થયા કરે છે" ( અહીં ફળ એટલે પુત્રાદિ અને વૃત્તિ એટલે જીવનનો ઉપાય વિગેરે. )

ઋષભદત્ત બ્રાહ્મણે સ્વપ્ન સંબંધી સઘળો વૃતાન્ત સાંભળી, પોતાની સ્વાભાવિક મતિ, બુદ્ધિ તથા વિજ્ઞાન પ્રમાણે ઉંડો વિચાર કર્યો.

## મતિ, બુદ્ધિ અને વિજ્ઞાનનો અર્થ.

મતિ કોને કહેવી ? જે અનાગત કાલનો વિષય થાય તે મતિ. બુદ્ધિ કોને કહેવી ? જે વર્તમાન કાલનો વિષય થાય તે બુદ્ધિ. વિજ્ઞાન કોને કહેવું ? જે અતીત અને અનાગત વસ્તુનો વિષય થાય તે વિજ્ઞાન

## ઋષભદત્તનો ઉત્તર.

સ્વપ્નના અર્થનો નિશ્ચય કરી ઋષભદત્તે પોતાની પત્નીને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો:—

હે દેવાનુપ્રિયે ! તમે જે સ્વપ્નાં જોયા છે તે ખરેખરજ ઉદાર, કલ્યાણકારી, ધનદાયક, મંગળકારી અને સુંદર છે. તે સ્વપ્ના આરોગ્ય, સંતોષ, દીર્ઘાયુષ, નિરૂપદ્રવતા અને વાંચ્છિત ફળની સિદ્ધિનેજ સૂચવે છે. તેના પ્રતાપે, હે દેવાનુપ્રિયે ! તમને અર્થનો લાભ, વૈભવનો લાભ, પુત્ર અને સુખનો પણ લાભ થશે. તમે નવ માસ અને સાડા સાત દિવસ ગયા પછી એક પુત્રનો જન્મ આપશો. તે પુત્ર કેવો થશે તે હું વિસ્તારથી કહું છું તે સાંભળો.

## બત્રીશ લક્ષણા પુરૂષનુ વર્ણન

તમને કોમળ હાથ-પગવાળો, લક્ષણોવાળો અને સ્વરૂપથી પરિપૂર્ણ એવી પાચ ઇંદ્રિયોવાળો તેમજ લક્ષણ અને વ્યજનના ગુણે યુક્ત એવો પુત્ર થશે ( અહીં લક્ષણ એટલે છત્ર ચામરાદિ જાણવા ચક્રવર્તી અને તીર્થંકરોને એકહજાર ને આઠ હોય છે, બળદેવ અને વાસુદેવને એકસો આઠ હોય છે વ્યજન એટલે તલ તથા મસા ) અને ભાગ્યવાનને બત્રીસ લક્ષણો હોય છે, તે લક્ષણો આ પ્રમાણે —

( ૧ ) છત્ર, ( ૨ ) કમલ, ( ૩ ) ધનુષ્ય, ( ૪ ) રથ, ( ૫ ) વજ્ર, ( ૬ ) કાચબો, ( ૭ ) અકુશ, ( ૮ ) વાપિકા, ( ૯ ) સાથીઓ, ( ૧૦ ) તોરણ, ( ૧૧ ) સરોવર, ( ૧૨ ) કેસરી (૧૩) વૃક્ષ, ( ૧૪ ) ચક્ર, ( ૧૫ ) શખ, ( ૧૬ ) હાથી, ( ૧૭ ) સમુદ્ર, ( ૧૮ ) કળશ, ( ૧૯ ) મહેલ, ( ૨૦ ) મત્સ્ય, ( ૨૧ ) જવ, ( ૨૨ ) યજ્ઞસ્તભ, ( ૨૩ ) સ્તૂપ, ( ૨૪ ) કમડલ, ( ૨૫ ) પર્વત ( ૨૬ ) ચામર, ( ૨૭ ) દર્પણ, ( ૨૮ ) બળદ, ( ૨૯ ) પતાકા, (૩૦) લક્ષ્મીનો અભિષેક (૩૧) ઉત્તમમાળા અને (૩૨) મયુર આ પ્રકારના બત્રીસ લક્ષણ પુણ્યવત જીવોને જ હોય છે

વળી એવા બત્રીસ લક્ષણા પુરૂષના સાત લક્ષણ રાતા, છ ઉંચા, પાચ સૂક્ષ્મ, પાચ દીર્ઘ, ત્રણ વિશાલ, ત્રણ લઘુ અને ત્રણ ગભીર એવા પ્રકારના હોય છે

## શરીરના અગોપાગ ઉપરથી પુરૂષ પરીક્ષા

સાત રાતા લક્ષણો—જેના નખ, પગ, હાથ, જીભ, હોઠ, તાળવુ અને નેત્રના ખૂણા રાતા હોય તે શ્રેષ્ઠ કહેવાય.

છ ઉન્નત લક્ષણો—કાખ, હૃદય, ડોક, નાસિકા, નખ અને મુખ એ છ વાના ઉન્નત હોય તે શ્રેષ્ઠ ગણાય.

**પાંચ સૂક્ષ્મ લક્ષણો**—દાંત, ચામડી, કેશ, આંગલીના પર્વ, અને નખ એ પાંચ જેના સૂક્ષ્મ હોય તે શ્રેષ્ઠ

**પાંચ દીર્ઘ લક્ષણો**—આંખો, હૃદય, નાસિકા, હડપચી અને ભૂજા એ પાંચ જેનાં દીર્ઘ હોય તે શ્રેષ્ઠ.

**ત્રણ વિશાળ લક્ષણો**—કપાળ, છાતી અને મુખ એ ત્રણ જેના વિશાળ હોય તે શ્રેષ્ઠ.

**ત્રણ લઘુ લક્ષણો**—કંઠ, સાથળ અને પુરૂષચિન્હ જેના લઘુ હોય તે શ્રેષ્ઠ

**ત્રણ ગંભીર લક્ષણો**—પરાક્રમ, સ્વર અને નાભિ એ ત્રણ જેના ગંભીર હોય તે શ્રેષ્ઠ

તેમજ મુખ એ શરીરનો અર્ધો ભાગ છે, અર્ધો નહીં પણ આખો ભાગ છે એમ કહીએ તોપણ ખોટું નથી આખા શરીરમા મુખ મુખ્ય છે તેમાંય પણ નાસિકા શ્રેષ્ઠ છે. અને નાસિકાથી પણ નેત્રો શ્રેષ્ઠ છે. જેના જેવા નેત્ર હોય તેનું તેવું શીલ જાણવું, જેવી નાસિકા તેવી સરળતા જાણવી, જેવું રૂપ તેવુ ધન અને જેવુ શીલ તેવા ગુણો જાણવા વળી જે બહુ ઠીંગણો હોય, બહુ લાંબો હોય, બહુ જાડો અથવા બહુ પાતળો હોય, અને બહુ કાળો તથા ગોરો હોય તો તે છએમાં સત્વ હોય છે.

## સ્વર્ગ–નરક વિગેરે યોનીમાંથી આવનાર કેવા હોય ?

**સ્વર્ગમાંથી આવનાર**—જે સારી રીતે ધર્મકરણી કરતો હોય, સારો ભાગ્યશાળી હોય, શરીરે નીરોગી હોય, જેને સારાં સ્વપ્ના આવતાં હોય, સારી નીતિવાળો હોય, અને કવિ હોય તે પુરૂષનો આત્મા સ્વર્ગમાંથી આવેલો હોય અને પાછો સ્વર્ગમાં જાય એમ સુચવે છે.

**માનવલોકમાંથી** આવના —જે નિષ્કપટ હોય, દયાળુ હોય, દાનવીર હોય, ઇંદ્રિયોને કાબુમા રાખનાર હોય, ડાહ્યો હોય, અને હમેશા સરળસ્વભાવી હોય તે મનુષ્ય માનવલોકમાથી આવ્યો હોય અને ફરી પણ મનુષ્ય થવાનુ સૂચવે છે

**પશુયોનિમાંથી આવનાર**—જેને કપટ, લોભ, ક્ષુધા, આળસ અને આહાર ઘણા હોય, તે પોતાની વર્તણુથી જ પુરવાર કરે છે કે તે તિર્યંચ યોનિમાથી આવેલો હોવો ઘટે અને પાછો તે યોનિમા ઉત્પન્ન થાય એમ દર્શાવે છે

**નરક ગતિમાંથી આવનાર**—જે રાગ (મોહ) વાળો હોય, સ્વજનો પ્રત્યે દ્વેષભાવ રાખતો હોય, ખરાબ ભાષા વાપરતો હોય તથા મૂર્ખાના સોબતમા રહે તો તે માણસ પોતાનુ નરક ગતિમાથી આગમન અને ગમન સુચવે છે

## સામુદ્રિક લક્ષણો

**આવર્ત**—પુરૂષોને જમણી બાજુએ જમણુ આવર્ત્ત શુભ ફળ આપે છે, ડાબી બાજુએ ડાબુ આવર્ત હોય તે અશુભ કરનારૂ—અતિ નિંદનીય જાણવુ બાકી બીજી દિશાઓમા હોય તો મધ્યમ જાણવુ

**હાથના તળીયા**—જેમના હાથનુ તળીયુ રેખા વિનાનુ હોય અથવા તો ઘણી રેખાઓ હોય તેઓ અ૫ આયુષ્યવાળા, નિર્ધન અને દુખી હોય છે જના હાથનુ તળીયુ લાલ હોય તે ધનવાન્ હોય, લીલુ હોય તો દારૂડીયો હોય, પીળુ હોય તો પરસ્રીલપટ હોય અને કાળુ અથવા મલિન હોય તો નિર્ધન હોય પુરૂષનો હાથ સ્વાભાવિક રીતે જ કઠણ અને સ્રીનો સુકોમળ હોય તે સારૂ સામુદ્રિક લક્ષણો જોવા હોય તો પુરૂષનો જમણો હાથ અને સ્રીનો ડાબો હાથ જોવો જોઇએ જેના હાથનુ

તળિયું ઉંચું હોય તે દાતાર હોય, ઉંડુ હોય તો નિર્ધન હોય, વાટકા જેવું ગોળ તથા ઉંડું હોય તો ધનવંત હોય.

**હાથની આંગળીઓ**—પાતળી અને સીધી હોય તે સારી. પુરૂષની અનામિકા ( ટચલી આંગળી પાસેની ) આગળીના વેઢાની છેલ્લી રેખાથી ટચલી આંગળી મોટી હોય તો તેને ધનની વૃદ્ધિ થાય, તેમજ મોસાળપક્ષ પણ મ્હોટો હોય

**ગોત્ર, ધન અને આયુષ્યની રેખા**—મણિબંધ (કાંડું અને હથેળીના વચ્ચેનો સાંધો ) થી જે રેખા નીકળે છે તે ગોત્રની રેખા છે અને કરભ ( મણિબંધથી ટચલી આંગળા સુધીનો હથેળીનો બાહ્ય ભાગ ) થી જે બે રેખા ચાલે છે તે ધન તથા આયુષ્યની રેખાઓ છે; એ ત્રણે રેખા તર્જની ( અંગુઠા પાસેની ) અને અંગુઠા વચ્ચે જાય છે. જેમની એ ત્રણે રેખા સંપૂર્ણ તથા નિર્દોષ હોય તેમના ગોત્ર, ધન તથા આયુષ્ય સંપૂર્ણ જાણવાં. આયુષ્યની રેખાથી જેટલી આંગળીઓ ઓળંગાય તેટલા પચ્ચીશ પચ્ચીશ વરસનું આયુષ્ય જાણવું.

**માન પ્રતિષ્ઠા-સુખ અને ભાઇ બ્હેનની રેખા**—આયુષ્ય રેખાના પલ્લવ મણિબંધની સન્મુખ નીકળે તો તે સંપત્તિના જાણવા, અને આગળીઓની સન્મુખ નીકળે તો વિપત્તિના જાણવા. જેને મણિબંધથી ઉર્ધ્વ રેખા નીકળી અંગુઠાની સન્મુખ આવે તેને સુખ થાય, ધનનો લાભ થાય, અને રાજ્યનો પણ લાભ થાય ત ઉર્ધ્વરેખા તર્જની સન્મુખ આવે તો રાજા અથવા રાજા સરખો થાય; વચલી આગળી સન્મુખ આવે તો આચાર્ય અથવા સેનાપતિ થાય, અનામિકા સન્મુખ આવે તો ઘણા ધનવાળો સાર્થવાહ થાય. અને છેલ્લી આગળીની સન્મુખ આવે તો લોકોમાં પ્રતિષ્ઠા પામે

અંગુઠો અને ગોત્ર રેખાની વચ્ચે ભાઇ-બ્હેનની રેખા હોય

છે, કરભ અને આયુષ્ય રેખાની વચ્ચે સતાનની રેખા હોય છે,
આયુષ્ય રેખા અને ટચલી આગળી વચ્ચે સ્રીની રેખા હોય છે

અગુઠાના મધ્ય ભાગમા જો જવ હોય તો વિદ્યા, પ્રખ્યાતિ અને સમૃદ્ધિ મળે, તેમજ જો જમણા અગુઠામા જવ હોય તો શુકલપક્ષમા જન્મ જાણવો

**નેત્ર, દાત, મસ્તક વિગેરે** —જેના નેત્ર લાલ રહેતા હોય તેને સ્રી કદી ત્યજતી નથી, સુવર્ણ સમાન પીળી-માજરી આખ વાળાને ધન ત્યજતુ નથી, લાબી ભુજાવાળાને ઐશ્વર્ય કદિ ત્યજતુ નથી અને શરીરે હૃષ્ટપુષ્ટ હોય તેને સુખ ત્યજતુ નથી વળી આખોમા ચીકાશ હોય તો સૌભાગ્ય મળે, દાતમા ચીકાશ હોય તો ઉત્તમ ભોજન મળે, શરીરમા ચીકાશ હોય તો સુખ મળે અને પગમા ચીકાશ હોય તો વાહન મળે

જેની છાતી વિશાળ હોય તે ધન અને ધાન્યનો ભોગી થાય, જેનુ મસ્તક વિશાળ હોય તે ઉત્તમ રાજા થાય, જેની કમ્મર વિશાળ હોય તેને ઘણા પુત્ર તથા સ્રી હોય અને જેના પગ વિશાળ હોય તે હમેશા સુખી થાય

ઋષભદત્ત બ્રાહ્મણ દેવાનદાને કહે છે કે "માન, ઉન્માન અને પ્રમાણવડે આખુ અગ સપૂર્ણ અને સુદર છે તેવા પુત્રનો તમે જન્મ આપશો '

## માન, ઉન્માન અને પ્રમાણનુ સ્પષ્ટીકરણ

**માન** —પાણીથી સપૂર્ણ ભરેલી કુડીમા માણસને બેસાડ્યા બાદ જે પાણી બહાર નીકળી જાય તે પાણી એક દ્રોણ-બત્રીસ શેર જેટલુ વજનનુ થાય તો તે માણસ માનને પ્રાપ્ત થયેલો જાણવો

**ઉન્માન** —પુરુષને કાટે ચઢાવી જોખવાથી જો તેનુ વજન

અર્ધભાર થાય તો તેને ઉન્માનને પ્રાપ્ત થયેલો જાણવો. ભારના માપનું પ્રમાણ આ પ્રમાણે છે—

છ સરસવનો એક જવ, ત્રણ જવની એક રતી, ત્રણ રતીનો એક વાલ, સોળ વાલનો ગદીયાણો, દસ ગદિયાણાનો એક પલ, દોઢસો ગદિયાણાનો એક મણ, દસ મણની એક ધડી અને દસ ધડીનો એક ભાર દોઢસો પળનો એક મણ થાય એમ જે કહ્યુ છે ત્યાં પળને બદલે ગદીયાણા લેવા જો દોઢસો પળનો મણ લઇએ તો ભારના અઠ્યોતેર મણ થઇ જાય અને તેના અર્ધ ભાગે ઓગણ-ચાલીશ મણ થાય એટલુ શરીરનું માન ન સંભવે. જો દોઢસો ગદીયાણાનો મણ લઇએ તો ચાલીશ શેરના માન વડે કંઈક અધિક એવા પોણા આઠ મણ થાય, અને તેનું અર્ધું માન એટલે પોણા ચાર મણ અને પાંચશેરથી વધારે શરીરનુ પ્રમાણ સંભવે. તેથી દોઢસો ગદિયાણાનો મણ સંભવે.

પ્રમાણ—એટલે ઉંચાઇ. ઉત્તમ પુરૂષો પોતાના અંગુલ વડે એકસો ને આઠ અંગુલ ઉંચા હોય છે. મધ્યમ પુરૂષ છન્નું આગલ ઉંચા હોય છે અને જઘન્ય પુરૂષ ચોગાશી આગલ ઉંચા હોય છે અહી એકસોઆઠ અંગુલનુ જે ઉંચાઇનુ પ્રમાણ કહ્યુ તે તીર્થંકર સિવાયના પુરૂષોને માટે સમજવાનુ છે તીર્થંકરને તો બાર અંગુલ ઉંચાઇ પ્રમાણનુ ઉષ્ણીય (શીખા) ગણુતા એકસો ને વીસ અંગુલ થાય.

## યૌવન પહેલાં એ બાળક શું શું ભણશે?

ઋષભદત્ત બ્રાહ્મણ દેવાનંદાને ઉદ્દેશીને કહે છે કે—"વળી ચંદ્રમાની પેઠે સૌમ્ય આકૃતિવાળા, મનોહર, પ્રિયદર્શન, સ્વ-રૂપવાન અને દેવકુમાર જેવા પુત્રને તમે જન્મ આપશો. તે પુત્ર જ્યારે બાલ્યભાવ છોડીને આઠ વર્ષનો થશે ત્યારે તેને સઘળુ

વિજ્ઞાન પરિણમશે અને પછી જ્યારે અનુક્રમે યૌવન અવસ્થાને પ્રાપ્ત થશે ત્યારે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વણવેદ એ ચાર વેદ, પાચમુ પુરાણશાસ્ત્ર, છઠ્ઠુ નિઘંટુ શાસ્ત્ર-નામમાળા શાસ્ત્ર વિગેરે શાસ્ત્રો અંગ-ઉપાંગ તથા રહસ્ય સહિત શીખશે " શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ અને નિરુક્ત એ છ અંગ કહેવાય છે અને તે અંગના વિસ્તારપૂર્વક અર્થ જણાવનાર ઉપાંગ કહેવાય છે " વળી ચારે વેદને બરાબર સંભારી રાખશે, ચારે વેદમા પારગામી થશે અને કોઇ અશુદ્ધ પાઠ ભણશે તો તેને વારશે, વેદોના પાઠને શુદ્ધ રીતે ધારી રાખશે વળી હે દેવાનુપ્રિયે, તે પુત્ર પૂર્વોક્ત છ અંગનો વિચાર કરનારો થશે, ષષ્ઠિતંત્રમા-કપિલસંબંધી સાંખ્ય શાસ્ત્રમા વિશારદ થશે, લીલાવતી જેવા ગણિત શાસ્ત્રમા પ્રવીણ થશે " જેમકે એક સ્તંભનો અર્ધો ભાગ પાણીમા છે, બારમો ભાગ કાદવમા છે, છઠ્ઠો ભાગ વેળુમા છે અને દોઢ હાથ બહાર દેખાય છે તો પછી તે આખો સ્તંભ કેટલા હાથનો હશે ? આ પ્રશ્ન ગણિતશાસ્ત્રનો છે અને તેનો જાણકારજ જવાબ આપી શકે કે એ સ્તંભ છ હાથનો છે એવા સંખ્યાશાસ્ત્રમા પણ તે પ્રવીણ થશે " વળી તે આચાર સંબંધી ગ્રંથનો જાણનાર થશે, અક્ષરોના આમ્નાય ગ્રંથોમા તથા યજ્ઞ વિગેરેના વિધિ શાસ્ત્રોમા નિપુણ થશે વ્યાકરણ-શબ્દશાસ્ત્રમા પંડિત થશે છંદશાસ્ત્રમા, નિરુક્ત એટલે પદોની વ્યુત્પત્તિરૂપ ટીકા વિગેરેમા, જ્યોતિષ શાસ્ત્ર અને બ્રાહ્મણોને હિતકારી થાય એવા બીજા ઘણા શાસ્ત્રોમા તે પુત્ર કુશળ થશે, તેમજ સંન્યાસ સંબંધી આચારશાસ્ત્રોમા પણ તે અતિશય નિપુણ થશે "

## વ્યાકરણો કેટલા અને કયા કયા ?

ઉપર વ્યાકરણ વિષે ઉલ્લેખ કરવામા આવ્યો છે, વ્યાકરણ કેટલા અને તેના શા શા નામ છે તે અહીં ટુંકમા કહીએ છીએ.

(૧) ઐંદ્ર વ્યાકરણ (૨) જૈનેંદ્ર વ્યાકરણ (૩) સિદ્ધહેમચંદ્ર વ્યાકરણ (૪) ચાંદ્ર વ્યાકરણ (૫) પાણિનીય વ્યાકરણ (૬) સારસ્વત (૭) શાકટાયન (૮) વામન (૯) વિશ્રાંત (૧૦) બુદ્ધિસાગર (૧૧) સરસ્વતીકંઠાભરણ (૧૨) વિદ્યાધર (૧૩) કલાપક (૧૪) ભીમસેન (૧૫) શૈવ (૧૬) ગૌડ (૧૭) નંદિ (૧૮) જયોત્પલ (૧૯) મુષ્ટિ (૨૦) જયદેવ વિગેરે.

"હે દેવાનુપ્રિયે' તમે ખરેખર આરોગ્ય, સંતોષ, દીર્ઘાયુષ્ય, મંગલ, અને કલ્યાણકારી સ્વપ્ન જ જોયા છે" એમ કહી તે વારંવાર તેની અનુમોદના કરવા લાગ્યો.

## દેવાનંદાનો ઉત્તર.

દેવાનંદા બ્રાહ્મણીએ પોતાના સ્વામી પાસેથી બધી હકીકત સાંભળી અને હૃદયમા અવધારી. પછી તે વિકસિત હૃદયવાળી, સંતુષ્ઠ મનવાળી નાગી બે હાથ જોડી, દસ નખ ભેગા કરી, આવર્ત્ત કરી, મસ્તકે અંજલી જોડી કહેવા લાગી કે:—"હે દેવાનુપ્રિય, એ એમજ છે, તમે સ્વપ્નાનું જે ફળ કહ્યું તે ખરાબર જ છે. તે સંદેહ રહિત છે. ઇચ્છાને અનુરૂપ જ છે. આપના મુખમાથી પડતા જ મે તે ગ્રહણ કર્યું છે તમે જે અર્થ કહો છો તે યથાસ્થિત જ છે' એ પ્રમાણે કહી તેણે સ્વપ્નાનો સારી રીતે અંગીકાર કર્યો, અને ઋષભદત્તની સાથે મનુષ્ય સંબંધી ઉદાર અને ભોગવવા યોગ્ય ભોગ ભોગવતી રહેવા લાગી

## સૌધર્મેન્દ્ર.

તે કાળે અને તે સમયે સૌધર્મેન્દ્ર સુધર્મા સભામા બેઠો છે એ પ્રમાણે સંબંધ છે. તે સૌધર્મેન્દ્ર કેવો છે? શક્ર નામના સિંહાસન ઉપર બેસનારો, દેવોનો સ્વામી, કાંતિ વિગેરેથી દેવોમા અધિક શોભતો. હાથમાં વજ્રને ધારણ કરનારો, દૈત્યોના

નગરોને તોડનારો, શ્રાવક ની પાંચમી પડિમા સો વખત વહન કરનારો અને જેણે પોતાના કાર્તિક શેઠના ભવમાં સો વખત શ્રાવકની પડિમા વહી શતક્રતુ નામ પ્રાપ્ત કર્યું હતું

## કાર્તિક શેઠની કથા

પૃથ્વીભૂષણ નગરમાં પ્રજાપાળ નામે રાજા રાજ્ય કરતો હતો તે નગરમાં રાજમાન્ય, સમૃદ્ધિશાળી, સમ્યકત્વધારી કાર્તિક શેઠ નામે એક પરમ શ્રાવક રહેતો હતો એક વખત તે નગરમાં એક માસનો ઉપવાસી ગૈરિક નામે તાપસ આવ્યો કાર્તિક શેઠ વિના બીજા બધા લોકો તેના ભક્ત બન્યા ગૈરિક તાપસને એ વાતની ખબર પડી તેને કાર્તિક શેઠ પ્રત્યે ખૂબ દાઝ ચડી એક દિવસે નગરના રાજાએ તાપસને ભોજન માટે નિમંત્રણ કર્યું, ત્યારે તેણે રાજા સાથે એવી સરત કરી કે "જો કાર્તિક શેઠ પોતે આવી મને પીરસે તો હું તમારે ત્યાં ભોજન લઉં" રાજાએ એ સરત કબુલ કરી કાર્તિક શેઠને બોલાવવામાં આવ્યા રાજાએ આજ્ઞા કરી કે "તમારે મારે ઘેર આવી ગૈરિકને જમાડવા" કાર્તિક શેઠે કહ્યું કે—"હે રાજન્, આપની આજ્ઞાથી તમારે ઘેર આવી તેને જમાડીશ"

તાપસ જમવા બેઠો અને કાર્તિક શેઠ પોતે પીરસવા લાગ્યા તાપસ જમતા જમતા પોતાના નાક ઉપર હાથ ફેરવવા લાગ્યો અને એ રીતે કાર્તિક શેઠને સૂચવતો જ રહ્યો કે—"મે કેવું તારૂં નાક કાપ્યું ?" શેઠે કંઈ જવાબ ન વાળ્યો

ઘેર આવી વિચાર કરવા લાગ્યો કે—"જો મે પહેલેથીજ દીક્ષા લીધી હોત તો મારે આવા મ્હેણા સાંભળવાનો વખત આવત ખરો ? મે દીક્ષા લેવામાં વિલંબ કર્યો તેથીજ મારે

તાપસના હાથથી પરાભવ ખમવો પડ્યો. એમાં મારો જ દોષ છે" એવુ વિચારી તેણે એક હજાર ને આઠ વણિકપુત્રો સાથે મુનિસુવ્રત સ્વામી પાસે દીક્ષા લીધી.

અનુક્રમે દ્વાદશાંગી ભણી, બાર વરસ સુધી ચારિત્ર પાળી, છેવટે અણસણ કરી, કાળધર્મ પામી કાર્ત્તિક શેઠનો જીવ સૌધર્મ દેવલોકમા ઇન્દ્ર થયો. પેલો ગૈરિક તાપસ પણ અજ્ઞાનદશામાં તપ કરતો મરણ પામી સૌધર્મેન્દ્રના વાહન-ઐરાવણ નામના હાથી રૂપે તેજ દેવલોકમાં ઉત્પન્ન થયો

હાથીએ અવધિજ્ઞાનથી જાણી લીધું કે—"હું પૂર્વે ગૈરિક તાપસ હતો અને આજનો આ ઇન્દ્ર એ કાર્ત્તિક શેઠ પોતેજ છે." આવો વિચાર આવતાં તે ત્યાંથી નાસવાનો પ્રયત્ન કરવા લાગ્યો પરન્તુ ઇન્દ્ર તેને પકડી મસ્તક ઉપર ચડી બેઠો. હાથીએ ડરાવવા પોતાનાં બે રૂપ કર્યાં એટલે ઇન્દ્રે પણ પોતાના બે રૂપ કર્યાં. હાથીએ ચાર રૂપ કર્યાં એટલે ઇન્દ્રે પણ પોતાનાં ચાર રૂપ કર્યાં. એવી રીતે હાથી જેમ જેમ પોતાનાં રૂપ વધારતો ગયો તેમતેમ ઇન્દ્ર પણ પોતાના રૂપ વધારવા લાગ્યો પછી ઇન્દ્રે અવધિજ્ઞાનથી હાથીને ઓળખ્યો, અને તેનો તિરસ્કાર કર્યો એટલે હાથી પોતાનું મૂળ રૂપ ધરી ઉભો થઇ રહ્યો.

## ઇન્દ્રનું ઐશ્વર્ય.

ઇન્દ્ર સહસ્રાક્ષ—હજાર લોચનવાળો કહેવાય છે. કારણ કે તેના પાંચસો દેવમંત્રીઓની હજાર આંખો માત્ર ઇન્દ્રનું જ કાર્ય કરતી હોય છે. મહામેઘો તેને વશ હોય છે, અથવા મઘ નામના દેવવિશેષ નિરંતર તેના તાબામાં રહે છે જેણે પાક નામના અસુરને શીક્ષા કરી છે, જે મેરૂની દક્ષિણે રહેલા લોકાર્ધનો સ્વામી છે, ઐરાવણ હાથી જેનું વાહન છે, જે દેવોને આનંદ

આપનાર છે, જે બત્રીસ લાખ વિમાનોનો અધિપતિ છે, જે રજરહિત આકાશ જેવા સ્વચ્છ વસ્ત્રોને ધારણ કરે છે, જેણે માળા અને મુગટ યથાસ્થાને પહેરેલા છે, નવીન સુવર્ણના મનોહર આશ્ચર્ય કરનારા આજુબાજુ કંપાયમાન થતા એવા બે કુંડલો જેણે ધારણ કર્યા છે, છત્રાદિ રાજચિન્હો જેની મહાઋદ્ધિને સૂચવી રહ્યા છે, શરીર અને આભૂષણોથી અત્યંત દીપતો, મહા બળવાળો, મ્હોટા યશવાળો, મ્હોટા માહાત્મ્યવાળો, મહા સુખવાળો, દેદીપ્યમાન શરીરવાળો, પંચવર્ણી પુષ્પોની બનાવેલી અને છેક પગ સુધી લાંબી માલાને ધારણ કરનારો સૌધર્મ નામે દેવલોકને વિષે, સૌધર્માવતંસક નામના વિમાનમાં, સુધર્મા નામની સભામાં શક્ર નામના સિંહાસન ઉપર બિરાજેલો છે

## ઇન્દ્રનો વૈભવ

તે ઇંદ્ર ત્યાં શું કરે છે? તે સૌધર્મ દેવલોકમાં બત્રીસ લાખ વિમાનો, શક્તિ, આયુષ્ય અને જ્ઞાનાદિક ઋદ્ધિવડે ઇન્દ્રના જેવાજ ચોરાશી હજાર સામાનિક દેવો, ગુરૂસ્થાનીય અને પ્રધાન જેવા તેત્રીશ ત્રાયસ્ત્રિંશક દેવો, સોમ યમ વરૂણ અને કુબેર એ ચાર લોક પાળ, પ્રત્યેક સોળ સોળહજાર દેવીઓના પરિવાર સહિત એવી (૧) પદ્મા (૨) શિવા (૩) શચી (૪) અંજૂ (૫) અમલા (૬) અપ્સરા (૭) નવમિકા અને (૮) રોહિણી નામની આઠ પટ્ટરાણી, બાહ્ય મધ્યમ અને અભ્યંતર એ ત્રણ પર્ષદા, હાથી ઘોડા રથ સુભટ વૃષભ નાટકીયા અને ગંધર્વ એ સાત સેનાઓ, સાત સેનાઓના સાત સેનાધિપતિઓ, ચારે દિશામાં રહેલા ચોરાશી ચોરાશી હજાર આત્મરક્ષક દેવો, ચારે દિશાઓના મળી ઇન્દ્રના ત્રણ લાખ ને છત્રીસ હજાર આત્મરક્ષક દેવો, વળી સૌધર્મ દેવલોકમાં રહેનાર બીજા પણ ઘણા વૈમાનિક દેવો અને દેવીઓ, એ સર્વ પરિવારનું ઇન્દ્ર રક્ષણ કરે છે અને સઘળા પરિવારમાં ઇંદ્રનું અગ્રેસરપણું છે,

નાયકપણુ છે, પોષકપણુ છે, મ્હોટાપણું છે. પોતાના નિયુકત દેવો દ્વારા સૈન્ય પ્રતિ અદ્‌ભૂત આજ્ઞા કરાવતો, પોતે પણ આજ્ઞા કરતો અને વચમાં કાંઈ પણ અંતરાય વિનાનુ નાટકમાં ચાલતું ગાયન તથા વાગી રહેલ વીણા, હાથતાળીઓ, અન્ય વાજીંત્રો, મેઘની ગર્જના પેઠે ગંભીર શબ્દથી વાગતો મૃદંગ, મનોહર શબ્દ કરતો ઢોલ, તેઓના મ્હોટા નાદવડે દેવ સંબંધી અતિશયવાળા ભોગો ભોગવતો બેઠો છે

## ઇન્દ્રે શું જોયું ? તેનો ઉછળતો ભક્તિભાવ

તે સૌધર્મેન્દ્ર આ સંપૂર્ણ જંબૂદ્વીપ નામના દ્વીપને, પોતાના વિસ્તૃત અવધિજ્ઞાનવડે હમેશા જોયા જ કરે છે તેણે શ્રમણ ભગવાન્ મહાવીરને, જંબૂદ્વીપ નામના દ્વીપમાં, ભરતક્ષેત્રમાં, દક્ષિણાર્ધ ભરતમાં, બ્રાહ્મણકુંડગ્રામ નામના નગરમા, કોડાલ ગોત્રવાળા ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા, જાલધર ગોત્રની દેવાનંદા નામની બ્રાહ્મણીની કુખમા ગર્ભપણે ઉત્પન્ન થયેલા જોયા જોતાં જ તે હર્ષિત થયો, સંતુષ્ટ થયો, ચિત્તમાં આનંદ પામ્યો, હૃદયમાં હર્ષ પામ્યો, મનમાં પ્રીતિવાળો થયો. હર્ષના અતિરેકથી, વર્ષાદની ધારાથી પુષ્પ વિકાસ પામે તેમ તેના રોમાંચ પ્રફુલ્લિત થયા, તેના મુખ અને નેત્ર ઉપર પ્રસન્નતા છવાઇ અને પ્રભુદર્શનના અતિશય પ્રમોદને લીધે સંભ્રમ થવાથી તેનાં ઉત્તમ કંકણ, બહેરખાં, બાજુબંધ, મુગટ અને કુંડલ પણ ચલાયમાન થયાં. હારથી શોભતા હૃદયવાળો, લંબાયમાન મોતીનું ઝુંબનક અને ચલાયમાન આભૂષણ ધારણ કરનારો ઈંદ્ર તુરતજ આદર સહિત, ઉત્સુકતા પૂર્વક, ચપળતાથી પોતાના સિંહાસન ઉપરથી ઉઠ્યો. ઉઠીને પાદપીઠથી નીચે ઉતર્યો. ઉતરીને વૈડુર્યરત્ન, ઉત્તમ જાતનું શિષ્ટ રત્ન અને અંજનરત્નવડે જાણે કોઇ ચતુર કારીગરે બનાવી હોય તેવી, દેદીપ્યમાન ચંદ્રકાંતાદિ

મણિ અને કર્કેતનાદિ રત્નોથી જડેલી બન્ને પાદુકાઓને પગ માથી ઉતારી નાખી પછી એક વસ્ત્રવાળુ ઉત્તરાસગ ધારણ કરી અજલિવડે બે હાથ જોડી તીર્થકરની સન્મુખ સાત-આઠ પગલા ગયો પછી પોતાનો ડાબો ઢીંચણુ ઉભો રાખી, જમણુ ઢીંચણુને પૃથ્વીના તલ ઉપર લગાડીને પોતાનુ મસ્તક ત્રણ વાર પૃથ્વીતળને લગાડયુ અને તે સાથે પોતાના શરીરને પણ નમાવ્યુ કડણુ અને બેરખાથી સ્તભિત થયેલી પોતાની ભુજાઓને જરા વાળીને ઉંચી કરી, બે હાથ જોડી, દસે નખ ભેગા કરી, આવર્ત્ત કરી મસ્તકે અજલી જોડીને આ પ્રમાણે બોલ્યો —

નમુત્થુ ણુ અરિહતાણુ—અરિહતોને નમસ્કાર હો. કર્મરૂપ વૈરીઓને હણે તે અરિહત કોઈ ઠેકાણે 'અરહતાણુ' એવો પણ પાઠ છે ઇન્દ્રાદિએ કરેલી પૂજાને યોગ્ય હોય તે અર હત કહેવાય, તેમને નમસ્કાર હો કોઈ ઠેકાણે 'અરૂહતાણુ' એવો પણ પાઠ છે પ્રભુએ કર્મરૂપી બીજનો નાશ કરેલો છે તેથી તેમને સસાર રૂપી ક્ષેત્રમા ફરીથી ઉગવાનુ હોતુ નથી એ અપેક્ષાએ અરૂહત-ફરીથી જન્મ લેવાનો નથી, તે ભગવાનને નમસ્કાર હો

ભગવતાણુ—(અરિહત કેવા છે ?) જ્ઞાનાદિ બાર અર્થવાળા ભગથી યુક્ત ભગ શબ્દના ચૌદ અર્થ થાય છે (જે અગાઉ આપી ગયા છીએ) તેમા પહેલો સૂર્ય અને છેલ્લો યોનિ એ બે અર્થ છોડીને બાકીના બીજા બધા ભગવાનને ઘટી શકે છે જેમકે જ્ઞાનવાળા, માહાત્મ્યવાળા, સાપ-મોર-બિલાડા-કૂતરા વિગેરે જ મવેરી પ્રાણીઓ પણ પ્રભુ આગળ પોતાના વૈરને ભૂલી જતા હોવાથી યશસ્વી, વૈરાગ્યવાળા, મુક્તિવાળા, સુ દર રૂપવાળા, અપરિમિત બળવાળા હોવાથી વીર્યવાળા, તપસ્યા કરવામા પ્રયત્નશીલ, જગતના જીવોનો ઉધ્ધાર કરવાની ઈચ્છા

વાળા, ચોત્રીસ અતિશયરૂપ લક્ષ્મીવાળા, ધર્મવાળા, અને ઇન્દ્રાદિ કરોડો દેવો અને રાજા-મહારાજાઓવડે પૂજાતા હોવાથી ઐશ્વર્યવાળા. એમ ભગ શબ્દના બારે અર્થ અરિહંતને લગાડી શકાય.

આઇગરાણં—પોતપોતાના તીર્થની અપેક્ષાએ આદિ કરનાર.

તિત્થયરાણં—તીર્થ એટલે સંઘ અથવા પ્રથમ ગણધર તેમના સ્થાપનાર.

સયંસંબુદ્ધાણં—પરના કોઇના ઉપદેશ વિના પોતાની મેળેજ બોધ પામેલા,

પુરિસુત્તમાણં—અનંત ગુણના ભંડાર હોવાથી પુરૂષોને વિષે ઉત્તમ,

પુરિસસીહાણં—કર્મરૂપી શત્રુઓનો નાશ કરવામાં શૂરવીર હોવાથી, પરિષહો સહન કરવામાં ધીર હોવાથી અને ઉપસર્ગોથી નિર્ભય હોવાથી પુરૂષોમાં સિંહ જેવા,

પુરિસવરપુંડરિયાણં—પુરૂષોને વિષે ઉત્તમ સફેદ કમળ જેવા. કમળ કાદવમા ઉત્પન્ન થાય છે, પાણીથી વધે છે છતા પાણી તથા કાદવથી નિરાળુ જ રહે છે તેમ ભગવાન્ પણ કર્મો રૂપી કાદવમા ઉત્પન્ન થાય છે, ભોગરૂપી પાણીથી વધે છે છતા અનુક્રમે કર્મ તથા ભોગથી નિરાળા થઇ જાય છે

પુરિસવરગંધહત્થીણં—પુરૂષોને વિષે ઉત્તમ ગન્ધહસ્તી જેવા ગંધહસ્તીની ગંધ માત્રથી બીજા હાથીઓ નાસી જાય છે, તેમ ભગવાન્ જ્યા જ્યાં વિચરે છે, ત્યાં ત્યાના આસપાસના પ્રદેશના રોગ-ઉપદ્રવ વિગેરે નાસી જાય છે.

લોગુત્તમાણં—ભવ્ય લોકને વિષે ઉત્તમ. કારણ કે ભગવાનને ચોત્રીસ તો અતિશય હોય છે.

લોગનાહાણ—ભવ્ય લોકોના નાથ. એટલે કે યોગ અને ક્ષેમ કરનારા યોગ એટલે નહીં પ્રાપ્ત થયેલા જ્ઞાનાદિની પ્રાપ્તિ અને ક્ષેમ એટલે પ્રાપ્ત થયેલા જ્ઞાનાદિનુ રક્ષણ, એ બન્ને કરનાર તેથી ભવ્ય લોકના નાથ

લોગહિયાણ—સર્વ જીવોનુ હિત કરનાર કારણ કે ભગવાન દયાના પ્રરૂપક છે

લોગપઇવાણ—લોકોને વિષે પ્રદીપ સમાન; કારણ કે મિથ્યાત્વરૂપી અ ધકારનો નાશ કરનાર છે

લોગપજ્જોઅગરાણ—લોકોમા પ્રદ્યોત કરનાર, કારણ કે ભગવાન સૂર્યની પેઠે સર્વ પદાર્થોને પ્રકાશ આપે છે

અભયદયાણ—અભયને દેવાવાળા—સાતે ભયને હરનારા સાત ભય કયા કયા? (૧) મનુષ્યને મનુષ્યનો ભય રહે તે ઇહલોકભય, (૨) મનુષ્યને દેવ વિગેરેનો ભય રહે તે પરલોક ભય, (૩) ચોરી વિગેરેનો ભય તે આદાનભય (૪) બહારના નિમિત્ત વિના આકસ્મિક ભય તે અકસ્માત્ ભય (૫) આજીવિકા ચલાવવાનો ભય તે આજીવિકા ભય (૬) મરણ ભય (૭) અપયશ ભય (એ સાતે ભય ભગવાન્ હરે છે)

ચક્ખુદયાણ—શ્રુતજ્ઞાનરૂપ આખ દેનાર

મગ્ગદયાણ—સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ મોક્ષ માર્ગ આપનાર જેમ કોઇ લોકો મુસાફરીએ જતા હતા, તેમનુ દ્રવ્ય ચોરોએ લૂટી લીધુ અને પછી તેમને આખે પાટા બાધીને અવળે માર્ગે ચડાવી દીધા. તેવામા કોઇએ આવી આખપરના પાટા છોડી નાખી, ધન આપી, સાચો માર્ગ બતાવી, ઘણો ઉપકાર કર્યો. તેવી રીતે ભગવાન પણ કામ, ક્રોધાદિ કષાયોએ જેમનુ ધર્મધન લૂટી લીધુ છે અને મિથ્યાત્વરૂપ પાટાથી

જેઓનાં વિવેકરૂપી નેત્ર બંધ થયા છે એવા પ્રાણીઓને શ્રુતજ્ઞાન, સદ્ધર્મ તથા મુક્તિમાર્ગ બતાવી ઉપકારી થયા છે.

**સરણદયાણં**—શરણ આપનાર, ભગવાન જ સંસારથી ભય પામેલાઓનું એક માત્ર શરણ છે.

**જીવદયાણં**—મરણના અભાવવાળું-મૃત્યુવિનાનું જીવન-મોક્ષ આપનાર અથવા પ્રાણીઓ ઉપર દયાવાળા

**બોહિદયાણં**—સમ્યક્ત્વ આપનાર.

**ધમ્મદયાણ**—દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ચારિત્રધર્મ આપનાર.

**ધમ્મદેસયાણ**—ધર્મનો ઉપદેશ આપનાર.

**ધમ્મનાયગાણં**—ધર્મના નાયક-સ્વામી.

**ધમ્મસારહીણ**—ધર્મરૂપી રથના સારથી. સારથી જેમ ખોટા માર્ગથી બચાવી રથને સીધા રાજમાર્ગ ઉપર લઈ જાય છે, તેમ ભગવાન પણ માર્ગથી ભ્રષ્ટ થયેલાઓને રાજમાર્ગમાં સ્થાપે છે

## મેઘકુમાર.

રાજગૃહ નગરમા શ્રેણિક નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ધારિણી નામે રાણી તથા મેઘકુમાર નામે એક પુત્ર હતો. એક વખત શ્રી મહાવીર સ્વામી પૃથ્વી ઉપર વિહાર કરતા, રાજગૃહની બહાર ઉદ્યાનમાં સમોસર્યા. પ્રભુની દેશના સાભળવા શ્રેણિક તથા મેઘકુમાર વિગેરે ત્યાં ગયા. દેશના સાંભળી મેઘકુમારને તિવ્ર વૈરાગ્ય થયો, તેથી તેણે પોતાની આઠ સ્ત્રીઓનો ત્યાગ કરી, મહા મહેનતે માતપિતાની આજ્ઞા મેળવી પ્રભુ પાસે દીક્ષા લીધી ભગવાને મેઘકુમારને ગ્રહણ અને આસેવના વિગેરે સાધુઓના આચાર શિખવવા માટે સ્થવિરોને સોંપ્યો. રાત્રીએ

અનુક્રમે સથારાઓ કરતા મેઘકુમારનો સથારો સર્વ સાધુઓના છેડે-ઉપાશ્રયના બારણા પાસે આવ્યો ત્યા માત્રુ વિગેરેને માટે જતા આવતા સાધુઓના પગની ધૂળથી તેનો સથારો ભરાઇ ગયો ફુલ જેવી સુકોમળ શય્યામા સૂનાર મેઘકુમારને આવા ધૂળથી ભરાએલા સથારામા એક ક્ષણ પણ નિદ્રા ન આવી તે વિચારવા લાગ્યો કે—"ક્યા મારી સુખશય્યા અને કયા આ પૃથ્વી પર પડયા રહેવાનુ ? આવુ દુ ખ મારે કયા સુધી વેઠવુ ? બસ, હવે તો સવાર પડે એટલી જ વાર પ્રભુની રજા લઇ હુ તો ઘેર ચાલ્યો જઇશ "

સવાર થતા મેઘકુમાર પ્રભુ પાસે આવ્યો પ્રભુએ પોતે જ મેઘકુમારને મિષ્ટ વચનોથી સબોધી કહ્યુ કે —"હે વત્સ, તે રાત્રીએ કેવુ દુર્ધ્યાન ચિતવ્યુ ? તે જરા ઉડો વિચાર કર્યો હોત તો જરૂર શાતિ મેળવી શકત તુ વિચાર કર કે આ જીવે જ નારકીના તીવ્ર દુ ખો કેટકેટલા સાગરોપમ સુધી કેટકેટલીવાર સહન કર્યા છે ? એ દુ ખ આગળ અત્યારનુ કષ્ટ શા હીસાબમા છે ? એવો કોણ મૂર્ખ હોય કે જે ચક્રવર્તીની ઋદ્ધિ સિદ્ધિ મૂકી ગુલામી દશા સ્વીકારે ? એવો કોણ અક્કલવિહોણો હોય કે જે ચિતામણી રત્ન મૂકી પત્થરને જ છાતીએ બાધી રાખે ? ચારિત્ર એક એવા પ્રકારનુ રત્ન છે ચારિત્ર એ ચક્રવર્તીઓને પણ મહા દુષ્કર વસ્તુ છે ચારિત્રનુ રક્ષણ કરતા મૃત્યુ આવે તો પણ તે આવકારદાયક છે ચારિત્રનુ કષ્ટ જ્ઞાનપૂર્વકનુ કષ્ટ છે અને તેથી તે મહાન્ ફળને આપનારૂ છે અને તુ પોતે જ વિચારી જો, કે જો નારકીના દુ ખનો પણ એમ વાર આરો આવે છે તો પછી મનુષ્યના દુ ખ તે એની પાસે શા હીસાબમા છે ? વળી તે પોતે જ પૂર્વભવમા કેટલુ કષ્ટ વેઠયુ હતુ અને તેનુ ફળ તુ આજે કેવુ ભોગવી રહ્યો છે ? વળી કહ્યુ છે કે અગ્નિમા પ્રવેશ

કરવો સારો, અને શુદ્ધ કર્મથી મૃત્યુ આવે તો તે પણ સારૂં, પરંતુ ગ્રહણ કરેલા વ્રતનો ભંગ અને શીલની સ્ખલના કરવી તે ઠીક નહી.

## મેઘકુમારનો પૂર્વભવ.

તું અહિંથી ત્રીજે ભવે વૈતાઢ્ય પર્વતની ભૂમિમાં, છ દંતશૂલવાળો, શ્વેતવર્ણવાળો અને એક હજાર હાથણીઓનો સ્વામી એવો સુમેરૂપ્રભ નામનો હસ્તિરાજ હતો. એક દહાડો ત્યા વનમા દાવાનળ લાગ્યો. તેથી ભય પામી ત્યાંથી નાસતો નાસતો બહુજ કાદવવાળા એક તળાવ પાસે પહોંચ્યો. નાસવાના શ્રમને લીધે તરસ પણ ખૂબ લાગી હતી. તળાવમાં જવાના ધોરી માર્ગથી તુ અજાણ હતો તેથી તળાવના પાણી પાસે પહોચતાં પહેલા જ કાદવમાં ખૂચી ગયો. એવી રીતે પાણી અને તીર બન્નેથી ભ્રષ્ટ થયો. એટલામાં તારો પહેલાનો વૈરી એક હાથી ત્યા આવ્યો અને તને દંતશૂળથી મારી ઘાયલ કર્યો એ આઘાતથી સાત દિવસ મહા વેદના ભોગવી એકસોવીસ વર્ષનુ આયુષ્ય સંપૂર્ણ કરી મરણ પામ્યો. ત્યાંથી મરીને વિંધ્યાચળ પર્વતની ભૂમિમા લાલ રંગવાળો ચાર દંતશૂળવાળો અને સાતસો હાથણીઓનો સ્વામી થયો એક વખતે દૂર સળગતા મોટા દાવાનળને જોવાથી તને તારો પૂર્વભવ યાદ આવ્યો પછી એવા દાવાનળના ભયથી હંમેશને માટે બચવા તેં ચાર ગાઉનુ એક માંડલુ બનાવ્યુ. તે માંડલામા ચોમાસા દરમિયાન જો કંઈ ઘાસ-વેલા થાય તો તે સર્વેને મૂળમાંથી ઉખેડી સાફ રાખવા લાગ્યો. હવે એક વખતે તેજ વનમા મ્હોટો દાવાનળ સળગ્યો. સઘળા વનવાસી જીવો ભાગતાં-નાસતા પેલા માંડલામા આશ્રય લેવા દોડી આવ્યા. તું પણ તેજ માડલામા જઈ પહોચ્યો. ધીમે ધીમે આખો માંડલો જીવોથી ચીકાર ભરાઈ ગયો, એક તલપૂર

જગ્યા પણ ખાલી ન રહી આ વખતે તે તારા પોતાના શરીરને ખજવાળવા એક પગ ઉંચો કર્યો. તેટલામા તો એક સસલો બીજી જગ્યાએ ઘણી સકડાશ પડવાથી, તારા પગવાળી ખાલી જગ્યામા આવી બેસી ગયો તુ ખજવાળીને જેવો પગ નીચે મુકવા જાય છે કે તુરત ત્યા સસલો તારી નજરે ચઢ્યો તને દયા આવવાથી બરાબર અઢી દિવસ સુધી તે તારો પગ અદ્ધર જ ધરી રાખ્યો. પછી દાવાનળ શાંત થવાથી સઘળા જીવો પોત પોતાના સ્થાને ચાલ્યા ગયા પેલો સસલો પણ ચાલ્યો ગયો, પરંતુ તારો પગ ઝલાઇ જવાથી—પગની રગો બધાઈ જવાથી તુ જેવો પગ નીચે મુકવા ગયો કે તેજ ક્ષણે પૃથ્વી ઉપર પડી ગયો. ત્યા ત્રણ દિવસ સુધી ભૂખ અને તરસથી પીડા પામ્યો, છતા દયામય દીલ રાખી, સો વર્ષનું આયુષ્ય સંપૂર્ણ કરી આ શ્રેણિક રાજાની ધારિણી નામે રાણીની કુખે તુ પુત્રપણે ઉત્પન્ન થયો છે

હે મેઘકુમાર ! તુ વિચાર કર, તિર્યંચના ભવમા પણ ધર્મને માટે તે કેટકેટલા અને કેવા કષ્ટ વેઠ્યા છે ? અને તેના પરિણામે તુ કેવા ઉચ્ચ ગજકુલમા જન્મ પામ્યો છે ? હવે જો ચારિત્રની ખાતર તુ સહન કરતા શીખીશ તો તને કેવુ અપૂર્વ ફળ મળશે તે પણ વિચારી જો તિર્યંચના ભવમા તો તુ અજ્ઞાની હતો, છતા દયાળુપણે તે વ્યથાને જરા પણ ન ગણકારી અને આ ભવમા તો તુ કંઇક સમજી શકે છે, તો પછી આવા જગતવંદ્ય સાધુઓના ચરણથી અકળાવામા શા સારૂ દુખ પામે છે ? આ સાધુઓ તો મહા પવિત્ર છે, એમના ચરણની રજ તો કોઇ પુણ્યવાન પુરૂષના ભાગ્યમા જ હોય. માટે તુ તારૂ બધુ દુખ તથા દુર્ધ્યાન ભૂલી જા ”

પ્રભુની વાણી સાભળી મેઘકુમારને જાતિસ્મરણ થયુ પૂર્વના બન્ને ભવ સાભરવાથી ઉત્કૃષ્ટ વૈરાગ્ય ઉદ્ભવ્યો અને પ્રભુને

નમીને બોલ્યો કે:—" હે નાથ ! હે સ્વામી ! આપનો ચિરકાળ જય હો ! જેમ ખોટે માર્ગે જતા રથને સારથી સીધા માર્ગે ચડાવે તેમ આપે પણ મને સન્માર્ગે ચડાવ્યો પ્રભુ, આપે મારો ઉદ્ધાર કર્યો."

એવી રીતે પ્રતિબોધ પામેલો મેઘકુમાર ચારિત્રને વિષે સ્થિર થયો અને એવો અભિગ્રહ લીધો કે—" આજથી મારે બે નેત્રો સિવાય શરીરના બીજા અવયવોની શુશ્રૂષા, ગમે તેવું સંકટ પડે તો પણ ન કરવી. એવો યાવજ્જીવનપર્યંત અભિગ્રહ કરી, નિરતિચારપણે ચારિત્ર પાળી, તીવ્ર તપ તપી, અંતે એક માસની સંલેખના કરી, વિજય નામના અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં મોક્ષે જશે. એ રીતે ભગવાન્ ધર્મરૂપી રથના સારથી છે એમ જાણવું.



# વ્યાખ્યાન બીજું

શક્રસ્તવ ( ચાલુ )

ધમ્મવર ચાઉરંત ચક્કવટ્ટીણં—ધર્મને વિષે શ્રેષ્ઠ-ચક્રવર્તી સમાન ચક્રવર્તી જેવી રીતે પૃથ્વી ઉપર પોતાનો વિજય વર્તાવે, તેવી રીતે અરિહંત ભગવાન્ બીજા ધર્મપ્રવર્ત્તકોને વિષે અતિશયવાળા હોવાથી ચક્રવર્તી સમાન છે અથવા ધર્મરૂપી ઉત્તમ ચક્રવડે નરક વિગેરે ચાર ગતિનો અંત કરનાર.

દીવો—બેટની પેઠે, સંસાર સમુદ્રમાં બૂડતા પ્રાણીઓને આધારભૂત.

તાણં—અનર્થોનો નાશ કરી રક્ષણ કરનાર.

સરણં—કર્મોના ઉપદ્રવથી ભય પામેલાઓને શરણરૂપ.

ગઈ—ગતિરૂપ. દુઃખમાથી બચવા જેનો આશરો લેવાય તે ગતિ કહેવાય

પઇટ્ઠા—સંસારરૂપ કૂવામાં પડતા પ્રાણીઓના આધાર

અપ્પડિહય વરનાણ-દંસણ ધરાણં—અસ્ખલિત કેવલજ્ઞાન અને કેવલદર્શનના ધારક

વિયટ્ટ છઉમાણં—ઘાતિકર્મો અથવા સંસાર જેમનાથી નિવૃત્ત થયો છે એવા.

જિણાણં—રાગ દ્વેષને જીતનાર.

જાવયાણં—ઉપદેશ દ્વારા ભવ્ય પ્રાણીઓને રાગદ્વેષ જીતાવનારા,

તિન્નાણં—ભવસમુદ્ર તરનાર.

તારયાણં—ભવ્ય પ્રાણીઓને તારનાર

બુદ્ધાણં—જીવાદિ તત્ત્વોના જાણકાર

બોહયાણં—બીજા જીવોને તત્ત્વનો બોધ આપનાર

મુત્તાણં—બાહ્ય અને આભ્યંતર પરિગ્રહ રૂપ બંધનથી અથવા કર્મબંધનથી મુક્ત થયેલ

મોઅગાણં—બીજાઓને તે બંધનથી મુક્ત કરનાર,

સવ્વણ્ણૂણં—કેવળજ્ઞાનવડે સઘળું જાણનાર.

સવ્વદરિસીણં—કેવળદર્શનવડે સઘળું જોનાર,

સિવ મયલ મરુઅ મણંત મક્ખય મવ્વાબાહ મપુણરાવિત્તિ સિદ્ધિ ગઈ નામધેયં ઠાણં સંપત્તાણં—ઉપદ્રવ રહિત, અચલ, રોગરહિત, અનંત પદાર્થોના જ્ઞાનસ્વરૂપ, ક્ષયરહિત, પીડારહિત અને જ્યા ગયા પછી ફરીથી જન્મ લેવો પડતો નથી એવા સિદ્ધગતિ નામના સ્થાનને પ્રાપ્ત થયેલા

નમો જિણાણં જિયભયાણં—જીતેલ છે કર્મરૂપી વૈરીઓનો ભય જેમણે એવા સર્વ જીનેશ્વરોને મારા નમસ્કાર હો.

એ રીતે સર્વ જીનેશ્વરોને નમસ્કાર કરી સૌધર્મેન્દ્ર વીરપ્રભુને આ પ્રમાણે વદે છે:—શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરને નમસ્કાર હો ! શ્રી મહાવીર કે જે પૂર્વના તીર્થંકરોએ કહેલા અને સિદ્ધગતિ નામના સ્થાન પ્રત્યે જવાની ઈચ્છાવાળા છે તેમને મારા વંદન હો ! હું અહીં રહ્યો છતો તે દેવાનંદા બ્રાહ્મણીની કુખમાં રહેલા તે વીર પ્રભુને વંદના કરું છું. ત્યા રહેલા ભગવાન, અહીં રહેલા મને પોતાના જ્ઞાનવડે જુઓ. એ પ્રમાણે કહીને શ્રમણ ભગવાન મહાવીરને વંદન અને નમસ્કાર કરી, ઇંદ્ર પોતાના ઉત્તમ સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખી બેઠો ત્યાર પછી દેવોના ઇંદ્ર અને દેવોના રાજા શક્રેંદ્રને આવો આત્મ-

વિષયક સ ક પ થયો. તે ચિ તવન સ્વરૂપ, અભિલાષારૂપ અને મનોગત–અર્થાત્ વચનવડે પ્રકાશિત નહીં કરેલો સ ક પ શુ હશે?

## ઇંદ્રની ચિ તા

ઇંદ્રને વિચાર થયો કે તીર્થ કરો, ચક્રવર્ત્તિઓ, બલદેવો અને વાસુદેવો કોઇ દિવસ શુદ્ર કુળમા, અધમ કુળમા, અ પ કુટુ બવાળા કુળમા, નિર્ધન કુળમા કૃપણ કુળમા કે ભિક્ષાવૃત્તિ વાળા બ્રાહ્મણકુળમા, જન્મ્યા નથી, જન્મતા નથી અને જન્મશે પણ નહીં એવા પ્રકારની ઘટના તો કોઇ દિવસ બની નથી, બનતી નથી અને ભવિષ્યમા બને પણ નહીં વસ્તુત તીર્થ કરોથી માડી વાસુદેવ વિગેરે ઉત્તમ જીવો, તો શ્રી ઋષભદેવે રક્ષક તરીકે સ્થાપન કરેલા ઉગ્રકુળોમા, ગુરૂપણે સ્થાપેલા ભોગકુળોમા, મિત્રસ્થાને સ્થાપેલા રાજન્યકુળોમા, શ્રી ઋષભદેવના પોતાના ઇક્ષ્વાકુ વ શના કુળમા, પ્રજાલોકો તરીકે સ્થાપેલા ક્ષત્રિય કુળો મા, હરિવંશ કુળોમા, તેમજ ઋષભદેવના વ શમા થયેલા જ્ઞાત કુળ વિગેરે બીજા પણ તેવાજ પ્રકારના શુદ્ધ જાતિ અને શુદ્ધ કુળવાળા વ શોમા ( મોસાળનો શુદ્ધપક્ષ તે શુદ્ધ જાતિ કહેવાય અને પિતાનો શુદ્ધપક્ષ તે શુદ્ધકુળ કહેવાય ) આવ્યા હતા, આવે છે અને આવશે તો પછી મહાવીર ભગવાન્ આ બ્રાહ્મણ કુળમા કેમ આવે ? ખરેખર, તે એક આશ્ચર્ય છે અને એવા આશ્ચર્ય કારક બનાવો પણ કોઇ ભવિતવ્યતાના યોગે અન તી ઉત્સર્પિણી અને અવસર્પિણી વીતી ગયા પછી આ લોકમા બને છે

## દશ આશ્ચર્યો અથવા અચ્છેરા

આ અવસર્પિણી કાળમા એવા દશ આશ્ચર્યો થયેલા છે ( ૧ ) શ્રી મહાવીર સ્વામીને કેવળી અવસ્થામા પણ થયેલો ઉપસર્ગ ( ૨ ) ગર્ભ હરણ ( ૩ ) શ્રી તીર્થંકર ( ૪ ) અભાવિત

પર્ષદા એટલે કે મહાવીર પ્રભુની પહેલી દેશનાનું નિષ્ફળ જવું, (૫) કૃષ્ણનું અપરકંકામાં ગમન (૬,) ચંદ્ર અને સૂર્યનું મૂળ વિમાને ઉતરવું, (૭) હરિવંશકુળની ઉત્પત્તિ (૮) ચમરેન્દ્રનો ઉત્પાત (૯) એક સમયે એકસો આઠનું સિદ્ધ થવું અને (૧૦) અસયતિઓની પૂજા.

## ગોશાળાનો અત્યાચાર.

અચ્છેરૂં પહેલું—શ્રી વીર પ્રભુને છદ્મસ્થ અવસ્થામાં તો ઘણા ઉપસર્ગ થયા છે, પણ જે કેવલી અવસ્થામા તેના પ્રભાવમાત્રથીજ સર્વ ઉપદ્રવો શમી જવા જોઇએ તે અવસ્થામાં પણ પોતાના શિષ્યાભાસ ગોશાળે ઉપદ્રવ કર્યો એ આખું વૃતાન્ત આવી રીતે છે.—

એક વખત શ્રી વીર પ્રભુ વિહાર કરતા શ્રાવસ્તી નગરીમાં સમોસર્યા. તેજ સમયે ગોશાળો પણ "હુ જિન છુ" એમ લોકોને કહેતો, પોતાની પ્રસિદ્ધિ ફેલાવતો તે નગરીમા આવ્યો લોકોમાં ચર્ચા થવા લાગી કે શ્રાવસ્તી નગરીમાં એકીવખતે બે જીન વર્તી રહ્યા છે. આ વાત સાંભળી શ્રી ગૌતમસ્વામીએ પ્રભુને પૂછ્યું કે —"સ્વામીન્ પોતાને જીન ઓળખાવનાર આ બીજો કોણ છે?" પ્રભુએ ઉત્તર આપ્યો કે.—"ગૌતમ! એ માણસ જીન નથી, પણ શરવણગામનો રહેવાસી મખલિ નામના માણસની સુભદ્રા નામની સ્રીની કુખે જન્મેલો ગોશાળો છે ઘણી ગાયોવાળી બ્રાહ્મણની ગોશાળામાં તે જનમ્યો હોવાથી તેનું નામ ગોશાળો પડયું છે મારી છદ્મસ્થ અવસ્થામાં છ વરસ પર્યંત તે મારી સાથે વિચર્યો છે, મ્હારાજ શિષ્ય તરીકે રહ્યો છે અને મારી પાસેથી કંઈક બહુશ્રુત થઇને આજે પોતે પોતાને જીન તરીકે ફોગટ ઓળખાવે છે." ભગવંતનું આ વચન સાંભળી ગામના લોકોમાં પણ એ વાત ફેલાઇ ગઈ કે ગોશાળો જીન નથી. આ ખરો ખુલાસો

બ્હાર આવવાથી ગોશાળાને ખુબ ક્રોધ વ્યાપ્યો એક દિવસે ભગવતનો આણદ નામે શિષ્ય ગામમા ગોચરી અર્થે ગયો હતો, તેને ગોશાળે કહ્યુ કે —"હે આણદ ! તુ એક દષ્ટાત સાભળ એક વાર કેટલાક વેપારીઓ પૈસો મેળવવા માટે ગાડાઓમા વિવિધ પ્રકારના કરિયાણા ભરી પરદેશ જતા હતા રસ્તામા એક મ્હોટુ મેદાન આ યુ વેપારીઓ તરસ્યા થયા પણ આસપાસ તપાસ ક વા છતા ક્યાઇ પાણીનો પત્તો ન મળ્યો એટલામા ચાર રાફડા અને તેની આસપાસ લીલુ ઘાસ ઉગેલુ તેમની નજરે ચડયુ તેમણે વિચાર કર્યો કે જરૂર, આ ઘાસ ઉપરથી જણાય છે કે આ લામાજ કયાઇક પાણી હોવુ જોઈએ પછી તેમણે તે ટે રો ખોદ્યો તેમની આશા સફળ થઈ, પુષ્કળ પાણી નીકળ્યુ તેમની તરસ છીપી, તેમજ પોતાની પાસે જ વાસણો હતા તે પણ પાણીથી ભરી લીધા

"આપણને જે જોઈતુ હતુ તે મળી ગયુ છે હવે બીજો ટેકરો કોઈ ન ખોદશો" એમ એક વૃદ્ધ પુરૂષે કહ્યુ છતા પણ બીજો ટેકરો ખોદી કાઢયો તેમાથી પુષ્કળ સોનુ નીકળ્યુ આ વખતે પણ પેલા વૃદ્ધ પુરૂષે સૌને વાર્યા અને કહ્યુ કે હવે વધુ લોભ કરવો એ ઠીક નથી છતાય ત્રીજો ટેકરો ખોદ્યો તો તેમ થી ઘણા રત્નો નીકળી પડ્યા આખરે પેલા વૃદ્ધ પુરૂષે સલાહ આપી કે—"આપણને જોઇએ તે કરતા પણ અધિક લાભ થયો છે, પાણી મળ્યુ તેની સાથે સુવર્ણ અને રત્ન પણ મળ્યા છે માટે એટલેથી જ સતોષ માનો તો બહુ સારૂ હવે આપણે આપણ માર્ગે પડીએ એજ ઠીક છે" આ પ્રમાણે વારવા છતા વેપારીઓએ લોભને વશ થઈ ચોથો ટેકરો પણ ખોદ્યા તેમ થી એક દૃષ્ટિવિષ સર્પ બ્હાર નાકળ્યો તેણે અત્યત ક્રોધપૂર્વક

રાફડા ઉપર ચડી ચારે તરફ દષ્ટિ ફેંકી વેપારીઓને મારી નાંખ્યા. પેલા વૃદ્ધ પુરૂષ જેણે હિતોપદેશ આપી સૌને વારવાનો પ્રયત્ન કર્યો હતો તે ન્યાયી હોવાથી વનદેવતાએ તેની પર દયા લાવી જીવતો જવા દીધો અને તેને સહિસલામત પોતાના સ્થાને પહોંચાડયો.

"હે આણંદ! તારો ધર્માચાર્ય પણ આટલી બધી સંપદા હોવા છતા, પેલા વેપારીઓની જેમ, હજી પણ અસંતુષ્ઠ રહીને જ્યાં ત્યા મારી નિંદા કરતો ફરે છે તે ઠીક નહીં. મને તેની પર એટલો બધો ક્રોધ ચડયો છે કે હું તેને મારા પોતાના તપના તેજથી આજે ને આજે જ બાળી ભસ્મ કરી દઇશ. હું અત્યારે તે માટેજ નીકળ્યો છુ. તું જલદી અહીંથી જા અને મેં કહેલો બધો વૃતાન્ત તેને કહી સંભળાવ તું ત્યાં જઇને તારા ધર્માચાર્યને હિતકર ઉપદેશ આપીશ તો હું તને ન્યાયી માની પેલા વૃદ્ધ વેપારીની જેમ જીવતો રહેવા દઇશ."

ગોશાળાએ કહેલું દષ્ટાન્ત અને તેણે આપેલી ધમકીથી આણંદ ભયભીત થઇ ગયા તેમણે ભગવતની પાસે એકદમ આવી સર્વ વૃતાન્ત નિવેદન કર્યું. એટલામાં તો ગોશાળો પણ ત્યા આવી પહોચ્યો.

"જુઓ, આ ગોશાળો આવે છે, તમે બધા સાધુઓ આડાઅવળા ચાલ્યા જાઓ, ગૌતમ વિગેરેને પણ કહી દ્યો કે કોઇ પણ સાધુ તેની સાથે વાદવિવાદ ન કરે." એ પ્રમાણે પ્રભુએ આજ્ઞા કરી. સાધુઓ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

ગોશાળો ક્રોધથી તો ધમધમતો જ હતો. તેણે આવતાવેંત પ્રભુને ઉદ્દેશી આક્ષેપક વાણીમાં કહ્યુ કે:—"અરે કાશ્યપ! તું એમ કેમ બોલ્યા કરે છે કે આ ગોશાળો તો સંખલીનો પુત્ર

છે ? તે તારો શિષ્ય તો ક્યારનોય મરી ગયો, હું તો છેક જૂદો જ માણસ છું તેની તને ખબર નહીં હોય અલબત્ત, આ શરીર ગોશાળાનું છે પણ તે તો મે પરિસહ સહન કરવાને ખાતર પસદ કર્યું છે, ગોશાળાનું શરીર પરિસહો વેઠવામા ઠીક કામ આવશે એમ ધારીને જ મે તે શરીરને મારૂં પોતાનું બના યુ છે, બાકી હું પોતે કઈ મખલિપુત્ર ગોશાળો નથી !"

ગોશાળાની તોછડાઈ અને અમર્યાદા જોઈ સુનક્ષત્ર અને સર્વાનુભૂતિ નામના બે સાધુઓને બહુ લાગી આવ્યુ તેઓ ભગવાનનુ આ રીતે અપમાન થતુ જોઇ ન શકયા તેઓ વચમા ઉત્તર આપવા જતા, ગોશાળે તેજ વખતે તેજોલેશ્યા છોડી બન્ને સાધુને બાળી નાખ્યા સાધુઓ તો કાળ કરી સ્વર્ગે ગયા

પ્રભુએ પોતાની અતિ શાત, મૃદુ અને હિતકારક વાણીમા ગોશાળાને સબોધી કહ્યુ કે —"કોઈ માણસ ચોરી કરતા પક ડાઇ જાય અને તે વખતે કી લો, પર્વત કે ગુફા જેવુ છૂપાવાનું સ્થાન ન મળતા પોતાની આગળી કે કોઈ તરખલા નીચે મ્હો સતાડવાનો પ્રયત્ન કરે તો શુ તે તેને છુપવી શકે ? તારો બચાવ પણ બરાબર તેવોજ છે તુ તે જ ગોશાળો છે, તું બીજો કોઈ જ નથી ખોટી રીતે શા માટે તારા આત્માને છૂપાવે છે ?'

આવી રીતે સમભાવપૂર્વક યથાસ્વરૂપ કહેવા છતા તે દુરાત્માએ ક્રોધ કરી ભગવત ઉપર પણ તેજોલેશ્યા મૂકી પરંતુ એવા દુરાત્માની તેજોલેશ્યા પ્રભુ જેવા મહા પ્રતાપી, તપસ્વી અને સયમી પુરૂષને શી અસર કરે ? તેજોલેશ્યા પ્રભુની આસપાસ ત્રણ વાર પ્રદક્ષિણા દઈ, પાછી ગોશાળાના શરીરમા જ દાખલ થઈ ગઇ તેનુ આખુ શરીર દાઝી ગયુ અને તેથી સાત દિવસ સુધી ભારે વેદના વેઠી સાતમી રાત્રીએ મરણને શરણ થયો

જેના નામ સ્મરણ માત્રથી સર્વ દુઃખ શમી જાય એવા ભગવાનને પણ તેજોલેશ્યાની થોડી અસર તો જરૂર થઈ. તેઓ તે લેશ્યાના તાપથી છ મહિના સુધી પીડાયા, છ મહિના સુધી લોહીખંડ ઝાડો રહ્યો.

પ્રભુને કેવળજ્ઞાન થયા પછી ઉપર પ્રમાણેનો ઉપસર્ગ થયો તે પહેલું આશ્ચર્ય।

બીજું અચ્છેરૂં—ગર્ભહરણ પહેલાના કોઈ જીનેશ્વરને વિષે એવું થયું નથી, પણ શ્રી મહાવીર પ્રભુના ગર્ભનું સંક્રમણ દેવાનંદાની કુક્ષિમાંથી ત્રિશલા રાણીની કુક્ષિમાં થયું તે બીજુ આશ્ચર્ય

ત્રીજુ અચ્છેરૂં—શ્રી તીર્થંકર તીર્થંકર હંમેશા પુરૂષોજ હોય એવો નિયમ છે. પરન્તુ આ અવસર્પિણીમાં મિથિલા નગરીના રાજા—કુંભરાજાની કન્યા—મલ્લિ નામે કુંવરીએ તિર્થંકર રૂપે તીર્થ પ્રવર્ત્તાવ્યું એ ત્રીજુ આશ્ચર્ય.

ચોથું અચ્છેરૂં—અભાવિત પર્ષદા તીર્થંકરની દેશના કોઈ પણ વખતે સાવ નિષ્ફળ જતી નથી પણ આ અવસર્પિણીમાં શ્રી વીરપ્રભુએ કેવળજ્ઞાન પામ્યા બાદ, દેવોએ રચેલા પહેલા સમવસરણની અંદર દેશના દીધી, છતાં કોઈને વિરતિ-પરિણામ થયા નહીં, એ ચોથું આશ્ચર્ય

પાંચમું અચ્છેરૂં—દ્રૌપદી માટે નવમા વાસુદેવ શ્રી કૃષ્ણનું અપરકંકા નામે નગરીમાં જવું એ આખો બનાવ નીચે પ્રમાણે—એક દિવસ નારદ ઋષિ પાંડવોની ભાવી પત્ની દ્રૌપદી પાસે આવી ચડ્યા નારદને પ્રાયઃ સૌ કોઈ આદર સન્માન આપતું. પણ સતિ દ્રૌપદીએ તેમને અસંયતિ જાણી કંઇ સત્કાર ન કર્યો. નારદજીને એથી બહુ માઠું લાગ્યું અને તેમણે તેજ વખતે

આવુ અપમાન કરનારી દ્રૌપદીને હરકોઇ પ્રકારે હેરાન કરવાનો નિશ્ચય કર્યો. પછી નારદજી ફરતા ફરતા ધાતકીખંડના ભરત ક્ષેત્રમા ગયા. ત્યા એક અપરકંકા નામની રાજધાનીનો સ્વામી પદ્મોત્તર, સ્ત્રીઓમા અત્યત લુબ્ધ જણાયો નારદને થયુ કે દ્રૌપદીને સજા આપવાનો આ લાગ ઠીક છે તેણે પેતા રાજા પાસે જઇ દ્રૌપદીના રૂપ ગુણના ભારે વખાણ કર્યા પદ્મોત્તર રાજાનુ મન ચચળ બન્યુ અને પોતાના એક મિત્ર-દેવ મારફત દ્રૌપદીનુ હરણ કરાવી પોતાના અતપુરમા આણી મહાસતી દ્રૌપદી એ અત પુરમા પણ મેરૂની જેમ અચળ—અડગ રહી પાડવોની માતા કુતીજીએ દ્રૌપદી ગુમ થવાની વાત કૃષ્ણને કહી કૃષ્ણે ઘણે ઘણે સ્થળે શોધ કરાવી પણ પત્તો ન લાગ્યો એવામા નારદે પોતેજ દ્રૌપદી ક્યા છે એના સમાચાર કહ્યા. પછી કૃષ્ણે લવણસમુદ્રના અધિષ્ઠાયક દેવ—સુસ્થિતનુ આરાધન કર્યુ અને તથી પ્રસન્ન થયેલા દેવે કૃષ્ણને જવાનો માર્ગ આપ્યો. પાડવોનો રથ બે લાખ યોજન જેટલા વિસ્તારવાળો લવણ સમુદ્ર તરી ગયો અપરકકામા પહોચી કૃષ્ણે નરસિંહનુ રૂપ લઇ પદ્મોત્તરને હરાવ્યો દ્રૌપદીના કહેવાથી તેને જીવતો જવા દીધા. પછી જ્યારે દ્રૌપદીને લઇ કૃષ્ણ પાછા ફરતા હતા ત્યારે તેમણે પોતાનો શખ ફુક્યો, તે શખનો શબ્દ સાભળી ત્યા રહેલા કપિલ વાસુદેવને ભારે આશ્ચર્ય થયુ તેમણે ત્યા વિચરતા શ્રી મુનિસુવ્રત જીનેશ્વરને પૂછ્યુ કે—'અહીં આવો શખ ફૂકનાર કોણ?" ત્યારે જિનેશ્વરે ઉત્તર આપ્યો કે "એ કૃષ્ણ વાસુદેવ પોતેજ" તુરત જ કપિલ વાસુદેવ, કૃષ્ણ વાસુદેવને મળવા સમુદ્રકાઠે આવ્યા, અને પોતાનો શખ ફૂક્યો કૃષ્ણે જતા જતા એ શખનો જવાબ શખથીજ વાળ્યો એ રીતે બન્ને વાસુદેવના શખનાદ સાથે મળ્યા આવો બનાવ પૂર્વે કોઇવાર બન્યો નથી, તેથી તે પાચમુ આશ્ચર્ય

છઠ્ઠું અચ્છેરૂં—કોશામ્બી નગરીમાં ભગવાન શ્રી મહાવીરને વાંદવા માટે સૂર્ય અને ચંદ્ર પોતાના મૂળ વિમાનો સાથે ઉતરી આવ્યા હતા, તે છઠ્ઠું આશ્ચર્ય.

સાતમુ અચ્છેરૂં—હરિવંશ કુળની ઉત્પત્તિનો આશ્ચર્યકારક ઇતિહાસ નીચે પ્રમાણે:—

કોશાંબી નગરીના રાજા સુમુખ, વીરક નામના એક શાળવીની વનમાળા નામની સ્ત્રીને અત્યંત રૂપાળી દેખી પોતાના અંતઃપુરમા ઉપાડી આવ્યો. શાળવી પોતાની પ્રાણપ્રિયાના વિરહથી એટલોબધો ગાંડાતૂર થઇ ગયો કે રસ્તામાં જે કોઇ મળે તેને "વનમાળા, વનમાળા" કહી બોલાવવા લાગ્યો ગામના કૌતુકપ્રિય લોકો અને બાળકોનાં ટોળાં તેની પાછળ પાછળ ફરવા લાગ્યા. એક દિવસે તે એવી રીતે રાજાના મહેલ નીચે આવી ચડયો અને વનમાળા, વનમાળા, પોકારવા લાગ્યો. એ વખતે રાજા અને પેલી વનમાળા ઝરૂખામાં બેસી વિવિધ પ્રકારની ક્રિડાઓ કરી રહ્યાં હતાં. વીરકની આવી ઉન્મત્ત દશા જોઇ તેમને બહુ લાગી આવ્યું. તેઓ વિચારવા લાગ્યા કે,—" આપણે એક માત્ર વિષયલાલસાની ખાતર આ નિર્દોષ માણસને કેટલુ દુઃખ આપી રહ્યાં છીએ ? આપણે આ કામ ખરેખર અનુચિત જ કર્યું છે. અરેરે ! વિષયાંધ માણસો શુ શુ અનર્થ નથી કરતા ? " આવો પશ્ચાત્તાપ અને ખેદ કરે છે એટલામાં તો કોઇ ભવિતવ્યતાના યોગે આકાશમાથી એકદમ વીજળા પડી અને તે બન્ને સ્ત્રી–પુરૂષ મરી ગયાં. રાજા અને વનમાળાનાં મૃત્યુથી પેલો વીરક શુદ્ધિમાં આવ્યો. કારણ કે તેની ઉન્મત્તાનાં કારણો દૂર થઇ ગયાં. તેણે પોતાના મનમા ને મનમાં જ કહ્યું કે:—" ઠીક થયું. પાપીઓને પાપની એવીજ સખ્ત સજા થવી જોઇએ. " ધીરે ધીરે વીરક ડાહ્યો થયો, અને જ્ઞાન વૈરાગ્યમાં ધ્યાન આપવા લાગ્યો.

હવે, પેલો રાજા તથા વનમાળા મરીને હરિવર્ષ ક્ષેત્રમા યુગલીયા રૂપે ઉપજ્યા અને વીરક પણ પોતાના જ્ઞાન–વૈરાગ્યના બળે મૃત્યુ પામી વ્યતર દેવ થયો તે વ્યતરે પોતાના વિભગ જ્ઞાનવડે પેલા બન્ને યુગલિયાને જોયા અને તેને વિચાર થયો કે–" અહો, આ બને મારા પૂર્વભવના વૈરી યુગલીયાનુ સુખ ભોગવી રહ્યા છે અને વળી પાછા દેવ થઇ અનુપમ સુખ ભોગવશે, મારાથી એ કેમ સહન થાય ? એ બંનેને દુર્ગતિમા પાડુ તો જ મને સતોષ થાય " એવો વિચાર કરી વ્યતરે પોતાની શક્તિ વડે તે બન્નેના શરીર અને આયુષ્ય સક્ષિપ્ત કરી દીધા, અને આ ભરતક્ષેત્રમા લાવી રાજ્ય સોપી સાત વ્યસન શીખવ્યા તે બન્નેના નામ અનુક્રમે હરિ અને હરિણી સ્થાપી, પ્રસિદ્ધ કરી, તેમને માસ, મદિરા આદિ વ્યસનોમા આસક્ત કરી તે વ્યતર પોતાના સ્થાને ચાલ્યો ગયો હરિ અને હરિણી વ્યસનોના પરિણામે મૃત્યુ પામી નર્ક ગયા આ હરિવશમા જે માણસો થયા તે હરિવશથી ઓળખાવા લાગ્યા યુગલિયાનુ આ ક્ષેત્રમા આવવુ, તેમના આયુષ્ય અને શરીરનુ સક્ષિપ્ત થવુ તથા તેમનુ નર્કે જવુ એ બધુ આશ્ચર્ય જ ગણાય

આઠમુ અચ્છેરૂ —અસુરકુમારોના ઇન્દ્ર–ચમરેન્દ્રનુ ઉચે જવુ પૂરણ નામનો એક ઋષી તપ તપીને અસુરકુમારોનો ઇન્દ્ર–ચમરેદ્ર થયો તેણે પોતાના નવા ઉત્પન્ન થયેલા અવધિ જ્ઞાન વડે પોતાના મસ્તક ઉપર સૌધર્મેન્દ્રને જોયો તેણે ઇર્ષ્યાથી પ્રેરાઇ, ગુસ્સે થઇ, ભગવાન્ શ્રી મહાવીરનુ શરણ લઇ ભયકર રૂપ ધારણ કર્યુ, અને લાખ યોજનના વિસ્તારવાળુ શરીર કરી, હાથમા પરિઘ નામનુ શસ્ત્ર લઇ, ગર્જના કરતો સૌધર્મેન્દ્રના આત્મરક્ષક દેવોને ત્રાસ આપતો ઉચે ઉડયો ત્યા જઇને ઇંદ્રના સૌધર્માવતસક નામના વિમાનની વેદિકામા પગ મૂકી ઇંદ્રને

પણ ધમકાવવા લાગ્યો. ઇંદ્રે ગુસ્સે થઇ તેના તરફ પોતાનુ જાજ્વલ્યમાન વજ્ર ફેંક્યું. ચમરેંદ્ર ગભરાતો અને નાસતો નાસતો પ્રભુ મહાવીરના ચરણુકમળમાં આવી નમી પડયો ઇંદ્રે અવધિજ્ઞાનથી આ વૃતાન્ત જાણ્યો અને રખેને તીર્થંકર ભગવાનની આશાતના થઇ જાય એવા ભયથી ત્યાં આવી પેલુ વજ્ર હજુ ચાર આંગળ છેટું હતું તેટલામાં તે પાછું ખેંચી લીધું અને ચમરેંદ્રને કહ્યું કે—" આજ તો ફક્ત પ્રભુની કૃપાથી જ તને જવા દઉ છું." પછી તેને છોડી દીધો આ ચમરેંદ્રનુ ઉર્ધ્વ-ગમન પણ એક આશ્ચર્ય.

**નવમુ અચ્છેરૂ**—ઉત્કૃષ્ટ અવગાહનાવાળા એકસો ને આઠ એક સમયે સિદ્ધ ન થાય. શ્રી ઋષભદેવ, ભરત સિવાય તેમના નવાણુ પુત્રો, ભરતના આઠ પુત્રો એમ ઉત્કૃષ્ટ અવગાહનાવાળા આ અવસર્પિણીમા સિદ્ધ થયા તે નવસું આશ્ચર્ય.

**દશમું અચ્છેરૂ**—અસયતિયોની પૂજા આરંભ અને પરિગ્રહમાં આસક્ત અસંયતી બ્રાહ્મણો વિગેરેની પૂજા નવમા અને દશમા જીનેશ્વરની વચ્ચેના કાળમાં થઈ તે દશમું આશ્ચર્ય.

ઉપર કહ્યા તે દશે અચ્છેરાં અનંતકાળ ગયા પછી આ અવ-સર્પિણીમા થયાં છે એવીજ રીતે કાળ તો બધે સરખો હોવાથી બાકીના પણ ચાર ભરતોમાં તથા પાંચ ઐરાવતોમાં પ્રકાગન્તરે દશ દશ અચ્છેરાં જાણી લેવાં.

## કોના કોના તીર્થમાં કયા કયા અચ્છેરાં થયાં?

હવે એ દશ અચ્છેરા કોણુ કોણુ તીર્થંકરના વારામા થયાં એ જાણુવાની જરૂર છે. ઉત્કૃષ્ટ અવગાહનવાળા એકસો ને આઠ એક સમયે સિદ્ધ થયા તે શ્રી ઋષભદેવના તીર્થમાં. હરિવંશની ઉત્પત્તિ શ્રી શીતળનાથના તીર્થમાં. કૃષ્ણુ વાસુદેવનું અપર-

કકામા જવુ તે શ્રી નેમિનાથના તીર્થ મા શ્રીનુ તીર્થ કર થવુ તે શ્રી મલ્લિનાથના તીર્થ મા અસ યતિઓની પૂજા તે શ્રી સુવિધિ નાથના તીર્થમા અને બાકીના ઉપસર્ગ, ગર્ભાપહાર, અભાવિત પર્ષદા, ચમરે દ્રનુ ઉચે જવુ, તથા સૂર્યચદ્રનુ મૂળ વિમાને ઉત વુ એ પાચ અચ્છેરા શ્રી મહાવીરસ્વામીના તીર્થ મા થયા

## ભગવાન્ બ્રાહ્મણીની કુક્ષિમા શા સારુ ?

શક્રેન્દ્રે વિચાર્યુ કે નીચગોત્ર નામના કર્મ સિવાય આમ ન બને જે નીચ ગોત્ર નામકર્મની સ્થિતિનો સ પૂર્ણ ક્ષય થયો નથી, જેનો રસ અનુભવ્યો નથી-વેદ્યો નથી અને જે કર્મના પ્રદેશો જીવપ્રદેશથી નિર્જરી ગયા નથી, તે કર્મના ઉદયથી જ શ્રી મહા વીર તીર્થ કર આજે બ્રાહ્મણીની કુક્ષિમા-નીચ ગોત્રમા ગર્ભપણે ઉત્પન્ન થયા છે

તે નીચ ગોત્રનુ કર્મ ભગવાને સ્થૂળ સત્તાવીશ ભવની અપે ક્ષાએ ત્રીજા ભવમા બા યુ હતુ એ સત્તાવીશ ભવ વિગેનો સ ક્ષિપ્ત વૃત્તાન્ત નીચે આપીએ છીએ —

## ભગવાનના સત્તાવીશ પૂર્વભવ

### નયસાર-ગ્રામપતિ

પહેલા ભવમા વીરપ્રભુનો જીવ પશ્ચિમ મહાવિદેહમા નય સાર નામે ગ્રામપતિ હતો તે એકવાર લાકડા એકઠા કરવા વ નમા ગયો બપોરે ભોજન વખતે પોતાના સ ગાથીઓથી જૂદા પડી ગયેલા સાધુઓ તેના જોવામા આવ્યા તેમને જોઇ તે વિચાર કરવા લાગ્યો કે " અહો ! હુ કેવો ભાગ્યશાળી કે બરા બર ભોજન વખતે આવા સત્પાત્ર સાધુઓનો મને સમાગમ થયો ! " પછી તેણે ખુબ હર્ષ મા આવી સાધુઓને ખાન-પાન

ની પુષ્કળ વસ્તુઓ વ્હોરાવી. તે બાદ પોતે ભોજન કરી સાધુઓ પાસે જઈ વંદનવિધિ કરી કહ્યું કે—"હે મહાભાગ ! ચાલો હું આપને માર્ગ બતાવું." નયસાર અને સાધુઓ વનમાં ચાલ્યા જતા હતા સાધુઓએ નયસારને યોગ્ય પાત્ર સમજી એક વૃક્ષ નીચે બેસારી ધર્મનો ઉપદેશ આપ્યો. એ ઉપદેશની નયસાર ઉપર બહુ સુંદર અસર થઈ. તેને સમકિતની પ્રાપ્તિ થઇ. તે પછી તે સાધુઓનો ઉપકાર માની, તેમને પગે લાગી પોતાને ગામ આવ્યો અંતે પોતાનું આયુષ્ય પુરૂ થતાં પંચપરમેષ્ટિનું સ્મરણ કરતાં તે મૃત્યુ પામ્યો ત્યાથી બીજે ભવે તે સૌધર્મ દેવલોકમા પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો (૨)

ત્રીજે ભવે તે ભરતચક્રવર્તીનો મરીચિ નામે પુત્ર થયો. મરીચિને વૈરાગ્ય થવાથી શ્રી ઋષભદેવ પ્રભુ પાસે દીક્ષા લીધી અને સ્થવિરો પાસે અગીયારે અગ ભણ્યો. એક દિવસે ઉનાળામા બહુ તાપથી પીડિત થઈ વિચારવા લાગ્યો કે "આ સયમનો ભાર વહેવો અતિ દુષ્કર છે મારાથી તો કેમે કરતા સહન થાય તેમ નથી. પણ અહીંથી પાછું ગૃહસ્થાવાસમા જવું તે પણ ઠીક નહીં" આખરે તેણે એક નવીન જાતનો વેષ ધારણ કર્યો. એ વેષ અને તેના કારણો તેણે નીચે પ્રમાણે ગોઠવી લીધાં. સાધુઓ તો મનદંડ, વચનદંડ, અને કાયદંડ એ ત્રણ દંડથી વિરત થયેલા છે, પણ હુ એ ત્રણ દંડથી વિરત થયો નથી તેથી ત્રિદંડનુ ચિન્હ રાખવુ. સાધુઓ દ્રવ્યથી મુંડિત થયેલા છે અને રાગ દ્વેષ વર્જેલા હોવાથી ભાવમુંડિત પણ ગણાય હુ કંઇ તેવો નથી. એટલા માટે હું માથામાં ચોટલી રાખીશ અને હજામત કરાવીશ. સાધુઓ તો સર્વ પ્રકારની પ્રાણીહિંસાથી નિવૃત્ત થયા છે, હું કંઇ તેવો નથી, તેથી કેવળ સ્થૂળહિંસાથી વિરતિ પાળીશ. સાધુઓ શીયળરૂપી સુગંધીથી હંમેશા સુવાસિત રહે છે. હું

કંઈ તેવો નથી તેથી હુ શરીરે ચદન વિગેરે સુગધી દ્રવ્યોનુ વિલેપન કરીશ સાધુઓ તો મોહરહિત છે, હુ તો મોહથી આચ્છાદિત છુ, તેથી હુ છત્ર રાખીશ સાધુઓ પગરખા વિના ઉઘાડે પગે ચાલનારા છે, હુ તો પગમા પાવડીઓ પહેરીશ સાધુઓ કષાયરહિત છે, પણ હુ તો કષાય સહિત છુ, તેથી હુ રગેલા ભગવા વસ્ત્ર પહેરીશ સાધુઓ સ્નાનથી વિરતિવાળા છે, પણ હુ તો પરિમિત જળથી સ્નાન અને પાન કરીશ એવી રીતે તેણે પોતાની બુદ્ધિથી જ એક પરિવ્રાજકનો વેશ ઉપજાવી કાઢયો તેનો આવો વિચિત્ર વેષ જોઇ લોકો તેને ધર્મ વિષે પ્રશ્ન પૂછવા લાગ્યા મરીચિ, તેમની પાસે સાધુધર્મની પ્રરૂપણા કરતો. તેની દેશના આપવાની શકિતએ ઘણા રાજપુત્રોને પ્રબોધ્યા અને તેમ ને સર્વને ભગવતના શિષ્ય બનાવ્યા અને પોતે પણ ભગવતની સાથેજ વિચરતો

એકદા ભગવાન વિચરતા વિચરતા અયોધ્યામા સમવસર્યા તેમને વદન કરવા માટે આવેલા ભરતે પૂછયુ કે 'સ્વામિન્! આ સભામા કોઈ એવો જીવ છે કે જે ભરતક્ષેત્રમા આ ચોવીશીમા તીર્થંકર થવાનો હોય ?"

પ્રભુએ ઉત્તર આપ્યો કે –" ભરત ! તારો આ મરીચિ નામનો પુત્ર આ અવસર્પિણીમા વીર નામનો ચોવીસમો તીર્થંકર થશે તથા મહાવિદેહ ક્ષેત્રમા મૂકા નામની રાજધાનીમા પ્રિયમિત્ર નામનો ચક્રવર્તી થશે વળી આજ ભરતક્ષેત્રમા પોતન પૂર નામના નગરનો સ્વામી ત્રિપૃષ્ઠ નામનો પહેલો વાસુદેવ થશે"

એ પ્રમાણે પ્રભુનુ વચન સાભળી રોમાચિત થયેલા ભરતે મરીચિ પાસે જઇ ત્રણ પ્રદક્ષિણા દઇ વદન કર્યુ, અને કહ્યુ કે "હે મરીચિ ! આ દુનિયામા જેટલા લાભો છે તેટલા તમે જ મેળવ્યા છે ! કારણ કે ચોવીશમા તિર્થંકર મહાવીર પણ તમેજ

થવાના, પ્રિયમિત્ર નામના ચક્રવર્ત્તી પણ તમેજ અને ત્રિપૃષ્ઠ નામના વાસુદેવ પણ તમેજ થવાના. અત્યારે જો કે હુ તમને વંદન કરૂં છું, પણ તે કઇ તમારા આ પરિવ્રાજકપણાને કે તમારા આ જન્મને ઉદ્દેશીને વદન નથી કરતો પરતુ તમે છેલ્લા તીર્થંકર થવાના છો તેથીજ હુ તમને વદુ છુ, કારણ કે વર્ત્તમાન તીર્થંકરોની જેમ ભાવી તીર્થંકરો પણ વંદનીય છે " એ પ્રમાણે મધુરવાણીથી વારંવાર સ્તુતિ કરી ભરત મહારાજા સ્વસ્થાને ગયા.

એ વૃતાન્ત સાભળી મરીચિ હર્ષાવેશમા આવી ત્રણ વાર પગ પછાડી ખુબ નાચવા મડી ગયો અને બોલવા લાગ્યો કે " હુ કેવો ભાગ્યશાળી ! મારૂ કૂળ કેટલુ ઉત્તમ ? હું પહેલો વાસુદેવ થવાનો, હુજ મૂકા નગરીમા ચક્રવર્તી થવાનો અને છેલ્લો તીર્થંકર પણ હું જ થવાનો ! અહોહો, મારૂ કૂળ કેટલું બધુ ઉત્તમ છે ? હુ વાસુદેવમાં પહેલો થઇશ, એટલુ જ નહી પણ મારા પિતા પણ ચક્રવર્તીઓમાં પહેલા છે, તેમ મારા પિતાના પિતા પણ જિનેશ્વરોમા પહેલા છે. ખરેખર મારા કૂળની કેટલી બધી ઉત્તમત્તા ? ' આ પ્રમાણે કૂળનો મદ કરવાથા મરીચિએ નીચગોત્ર કર્મ ઉપાર્જ્યું, કારણ કે એવો નિયમ છે કે જે માણુસ પોતાની જાતિ કૂળ, ઐશ્વર્ય, બળ, રૂપ, તપ તથા જ્ઞાનનો મદ કરે છે તે માણુસને તે તે વસ્તુ વિષે હીનતા પ્રાપ્ત થાય છે. પ્રભુ મોક્ષે ગયા પછી પણ મરીચિ સાધુઓ સાથે વિહાર કરતો આગળની જેમ માણુસોને પ્રતિબોધ આપી, શિષ્ય કરવા સાધુઓને સોપતો.

એક દિવસે તેને શરીરે કઇક માદગી થઇ આવી, પણ તે અવિરતિ હોવાથી તેમજ તેનો વેષ જૂદો હોવાથી કોઇ સાધુએ તેની સેવા સુશ્રુષા ન કરી. આથી તે વિચારવા લાગ્યો કે:–અરેરે!

આ મારા ઘણા વખતના પરિચયવાળા સાધુઓ પણ પારકા જેવા જ રહ્યા! પણ હવે જો હું સાજો થઉં તો મારી વૈયાવચ્ચ કરે એવો એકાદો શિષ્ય કરૂં.

મરીચિ અનુક્રમે નીરોગી થયો. એક વાર કપિલ નામનો રાજપુત્ર તેનો ઉપદેશ સાંભળી પ્રતિબોધ પામ્યો, એટલે મરીચિએ પ્રથમની જેમ તેને સાધુ પાસે જઈ ચારિત્ર ગ્રહણ કરવાની ભલામણ કરી પરંતુ કપિલે જવાબ આપ્યો કે-"હું તો તમારા દર્શનની જ દીક્ષા લઈશ અને જો મુનિમાર્ગ જ મોક્ષનો હેતુ હોય તો પછી તમે પોતે આ પરિવ્રાજકનો વેષ કેમ સ્વીકાર્યો?"

મરીચિએ કહ્યુ કે-"કપિલ! હું મુનિમાર્ગ પાળવાને અસમર્થ છું, મુનિઓ તો મન, વચન અને કાયાના દંડથી વિરત થયેલા હોય છે, હું કંઈ તેવો નથી." એવી રીતે પોતાના બારે કર્મ તથા ચારિત્રાવિગુણતા વિષે મરીચિએ કેટલોક ખુલાસો કર્યો

કપિલે પ્રશ્ન કર્યો કે,-"ત્યારે શું તમારા દર્શનમાં ધર્મ જેવું કંઈ જ નથી?"

મરીચિએ વિચાર્યું કે આ કપિલ મારો પોતાનો જ શિષ્ય થવાને લાયક છે, તેથી તેણે જવાબ આપ્યો કે-"कपिला! इत्थंपि इहयं पि"-અર્થાત્ હે કપિલ! જેમ જીનેશ્વરે પ્રરૂપેલા માર્ગમાં ધર્મ છે તેમ મારા આ માર્ગમાં પણ છે. તે પછી કપિલે મરીચિ પાસે દીક્ષા લીધી

મરીચિનો એ લો જવાબ સૂત્રવિરૂદ્ધ હતો. તેની પ્રરૂપણા ઉત્સૂત્ર હતી તેથી તેણે પોતાનો કોડાકોડી સાગરોપમ જેટલો સંસાર વધારી મૂક્યો. પોતાના કર્મનું તેણે પ્રાયશ્ચિત્ત-આલોયણા પણ ન કરી તેથી પોતાનું ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય

પાળી, ત્યાંથી કાળ કરીને **ચોથે ભવે** બ્રહ્મલોકમાં દસ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો. (૪)

ત્યાંથી ચ્યવીને **પાંચમા ભવમાં** કોલ્લાક નામના ગામમાં એંશી લાખ પૂર્વના આયુષ્યવાળો કૌશિક નામે બ્રાહ્મણ થયો. તે વિષયમા આસક્ત, દ્રવ્યનો લાલચુ અને હિંસાદિમાં ક્રૂર હૃદયવાળો હોવાથી, આખરે ત્રિદંડી થઇ મૃત્યુ પામીને ઘણા કાળ સુધી સંસારમાં ભમ્યો. એ ભવોને સ્થૂલ ભવોમા ગણ્યા નથી. ત્યાંથી **છઠ્ઠે ભવે** સ્થૂણા નગરીમા બોતેર લાખ પૂર્વના આયુષ્યવાળો પુષ્પ નામનો બ્રાહ્મણ થયો. તે અંતે ત્રિદંડી થઇ મૃત્યુ પામીને **સાતમે ભવે** સૌધર્મ દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવીને **આઠમે ભવે** ચૈત્ય નામના ગામમાં સાઠ લાખ પૂર્વના આયુષ્યવાળો અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ થયો. તે અંતે ત્રિદંડી થઇ મૃત્યુ પામીને **નવમે ભવે** ઇશાન દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળો દેવ થયો ત્યાંથી ચ્યવીને **દશમે ભવે** મંદર નામના ગામમાં છપ્પન લાખ પૂર્વના આયુષ્યવાળો અગ્નિભૂતિ નામે બ્રાહ્મણ થયો. તે અંતે ત્રિદંડી થઇ મૃત્યુ પામીને **અગીયારમે ભવે** સનત્કુમાર દેવલોકમાં મધ્યમ આયુષ્યવાળો દેવ થયો ત્યાંથી ચ્યવીને **બારમે ભવે** શ્વેતાંબી નગરીમાં ચુમ્માલીશ લાખ પૂર્વના આયુષ્યવાળો ભારદ્વાજ નામે બ્રાહ્મણ થયો. તે અંતે ત્રિદંડી થઇ, મૃત્યુ પામીને **તેરમે ભવે** માહેન્દ્ર દેવલોકમા મધ્યમ સ્થિતિવાળો દેવ થયો ત્યાથી ચ્યવીને કેટલોક કાળ ભવભ્રમણ કરી, **ચૌદમે ભવે** રાજગૃહ નગરમાં ચોત્રીસલાખ પૂર્વના આયુષ્યવાળો સ્થાવર નામે બ્રાહ્મણ થયો, તે પણ અંતે ત્રિદંડી થઇને મૃત્યુ પામી, **પંદરમે ભવે** બ્રહ્મ દેવલોકમા મધ્યમ સ્થિતીવાળો દેવ થયો **સોળમે ભવે** રાજગૃહ નગરમા વિશાખભૂતિ નામે યુવરાજની ધારિણી નામે ભાર્યાની કુખે, કરોડ

વર્ષના આયુષ્યવાળો વિશ્વભૂતિ નામે ક્ષત્રિય થયો. વિશ્વભૂતિ એક વખત પોતાના અંતઃપુર સાથે પુષ્પકરંડક નામના રમણીય ઉદ્યાનમા ક્રીડા કરતો હતો તે જોઇ તેના કાકાના દીકરા વિશાખનંદીને ઈર્ષ્યા આવી કે-" જ્યા સુધી વિશ્વભૂતિ ઉદ્યાનમા છે, ત્યા સુધી મારાથી ત્યા જઇ શકાય નહીં માટે તેને કપટ કરી બ્હાર કાઢુ તો ઠીક થાય." એમ વિચારી વિશાખનંદીએ કપટ કરી સરગ સ્વભાવી વિશ્વભૂતિને બ્હાર કાઢ્યો, અને પોતે ઉદ્યાનમા રહી પોતાની સ્ત્રીઓ સાથે રમત કરવા લાગ્યો વિશ્વભૂતિને કપટની ખબર પડતા ખુબ ક્રોધ ચડયો તેણે કોઠાના વૃક્ષને માત્ર એક મૂઠી મારી બધા ફળો નીચે પાડી દીધા અને વિશાખનંદીને ઉદ્દેશીને બોલ્યો કે-" આ કોઠાના ફળની જેમ તમારા બધાના મસ્તકો હુ જોતજોતામા ધરતી ઉપર રગદોળી શકુ છુ, પણ શુ કરૂ ? વડિલો તરફની મારી ભક્તિ મને તેમ કરતા અટકાવે છે માટે હવે આવા કપટયુક્ત ભોગોપભોગો નહીં જોઈએ " પછી વિષયોથી વિરક્ત થયેલા વિશ્વભૂતિએ સંભૂતિ નામે મુનિરાજ પાસે દીક્ષા લીધી તેઓ એક હજાર વર્ષનો ઉગ્ર તપ તપતા, વિચરતા વિચરતા એક વખત માસખમણના પારણે ગોચરી માટે મથુરામા પધાર્યા તે વખતે તેમના કાકાનો દીકરો વિશાખનંદી પણ ત્યા પરણવા માટે આવ્યો હતો તેણે તપથી અત્યંત કૃશ થઈ ગયેલા વિશ્વભૂતિને જોયા હવે વિશ્વભૂતિ ગોચરી માટે ચા યા જાય છે, તેવામા એક ગાય સાથે અથડાવાથી પડી ગયા તે જોઈને વિશાખનંદી હસી પડ્યો અને તેનાથી બોલાઈ જવાયુ કે-"એક માત્ર મૂઠીના પ્રહારથી આખી કોઠીને ખંખેરી નાખવાનુ તારૂ બળ કયા ચાલ્યુ ગયુ ?" વિશાખનંદીના એવા ઉદ્ગાર સાભળી વિશ્વભૂતિને ક્રોધ વ્યાપ્યો અને તેણે ગાયને શીંગડાથી પકડીને આકાશમા ભમાડી અને એવુ નિયાણુ કર્યું કે-"હુ

આ ઉગ્ર તપસ્યાના પ્રભાવથી ભવાંતરે ઘણો પરાક્રમી થઉં." પછી પોતાનું કરોડ વરસનું આયુષ્ય પૂર્ણ કરી, પૂર્વના પાપોની આલોચના કર્યા વિના મૃત્યુ પામવાથી સત્તરમે ભવે મહા શુક્ર દેવલોકમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવીને અઢારમે ભવે પોતનપુર નગરમાં પોતાની પુત્રીને પરણનાર પ્રજાપતિ નામના રાજાનો દીકરો ત્રિપૃષ્ટ નામનો વાસુદેવ થયો. પ્રજાપતિ રાજાનું નામ પ્રથમ રિપુપ્રતિશત્રુ હતું. તેને ભદ્રા નામની રાણીની કુખે અચળ નામે પુત્ર અને મૃગાવતી નામે પુત્રી હતી મૃગાવતી ઘણી રૂપાળી હતી એક વખતે યૌવનમાં પ્રવેશેલી અને અતુલ સૌંદર્યવતી મૃગાવતી પોતાના પિતા પાસે પ્રણામ કરવા ગઈ રાજા તેનું સૌંદર્ય જોઈ કામાતુર થયો પછી રાજાએ નગરના મોટા મોટા માણસોને બોલાવીને કહ્યું કે "હે સભ્યો ? રાજ્યમાં જે જે રત્ન-વસ્તુઓ ઉત્પન્ન થાય તે કોની સમજવી ?" ત્યારે સભ્યજનોએ ઉત્તર આપ્યો કે-"હે સ્વામી ! જે ઉત્તમ રત્ન-વસ્તુઓ હોય તે રાજાનીજ ગણાય. કારણ કે એવી ઉમદા વસ્તુઓનો રાજા સિવાય બીજો કોણ માલેક હોઈ શકે ?" આ પ્રમાણે પ્રપંચી રીતે લોકોની સમ્મતિ મેળવી રાજાએ મૃગાવતીને રાજસભામાં બોલાવી, સભ્યોને ઉદ્દેશી કહ્યું કે-"તમારા અભિપ્રાય મુજબ આ કન્યારત્ન મારે જ ગ્રહણ કરવું જોઈએ" લોકો રાજાના આવા વર્તનથી ચકિત થઈ ગયા રાજાએ આખરે પોતાનું ધાર્યું કર્યું મૃગાવતી સાથે ગંધર્વ વિધિથી લગ્ન કર્યું એ રીતે રાજા પોતાના પ્રજા એટલે સંતતિનો પતિ થયો તેથી તેનું નામ પ્રજાપતિ તરીકે પ્રસિદ્ધ થયું. તે મૃગાવતીની કુખે સાત સ્વપ્નોએ સૂચિત, ચોરાશી લાખ વરસના આયુષ્યવાળો ત્રિપૃષ્ટ નામે પુત્ર થયો તેણે બાલ્યાવસ્થામાં પણ પ્રતિવાસુદેવના ડાંગરના ખેતરને વિઘ્ન કરનારા સિંહને શસ્ત્રવગર પોતાના

હાથથી જ ચીરી નાખ્યો હતો અનુક્રમે ત્રિપૃષ્ઠ વાસુદેવ થયો એક વખતે વાસુદેવના શયન સમયે મધુર સ્વરવાળા કેટલાક ગવૈયા ગાતા હતા વાસુદેવે પોતાના શય્યાપાલકને આજ્ઞા કરી કે—" મારા ઉંઘી ગયા પછી ગાયન બંધ કરાવજે અને ગવૈયાઓને રજા આપજે " એમ કહી વાસુદેવ તો નિદ્રાવશ થઇ ગયા શય્યાપાલક સંગીતના સ્વરમા ભાન ભૂલી ગયો તેથી તેને વાસુદેવની આજ્ઞાનુ સ્મરણ રહ્યુ નહીં થોડી વાર પછી વાસુદેવ જાગૃત થયા અને જોયુ તો હજી સંગીત તો ચાલતુ જ હતુ તેથી તેમણે ક્રોધાવેશમા આવી શય્યાપાલકને કહ્યુ કે—" દુષ્ટ! મારી આજ્ઞા કરતા પણ શુ ગાયન તને વધારે પ્રિય છે? ઠીક છે, હુ તને તેનુ ફળ ચખાડુ છુ! " એમ કહી તેમણે શય્યાપાલના કાનમા ધગધગતો સીસાનો રસ રેડાવ્યો આ કૃત્યથી વીરપ્રભુનો જીવ ત્રિપૃષ્ઠ વાસુદેવે કાનમા ખીલા ઠોકાવાનુ કર્મ ઉપાર્જન કર્યું એવી રીતે તે ભવમા અનેક દુષ્કર્મો કરી ત્યાથી મૃત્યુ પામી ઓગણીસમે ભવે સાતમી નરકમા તેત્રીસ સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો ત્યાથી નીકળીને વીશમે ભવે સિંહ થયો, ત્યાથી મરીને એકવીશમે ભવે ચોથી નરકમા નારકીપણે ઉપન્યો ત્યાથી નીકળી ઘણા ભવો ભમીને બાવીશમે ભવે મનુષ્યપણુ પામ્યો ત્યા શુભ કર્મ ઉપાર્જન કરી મૃત્યુ પામીને તેવીશમે ભવે વિદેહક્ષેત્રમા મૂકા નામની રાજધાનીમા ધનંજય રાજાની ધારિણી નામે રાણીની કુખે ચોરાશી લાખ પૂર્વના આયુષ્યવાળો પ્રિયમિત્ર નામે ચક્રવર્ત્તિ થયો તેણે પોટ્ટીલ નામે આચાર્ય પાસે દીક્ષા લઈ એક કરોડ વર્ષ પર્યંત સંયમ પાળી અંતે કાળ કરીને ચોવીશમે ભવે મહાશુક્ર દેવલોકમા સર્વાર્થ નામના વિમાનમા સત્તર સાગરોપમની સ્થિ

તિવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવીને પચ્ચીશમે ભવે આ ભરત-ક્ષેત્રમાં છત્રિકા નામની નગરીમાં જિતશત્રુ નામે રાજાની રાણી-ભદ્રાની કુખે પચ્ચીસ લાખ વર્ષના આયુષ્યવાળો નંદન નામે પુત્ર થયો. તેણે ઘણા વરસ રાજ્યસુખ ભોગવી, ચોવીશ લાખ વર્ષ વીતતાં રાજ્યનો ત્યાગ કરી પોટ્ટિલાચાર્ય પાસે દીક્ષા લીધી. દીક્ષિત થયા પછી નન્દન મુનિએ જીંદગી પર્યંત માસખમણો કરી, વીશ સ્થાનકનું આરાધન કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. તેમણે એક લાખ વર્ષ સુધી ચારિત્ર્ય પાળ્યુ. અંતે એક માસની સંલેખનાપૂર્વક કાળ કરીને છવ્વીશમે ભવે પ્રાણત નામના દેવલોકમાં પુષ્પોત્તરાવતંસક વિમાનમાં વીશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો. ત્યાંથી આયુષ્ય પૂર્ણ થતાં ચ્યવીને, મરીચિના ભવમાં બાંધેલા અને ભોગવવાના બાકી રહેલા નીચ ગોત્ર-કર્મના ઉદયથી સત્તાવીશમે ભવે વીર પ્રભુનો જીવ બ્રાહ્મણકુંડ ગ્રામ નગરમાં ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા દેવાનંદાની કુખે ગર્ભપણે ઉત્પન્ન થયો.

## ઇંદ્રનો સંકલ્પ અને કર્તવ્ય

સૌધર્મેન્દ્રે વિચાર્યું કે નીચ ગોત્રકર્મ ક્ષીણ ન થયું હોય તો અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી વીત્યા પછી, એક આશ્ચર્ય-અચ્છેરારૂપે, તીર્થંકરો, ચક્રવર્તીઓ, બળદેવો અને વાસુદેવો શુદ્રકુળોમાં, અધમ કુળોમાં, તુચ્છ કુળોમાં, દરિદ્ર કુળોમા, ભિક્ષુક કુળોમા, કૃપણ કુળોમા તથા બ્રાહ્મણકુળોમાં આવે એ સંભવિત છે. અર્થાત્ નીચ ગોત્રમાં કુક્ષિને વિષે ગર્ભપણે ઉત્પન્ન થાય, પણ નીચ કુળમાં જન્મ તો ન જ થાય અને ન જ થવો જોઇએ. હવે આ શ્રમણ ભગવાન્ મહાવીર જંબૂદ્વીપમાં, ભરતક્ષેત્રમાં, બ્રાહ્મણકુંડગ્રામ નગરમાં, કોડાલ ગોત્રના

ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા–જાલધર ગોત્રની દેવાનંદા નામે બ્રાહ્મણીની કુખે ગર્ભપણે ઉત્પન્ન થયા છે દેવોના રાજા અને દેવોના ઇન્દ્ર તરીકે મારે શુ કરવુ ? દરેક ઇન્દ્રની એ ફરજ છે કે ભગવાન અરિહંતોને સઘળા શુદ્ર કુળોમાથી, ઉગ્ર કુળોમા, ભોગકુળોમા, રાજન્ય કુળોમા, ઇક્ષ્વાકુ કુળોમા, જ્ઞાતકુળોમા, ક્ષત્રિકુળોમા અને હરિવંશકુળોમા અને તેવા બીજા શુદ્ધ જાતિવાળા અને શુ ધ કુળવાળા વશોમા, જ્યા જ્યા રાજ્ય અને રાજ્ય લક્ષ્મીનો ઉપભોગ થતો હોય ત્યા મૂકવા કર્તવ્ય નક્કી થતા પછી ઇંદ્રે, બ્રાહ્મણકુંડગ્રામ નગરમાથી, કોડાલગોત્રના ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા, જાલધર ગોત્રની દેવાનંદા નામે બ્રાહ્મણીની કુખમાથી શ્રમણ ભગવાન્ મહાવીરના ગર્ભને, ક્ષત્રિયકુંડગ્રામ નગરમા, શ્રી ઋષભદેવના વંશમા થયેલા જ્ઞાત નામે ક્ષત્રિયવિશેષોની મધ્યમા થયેલા કાશ્યપ ગોત્રના સિધ્ધાર્થ નામના ક્ષત્રિયની ભાર્યા, વસિષ્ઠ ગોત્રની ત્રિશલા નામે ક્ષત્રિયાણીની કુખને વિષે મૂકવાનો નિશ્ચય કર્યો. તેમજ ત્રિશલા ક્ષત્રિયાણીનો પુત્રીરૂપે જે ગર્ભ હતો તેને જાલધર ગોત્રની દેવાનંદા બ્રાહ્મણીની કુખમા મૂકવાનો પણ નિર્ણય કરી નાખ્યો

તે પછી શક્રેન્દ્રે પગે ચાલનારા સૈન્યના અધિપતિ હરિણેગમેષી નામના દેવને બોલાવી, પોતાની આખી યોજના અને તેના કારણોની સમજુતી આપતા કહ્યુ —

"હે દેવાનુપ્રિય ! અરિહંતો, ચક્રવર્તિઓ, બળદેવો તથા વાસુદેવો કદાપિ શુદ્ર કુળોમા, અધમકુળોમા, કૃપણકુળોમા, દરિદ્ર કુળોમા, તુચ્છ કુળોમા, ભિક્ષુકકુળોમા, તથા બ્રાહ્મણકુળોમા ન આવે એવા પુરૂષો હમેશા ઉગ્રકુળ, ભોગકુળ, રાજન્યકુળ, જ્ઞાતકુળ, ક્ષત્રિય કુળ, ઇક્ષ્વાકુકુળ, હરિવંશકુળ અથવા તેવા પ્રકારના બીજા વિશુદ્ધ

જાતિવાળા અને વિશુધ્ધ કુળવાળા વંશોમાંજ જન્મવા જોઈએ. પરન્તુ અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી ગયા પછી લોકોને વિષે આશ્ચર્ય રૂપે જે કંઈ બને છે તેમા શ્રીવીરપ્રભુનું બ્રાહ્મણકુળમાં ગર્ભ-રૂપે આવવું એ પણ એક આશ્ચર્ય છે જે નીચ ગોત્રકર્મની સ્થિતિ ક્ષીણ થઈ ન હોય, જેના રસનો પરિભોગ થયો ન હોય તથા જે કર્મ આત્મપ્રદેશથી દૂર થયાં ન હોય તેના ઉદયવડે તીર્થંકરો, ચક્રવર્તિઓ, બળદેવો તથા વાસુદેવો અંતકુળને વિષે, પ્રાંતકુળને વિષે, દરિદ્ર કુળને વિષે. ભિક્ષુકકુળને વિષે, કૃપણકુળને વિષે તથા બ્રાહ્મણકુળને વિષે આવે એ સંભવિત છે. એટલું છતાં એવા પુરૂષો કોઈપણ વખત તે તે યોનિદ્વારા જન્મરૂપે નીકળ્યા નથી નીકળતા નથી અને ન જ નીકળવા જોઈએ.

"શ્રમણ ભગવાન્ મહાવીર જંબુદ્વીપ નામના દ્વીપમાં ભરતક્ષેત્રને વિષે બ્રાહ્મણકુંડગ્રામ નગરમાં, કોડાલ ગોત્રના ઋષભ-દત્ત નામના બ્રાહ્મણની ભાર્યા જાલંધર ગોત્રની દેવાનંદા નામની બ્રાહ્મણીની કુખને વિષે ગર્ભપણે આવ્યા છે. દેવોના ઇન્દ્ર અને દેવોના રાજા તરીકે મારો એવો આચાર છે કે ભગવાન અરિહં-તોને શુદ્ર કુળોમાથી વિશુદ્ધ કુળોમાં સંક્રમાવવા. માટે હે દેવા-નુપ્રિય ! તું જા અને શ્રમણ ભગવન્ મહાવીરને દેવાનંદા બ્રાહ્મ-ણીની કુખમાથી સંહરી, ત્રિશલા નામની ક્ષત્રિયાણીની કુખને વિષે ગર્ભપણે સંક્રમાવ અને ત્રિશલા ક્ષત્રિયાણીનો જે ગર્ભ છે તેને દેવાનંદા બ્રાહ્મણીની કુખમા ગર્ભપણે સંક્રમાવ. આટલું કામ પતાવીને જલદી પાછો આવ અને મને નિવેદન કર."

એ પ્રમાણે આજ્ઞા પામી પ્રફુલ્લિત થયેલા હરિણેગમેષી દેવે મસ્તકે અંજલી કરી વિનયપૂર્વક ઉત્તરમા કહ્યું કે:-"જેવી આપ દેવની આજ્ઞા"

તે પછી તે હરિણેગમેષી દેવ ઈશાનકોણમાં ગયો અને

વૈક્રિય સમુદ્ઘાતવડે વૈક્રય શરીર ઉપજાવવાનો પ્રયત્ન કર્યો. સંખ્યાતા યોજન પ્રમાણવાળો, ઉંચે અને નીચે દંડના આકારે લાંબો, શરીરના જેવો જાડો જે જીવપ્રદેશો અને કર્મપુદ્ગલોનો સમુહ, તેને શરીરથી બ્હાર કાઢ્યો તે પછી નીચે જણાવેલા સોળ પ્રકારના રત્નો, કર્કેતનાદિ રત્નો જેવા, હીરા જેવા, વૈડુર્ય રત્ન જેવા, લોહિતાક્ષ રત્ન જેવા, મસારગલ્લ રત્ન જેવા, હંસગર્ભ રત્ન જેવા, પુલક રત્ન જેવા, સોગંધિક રત્ન જેવા, જ્યોતીરસ રત્ન જેવા, અંજનરત્ન જેવા, અંજનપુલક રત્ન જેવા, નીતરૂપ રત્ન જેવા, સુભગ રત્ન જેવા, અંક રત્ન જેવા, સ્ફટિક રત્ન જેવા અને રિષ્ટ જાતિના રત્ન જેવા, વૈક્રિય વર્ગણાના માત્ર સારભૂત પુદ્ગલો ગ્રહણ કરી, અસાર પુદ્ગલોનો ત્યાગ કર્યો. (રત્ન પુદ્ગલ ઔદારિક છે, તેથી તે વૈક્રિય શરીર કરવામાં અસમર્થ છે) તે સારભૂત પુદ્ગલોને ગ્રહણ કરીને બીજી વાર પણ વૈક્રિય સમુદ્ઘાતવડે પહેલાની જેમ પ્રયત્ન વિશેષ કરી ઉત્તર વૈક્રિય રૂપ અર્થાત્ ભવધારણીય જે મૂળ રૂપ તેની અપેક્ષાએ બીજુ રૂપ ધારણ કર્યું

## ગર્ભહરણ

એમ થઇ રહ્યા પછી ઉત્કૃષ્ટ એટલે દેવોને વિષે પ્રતીત એવી, બીજી ગતિઓ કરતા મનોહર, ચિત્તની ઉત્સુક્તાવાળી, કાયાની ચપળતાવાળી, તીવ્ર, બાકીની ગતિઓને જીતનારી, (વિઘ્નનો પરિહાર કરવામા સમર્થ) પ્રચંડ પવનથી ઉછળતા ધુમાડાની ગતિ જેવી શરીરના સમગ્ર અવયવોને કંપાવનારી, ઉતાવળી અને દેવોને યોગ્ય એવી દેવગતિ વડે ઉતાવળથી દોડતો દોડતો તે હરિણેગમેષી દેવ, તીરછા અસંખ્યાતા દ્વીપસમુદ્રોની મધ્ય મધ્યભાગમા થઇને, જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે બ્રાહ્મણકુંડગ્રામ નગરમા ઋષભદત્ત બ્રાહ્મણને ઘેર, જ્યા દેવાનંદા બ્રાહ્મણી છે ત્યા પહોંચ્યો ભગવંતનુ

દર્શન થતાંજ શ્રમણ ભગવાન મહાવીરને પ્રણામ કર્યા. દેવાનંદાના આખા પરિવારને અવસ્વાપિની નિદ્રા આપી. દેવાનંદાના શરીરમાંથી અશુચી પુદ્દગલો દૂર કર્યા અને શુભ પદ્દગલો સ્થાપ્યા. પછી "હે ભગવન્ ! આપ મને અનુજ્ઞા આપો" એમ ઉચ્ચારી ભગવાન્ મહાવીરને બીલકુલ હરકત ન આવે તેમ સુખપૂર્વક પોતાના દિવ્ય પ્રભાવ વડે હાથની અંજલીમાં લીધા. પછી ક્ષત્રિયકુંડગ્રામ નગરમાં, સિદ્ધાર્થ ક્ષત્રિયને ઘેર જ્યાં ત્રિશલા ક્ષત્રિયાણી છે ત્યા આવી, તેના આખા પરિવારને અવસ્વાપિની નિદ્રા આપી, ત્રિશલા માતાના શરીરમાંથી અપવિત્ર પુદ્દગલો દૂર કરી–પવિત્ર પુદ્દગલો સ્થાપી, પ્રભુને બીલકુલ હરકત ન આવે તેવી રીતે સુખપૂર્વક, પોતાના દિવ્ય પ્રભાવ વડે ત્રિશલા ક્ષત્રિયાણીની કુખમાં સંક્રમાવ્યા.

ગર્ભહરણના ચાર પ્રકાર છે (૧) ગર્ભાશયમાથી લઇ ગર્ભાશયમાં, (૨) ગર્ભાશયમાથી લઇ યોનિમાં, (૩) યોનિથી લઇ ગર્ભાશયમાં અને (૪) યોનિથી લઇ યોનિમા. અહીઆ ગર્ભહરણનો ત્રીજો પ્રકાર સમજવો અર્થાત્ દેવાનંદાની કુખમાંથી યોનિમાર્ગે ગ્રહણ કરી ત્રિશલા માતાની કુખમા ગર્ભાશયદ્વારા સંક્રમાવ્યો. એ સિવાયના બાકીના ત્રણ પ્રકારનો આ સ્થળે નિષેધ છે એમ શ્રી ભગવતી સૂત્રમા પણ કહ્યુ છે

વળી ત્રિશલા ક્ષત્રિયાણીનો પુત્રીરૂપે જે ગર્ભ હતો તેને દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં મૂક્યો અને પછી તે દેવ જે દિશામાંથી, જે રીતે આવ્યો હતો તેજ દિશામાં, તેજ રીતે સૌધર્મ દેવલોકમા દેવોના રાજા-શક્રેંદ્ર પાસે પહોચી ગયો અને "આપની આજ્ઞાનુસાર મેં કામ કર્યું છે" એમ નિવેદન કર્યું.

## ગર્ભહરણનો સમય

જાલંધર ગોત્રની દેવાનંદા બ્રાહ્મણીની કુખેમાથી પ્રભુના ગર્ભનુ, વસિષ્ટ ગોત્રની ત્રિશલા ક્ષત્રિયાણીની કુખમા સક્રમણ થયુ, તે વખતે વર્ષાકાળનો ત્રીજો માસ, વર્ષાકાળનુ પાચમુ પખવાડીયુ, એટલે કે આસો ( ગુજરાતી ભાદરવા ) માસનુ કૃષ્ણ પખવાડીયુ હતુ, અને તેરશની રાત્રી હતી બરાબર અર્ધરાત્રીયે, એટલે કે બ્યાશી રાત્રીદિવસ ગયા બાદ ત્યાશીમા રાત્રિદિવસની વચ્ચેના કાળમા, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને વિષે ચદ્રનો યોગ પ્રાપ્ત થતા, ભગવાન ત્રિશલા માતાની કુખમા આવ્યા અહિં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે " શ્રી ભગવત સિદ્ધાર્થ રાજાના આસકુળમા પ્રવેશ કરવાને ક્ષણુવાર મુહુર્ત્ત આવવાની રાહ જોતા હોય તેમ જે બ્રાહ્મણના ઘરમા બ્યાસી અહોરાત્ર સુધી રહ્યા તે શ્રી ચરમ તીર્થંકર પ્રભુ કલ્યાણ કરો ! "

## ભગવતે પોતાનુ ગર્ભસક્રમણ જાણ્યુ કે નહીં?

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન્ મહાવીર મતિ, શ્રુત અને અવધિ એ ત્રણે જ્ઞાન સહિત હતા જ્યારે દેવાનદાની કુખમાથી ત્રિશલા માતાની કુખમા પોતાનુ સહરણ થવાનુ હતુ ત્યારે " હુ સહરાઈશ ' એ પ્રમાણે પ્રભુ પોતે જાણે છે, પણ જ્યારે હરિણેગમેષી દેવ દેવાનદાની કુખમાથી લઈને ત્રિશલા માતાની કુખમા સહરણ કરે છે ત્યારે તે સહરણ વખતે " હુ સહરાઉં છુ ' એ પ્રમાણે જાણતા નથી

અહીં કોઇ શકા કરે કે સહરણ થતી વખતે પ્રભુએ પોતાનુ સહરણ કેમ નહીં જાણ્યુ હોય ? સહરણનો કાળ તો અસખ્ય સમયનો હોય છે આથી અસખ્ય સમયવાળી ક્રિયાને ભગવાન ન

જાણે એ કેમ બને ? વળી સંહરણ કરનાર–હરિણેગમેષી દેવ કરતાં પ્રભુનું જ્ઞાન તો વિશિષ્ટ છે, તેથી સંહરણકાળે " હું સંહરાઉં છું " એવું પ્રભુને જરૂર જ્ઞાન હોવું જોઈએ

સમાધાનમાં જણાવવાનું કે, સંહરણ ક્રિયાનો કાળ અસંખ્ય સમયનો હોવાથી " હુ સંહરાઉં છું " એમ ભગવત જાણે છે ખરા, પણ હરિણેગમેષી દેવે ગર્ભનું એવી કુશળતાથી સંહરણ કર્યું કે તેથી પ્રભુને જરાપણ પીડા થઇ નહીં અને તેથી પ્રભુએ જાણવા છતાં જાણે સંહરણ જાણ્યું જ નહીં, એવો કહેવાનો આશય છે. જેમ કોઈ માણસના પગમાં કાંટો વાગ્યો હોય અને બીજો માણસ તે કાંટાને એવી કુશળતાથી ખેંચી કાઢે કે જેથી પેલાને જરા પણ પીડા થાય નહીં તો તે વખતે પેલો માણસ એમ કહી શકે કે " તેં એવી રીતે કાંટો કાઢ્યો કે મને મુદ્દલ ખબર જ ન પડી. " જો કે કાંટો કાઢતા સામા માણસને જ્ઞાન તો થાય છે જ પણ પીડા ન થવાથી કાંટો કાઢનારની કુશળતા જણાવવા અર્થે જાણે કઈ જાણ્યુ જ ન હોય એવો વ્યવહાર થાય છે ઘણીવાર સુખમગ્ન માણસો બોલે છે કે " આજનો આખો દિવસ ક્યાં ગયો તેની ખબર પણ ન પડી " અહીં પણ જો કે તે વ્યતીત થયેલા દિવસને જાણે છે, પરંતુ અતિશય સુખ જણાવવાને માટે એવો વ્યવહાર થાય છે. અને એટલાજ માટે હરિણેગમેષી દેવે જે કુશળતાથી ગર્ભનું સંહરણ કર્યું તે કુશળતાને સ્પષ્ટ કરવા માટે પ્રભુ પોતાના સંહરણને જાણવા છતાં જાણે જાણતા જ નથી એમ કહેવામા આવ્યું છે.

## ગર્ભહરણ સમયે દેવાનંદાની સ્થિતિ

દેવનંદાની કુખમાંથી પ્રભુના ગર્ભનું સંહરણ થયું તે વખતે તે પોતાની શય્યામા અર્ધજાગૃત અને અર્ધનિદ્રિત અવસ્થામાં

હતી. એટલામા પોતાના ચાદ સ્વપ્ન જાણે ત્રિશલા ક્ષત્રિયાણી હરી જતી હોય એવો ભાસ થયો, તેથી તે એકદમ ઝબકી ઉઠી

## ત્રિશલા ક્ષત્રિયાણીની સ્થિતિ

ત્રિશલા ક્ષત્રિયાણીની કુખમા પ્રભુના ગર્ભનુ સ ક્રમણ થયુ તે વખતે-મધ્યરાત્રીએ તે પોતાની અવર્ણનીય શય્યામા અ પ નિદ્રા કરતી હતી એટલામા તે મહાપુરૂષના અવતરણને સુચવ નારા ચૌદ મહાસ્વપ્નો જોઈ જાગી ઉઠી

## ત્રિશલા દેવીનુ શયનમ દિર

ત્રિશલાદેવી, તે રાત્રીએ, પોતાના અવર્ણનીય, અને પુણ્ય શાળી તથા ભાગ્યશાળીને શોભે તેવા એક શયનમ દિરમા સુતા હતાં. તે શયનમ દિરની સર્વ ભીતોનો અ દરનો ભાગ વિવિધ પ્રકારના ચિત્રોથી રમણીય લાગતો હતો બ્હારના ભાગમા ચુનો લગાવેલો હોવાથી જાણે ચાદની પથરાઈ હોય એવો ભાસ થતો હતો દીવાનો, કોમળ અને ચીકણા પાષા ણાદિથી ઘુટેલી હોવાથી, સઘળુ સુવાળુ અને ચકચકિત લાગતુ હતુ તળીયુ પણ તેનુ જ દેદીપ્યમાન હતુ ફળીયુ સપાટ અને ચોતરફ જડેલાં મણી-રત્નોથી ઝગહળી રહ્યુ હતુ પાચ વર્ણવાળા મણિઓની સુ દર ગોઠવણીથી સ્વસ્તિકની રચના કર વામા આવી હતી અને તે પણ આખને મનોહર લાગતી હતી સરસ અને સુગ ધમય પ ચવર્ણી પુષ્પોના સમુહ ચોટે ચોટે આતરે સ સ્કારી રીતે ગોઠવવામા આવ્યા હતા કાળો અગરૂ, ઉંચી જાતનો કિંદુ, મેલાગ્સ, દશાંગાદિ ધૂપ વિગેરે પદાર્થોની સુગ ધીથી આખુ શયનમ દિર બ્હેક બ્હેક થઈ રહ્યુ હતુ સુગ ધી દ્રવ્યોથી બનાવેલી ગુટિકા જેવી સુવાસિત લાગે તેની રીતે આખુ શયનમ દિર સુવાસથી ભર્યું ભર્યું લાગતુ હતુ

## ત્રિશલા દેવીની શય્યા

ત્રિશલાદેવીના શયનમંદિરની જેમ શય્યા પણ ખરેખર અવર્ણનીય અને આંખે જોઇ હોય તોજ તેનું મનોહારિત્વ સમજી શકાય તેવી હતી. એવી શય્યા કોઇ ભાગ્યશાળી તથા પુણ્યશાળીને જ હોય. તેમાં શરીરના પ્રમાણ જેટલુ લાંબુ ગાદલું બીછાવવામાં આવ્યું હતું. મસ્તક અને પગ રાખવાના સ્થાને બે ઓશીકા મૂકવામા આવ્યાં હતાં. તેથી તે શય્યા બન્ને બાજુએ સ્હેજ ઉચી અને વચ્ચેના ભાગમાં નમેલી–ગભીર લાગતી હતી. ગગાને કાઠે રેતીમાં પગ મૂકતાંની સાથે પગ ઉડો ઉતરી જાય તેમ આ શય્યા પણ એવી સુકોમળ હતી કે તેમા પગ મૂકતાંજ તે ઉંડો ચાલ્યો જાય જ્યારે તે સૂવા–બેસવાના ઉપયોગમાં નથી આવતી ત્યારે તે ધુળ વિગેરેથી મેલી ન થાય એટલા માટે હંમેશા ઉત્તમ વસ્ત્રથી ઢકી રાખવામાં આવે છે શય્યા ઉપર લાલ રગની મચ્છરદાની લગાવેલી છે, સસ્કાર પામેલું ચામડું, રૂઉ, બુર નામની વનસ્પતિ, માખણ અને આકડાનુ રૂ જેવું સુકોમળ લાગે તેવી આ શય્યા પણ સુકોમળ હતી સુગધી પુષ્પો અને સુવાસંભર્યા ચુર્ણોની સુગંધ શય્યામાથી છુટતી હતી.

## સ્વપ્નદર્શન

ઉપર વર્ણવ્યા તેવા શયનમદિરમા અને શય્યામાં અલ્પનિંદ્રા લેતાં ત્રિશલાદેવીએ પ્રશસ્ત ચૌદ સ્વપ્ન જોયા અને જોતાની સાથેજ જાગીને બેઠા થયાં એ ચૌદ સ્વપ્ન નીચે પ્રમાણે—( ૧ ) હાથી ( ૨ ) વૃષભ ( ૩ ) સિંહ ( ૪ ) લક્ષ્મી ( ૫ ) પુષ્પમાળા ( ૬ ) ચન્દ્ર ( ૭ ) સૂર્ય ( ૮ ) ધ્વજા ( ૯ ) કુંભ ( ૧૦ ) પદ્મ સરોવર ( ૧૧ ) સમુદ્ર ( ૧૨ ) દેવવિમાન ( ૧૩ ) રત્નરાશિ અને (૧૪ ) નિર્ધૂમ અગ્નિ.



શ્રી તિર્થંકની માતાએ જોયલા ચૌદ સ્વપ્ન

Fourteen Dreams of The Moth r of Tirthankers

(પૃ ૯૦)

K. Art Work Bomba y        M h H r Bom 3

## પ્રથમ સ્વપ્ન—હાથી

પહેલે સ્વપ્ને ત્રિશલા ક્ષત્રિયાણીએ હાથી જોયો. શ્રી ઋષભ દેવજીની માતાએ પહેલે સ્વપ્ને વૃષભ જોયો હતો અને શ્રી મહાવીર પ્રભુની માતાએ પહેલે સ્વપ્ને સિંહ જોયો હતો પરંતુ ઘણા જિનેશ્વરોની માતા પહેલે સ્વપ્ને હાથી જુએ એવી રીતના પાઠના અનુક્રમની અપેક્ષાએ—બહુ પાઠના રક્ષણ માટે, અહીં પણ શ્રી મહાવીર પ્રભુની માતાએ પહેલે સ્વપ્ને હાથી જોયો એમ કહેવામાં આવે છે એ હાથી કેવો હતો ? ચાર મહા બળવાન દંતશૂળવાળો, ઉંચો, વરસી રહેલા વિશાળ મેઘ જેવો, મોતીના હાર જેવો, ચન્દ્રના કિરણો જેવો, પાણીના કણ જેવો, ક્ષીર સમુદ્ર જેવો અને વૈતાઢ્ય પર્વતના જેવો સફેદ, તેના કુંભસ્થળમાંથી ઝરતા મદજળની સુગંધે ભમરાઓને લુબ્ધ બનાવી મૂક્યા હતા તેના શરીરનું પ્રમાણ શક્રેન્દ્રના ઐરાવણ હાથીના જેવડું હતું જલથી ભરેલો અને ચોતરફ પથરાયેલો મેઘ જેવો ઘટાટોપ લાગે અને તેની ગર્જના જેવી ગંભીર અને મનોહર લાગે તેવોજ આ હાથીનો દેખાવ પણ મનમોહક હતો. સર્વ પ્રકારના શુભ લક્ષણોવાળો, હાથીઓમાં સર્વોત્તમ અને વિશાળ એવા પ્રકારનો હાથી ત્રિશલાદેવીએ પ્રથમ સ્વપ્નમાં જોયો.

## બીજું સ્વપ્ન—વૃષભ

શ્વેત કમળના પાંદડાઓની રૂપકાંતિને પણ પરાજીત કરતો, પોતાની પ્રભાના વિસ્તારથી દશે દિશાઓને પ્રકાશિત કરતો, ઉત્કૃષ્ટ શોભાસમૂહની પ્રેરણાવડે જ જાણે કે ઉંચી થઈ હોય એવી દીપ્તિવાન, મનોહર અને રમણીય ખુંધવાળો સૂક્ષ્મ, નિર્મળ અને કોમળ રૂંવાડીની સ્નિગ્ધ કાંતિવાળો, મજબુત, ભરાવદાર માંસપેશીવાળો, પુષ્ટ, યથાસ્થિત અવયવવાળો અને સુંદર શરીર

વાળો વૃષભ બીજા સ્વપ્નમા જોયો. તેના મજબુત, ગોળાકાર અતિશય ઉત્તમ અને તીક્ષ્ણ શીંગડાઓના આગલા ભાગમાં તેલ લગાવેલુ હતુ; તેના દાત ક્રૂરતારહિત, કલ્યાણકર, સમાન, સુશોભિત અને શ્વેત હતા. એ વૃષભ જાણે કે ગણ્યા ગણાય નહીં એટલા મ ગળને આવવાના દ્વારરૂપ હોય એવો લાગતો હતો.

## ત્રીજું સ્વપ્ન-સિંહ

ત્રીજા સ્વપ્નમા ત્રિશલા માતાએ સિંહ જોયો. તે મોતીના હાર, ક્ષીરસમુદ્ર, ચન્દ્રકીરણ, પાણીનાં કણ તથા રૂપાના પર્વત જેવો શ્વેત, રમણીય અને મનોહર હતો. તેના પંજા મજબુત અને સુંદર હતા. ગોળ આકારવાળી, પુષ્ટ, સુસંબદ્ધ-પોલાણ રહિત, પ્રધાન અને તીક્ષ્ણ દાઢોવડે તેનું મુખ શોભી રહ્યું હતું. સંસ્કાર પામેલા ઉત્તમ પ્રકારના કમળ જેવા સુકુમાર અને યથાસ્થિત પ્રમાણવડે શોભતા હોઠ એ સુંદરતામાં વૃદ્ધિ કરી રહ્યા હતા. તેનું તાળવું લાલ કમળના પાદડા જેવું મૃદુ અને સુકોમળ હતું. તેની મનોહર જીભ લપલપાયમાન થતી હતી. તેનાં નેત્ર, માટીની કુલડીમાં ગાળેલા અને કુદડી ફરતા સુવર્ણ જેવા ગોળ તથા સ્વચ્છ વિજળી જેવા ચકચકિત અને ચપળ હતાં. સાથળો વિશાળ અને પુષ્ટ, સ્કંધ પરિપૂર્ણ અને નિર્મળ હતા. સુકોમળ, શ્વેત, બારીક અને ઉત્તમ લક્ષણવાળી કેશવાળી વડે તે અનહદ શોભા ફેલાવતો હતો. તેનું પૂચ્છ ઉંચું, કુંડલાકાર અને શોભાયમાન હતું તે વારંવાર જમીન સાથે અફળાતું અને પાછું કુડાલાકાર બની જતું. તેની આકૃતિમાં સૌમ્યભાવ દેખાઇ આવતો હતો તેની મંદમંદ ગતિમાં વિલાસભાવ પ્રગટ થતો. તેનાં નખ અગ્રભાગમાં અત્યંત તીક્ષ્ણ હતાં, તેની જીભ પલ્લવપત્ર સમી રમણીય હતી. આવો લક્ષણવંતો

સહ આકાશમાથી ઉતરતો અને પછી પોતાના મુખમા પ્રવેશ કરતો ત્રિશલા ક્ષત્રિયાણીએ ત્રીજા સ્વપ્નમા નિહાળ્યો

## ચોથુ સ્વપ્ન—લક્ષ્મીદેવી

ચોથા સ્વપ્નમા, અખડ ચદ્રમા જેવી કાતિવાળી લક્ષ્મી દેવાના દર્શન થયા તે લક્ષ્મીદેવી, ઉંચા હિમવાન પર્વતને વિષે ઉત્પન્ન થયેલ કમળ રૂપી મનોહર સ્થાને બેઠેલા હતા

કમળરૂપી સ્થાનનુ વર્ણન—સો યોજન ઉચો, એક હજાર બાવન યોજન અને બાર કળા પહોળો એક સુવર્ણમય હિમવાન પર્વત છે તે પર્વત ઉપર દશ યોજન ઉડુ, પાચસો યોજન પહોળુ અને હજાર યોજન લાબુ, વજ્રના તળીયાવાળુ પદ્મદ્રહ નામનુ એક દ્રહ છે તેના મધ્યભાગમા પાણીથી બે કોસ ઉચુ, એક યોજન પહોળુ અને એક યોજન લાબુ એક કમળ છે નીલરત્નમય નાળવુ દશ યોજનનુ છે તેનુ મૂળ વજ્રમય છે, તેનુ કદ રિષ્ટ રત્નમય છે, તેના બ્હારના અને અદરના પાદડા લાલ તથા સુવર્ણમય છે તે કમળની અદર બે કોસ પહોળી, બે કોસ લાબી, એક કોસ ઉચી, લાલ સુવર્ણમય કેસરાઓથી શોભિત સુવર્ણમય કર્ણિકા છે ( કર્ણિકા એટલે બીજ કોષ-ડોડો ) તેની મધ્ય ભાગમા અર્ધો કોસ પહોળુ, એક કોસ લાબુ અને એક કોસમા કઇક ન્યુન ઉચુ લક્ષ્મીદેવીનુ મદિર છે તે મદિરને પાચસો ધનુષ્ય ઉચા, અઢીનો ધનુષ્ય પહોળા, પૂર્વ દક્ષિણ અને ઉત્તર દિશામા ત્રણ દરવાજા છે મદિરની વચ્ચો વચ્ચ અઢી સો ધનુષ્ય પ્રમાણ મણિમય વેદિકા છે તે વેદિકા ઉપર લક્ષ્મી દેવીને છાજે તેવી એક શય્યા છે હવે તે મુખ્ય કમળની ચો તરફ ફરતા ગોળ આકારવાળા ( વલયાકાર ) લક્ષ્મીદેવીના આભૂષણોથી ભરેલા તથા મુખ્ય કમળના પ્રમાણથી અરધા ઉંચા.

અને પહોળા એકસો આઠ કમળો છે. એવી રીતે સઘળા ગોળાકારોમાં અનુક્રમે અરધું અરધું પ્રમાણ સમજવું. બીજા વલયમાં વાયવ્ય, ઇશાન અને ઉત્તર દિશામાં ચાર હજાર સામાનિક દેવોને વસવાનાં ચાર હજાર કમળ છે પૂર્વ દિશામાં ચાર મહર્દ્ધિક દેવીઓના ચાર કમળ છે, અગ્નેયી દિશામાં અભ્યતર પર્ષદાના ગુરૂસ્થાનીય દેવોના આઠ હજાર કમળ છે. દક્ષિણ દિશામા મધ્ય પર્ષદાના મિત્ર સ્થાનીય દેવોના દશ હજાર કમળ છે, નૈઋત દિશામાં બાહ્ય પર્ષદાના નોકર તરીકે રહેલા દેવોના બાર હજાર કમળ છે અને પશ્ચિમ દિશામાં હાથી, ઘોડા, રથ, પાળા, પાડા, ગંધર્વ અને નાટકરૂપ સાત સેનાઓના નાયકોના સાત કમળ છે. ત્યાર પછી ત્રીજા વલયમાં સોળ હજાર અંગરક્ષક દેવોને વસવાનાં સોળ હજાર કમળ છે, ચોથા વલયમાં બત્રીસ લાખ અભ્યંતર આભિયોગિક દેવોને વસવાનાં બત્રીસ લાખ કમળ છે. પાંચમા વલયમાં ચાલીસ લાખ મધ્યમ આભિયોગિક દેવોને વસવાના ચાલીસ લાખ કમળ છે. છઠ્ઠા વલયમાં અડતાલીશ લાખ બાહ્ય આભિયોગિક દેવોને વસવાના અડતાલીસ લાખ કમળ છે. એવી રીતે મુખ્ય કમળની સાથે ગણતાં સઘળાં મળીને એક કરોડ વીશ લાખ પચાસ હજાર એકસો વીસ કમળ થયાં. આવા પ્રકારના કમળો વડે પરિવરેલા મૂળ કમળરૂપી મનોહર સ્થાન ઉપર લક્ષ્મીદેવી વિરાજે છે.

લક્ષ્મીદેવીનું સ્વરૂપ ઘણુંજ રમણીય હતું. તેમના બે પગ જાણે સુંદર રીતે સ્થાપન કરેલા બે સુવર્ણમય કાચબા ન હોય અને અતિ ઉચ્ચ તથા પુષ્ટ અંગુઠા વિગેરે લાક્ષાદિ રસ વડે જાણે રંગેલા હોય એવા લાગતા હતા તેમના નખ પુષ્ટ, મધ્ય ભાગમાં સ્હેજ ઉંચા, બારીક, લાલ રંગના અને ચીકાશવાળા હતા. હાથ પગ કમળના પાંદડા જેવા સુકોમળ હતા, આંગળીઓ પણ એટ-

લ જ સુકુમાર તથા શ્રેષ્ઠ હતી પગની પીંડીઓ કુરૂવિંદ જાતના આવર્તથી અથવા આભરણ વિશેષથી સુશોભિત અને અનુક્રમે પાતળી અને પછી જાડી હતી ઢીંચણ ગુપ્ત હતા સાથળ ઉત્તમ હાથીની સૂંઢ જેવા પુષ્ટ હતા રમણીય અને વિસ્તીર્ણ કમરનો ભાગ સુવર્ણમય કંદોરાથી વીંટળાયેલો હતો તેમની રોમરાજી ઉંચી જાતના કાજળ, ભમરા અને મેઘના સમુહ જેવા વર્ણવાળી સરળ, સરખી, ગાઢી, બારીક, સુંદર વિલાસે કરી મનોરમ, શિરીષપુષ્પ વિગેરે સુકોમળ પુષ્પ કરતા પણ વધારે સુકોમળ અને રમણીય હતી કમ્મરની નીચેનો અગાડીનો ભાગ જઘનસ્થળ, નાભિમંડળવડે સુંદર, વિશાળ અને શ્રેષ્ઠ લક્ષણવાળો હતો શરીરનો મધ્યભાગ-ઉદર મુઠીમા સમાઇ જાય એવો રમણીય અને ત્રિવલિયુક્ત હતો

ચંદ્રકાંત વિગેરે વિવિધ પ્રકારના મણિઓ, સુવર્ણ, વૈડૂર્યાદિ ભિન્ન જાતિના રત્નો તથા નિર્મલ અને ઉંચી જાતના લાલ સુવર્ણમાથી બનેલા આભરણો અને * આભુષણો વડે એ લક્ષ્મીદેવીના અંગોપાંગો ઝગઝગી રહ્યા હતા મોતી વિગેરેના હાર વડે મનોહર, ડોલર વિગેરે પુષ્પોની માળાઓ વડે વ્યાપ્ત, દેદિપ્યમાન, તથા સુવર્ણના કળશ જેવા તેમના સ્તન પુષ્ટ અને ગોળાકાર હતા યથાસ્થાને સ્થાપેલા મરક્તના પાના અને દૃષ્ટિને આકર્ષણ કરે એવા મોતીઓના ગુચ્છાથી ઉજ્વળ દીસતા હારો પરમ મનોહર લાગતા હતા. હૃદય ઉપર પડેલી સોનૈયાની માળા વડે શોભતો કંઠ અને એ કંઠમા રહેલો રત્નમય દોરો શોભનતામા અનેરો ઉમેરો કરતો હતો.

---

* મસ્તક કંઠ હાથ વિગેરે ઉપર પહેરવાના ઘરેણા આભરણ કહેવાય અને આંગળી વિગેરે ઉપાંગો ઉપર પહેરવાના ઘરેણા આભૂષણ કહેવાય.

વળી, એ દેવી કેવી છે ? બન્ને ખભાઓ ઉપર લટકતા બે કુંડલોની ઉલ્લસાયમાન શોભાયુક્ત અને સમીચીન છે કાંતિ જેમાં એવા પ્રકારના દિપ્તિસ્વરૂપ ગુણસમુહ વડે તે શોભતી હતી. રાજા જેમ પોતાના સેવકો વડે શોભે, તેમ ગુણરૂપ રાજાનો જાણે સેવકસમુહ હોય. તેવા પ્રકારના દીપ્તિ લક્ષણ અને ગુણ સમુહ વડે તેમનું વદન શોભતું હતું તેમનાં લોચન કમળ જેવા નિર્મળ, વિશાળ અને રમણીય હતા તેમના દેદિપ્યમાન બન્ને હાથમાં રહેલા કમળમાંથી મકરંદના બિંદુઓ ટપકતા હતા. જો કે દેવતાઓને પરસેવો નથી હોતો, છતાં માત્ર ક્રીડાની ખાતર પવન લેવા કંપાવેલો-ફરકાવેલો વીંઝણો અતિ મનોહર લાગતો હતો. તેમજ તેમનો કેશકલાપ સમ્યક્ પ્રકારે છૂટા છૂટા વાળવાળો, શ્યામ વર્ણવાળો, સઘન અને બારીક હતો. એવી રીતે પદ્મસરોવરમાં ઉગેલા ઉક્ત સ્વરૂપવાળા કમળ ઉપર નિવાસ કરનારી, ઐશ્વર્યાદિ ગુણયુક્ત અને હિમવાન પર્વતના શીખર ઉપર દિગ્ગજેન્દ્રોના લાંબી અને પુષ્ટ સુંઢ વડે જેનો અભિષેક થઈ રહ્યો છે એવી લક્ષ્મીદેવીને ત્રિશલા ક્ષત્રિયાણી ચોથા સ્વપ્નમાં જુએ છે.



# તૃતીય વ્યાખ્યાન

## સ્વપ્નદર્શન ( ચાલુ )

---

### પાચમુ સ્વપ્ન-પુષ્પમાળ

પાચમા સ્વપ્નમા ત્રિશલા ક્ષત્રિયાણીએ, કલ્પવૃક્ષના તાજા અને સરસ ફુલોવાળી ચોમેર સુગધ પ્રસરાવતી રમણીય માળા આકાશમાથી નીચે ઉતરતી જોઇ તેમાથી ચપાના, અશોકના, પુન્નાગના, નાગકેસરના, પ્રિયગુના, શિરીષના, મોગરાના, મલ્લિકાના, જાઈના, જુઈના, અકોલના કોજના, કોરિટના, ડમરાના, નવમાલિકાના, બકુલના, તિલકના, વાસતિકાના, સૂર્યવિકાસી કમળના, ચદ્રવિકાસી કમળના, ગુલાબના, મચકુદના અને માધવી લતાના પુષ્પોની તેમજ આબાની મજરીની સુગધ છુટતી હતી એ અનુપમ અને મનોહર સુવાસથી દશે દિશાઓ છવાઈ જતી હતી સર્વ ઋતુઓના સુગધી પુષ્પો તેમા ગુથાએલા હોવાથી જાણે કોઈ ચિતારાએ વિવિધ રગથી પટપર માળા ચિતરેલી હોય એવો ભાસ થતો હતો વચમા વચમા સફેદ ફુલની સાથે દેદીપ્યમાન અને રમણીય લાલ-પીળા રગના વિવિધ રગી પુષ્પો પણ પરોવવામા આવ્યા હતા માળામાથી છૂટતી મનમોહક સુવાસને લીધે, ચારે તરફથી આકર્ષાઇ આવેલા ભ્રમરાઓ અને ભ્રમરીનો સમુહ, માળાની આસપાસ ફરતો, કર્ણને પ્રિય લાગે તેવો ગુજારવ કરતો હતો

### છઠ્ઠુ સ્વપ્ન-ચન્દ્રદર્શન

છઠ્ઠા સ્વપ્નને વિષે ત્રિશલા માતાએ ચદ્રના દર્શન કર્યા

તે ચન્દ્ર ગાયના દૂધ, ફીણ, પાણીના કણ અને રૂપાના કળશ જેવો સફેદ હતો. વળી તે લોકોનાં હૃદયને શાંતિ અને પ્રીતિ પમાડનાર, સોળે કળાએ સંપૂર્ણ, ગંભીર વનની સઘન ઝાડીના અંધકારને પળમાત્રમાં દૂર કરનાર, માસ-વર્ષ વિગેરે પ્રમાણને કરનાર-શુક્લ પક્ષના પખવાડીયામાં રહેલી પૂર્ણિમાને પોતાની કળાઓવડે શોભાવનાર, કુમુદવનને વિકસ્વર કરનાર, રાત્રિને શોભાવનાર, રાખ વિગેરેથી સારી રીતે માંજી સ્વચ્છ-ઉજ્જવલ બનાવેલા અરીસા જેવો, હંસ સમા ઉજ્વલ વર્ણવાળો, ગ્રહ-નક્ષત્ર-તારા વિગેરેનો આગેવાન, અંધકારનો શત્રુ અને કામદેવના ભાથા જેવો હતો જેમ ધનુર્ધારી પુરૂષ બાણનું ભાથું મેળવી, તેમાંથી બાણો છોડી મૃગાદિ પ્રાણીઓને હણે તેમ કામદેવ પણ ચન્દ્રનો ઉદય પામી, કામબાણવડે લોકોને વ્યાકુળ બનાવે છે; એટલે કે ચંદ્રનો ઉદય થતાં કામદેવ કામી સ્રીપુરૂષોને સતાવે છે વળી જે ચન્દ્ર સમુદ્રમાં હમેશા ભરતી લાવે છે, પોતાના પ્રાણવલ્લભ ભર્ત્તારના વિયોગથી વ્યગ્ર બનેલી વિરહિણીઓને પોતાના કિરણોથી ગમગીન બનાવે છે, જેનું સૌમ્ય અને રમણીય સ્વરૂપ સર્વવિદિત છે, અને જે ચંદ્ર આકાશમંડળનું જાણે વિસ્તીર્ણ, સૌમ્ય અને ચલન સ્વભાવ તિલક ન હોય એવો લાગે છે, તેમજ જે પોતાની પત્ની-રોહિણીના ચિત્તને હરનાર અર્થાત ભર્ત્તાર સમો* ચાંદનીવડે શોભી રહ્યો હતો તેવા સંપૂર્ણ ચંદ્રના ત્રિશલા દેવીએ છઠ્ઠા સ્વપ્નમા દર્શન કર્યા.

## સાતમું સ્વપ્ન-સૂર્યદર્શન

સાતમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ અંધકારના સમુ-

---

* રોહિણી એક નક્ષત્ર છે. સિદ્ધાંતમાં ચન્દ્ર અને નક્ષત્રનો સંબંધ સ્વામી-સેવક જેવો હતો છે અહીં રોહિણીને પત્ની કલ્પવામાં કવિનો કલ્પનાવિલાસ જ સમજવો.

હનો નાશ કરનાર અને પ્રતાપથી ઝગહળતા સૂર્યના દર્શન કર્યા જો કે સૂર્યમંડળમા રહેતા બાદર પૃથ્વીકાયના જીવો તો સ્વભાવથી શીતળ હોય છે, પણુ આતપ નામકર્મના ઉદયથી તેજને લીધે જાજ્વલ્યમાન લાગે છે એ સૂર્યનો રંગ લાલ અશોકવૃક્ષ, પ્રફુલ્લિત થયેલ કેસુડો, પોપટની ચાચ અને ચણોઠીના અર્ધ ભાગ જેવો લાલચોળ લાગતો હતો વળી તે કમળવનને વિકાસ લક્ષ્મીવડે વિભૂષિત કરનારો, મેષ વિગેરે રાશિમા સંક્રમણાદિ વડે જ્યોતિશ્ચક્રનુ લક્ષણ જણાવનારો, આકાશને અજવાળનાર દીપક સમો, હિમસમૂહને ગળેથી પકડી કાઢી મૂકનાર, ગ્રહોના સમુદાયનો સ્વામી, રાત્રિનો અંત આણનાર, ઉદય અને અસ્ત સમે મુહુર્ત્તપર્યંત સૌમ્યભાવ ધારણ કરનાર, અને બાકીના વખતે ઉગ્ર સ્વરૂપવાળો, રાત્રીને વિષે ચોરી-જારી વિગેરે કુકર્મો કરવા ફરનાર સ્વેચ્છાચારી અને દુરાચારીઓને અટકાવનાર, ઠંડીના વેગને પોતાના તાપથી દૂર કરનાર, મેરૂ પર્વતની આસપાસ સતત પ્રદક્ષિણા આપનાર, વિસ્તીર્ણ મંડળવાળો, પ્રકાશિત ચંદ્ર તથા તારા વિગેરેની શોભાનો ક્ષણમાત્રમા પોતાના સહસ્ર કીરણોવડે નાશ કરનાર હતો

અહિં સૂર્યના જે એક હજાર કિરણો કહેવામા આવ્યા છે તે ફક્ત લોકરૂઢીથી કહ્યા છે બાકી કાલવિશેષની ( ઋતુઓની ) અપેક્ષાએ સૂર્યના કિરણો અધિક પણ હોય છે દાખલા તરીકે- ચૈત્ર માસમા સૂર્યના બારસો કિરણો હોય છે, વૈશાખમા તેરસો, જેઠમા ચૌદસો અને શ્રાવણ ભાદરવામા પણ તેટલાજ હોય છે અષાઢ માસમા પંદરસો, અને આસો માસમા સોળસો હોય છે કાર્તિકમા અગીયારસો, માગશરમા એક હજારને પચાસ, પોષમા એક હજાર, મહા માસમા અગીયારસો અને ફાગણમા એક હજાર ને પચાસ કીરણો હોય છે

આભુષણો જેવા લાગતા હતા અને કમલિનીનાં પાંદડા નીલરત્ન જેવા ઓપતા હતાં, બન્નેનો સંયોગ જાણે નીલરત્નમાં ઘણા મોતી જડ્યાં હોય એવો લાગતો હતો. આવું આભૂષણયુક્ત પદ્મ સરોવર કોને આશ્ચર્યકારક ન લાગે? એવી રીતે હૃદય અને નેત્રને વ્હાલું લાગે તેવુ અને સરોવરોને વિષે પૂજનીય તેમજ રમણીય પદ્મ સરોવર ત્રિશલા ક્ષત્રિયાણીએ દસમા સ્વપ્નમાં જોયું.

## અગીયારમું સ્વપ્ન-ક્ષીરસમુદ્ર

અગીયારમા સ્વપ્નને વિષે ત્રિશલા ક્ષત્રિયાણીએ, ક્ષીરસમુદ્ર જોયો એ સમુદ્રના મધ્ય ભાગની ઉજ્જ્વળતા ચન્દ્રના કીરણ સાથે સરખાવી શકાય ચારે દિશામા તેનો અગાધ જળપ્રવાહ વિસ્તરી રહ્યો હતો તેમાં અતિશય ચંચળ અને ઘણા ઉંચા મોજાઓ ઉછળતાં હતાં સખ્ત પવનના આઘાતથી ચલિત થતા તરંગો ચપળતાપૂર્વક ધસી રહ્યા હતા અને તેની તરંગભંગ લીલા સરસ નૃત્યકળા જેવી લાગતી હતી તેની સ્વચ્છ અને ઉછાળા મારતી ઉર્મીઓ, જાણે અતિશય ક્ષોભ પામી હોય તેમ ચારે બાજુ અથડાતી હતી અને તેથી એ દેખાવ ઘણો સુંદર લાગતો હતો આવા રીતના તરંગો, ભંગો અને ઉર્મિઓ વડે કાંઠા તરફ ધસતા અને પાછા ફરતા જળપ્રવાહને જોવથી કોને પ્રેમ ન ઉપજે? મોટા મગરમચ્છ, માછલા, તિમિ નામના સામાન્ય મચ્છ, તિમિંગલ નામના મોટા મચ્છ, નિરુદ્ધ અને તિલિતિલક વિગેરે જૂદી જૂદી જાતના જળચર જીવોના પુચ્છના આઘાતથી કપૂર જેવું સફેદ ફીણ સપાટી પર વિસ્તરી રહ્યુ હતું. મોટી મોટી નદીઓના જોસભેર વહી આવના પ્રવાહને લીધે જે ભમરીઓ અને ગંગાવર્ત્ત ઉદ્‌ભવતા હતા તેને લીધે પાણી આકૂળ-વ્યાકૂળ થતુ હોય અને અન્ય સ્થળે નાસી જવાનો

માર્ગ ન જડવાથી ઉંચે ઉછાળા મારતુ અને પાછુ ત્યા જ પછાડા મારતુ હોય એમ લાગતુ એને લીધે ચપળ પાણી ચક્રના જેવુ સ્વરૂપ ધારણ કરતુ આવા પ્રકારના ક્ષીરસમુદ્રને, શરદ ઋતુના ચ દ્ર સમા સૌમ્ય મુખવાળી ત્રિશલા ક્ષત્રિયાણીએ અગીયારમે સ્વપ્ને નિહાળ્યો

## બારમુ સ્વપ્ન–વિમાન

ત્યારપછી બારમે સ્વપ્ને ત્રિશલા ક્ષત્રિયાણીએ વિમાનનુ દર્શ ન કર્યું નવા ઉગતા સૂર્યના બિ બ જેવી તે વિમાનની કાંતિ અને તેજસ્વિના હતી ઉંચી જાતના સુવર્ણ અને મહામણિએ વડે રચાયેલા તેના એક હજારને આઠ સ્ત ભ મનોહર લાગતા હતા એ વિમાનને લીધે આખુ આકાશ દીપી નીકળતુ હતુ સોનાના પતરામા લટકતા મોતીઓ, તેની સ્વાભાવિક શોભામા ઉમેરો કરતા હતા વિમાનમા દિવ્ય પુષ્પમાળાઓ લટકતી હતી. તેની ઉપર વરૂ, વૃષભ, ઘોડા, મનુષ્ય, મગરમચ્છ, પ ખી, સર્પ, કિન્નર દેવ, રૂરૂ જાતિના મૃગ, અષ્ટાપદ નામના જ ગલના પશુ ચમરી ગાય, સ સક્ત નામના શિકારી પશુ, હાથી, અશોકલતાઓ જેવી વનલતાઓ અને પદ્મલતા–કમલિનીઓ વિગેરેના મનોહર ચિત્રો આલેખાયેલા હોવાથી આશ્ચર્યકારક લાગતુ હતુ તેની અદરથી મધુર સ્વરે ગવાતા ગાયનો અને વાજીત્રોના નાદથી વાતાવરણમા સર્વ ત્ર સ પૂર્ણતા પથરાઈ જતી હતી જલથી ભરલા ઘટા ટોપ મેઘ જેવી ગર્જના દેવદુદુભિમાથી નીકળતી હતી અને તેથી સકળ જીવલોક શબ્દથી ભરચક થઇ જતો હતો વળી તે વિમાનમાથી કાળો અગરૂ, ઉંચી જાતનો કિંદુ, સેલારસ, દશાગાદિ ધૂપ વિગેરે સુગ ધી દ્રવ્યોની ઉત્તમ બહેક નીકળતી હતી નિત્ય આલોકમય, અને શ્વેત ર ગનુ આ ઉજ્વળ વિમાન દેવતાઓથી

અધિક શોભતુ હતુ. તેમાં હંમેશા શાતાવેદનીય કર્મનોજ ઉપભોગ હોય. બીજા કમળ કરતા સફેદ કમળ અતિ ઉત્તમ ગણાય છે તેમ બીજા ઉત્તમ વિમાનો કરતા પણ આ વિમાન અતિ ઉત્તમ હતું.

## તેરમું સ્વપ્ન—રત્નરાશિ

તેરમે સ્વપ્ને ત્રિશલા ક્ષત્રિયાણીએ રત્નોનો ઢગલો જોયો. તેમા પુલકરત્ન, વજ્રરત્ન, ઈન્દ્રનીલ રત્ન, (નીલમ–પન્ના) સસ્યક રત્ન, કર્કેતન રત્ન, લોહિતાક્ષ રત્ન, મરકત રત્ન, મસાર ગલ્લ રત્ન, પરવાળા, સ્ફટિક રત્ન, સૌગન્ધિક રત્ન, હંસગર્ભ રત્ન, શ્યામ કાંતિવાળા અંજન નામના રત્ન, અને ચંદ્રકાંત મણિ વિગેરે ભિન્ન ભિન્ન જાતનાં રત્નો હતા. જો કે તે રત્નરાશી પૃથ્વી તલ ઉપર હતો છતાં આકાશના શિખરને પણ પોતાની કાંતિ વડે દીપાવી રહ્યો હતો. આ રીતનો મેરૂ પર્વત જેવો ઉંચો રત્નરાશિ ત્રિશલા ક્ષત્રિયાણીએ તેરમા સ્વપ્નમાં નિહાળ્યો.

## ચૌદમું સ્વપ્ન–નિર્ધૂમ અગ્નિ

ચૌદમે સ્વપ્ને ત્રિશલા ક્ષત્રિયાણીએ અગ્નિ જોયો. એ વિસ્તારવાળા અગ્નિમા સ્વચ્છ ઘી અને પીળું મધ સીચાતું હોવાથી તે ધૂમાડા વગરનો અને ધગધગતો હતો. તેમાંથી ઉજ્જવળ અને મનોહર જવાળાઓ નીકળતી હતી કોઇ જવાળા ન્હાની તો કોઈ મોટી એમ જવાળાઓનો સમુહ પરસ્પરને સંકળાઇ રહ્યો હતો એક જવાળા ઉંચી તો બીજી તેનાથીય ઉંચી અને ત્રીજી સૌ કરતાં ઉંચે જવા સ્પર્ધા કરતી હોય એમ લાગતું. ન્હાની–મ્હોટી સર્વ જવાળાઓ પરસ્પરમા હરિફાઇ કરતી, અગ્નિમાં પ્રવેશ કરવા મથતી હતી એ જવાળાઓ પૃથ્વી ઉપર રહી રહી જાણે કે

આકાશના કોઈ એક પ્રદેશને પકડવા પ્રયત્ન કરી રહી હોયની ! આ પ્રમાણે અતિશય વેગ વડે ચચળ લાગતો અગ્નિ ત્રિશલા ક્ષત્રિયાણીએ ચૌદમા સ્વપ્નમા જોયો

આવા પ્રકારના કલ્યાણના હેતુરૂપ, કીર્તિયુકત અને દર્શન માત્રથી પણ પ્રીતિને ઉપજાવે તેવા સુદર સ્વપ્ન જોઈને, કમળ જેવા નેત્રવાળી અને હર્ષવડે રોમાચિત શરીરવાળી તે ત્રિશલા ક્ષત્રિયાણી જાગી

જ્યારે જીનેશ્વરો માતાના ગર્ભમા આવે છે ત્યારે આ ચૌદ મહાસ્વપ્નોને જિનેશ્વરોની મ તાઓ અવશ્ય દેખે છે

## સિદ્ધાર્થ ક્ષત્રિયને નિવેદન

સ્વપ્નદર્શનથી વિસ્મય પામેલી, સતુષ્ટ થયેલી, હર્ષોલ્લાસ વાળી ત્રિશલા ક્ષત્રિયાણી સ્વપ્નોનુ સ્મરણ કરવા લાગી તેની રોમ રાજી, મેઘની ધારાથી સીચાયેલા કદબ પુષ્પની જેમ વિક સિત થઈ રહી ત્યારપછી તે ઉઠી અને પાદપીઠથી નીચે ઉતરી કોઈપણ જાતની માનસિક વ્યથના વિના, શારીરિક ચપળતા વિના, સ્ખલના રહિત, અને વિલબ વગર, રાજહસની ગતિથી ત સિદ્ધાર્થ ક્ષત્રિયની શય્યા પાસે આવી અને પોતાની વિશિષ્ટ ગુણવાળી વાણી વડે સિદ્ધાર્થને જગાડ્યા વિશિષ્ટ ગુણવાળી વાણી એટલે જે વાણી ઈષ્ટ હોય, જેને સાભળવાની હમેશા ઇચ્છા રહ્યા કરે, કોઈને દ્વેષ ન આવે, મનને વિનોદ આપે, સુદરતાને લીધે દીલમા વસી જાય, જેમા સુદર ધ્વનિ, મનોહર વર્ણ અને સ્પષ્ટ ઉચ્ચાર રહેલાં હોય, સમૃદ્ધિને વધારનાર, ઉપદ્રવોનો નાશ કર નાર, ધનને પ્રાપ્ત કરાવનાર, મગલિક, અલકારમય, સાભળતાની સાથેજ અર્થ સમજાય તેવી, હૃદયને આલ્હાદ આપનારી, જેમા

વર્ણો, પદો તથા વાક્યો થોડાં હોય પણ ઘણો અર્થ નીકળે એવી, કર્ણમધુર, અને લાલિત્યભરી હોય તે વિશિષ્ટ ગુણવાળી ગણાય.

ત્યારપછી સિદ્ધાર્થ રાજાની આજ્ઞાથી ત્રિશલા ક્ષત્રિયાણી રત્નમણીથી શોભતા સિંહાસન ઉપર બેઠાં. પોતાના શ્રમ અને ક્ષોભને દૂર કરી સુખ સમાધિ પૂર્વક પોતાની સ્વાભાવિક મધુર, કોમળ, લલિત અને ભાવભરી વાણીમા કહ્યું કે-" હે સ્વામી! હુ આજે ( જેનું વર્ણન પૂર્વે આવી ગયું છે તેવી ) મહા પુણ્યશાળી અને ભાગ્યશાળીને યોગ્ય શય્યામા કંઈક જાગતી અને કંઈક ઉંઘતી હતી, તેવી સ્થિતિમાં ચૌદ મહાસ્વપ્ન દેખી જાગી ઉઠી " હાથી, વૃષભ વિગેરે મહાસ્વપ્નોનું વૃતાન્ત કહી સંભળાવ્યા પછી સ્વામીને જીજ્ઞાસા કરી કે:-" હે સ્વામી! એ પ્રશસ્ત ચૌદ મહાસ્વપ્નોનાં કલ્યાણકારી ફળ વિશેષ તથા વૃત્તિ વિશેષ સંબંધે આપ શું ધારો છો? "

## સિદ્ધાર્થ રાજાની ધારણા

ત્યારપછી તે સિદ્ધાર્થ રાજા, ત્રિશલા ક્ષત્રિયાણીની પાસેથી બધી વાત સાંભળી, અવધારી વિસ્મિત થયો, સંતોષ પામ્યો અને તેની રોમરાજી વિકસિત થઈ તેણે સ્વપ્નોની ધારણા કરી, તેના અર્થનો વિચાર કર્યો, અને પોતાની સ્વાભાવિક મતિ અને વિજ્ઞાનવડે સ્વપ્નના અર્થનો નિર્ણય કર્યો. પછી પોતાની વિશિષ્ટ ગુણવાળી, કર્ણમધુર, સુંદર અને લલિત વાણીમા જવાબ આપ્યો કે-" હે દેવાનુપ્રિયા! તમે જે સ્વપ્ન જોયા છે તે પ્રશસ્ત, કલ્યાણરૂપ, ઉપદ્રવ હરનાર, ધનના હેતુરૂપ, મંગલરૂપ, શોભાભર્યા, અને આરોગ્ય, સંતોષ, દીર્ઘાયુષ, કલ્યાણ તથા વાંછિત ફળને આપનારાં છે. તેનાથી રત્નસુવર્ણાદિ અર્થનો લાભ થશે, ભોગ પ્રાપ્ત થશે, સુખ મળશે, પુત્રપ્રાપ્તિ થશે, અને રાજ્ય મળશે. હે

દેવાનુપ્રિયા ! એ સ્વપ્નના પ્રભાવે, ખરેખર ! તમને પૂરેપૂરા નવ માસ અને સાડાસાત દિવસ ગયા પછી એક એવો પુત્ર થશે કે જેનાથી આપણુ કૂળ દીપી નીકળશે, જેનો કોઈ પણ દુશ્મન પરાભવ નહીં કરી શકે, અને જે કુળના મુગટ સમાન તેમજ તિલક સમાન લેખાશે એટલુ જ નહીં પણ તે કુળનો નિર્વાહ કરનારો, કૂળને વિષે સૂર્ય સમાન પ્રકાશ આપનાર, પૃથ્વી પેઠે કુળનો આધાર, કૂળની વૃદ્ધિ કરનાર, સર્વે દિશાઓમા કૂળની કીર્ત્તિ પ્રસારનાર, આશ્રયરૂપ હોવાથી વૃક્ષ સમાન પોતાની છત્ર છાયામા લોકોનુ રક્ષણ કરનાર થશે તેમજ તેના હાથ, પગ સુકોમળ હશે, તેના શરીરની પાચ ઇંદ્રિયો સારા લક્ષણયુક્ત અને પરિપૂર્ણ હશે છત્ર, ચામર વિગેરે ગુણોવડે સહિત તથા મસ તલ વિગેરે વ્યજનાના ગુણસહિત હશે તે પોતાના માન, ઉન્માન અને પ્રમાણ વડે સવાગસુ દર, ચદ્રમાની પેઠે સૌમ્ય આકૃતિયુક્ત, મનોહર તથા પ્રિયદર્શન હશે એ પ્રકારના સુદર સ્વરૂપવાળા પુત્રને તમે જન્મ આપશો

"તે પુત્ર પોતાનુ બાળપણુ છોડીને જ્યારે આઠ વર્ષનો થશે ત્યારે તેને સઘળુ વિજ્ઞાન પરિણમશે પછી અનુક્રમે યૌવન અવસ્થાને પામશે ત્યારે તે દાન દેવામા તથા અગીકાર કરેલા કાર્યનો નિર્વાહ કરવામા સમર્થ થશે રણસગ્રામમા બહાદૂર થશે, પરરાજ્યને આક્રમણ કરવામા વીરત્વ દાખવશે, મ્હોટી સેના અને વાહનવાળો થશે તેમજ રાજ્યનો સ્વામી-અધિરાજ થશે

" હે દેવાનુપ્રિયા, તમે જે પ્રશસ્ત સ્વપ્ન જોયા છે, તે મગળ અને કલ્યાણ કરનારા છે ' એ રીતે સિદ્ધાર્થ રાજા બે-ત્રણ વાર તેની પ્રશસા અને અનુમોદના કરવા લાગ્યા

## ત્રિશલા ક્ષત્રિયાણીની પતિશ્રદ્ધા

ત્રિશલા ક્ષત્રિયાણીએ એ અર્થ સાંભળી અવધારીને સંપૂર્ણ હર્ષ, આનંદ અને સંતોષપૂર્વક, બે હાથ જોડી, દસ નખ ભેગા કરી, મસ્તકે આવર્ત્ત કરી, અંજલી જોડી કહ્યું કેઃ—"હે સ્વામી! આપનું કહેવું યથાર્થ છે. આપે સ્વપ્નોનું જે ફળ કહ્યું તે તેમજ છે. મને એમા કોઇ જાતની શંકા નથી. તમારૂં કહેવું અક્ષરશઃ હું સત્ય માનું છું અને હું પણ એમજ ઈચ્છું છું. તમારો કહેલો અર્થ સંપૂર્ણ સત્ય છે."

એમ કહી તે સ્વપ્નાઓનો સારી રીતે અંગીકાર કર્યો અને પોતાના સ્થાને જવાની સિદ્ધાર્થ રાજા પાસે અનુમતિ માગી. પછી પેલા સુવર્ણ-મણિખચિત સિંહાસન ઉપરથી નીચે ઉતરી, પરમ શાંતિ, ગાંભીર્ય અને સ્થિરતાપૂર્વક, રાજહંસની ગતિથી પોતાની શય્યા પાસે આવ્યા તેમણે વિચાર્યું કેઃ— મેં જે સ્વરૂપથી જ સુંદર, શુભફળદાયી અને મંગળકારી સ્વપ્ન જોયાં છે તે બીજા ખરાબ સ્વપ્નથી નિષ્ફળ ન થાય માટે મારે હવે સૂવું ન જોઈએ એટલે તેઓ દેવ-ગુરૂ સંબંધી પ્રશસ્ત, મંગળકારી, મનોહર ધર્મકથાઓનું ધ્યાન ધરતા, જાગતા બેસી રહ્યાં. એ રીતે શુભ સ્વપ્નને સંભારી તેનું બરાબર રક્ષણ કર્યું.

## ઉત્સવની તૈયારીઓ

સિધ્ધાર્થ ક્ષત્રિયે પ્રભાતકાળ થતાં જ પોતાના કૌટુમ્બિક પુરૂષો એટલે કે સેવકોને બોલાવીને કહ્યુ કેઃ—"હે દેવાનુપ્રિયો! આજે ઉત્સવનો દિવસ છે, તેથી જલદી બહારના સભામંડપને વિશેષ પ્રકારે વાળી ચોળી સાફ કરાવો, સુગંધી પાણીનો છંટકાવ કરાવો અને છાણ વિગેરેથી લીંપાવીને પવિત્ર બનાવો.

સરસ અને સુગંધી પંચવર્ણી પુષ્પો મંગાવી યોગ્ય સ્થળે ગોઠવાવી સંસ્કારયુક્ત બનાવો કાળો અગરૂ, ઉંચી જાતનો કિંદરૂ, સેલારસ અને દશાંગધુપ વિગેરે પ્રકટાવી ચોતરફ પવિત્રતા અને સુવાસ ફેલાવરાવો, સં સં સુગંધવાળા ચુર્ણોની એક ગોળી બનાવી હોય અને તેમાંથી જે સુવાસ છૂટે, તેવીજ રીતે સભા-સ્થાનને પણ સુગંધીમય બનાવી–બનાવરાવી, ત્યાં આગળ સિંહાસન સ્થાપન કરાવો, અને એ બધી તૈયારીઓ થઈ જાય એટલે આવીને મને સમાચાર આપો."

સિધ્ધાર્થ રાજાની આજ્ઞા પામવાથી કૌટુમ્બિક પુરૂષોને પણ ભારે આનંદ તથા મંતોષ થયો તેમણે બે હાથ જોડી, મસ્તકે અંજલી જોડી આજ્ઞાના વચનોનો વિનયપૂર્વક સ્વીકાર કર્યો અને ત્યાંથી વિદાય થયા પછી તેમણે સભામંડપવાળા સ્થળે જઈને એકદમ સુગંધી પાણી વિગેરે છંટાવીને પવિત્ર કર્યું અને સિંહાસન સ્થાપી, સિધ્ધાર્થ ક્ષત્રીય પાસે આવી સવિનય નિવેદન કર્યું કે—"આપની આજ્ઞાનુસાર બધું થઈ ગયું છે"

એટલામાં પ્રભાતકાળ થયો. પદ્મપત્ર અને કમળને વિકસાવનાર પ્રભાતનો સૂર્ય આકાશમાં પ્રકટ્યો લાલ અશોકવૃક્ષની પ્રભા જેવી કાંતિ પૃથ્વી ઉપર ઉતરવા લાગી ગગનપટમાં કેસુડાના પુષ્પ, પોપટની ચાંચ, ચણોઠીની લાલાશ, બપોરીયાના ફુલ, પારેવના પગ અને નેત્ર, કોપિત થયેલી કોયલના અનિશર લાલ નેત્ર, જાસૂના પુષ્પસમુહ અને હિંગળોકના ઢગલા જેવી રકતપ્રભા વિસ્તરી તેની કાંતિથી પૃથ્વી પરના તમામ પદાર્થો રમણીય બની ગયા, પદ્મવૃંદ અને કમળવન વિકસ્યા એ સહસ્ત્ર કિરણવાળા દિનકરે જોતજોતામાં જ રાત્રીના અંધકારને હાંકી કાઢયો, દેદિપ્યમાન દિવસની સ્થાપના કરી અને ઉદય પામતા સૂર્યના કુંકુમ જેવા નવા તાપે મનુષ્યલોકને પિંજરાવર્ણનો બનાવ્યો હોય તેવો ભાસ

થવા લાગ્યો; અર્થાત્ સૂર્યોદય થતા સિદ્ધાર્થ રાજા શય્યામાંથી ઉઠ્યા. પછી શય્યામાંથી ઉતરવામાટે મૂકેલા પાદપીઠ ઉપર પગ મૂકી નીચે ઉતર્યા, અને કસરતશાળામાં પ્રવેશ કર્યો

## સિદ્ધાર્થ ક્ષત્રિયની કસરતશાળા

આ કસરતશાળામાં વ્યાયામનાં અનેક સાધનો હતાં. બાણ ફેંકવા વિગેરે શસ્ત્રોની કવાયત, મુગ્દરાદિ ફેરવવાનો અભ્યાસ. લાકડાની ઘોડી વિગેરેને ટપી જવુ, ઉઠ-બેસ કરવી. પરસ્પરના હાથ વિગેરે અંગોને ખેંચવા, મલ્લયુદ્ધ, શરીરનાં અંગોપાંગો વાળવાં, દંડ પીલવા વિગેરે વિવિધ જાતની કસરત કરવાથી જ્યારે ખુબ શ્રમ થયો ત્યારે સિદ્ધાર્થ રાજાએ કુશળ પુરૂષો પાસે પુષ્ટિકારક તેલનું મર્દન કરાવવાનો આરંભ કર્યો.

## તેલ, તેલનું મર્દન

એ તેલના બે પ્રકાર છે. (૧) શતપાક તેલ અને (૨) સહસ્રપાક તેલ. ભિન્ન ભિન્ન ઔષધિઓના રસ વડે સો વાર પકાવેલું હોય અને જેને પકવતા સો સોનામ્હોરનો ખર્ચ થાય તે શતપાક તેલ કહેવાય અને હજાર વાર પકાવેલું હોય તથા જેની પાછળ હજાર સોનામ્હોરનો ખર્ચ થાય તે સહસ્રપાક તેલ કહેવાય. આવા પ્રકારના સુગંધી અને ઉત્તમ પ્રકારના તેલ ચોળાવી સિદ્ધાર્થ ક્ષત્રિયે ખુબ મર્દન કરાવ્યુ.

## તેલમર્દનના ગુણ

તેલના મર્દનથી રસ, રૂધિર વિગેરે ધાતુઓની સમતા થાય છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, કામની વૃદ્ધિ કરે છે, માંસને પુષ્ટ બનાવે છે, બળ આપે છે, અને સર્વ ઇન્દ્રિયો તથા ગાત્રોને મજબૂત બનાવે છે.

## ૧ તેલમર્દન અને ચ પી કરનારા ઉસ્તાદો

ઉપર કહ્યા તેવા તેલથી મર્દન કરા યા પછી, તેલચમ ઉપર બેસી, ઉસ્તાદો પાસે ચ પી કરાવી, જેથી તેમનો કસરતનો બધો થાક ઉતરી ગયો ચ પી કરનાર અને તેલમર્દન કરનાર ઉસ્તાદો પોતાના વિષયમા ઘણા વિચક્ષણ હતા, તેમના હાથ પગ ખોડ ખાપણ વગરના તથા હાથ પગના તળીયા અતિશય સુકોમળ હતા તેલનુ મર્દન કરવામા જ એકલા કુશળ નહો, પણ શરીરમા પ્રવેશેલા તેજ તેલને શરીરમાથી બ્હાર કાઢવામા પણ તેટલાજ કુશળ હતા, અર્થાત્ અ ગ ઉપરની તેલની ચીકાશને સાફ કરી નાખવામા ન્હાવનાવાળા હતા વળી તેઓ અવસરના જાણકાર, પોતાના કાર્યમા વિલ બ નહીં કરનાર, બોલવામા ચતુર, વિનયવા ળા, મર્દન કરનારા ઉસ્તાદોમા અગ્રગણ્ય, નવી નવી કળાઓ ગ્રહણ કરવામા અપૂર્વ શક્તિવાળા અને પરિશ્રમને જીતનારા—મર્દન કે ચ પી કરતા થાકી ન જાય તેવા હતા

## ચ પીના ગુણ

ચ પીથી શરીરના હાડકાઓને સુખ ઉપજે છે, માસને સુખ મળે છે, શરીરની ચામડીને પણ આરામ મળે છે અને રોમે રોમમા સુખ પ્રસરે છે એ પ્રકારની ચ પી તથા તેલમર્દન પામેલા સિધ્ધાર્થ રાજા કસરતશાળામાથી બ્હાર નીકળી સ્નાનાગાર તરફ ગયા અ ને સ્નાનાગારમા પ્રવેશ કરી, સ્નાન કરવાના બાજોઠ ઉપર શાતિથી બેઠા

## સ્નાનમ ડપ

સ્નાનમ ડપની બારીઓ ઉપર ગુ થેલા મોતીઓ લટકતા હતા તેનુ તળીયુ, જૂદી જૂદી જાતના મણિઓ અને રત્નોથી

જડેલું હતું. સ્નાન કરવાનો બાજોઠ પણ એવાજ મણિ અને રત્ન વડે મનોહર રીતે શણગારવામાં આવ્યો હતો. સિદ્ધાર્થ રાજા બાજોઠ ઉપર બેઠા એટલે પેલા કુશળ પુરૂષોએ સ્નાન કરાવ્યું.

## સ્નાનનું પાણી

સ્નાનના પાણીમા પુષ્પોનો રસ સીંચેલો હોવાથી સુગંધમય બન્યું હતું. બીજા ચન્દનાદિ સુવાસમય પદાર્થો પણ અંદર મેળવવામાં આવ્યા હતા. તે અગ્નિથી ગરમ કરવામાં આવ્યું હતું. અને તેમા પવિત્ર તીર્થજળનો તેમજ સ્વાભાવિક નિર્મળ જળનો પણ સમાવેશ કરવામા આવ્યો હતો. સ્નાન સમયે રક્ષાદિ બહુ પ્રકારના સેંકડો કૌતુકો કર્યાં બાદ, કલ્યાણકારી પ્રધાન સ્નાનને અંતે, તેમનું શરીર રૂંવાટીવાળા, અતિ કોમળ સ્પર્શવાળા અને સુગંધી લાલ રંગના વસ્ત્ર વડે લૂછી નાખવામાં આવ્યું.

## વસ્ત્ર--આભૂષણ

તે પછી તેમણે જરા પણ ફાટ્યા તૂટ્યા વગરનું સ્વચ્છ અને મહા મૂલ્યવાળું દુષ્યરત્ન નામનુ ઉત્તમોત્તમ વસ્ત્ર ધારણ કર્યું. સરસ-સુગંધી ગોશીર્ષચંદન વડે શરીરે લેપ કર્યો, પુષ્પમાલા નાખી, શરીરને શણગારનાર પવિત્ર કુંકુમાદિનું વિલેપન કર્યું અને મણિમય આભૂષણો પહેર્યા અઢારસેરો હાર, નવસરો અને ત્રિસરો હાર યથાસ્થાને અંગ ઉપર ગોઠવ્યા. લંબાયમાન મોતીનું ઝુંબનક ધારણ કર્યું કમ્મરમાં કંદોરો નાખ્યો. કંઠમાં કંઠો કંઠી વગેરે કંઠના દાગિનાથી તેમનુ શરીર દીપી નીકળ્યું. વેઢ-વીંટી આંગળીને શોભાવવા લાગ્યાં. કેશની શોભા વધારનાર પુષ્પના આભરણ યથાસ્થિતપણે ખીલી નીકળ્યાં. હાથમાંના કડાં

અને બાજુબંધથી ભુજાઓ શોભવા લાગી એક તો પોતાના સ્વાભાવિક સૌંદર્યનો જ કંઈ પાર ન હતો, તેમાં આભૂષણોએ ઉમેરો કર્યો કાનમાં પહેરેલા કુંડળોથી તેમનું મુખમંડળ પ્રકાશી નીકળ્યું મુકુટવડે મસ્તક ભવ્ય ભાસવા લાગ્યું અને હારવડે હૃદય સૌ કોઈના નેત્રને આનંદ આપવા લાગ્યું રત્નજડિત વીંટીઓથી આંગળી સુવર્ણમય દેખાવા લાગી એક લાંબો અને લટકતો દુપટ્ટો-ઉત્તરાસંગરૂપે ધારણ કર્યો આ સુવર્ણ-મણિ-રત્નના કાંતિમય અને કિંમતી આભૂષણો ઉત્તમ કારીગરોએ બનાવેલા હોવાથી, તેના સાંધાઓ એવી ચીવટાઈથી, અને કુશળતાથી જોડી દેવામાં આવ્યા હતા કે કોઈપણ માણસ તે સાંધા ન પકડી શકે, તેમજ સાંધા પોતે પોતાની મેળે ન ઉઘડી જાય વીરત્વના ગર્વને સૂચવનારા વીરવલયો જે કેવળ પરાક્રમી પુરૂષો જ પહેરી શકે તે સિદ્ધાર્થ ક્ષત્રિયે પહેર્યા હતા. આ બધું રૂપ-સૌંદર્ય જોતા કોઈને એમજ લાગે કે જેમ કલ્પવૃક્ષ પાંદડા વિગેરેથી અલંકૃત અને ફૂલ-ફુલાદિથી વિભૂષિત હોય છે, તેમ સિદ્ધાર્થ રાજા પોતે પણ એક કલ્પવૃક્ષ જ છે! કોરંટ વૃક્ષની પુષ્પમાળાવાળું છત્ર તેના મસ્તક ઉપર વિરાજતું હતું, અને તેની બન્ને બાજુએ સફેદ ચામર વીંઝાતા હતા તેના દર્શનમાત્રથી લોકો "જય! જય!" ના માંગલિક શબ્દો ઉચ્ચારતા હતા

## સિદ્ધાર્થ રાજાનો સમુદાય

સ્નાનગૃહમાંથી નીકળી પોતાની સાથે, ગણનાયકો, (પોતપોતાના સમુદાયના મ્હોટા પુરૂષો) દંડનાયકો, ખંડીયા-માંડલિક રાજાઓ, યુવરાજો, મંડળના સ્વામીઓ, કુટુંબના સ્વામીઓ, મંત્રીઓ, મહામંત્રીઓ, જ્યોતિષીઓ, ખજાનાના અધિકારીઓ,

દ્વારપાળો, અમાત્યો, સેવકો, રાજાની લગોલગ બેસનારા પીઠ-મર્દો, (અંગરક્ષક જેવા મિત્રો) નગરમાં નિવાસ કરનારા શહેરીઓ, વ્યાપારીઓ, ચતુરંગી સેનાના સ્વામીઓ, સાર્થવાહો, દૂતો, સંધિપાલકો (એલચીઓ) વિગેરે પુરુષોથી પરિવરેલો પ્રિયદર્શન સિદ્ધાર્થ રાજા, સફેદ મહામેઘમાંથી નીકળેલા ગ્રહોના સમુદાયવડે શોભી રહેલા ચન્દ્રની પેઠે જનતાને પ્રેમ ઉપજાવતો આગળ ચાલ્યો.

આ વખતે સિદ્ધાર્થ રાજા મનુષ્યોમા ઈન્દ્ર સમાન હોય તેવો લાગતો. રાજ્યની ધોંસરી ધારણ કરવાંમા સમર્થ હોવાથી તેને નરવૃષભની ઉપમા પણ આપી શકાય. તેમજ દુસ્સહ પરાક્રમવાળો હોવાથી નરસિંહ પણ કહી શકાય, તેની મુખમુદ્રા અને ગતિમાં અતિશય રાજતેજની દીપ્તિ ઓપતી હતી.

## રાજસભા પ્રવેશ

સ્નાનગૃહમાંથી નીકળી, બ્હાર જ્યાં સભાનું સ્થાન હતું ત્યા તે પહોચ્યા. અને સિંહાસન ઉપર પૂર્વદિશા તરફ મુખ કરી વિરાજ્યા. પછી પોતાના ઈશાન ખુણામાં સફેદ વસ્ત્રોવાળા અને મંગળ નિમિત્તે સફેદ સરસવવડે પૂજાએલા આઠ સિંહાસન મંડાવ્યા. ત્યારબાદ પોતાનાથી બહુ દૂર નહીં તેમ બહુ નજીક નહીં એવી રીતે સભાના અંદરના ભાગમા કનાત–પડદો બંધાવ્યો.

## કનાતની મનોહરતા

કનાતને વિવિધ પ્રકારના મણિ અને રત્નો જરેલાં હોવાથી અતિશય દર્શનીય લાગતી હતી. જ્યાં ઉંચી જાતનાં વસ્ત્રો વણાતાં હતાં ત્યાં જ તે બનાવવામાં આવેલી હોવાથી ભારે કીમતી હતી. બારીક રેશમનો બનાવેલો અને સેંકડો ગુંથણીઓવડે મનને આશ્ચર્ય પમાડનારો તાણો તેમાં ખીલી નીકળતો હતો. વળી

એ કનાત ઉપર અનેક પ્રકારના મનોહર અને આશ્ચર્યકારક ચિત્રો આળેખાયેલા હતા વરુ, વૃષભ, ઘોડા, મનુષ્યો, મગરમચ્છો, પખીઓ, સર્પો, કિન્નરદેવો, ૩૩ જાતિના મૃગલા, અષ્ટાપદ નામના જગલના પશુઓ ચમરી ગાયો, હાથીઓ, તેમજ અશોકલતા વિગેરે વનલતાઓ અને પદ્મલતાઓના હૂબહૂ ચિત્રો તેમા મુખ્ય હતા આ જવનિકા બધાવવાનો ઉદ્દેશ એજ હતો કે અદરના ભાગમા રાણી વિગેરે અતપુરવાસિનીઓ નિરાતે બેસી શકે

## રાણીનુ સિહાસન

કનાતની અદર રાણીને બેસવાને માટે એક સિહાસન ગોઠવવામા આવ્યુ તેની ઉપર પણ મણિ-રત્નની સુદર રચના કરવામા આવી હતી બેસવાની જગ્યાએ સ્વચ્છ અને કોમળ રેશમી ગાદી બીછાવી તેની ઉપર સફેદ ચાદર પાથરવામા આવી એ રીતે તે અતિશય કોમળ અને શરીરને સુખકારી લાગે એવુ સિહાસન ગોઠવાયુ

## સ્વપ્ન પાઠકોને આમત્રણ

પછી પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવી સિદ્ધાર્થ રાજાએ કહ્યુ કે —"હે દેવાનુપ્રિય ! તમે જલ્દી, અષ્ટાગ નિમિત્ત શાસ્ત્રના પારગતો, તેના સૂત્ર અને અર્થના સારા જાણકાર તથા વિવિધ પ્રકારના શાસ્ત્રોને વિષે કુશળ એવા સ્વપ્નપાઠકોને બોલાવો "

## નિમિત્તશાસ્ત્રના આઠ અગ

( ૧ ) અગવિદ્યા—અગના ફરકવા વિષે જેમા વિચાર કરવામા આવ્યો હોય, અર્થાત્ પુરૂષનુ જમણુ અને સ્રીનુ ડાબુ અગ ફરકે તો સારૂ વિગેરે બાબતો જેમા હોય તે.

( ૨ ) સ્વપ્ન વિદ્યા—ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ સ્વપ્ન વિષે જેમાં માહીતી હોય તે.

( ૩ ) સ્વર વિદ્યા—ગરૂડ, ઘુવડ, કાગડા, કાકીડો, ગરોળી, કુતરાં, ભૈરવ, શિયાળ વિગેરેના સ્વરથી થતા શુભાશુભ ફળનો જેમાં વિચાર હોય તે.

( ૪ ) ભોમવિદ્યા—જેમાં ધરતીકંપ વિગેરે ભૂમિના વિષયોનો વિચાર હોય તે

( ૫ ) વ્યંજન વિદ્યા—શરીરપરનાં મસ તથા તલ વિગેરે વિષે જેમાં વિચાર હોય તે.

( ૬ ) લક્ષણ વિદ્યા—હાથ પગ વિગેરેની રેખા જોવાનો જેમાં વિચાર હોય તે.

( ૭ ) ઉત્પાત વિદ્યા—ઉલ્કાપાત વિગેરે ઉત્પાતનાં ફળ જેમાં દર્શાવ્યા હોય તે દાખલા તરીકે ઉલ્કાપાત થાય તો પ્રજાને પીડા થાય, અતિશય તાફાની વાયુ ફુંકાય તો રાજા મૃત્યુ પામે, ધુળનો વરસાદ થાય તો દુકાળ પડે, વિગેરે વિષયોનો જેમાં સમાવેશ હોય તે.

( ૮ ) અંતરિક્ષ વિદ્યા—ગ્રહોના ઉદય-અસ્ત વિગેરેનો જેમાં વિચાર હોય તે.

## સ્વપ્નપાઠકોને ત્યાં

સિદ્ધાર્થ રાજાનો આદેશ પામી, કૌટુંબિક પુરૂષો ખુબ આનંદ, સંતોષ અને હર્ષ પામ્યા તેમણે બે હાથ જોડી, મસ્તકે અંજલી જોડી, " જેવી આપશ્રીની આજ્ઞા " એમ કહી સભામાંથી વિદાય લીધી અને ક્ષત્રિયકુંડ ગ્રામ નગરની મધ્યમા થઈને સ્વપ્નપાઠકોને ત્યા આવી તેમને રાજાની આજ્ઞા સંભળાવી. સ્વપ્નપાઠકોને પણ રાજાની આજ્ઞા સાભળી ઘણો ઉલ્લાસ થયો.

ત્યારપછી તેમણે સ્નાન કર્યું, ઈષ્ટદેવની પૂજા કરી, દુષ્ટ સ્વપ્ના દિની શાંતિ અર્થે તિલક વિગેરે કૌતુકો તથા દહીં, ધ્રો, અક્ષત વિગેરે મગળરૂપ પ્રાયશ્ચિત કર્યા રાજસભાને યોગ્ય, ઉત્સવાદિ મગળને સૂચવનારા ઉજ્જ્વલ અને ઉત્તમ વસ્ત્ર પહેર્યા સ ખ્યામા થોડા પણ કીમતમા ભારે આભૂષણો અ ગ વિષે નાખ્યા, મ ગલ નિમિત્તે મસ્તકમા સફેદ સરસવ અને ધ્રો ધારણ કરી પછી પોત પોતાના ઘરમાથી નીકળી ક્ષત્રિયકુ ડગ્રામ નગરની મધ્યમા થઈને સિદ્ધાર્થ રાજાના ઉત્તમોત્તમ મહેલના મૂળ દરવાજા પાસે પહોચ્યા અહીં તેઓએ પરસ્પરમા વાતચીત કરી, એકસપીથી એકમત થઇ, એક જણને પોતાના અગ્રેસર નીમી આગળ ચા યા

## મિથ્યાભિમાની સુભટોની કથા

"જે સમુદાયમા સઘળા માણસો ઉપરી–આગેવાન થવા મથતા હોય, જે સમુદાય ા બધા પોતાને મહાપડિત માનતા હોય અને જે સમુદાયમા સઘળા મ્હોટાઇ મેળવવાની ઈચ્છા રાખતા હોય તે આખો સમુદાય દુ ખી થાય છે અને અ તે છિ ાભિન થઇ જાય છે "

એક વખતે આસપાસથી આવી ચઢેલા પાચસો સુભટો એક સ્થાને એકઠા થયા તેઓ સર્વે કોઈ એક રાજાની નોકરીમા રહી પોતાની ઉન્નતિ કરવા ઇચ્છતા હતા તેઓ બહાદુર અને લડૈયા હતા પણ તેમનામા સ પ ન હતો દરેકને પોતાને માટે એવુ અભિમાન કે પોતાના સિવાય તમામ તુચ્છ જ લાગે આ સુભ ટોમા કેવા પ્રકારની યોગ્યતા છે તેની કસોટી કરવા રાજાએ પોતાના મ ત્રીની સલાહથી તેમની બધાની વચ્ચે માત્ર એકજ પલગ સુવા માટે મોક યો પાચસો સુભટમાથી પલ ગ ઉપર કોણે સુવુ એ એક મહાન પ્રશ્ન થઈ પડયો કમનસીબે તેમનામા

કોઇ આગેવાન પણ ન હતો દરેક જણ પોતાને મહાન્ અને અગ્રેસર મનાવવાનો ડોળ કરતો હતો એક પલંગની ખાતર તેમનામાં વાદવિવાદ થયો —

એક કહે—" હું સૌથી મ્હોટો છું, માટે પલંગ ઉપર સુવાનો અધિકાર તો મ્હારા સિવાય અન્ય કોઇને હોઇ જ ન શકે. "

બીજો કહે—" હું કુલીન-ખાનદાન કુટુંબનું સંતાન છું. મારા બાપદાદા મહાન્ પરાક્રમી અને પ્રતિષ્ઠિત પુરૂષો થઇ ગયા છે તેમના એક વંશજ તરીકે મારો એ પલંગ ઉપર પ્રથમ હક્ક છે "

ત્રીજો કહે—" અહીંઆ હાજર રહેલા સર્વ સુભટોમાં મારા કરતાં બળ-બુદ્ધિમાં કોણ ચડિયાતો છે ? કોની તાકાત છે કે મારી હાજરીમાં આ પલંગ ઉપર મારા સિવાય બીજો કોઇ સુઇ શકે ? "

કોઇ એક ડાહ્યા માણસે તોડ કાઢયો કે-" ભાઇઓ, આપણે બધા જ મ્હોટા, કુલીન અને પરાક્રમી છીએ કોઇ કોઇથી ગાંજ્યું જાય તેમ નથી મારૂં કહેવું તો એમ છે કે આપણો દરેકનો આ પલંગ ઉપર સમાન હક્ક છે અને તેથી મારૂં માનો તો મિથ્યા વિવાદ છોડી દઇ પલંગને વચમાં મુકી તેની સન્મુખ પગ રાખી સુઇએ તો કોઇ ન્હાનું-મ્હોટું કહેવાય નહીં અને કજીયાનું મૂળ પણ બળી જાય "

સર્વ સુભટોને આ સલાહ પસંદ પડી. તેઓ બધા પલંગની સામે પગ રાખી, અભિમાનપૂર્વક સુઇ રહ્યા. પલંગ તો ખાલી જ પડી રહ્યો રાજાએ સવારે જ્યારે આ વાત જાણી ત્યારે તેને વિચાર થયો કે " આવા ઢંગધડા વગરના મિથ્યાભિમાની અને કુસંપી સુભટો મારૂં શું કામદર કરવાના હતા ? આવા સુભટો

કદાચ સારૂં લડી શકે પણ તેમના અંહકારને લીધે કોઈવાર ઘણ્યુ સોનુ ધૂળમા મળતા વાર ન લાગે ”

રાજાએ તેમને તરછોડી પોતાના રાજ્યમાથી હાંકી કહાડયા. જ્યા કોઈ એક આગેવાન નથી હોતો અને સૌ પોતાનુ ડહાપણ ડોળવા માડે ત્યા એવી દુર્દશાને કોઈ ન અટકાવી શકે

## આશિર્વાદ

નીતિનિપુણ સ્વપ્નપાઠકો અમ્મત થઈ, એક અનેશ્વર નીચી, સિદ્ધાર્થ ક્ષત્રિયની રાજસભામા આવ્યા અને બે હાથ જોડી, આવર્ત્ત કરી, મસ્તકે અજલિ જોડી, રાજાને જય-વિજયશબ્દ વડે વધાવ્યા આશિર્વાદ આપતા કહ્યુ કે —

“હે મહારાજા ! તમે દીર્ઘાયુષી થાઓ, યમ-નિયમાદિ વ્રતને ધારણ કરનારા થાઓ, લક્ષ્મીવાન થાઓ, યશસ્વી થાઓ, અનેકાનેક પ્રાણીઓને કરુણાદાન આપવામા અદ્વિતીય પરાક્રમી થાઓ, ભોગની સપત્તિવાળા થાઓ ભાગ્યશાળી થાઓ, ઉત્તમ પ્રકારના સોભાગ્યવડે મનોહર થાઓ, પ્રૌઢ લક્ષ્મીવાળા થાઓ, કીર્ત્તિશાળી થાઓ, અને સમસ્ત જગતનુ હમેશા પાલન-પોષણ કરનારા થાઓ !

“હે નરનાથ ! તમારૂ રાજ્ય થાઓ, તમોને સુખ થાઓ, તમારે ત્યા પુષ્કળ ધન થાઓ, તમે દીર્ઘાયુષી થાઓ, પુત્ર જન્મ રૂપી સમૃદ્ધિ થાઓ, તમારા શત્રુઓનો વિનાશ થાઓ, તમારા જય થાઓ, અને હે રાજન્ ! તમારા હૃદયમા નિરતર જિનેશ્વર પ્રભુ ઉપર અચળ શ્રદ્ધા હો ! ”



# ચતુર્થ વ્યાખ્યાન

## સ્વપ્નપાઠકોનો સત્કાર

સિદ્ધાર્થ રાજાએ સ્વપ્નલક્ષણ પાઠકોને વંદી સારા શબ્દોમા ગુણસ્તુતિ કરી, પુષ્પવડે પૂજી, ફળ અને વસ્ત્રાદિના દાનવડે સત્કાર કરી, વિવેકપૂર્વક ઉભા થઇ તેમનું આદર-સન્માન કર્યું અને પ્રત્યેક સ્વપ્નપાઠકે, પહેલેથીજ સ્થાપેલાં સિંહાસન ઉપર પોતાની બેઠક લીધી. ત્રિશલા ક્ષત્રિયાણી પણ કનાતની અંદર સ્થાપેલા સિંહાસન ઉપર બેઠા તે પછી સિદ્ધાર્થ ક્ષત્રિયે હાથમાં ફળ-ફુલ લઇ અતિ વિનયપૂર્વક સ્વપ્નપાઠકોને સ્વપ્નનું ફળ પૂછવાની તત્પરતા બતાવી.

હાથમા ફળ-ફુલ લઇ, જીજ્ઞાસા કરવાનું કારણ એટલું જ કે-

रिक्तपाणिर्न पश्येच्च, राजानं दैवतं गुरुम् ।
निमित्तज्ञं विशेषेण, फलेन फलमादिशेत् ॥

રાજા, દેવ અને ગુરૂનુ દર્શન ખાલી હાથે ન કરવું; તેમજ નિમિત્તના જાણકાર-જ્યોતિષીને વિશેષ પ્રકારે ફળ વિગેરે વડે સન્માનવા અને જ્યોતિષ સબંધી વાત પૂછવી. કારણ કે ફળથી ફળ મળે છે.

## સિદ્ધાર્થ ક્ષત્રિયની જીજ્ઞાસા

સિદ્ધાર્થ ક્ષત્રિયે સ્વપ્નપાઠકોને સંબોધી કહ્યું કે-“ હે દેવાનુપ્રિયે ! આજે ત્રિશલા ક્ષત્રિયાણી પોતાની મનોહર શય્યામાં કંઇક ઉંઘતી અને કંઇક જાગતી-અલ્પનિદ્રા કરતી હતી, તે વખતે તેણીએ પ્રશસ્ત ચૌદ સ્વપ્ન જોયા અને એ સ્વપ્ન જોયા પછી તરતજ જાગી ઉઠયાં. એ ચૌદ મહાસ્વપ્નોના કેવાં કલ્યાણકારી ફળ

સુળશે તે હુ આપની પાસેથી જાણવા માગુ છુ ” સિદ્ધાર્થે હાથી, વૃષભ વિગેરે ચૌદ મહાસ્વપ્નો વર્ણવી બતાવ્યા

## સ્વપ્નપાઠકોની મસલત

સ્વપ્નપાઠકોને એ વાત સાભળી ઘણોજ સતોષ અને આનદ થયો તેમણે તે સ્વપ્નના અર્થ વિચાર્યા અને પોતપોતાની અદર મસલત ચલાવી પોતાની બુદ્ધિવડે બરાબર અર્થ અવધારી, પરસ્પરના અભિપ્રાય મેળવી, સશયના ખુલાસા કરી, એકમત થઈ, સિદ્ધાર્થ ક્ષત્રિય આગળ પોતાનુ સ્વપ્નશાસ્ત્ર આ પ્રમાણે કહેવા લાગ્યા –

## સ્વપ્નના નવ પ્રકાર

મનુષ્યને નવ પ્રકારે સ્વપ્ન આવે છે –( ૧ ) અનુભવેલી વસ્તુ સ્વપ્નમા દેખે, ( ૨ ) સાભળેલી વસ્તુ સ્વપ્નમા દેખે, ( ૩ ) જોયેલી વસ્તુ સ્વપ્નમા દેખે, ( ૪ ) વાત, પિત્ત, કફના વિકારથી ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે, ( ૫ ) સહજ સ્વભાવથી ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે, (૬) ચિતાની પરપરાથી ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે, ( ૭ ) દેવના વિગેરના સાન્નિધ્યથી સ્વપ્ન દેખે, ( ૮ ) ધર્મકાર્યના પ્રભાવથી સ્વપ્ન દેખે અને ( ૯ ) અતિશય પાપના ઉદયથી ઉત્પન્ન થયેલ સ્વપ્ન દેખે આ નવ સ્વપ્નાઓમા પહેલા છ પ્રકારે વર્ણવેલા સ્વપ્ના શુભ અને અશુભ હોય તો પણ તે નિષ્ફળ સમજવા, કારણ કે તેનુ ફળ કઇ મળતુ નથી. બાકીના ત્રણ પ્રકારના સ્વપ્ના સાચા સમજવા કારણ કે તેનુ શુભાશુભ ફળ અવશ્ય મળે છે

## સ્વપ્નના ફળ વિષે

રાત્રીના પહેલે પહોરે દેખેલ સ્વપ્ન બાર મહિને, બીજે પહોરે દેખેલ છ મહિને, ત્રીજે પહોરે દેખેલ ત્રણ મહિને અને

ચોથે પહોરે દેખેલ સ્વપ્ન એક મહિને ફળ આપનારૂં થાય છે. રાત્રની છેલ્લી બે ઘડીમાં દેખેલું સ્વપ્ન નિશ્ચયથી દશ દિવસમાં ફળે છે અને સૂર્યોદય થતા દેખેલું સ્વપ્ન તુરતજ ફળે છે. ઉપરા-ઉપરી આવેલા સ્વપ્ના, દિવસે દેખેલા સ્વપ્ના, માનસિક ચિંતા અને શારીરિક વ્યાધિથી ઉત્પન્ન થયેલા સ્વપ્ના અને મળ-મૂત્રના રોકાણથી થયેલા સ્વપ્નાં સાવ નિરર્થક હોય છે.

જે મનુષ્ય ધર્મમા આસક્ત હોય, જેની રસ-રૂધિરાદિ ધાતુઓ સમ એટલે સરખી હોય, જે સ્થિર ચિત્તવાળો હોય, ઇંદ્રિયો ઉપર સંયમ રાખનાર હોય, દયાવાળો હોય, તેનું સ્વપ્ન પ્રાય ઇચ્છિતફળને આપનારૂં થાય છે ખરાબ સ્વપ્ન આવ્યું હોય તો કોઇને સંભળાવવું નહીં, સારૂં સ્વપ્ન આવ્યું હોય તો ગુરૂ મહારાજ વિગેરે યોગ્ય પુરૂપને સંભળાવવું. તેવા કોઇ યોગ્ય માણસનો સમાગમ ન થાય તો છેવટે ગાયના કાનમાં પણ કહી શકાય.

ઉત્તમ સ્વપ્ન જોઇને બુદ્ધિમાન માણસે સુવું નહીં, કેમકે સુઇ જવાથી તે ઉત્તમ સ્વપ્નનું ફળ જતુ રહે છે. માટે સ્વપ્ન પછીની રાત્રિ જીનેશ્વર પ્રભુના ગુણગાનમાં જ ગુજારવી. ખરાબ સ્વપ્ન આવ્યું હોય તો બાકીની રાત્રિ ઉંઘીને પૂરી કરવી, તેમજ તે ખરાબ સ્વપ્ન કોઈને કહેવાની પણ જરૂર નહીં; એમ કરવાથી તે ખરાબ સ્વપ્ન પોતાની મેળે નિષ્ફળ થઇ જાય જે મનુષ્ય પહેલાં ખરાબ સ્વપ્ન જુએ અને પાછળથી શુભ સ્વપ્ન જુએ તેને શુભ ફળ દેનારૂ થાય છે, તેવીજ રીતે જે મનુષ્ય પહેલાં શુભ સ્વપ્ન જુએ અને પછી ખરાબ સ્વપ્ન જૂએ તેને તે અશુભ ફળ દેનારૂં થાય છે

જે મનુષ્ય સ્વપ્નમાં માણસ-સિંહ-ઘોડા-હાથી-બળદ અથવા ગાયવડે જોડેલા રથ ઉપર પોતાને ચડેલો જુએ તે રાજા

થાય.—સ્વપ્નમાં જો ઘોડો, હાથી, વાહન, આસન, ઘર કે વસ્ત્ર વિગેરેનું હરણ થતું દેખે તો તેના ઉપર રાજાની શંકા જાય, શોક કરાવે, બંધુઓમાં વિરોધ કરાવે અને ધનની પણ નુકશાની કરાવે. '

જે મનુષ્ય સ્વપ્નમાં સૂર્ય અને ચંદ્રના મંડલને સંપૂર્ણ ગળી જાય તે પોતે ગરીબ હોય તો પણ આખી પૃથ્વીનો રાજા થાય. જો સ્વપ્નમાં શસ્ત્ર, ઘરેણાં, મણિ, મોતી, સોનું, રૂપું તેમજ બીજી ધાતુઓનું હરણ થતું નીરખે તો તેવું સ્વપ્ન કેટલીકવાર ધનનો નાશ કરાવનારૂં, અપમાન કરાવનારૂં, તેમજ ભયંકર મરણ નીપજાવનારૂં થાય છે. જે મનુષ્ય સ્વપ્નમાં હાથીના હોદ્દે બેસે અને નદી કાંઠે ભાતનું ભોજન કરે તે કદાચ નીચ જાતિનો હોય તો પણ ધર્મરૂપ ધનવાળો થાય અને સારી પૃથ્વીનો ભોક્તા થાય. જેઓ સ્વપ્નમાં પોતાની સ્ત્રીનું હરણ થતું દેખે તેમની ધનસંપત્તિ નાશ પામે. પોતાની સ્ત્રીનો પરાભવ થતો દેખે તો પોતે ક્લેશ-દુઃખ પામે અને પોતાના ગોત્રની સ્ત્રીઓનું હરણ તથા પરાભવ દેખે તો બંધુઓનો વધ અને બંધુઓને બંધન થાય. જે મનુષ્ય સ્વપ્નની અંદર સફેદ સર્પવડે પોતાની જમણી ભૂજાએ ડંખાય તેને પાંચ રાત્રીની અંદર હજાર સોનામ્હોર મળે.

સ્વપ્નમાં જે મનુષ્ય પોતાની શય્યા અથવા પગરખાં ગુમાવે તેની સ્ત્રી મરણ પામે, અને પોતાના શરીરે પણ સખ્ત પીડા ભોગવે. જે માણસ સ્વપ્નમાં માણસના મસ્તકનું ભક્ષણ કરે તે રાજ્ય મેળવે, માણસના પગનું ભક્ષણ કરે તે હજાર સોનામ્હોર મેળવે અને ભુજાનું ભક્ષણ કરે તે પાંચસો સોનામ્હોર મેળવે. જે મનુષ્ય સ્વપ્નમાં બારણાની ભોગળનો, પલંગનો, હિંડોળાનો, પગરખાનો તથા ઘરનો ભંગ થતો જુવે તેની સ્ત્રી મૃત્યુ પામે. જે મનુષ્ય

સ્વપ્નમાં સરોવર, સમુદ્ર, પાણીથી ભરેલી નદી તથા મિત્રનું મરણ દેખે તે નિમિત્ત વિના પણ અચાનક ઘણું ધન મેળવે. જે માણસ સ્વપ્નમાં ઘણું તપેલું, છાણવાળું, ડોળાઈ ગયેલું અને ઓસડવાળું પાણી પીવે તે ખરેખર ઝાડાના રોગથી મૃત્યુ પામે.

જે મનુષ્ય સ્વપ્નમાં દેવની પ્રતિમાની યાત્રા કિંવા દર્શન કરે, પખાળ કરે, પ્રતિમા આગળ નૈવેદ્ય ફળ-ફુલાદિ મૂકે અને પૂજા કરે તે માણસની સર્વ પ્રકારે વૃદ્ધિ થાય છે. જે મનુષ્યને સ્વપ્નની અંદર પોતાના હૃદયરૂપી સરોવરની અંદર કમળો ઉગેલા દેખાય તે કોઢ રોગથી મૃત્યુ પામી જલદી યમને ઘેર પહોંચે. જે માણસ સ્વપ્નમા ઘણું ઘી મેળવે તેનો યશ વૃદ્ધિ પામે છે. વળી દૂધપાક અથવા ખીર સાથે ઘીનું ભોજન પણ સારૂં ગણાય છે. જેઓ સ્વપ્નમા હસે છે તેઓ થોડાજ વખતમા શોકથી રડવાના એમ સમજવું અને જેઓ સ્વપ્નમા નાચે છે તેઓ વધ અથવા બંધનને પ્રાપ્ત થવાના. જેઓ સ્વપ્નમા ભણે છે તેઓ કલેશ પામવાના, એમ ડાહ્યા માણસોએ સમજી રાખવું ગાય, બળદ, ઘોડો, રાજા, હાથી અને દેવ એ સિવાયની બાકીની સઘળી કાળી વસ્તુઓ જો સ્વપ્નમા દેખાય તો તે સ્વપ્ન અશુભ સમજવું. તેમજ કપાસ અને લવણાદિ સિવાયની બાકીની સફેદ વસ્તુઓ દેખાય તો તે સ્વપ્ન શુભ ફળ આપનારૂં જાણવું.

જે મનુષ્ય સ્વપ્નમાં હાથી, ગાય, બળદ, મહેલ કે પર્વત ઉપર પોતાને ચડેલો દેખે તે મોટાઈ પામે શરીરે વિષ્ટાનુ વિલેપન દેખે તો નીરોગી થાય. સ્વપ્નમાં રૂદન કરે તો હર્ષની પ્રાપ્તિ થાય. રાજા, હાથી, ઘોડો, સુવર્ણ, બળદ, ગાય કે કુટુંબ દેખે તો કુળની વૃદ્ધિ થાય સ્વપ્નમાં મહેલ ઉપર ચડીને પોતાને ભોજન કરતો દેખે અથવા સમુદ્ર તરતો દેખે તો તે નીચ કુળમાં જન્મ્યો હોય તોપણ રાજા થાય. સ્વપ્નમા જે કોઈ માંસ, દીવો,

ફળ, કન્યા, કમળ છત્ર અથવા ધજ દેખે તો જય પામે પોતાના ઇષ્ટદેવની પ્રતિમા ભાળે તો આયુષ્ય વધે, તેમજ કીર્તિ, યશ અને ધનની પણ વૃદ્ધિ થાય. જો સ્વપ્નમા કોઈ ફળ-ફુલવાળા પ્રફુલ્લિત વૃક્ષ ઉપર અથવા નાગણના વૃક્ષ ઉપર પોતાને ચડેલો દેખે તો ઘણુ ધન મેળવે જો ગધેડી, ઉંટ, ભેંસ, કે પાડા ઉપર પોતાને ચડેલો દેખે તો તે તત્કાળ મૃત્યુ પામે જે પુરૂષ સ્વપ્નમા સફેદ કપડાવાળી અને સફેદ ચદનનુ વિલેપન કરેલી સ્ત્રીને ભોગવે તેને સર્વ પ્રકારની લક્ષ્મી મળે રાતા વસ્ત્રવાળી અને રાતુ ચદન, કુષ્ણુ ગધ વિલેપન કરેલી સ્ત્રીને ભોગવે તો તે પુરૂષનુ રૂધિર સૂકાઈ જાય જે મનુષ્ય સ્વપ્નમા રત્નના, સોનાના અને સીસાના ઢગલા ઉપર પોતાને ચડેલો દેખે તે અવશ્ય સમકિત પામીને મોક્ષે જાય

મનુષ્યો જે શુભ અથવા અશુભ સ્વપ્ન પોતાના સબધી જુએ છે, તેનુ શુભ અથવા અશુભ ફળ પોતાને જ ભોગવવાનુ હોય છે પણ જે શુભ અથવા અશુભ સ્વપ્ન પારકા સબધી પોતે જોયા હોય તેના ફ્લ ઉપર પોતાનો નહિ પણ પારકાનોજ અધિકાર હોય છે દુષ્ટ સ્વપ્ન આવે ત્યારે દેવ-ગુરૂની પૂજા કરવી, શક્તિ પ્રમાણે તપસ્યા કરવી કારણ કે નિરતર ધર્મકાર્યમા આસકત રહેનાર સ્ત્રી-પુરૂષને દુષ્ટ સ્વપ્ન પણ સુખકારક જ નીવડે છે

## તીર્થંકર-ચક્રવર્તી વાસુદેવ-બળદેવની માતાના સ્વપ્ન

હે દેવાનુપ્રિય! એ રીતે અમારા સ્વપ્નશાસ્ત્રમા સામાન્ય ફ્લ આપનારા બેતાલીસ સામાન્ય સ્વપ્ન અને મહાફલ આપનારા ત્રીસ મહાસ્વપ્ન એમ બધા મળી બોતેર સ્વપ્ન કહ્યા છે તેમાથ તીર્થંકરની માતા અથવા ચક્રવર્તીની માતા જ્યારે તીર્થંકર અથવા ચક્રવર્તી ગર્ભમા આવે છે, ત્યારે ઉકત ત્રીસ મહાસ્વપ્નમા હાથી-વૃષભ વિગેરે ચૌદ મહાસ્વપ્ન દેખીને જાગી ઉઠે છે વાસુદેવની માતા, વાસુદેવ ગર્ભમા આવે ત્યારે ઉક્ત

ચૌદ મહાસ્વપ્ન પૈકીનાં કોઈ પણ સાત મહાસ્વપ્ન જોઈને જાગી જાય છે. બળદેવની માતા ઉક્ત મહાસ્વપ્ન પૈકીનાં કોઇપણ ચાર મહાસ્વપ્ન જોઈને જાગે છે. અને માંડલિકની માતા ઉક્ત મહા સ્વપ્નમાંનું કોઈ એક મહાસ્વપ્ન જોઇને જાગે છે.

હે દેવાનુપ્રિય ! ત્રિશલા ક્ષત્રિયાણીએ જે સ્વપ્ન જોયા છે તે અતિપ્રશસ્ત છે અને તેના પ્રતાપે તમને રત્ન, સુવર્ણાદિ અર્થનો લાભ થવાનો, ભોગોપભોગની સામગ્રી આવી મળવાની, તે ઉપરાંત તમને પુત્રનો, સુખનો અને રાજ્યનો પણ જરૂર લાભ થવાનો.

સ્વપ્નપાઠકોએ એ રીતે સ્વપ્નનું સામાન્ય ફળ કહ્યા પછી વિશેષ પ્રકારે મુખ્ય ફળનું વર્ણન કરતા કહ્યું કે—

'હે દેવાનુપ્રિય ! નવ મહિના બરાબર સંપૂર્ણ થયા પછી, સાડા સાત દિવસના અંતે ત્રિશલા ક્ષત્રિયાણી, તમારા કૂળને વિષે ધ્વજ સમાન, કૂળને વિષે દીપક સમાન, કૂળને વિષે પર્વત સમાન–એટલે કે જેનો કોઈપણ પરાભવ ન કરી શકે એવી સ્થિરતાવાળો, કૂળને વિષે મુકુટ સમાન, કૂળને વિષે તિલક સમાન, કૂળની કીર્તિને વધારનારો, કૂળનો નિર્વાહ કરનારો, કૂળને વિષે સૂર્યની જેમ પ્રકાશ કરનારો, સર્વ દિશાઓમાં કૂળની ખ્યાતિ પ્રસરાવનારો, પૃથ્વીની પેઠે કૂળના આધારરૂપ, કૂળને વિષે વૃક્ષની જેમ સૌને પોતાની છત્રછાયામાં આશ્રય આપનારો, કૂળના આધારરૂપ જે પુત્ર પૌત્ર પ્રપૌત્રાદિની સંતતિ તેની વિવિધ પ્રકારે વૃદ્ધિ કરનારો અને સુકોમળ હાથ–પગવાળો, શરીરની પાંચે ઇન્દ્રિયોથી પરિપૂર્ણ, સુલક્ષણયુક્ત અંગવાળો તેમજ છત્ર ચામર વિગેરે લક્ષણોના ગુણ સહિત, મસ તલ વિગેરે વ્યંજનોના ગુણવડે સહિત, માન, ઉન્માન અને પ્રમાણવડે સુંદર સર્વ અંગવાળો, ચંદ્રમાની પેઠે સૌમ્ય આકૃતિવાળો, મનોહર, પ્રિયદર્શન અને સુરૂપ પુત્રનો જન્મ આપશે.

તે પુત્ર જ્યારે બાળપણુ છોડીને આ૦ વર્ષનો થશે, ત્યારે તેને સઘળુ વિજ્ઞાન પરિણમશે પછી અનુક્રમે યૌવન અવસ્થાને પામશે, ત્યારે દાન દેવામા અને અગીકાર કરેલુ કાર્ય પાર પાડવામા સમર્થ થશે રણસગ્રામમા બહાદૂર થશે અને પર રાજ્યને આક્રમણ કરવામા પણ પરાક્રમ દાખવશે તે અનેક વાહન અને પુષ્કળ સેનાનો અધિપતિ થશે, ત્રણ સમુદ્ર અને ચોથો હિમવત એ ચારે પૃથ્વીના અતને સાધનારો ચક્રવર્તી રાજા થશે, અથવા ત્રણે લોકનો નાયક-ધર્મોને વિષે શ્રેષ્ઠ એવો ચાતુરત ચક્રવર્ત્તી સમાન થશે ચક્રવર્ત્તી જેવી રીતે પૃથ્વીના ચારે અતને સાધે છે, તેવી રીતે તે પણ ધર્મપ્રવર્ત્તકોને વિષે અતિશયવાળો જિન થશે એટલુજ નહીં પણ ધર્મરૂપી ચક્રવડે નરકાદિ ચારે ગતિનો અત કરનાર થશે

## ચૌદ મહાસ્વપ્નના પૃથક્ પૃથક્ ફળ

(૧) ચાર દતશૂળવાળો હાથી સ્વપ્નમા જોયો તેનો અર્થ એવો નીકળે છે કે તે પુત્ર ચાર પ્રકારનો ધર્મ પ્રબોધશે (૨) વૃષભ દેખવાથી તે ભરતક્ષેત્રમા બોધિબીજ વાવશે (૩) સિહ જોવાથી રાગદ્વેષાદિ રૂપ દુષ્ટ હાથીઓવડે ત્રાસ પામતા ભવ્યપ્રાણી ઓરૂપી વનનુ રક્ષણ કરનારો થશે (૪) લક્ષ્મી જોવાથી વાર્ષિક દાન આપી તીર્થકરની લક્ષ્મી ભોગવશે (૫) માળા દેખવાથી ત્રણ ભુવનને મસ્તકમા ધારવાને યોગ્ય થશે (૬) ચન્દ્ર દેખવાથી પૃથ્વીમડળને આનદ આપનારો થશે (૭) સૂર્ય દેખવાથી ભામડળવડે વિભૂષિત થશે (૮) ધ્વજ દેખવાથી ધર્મરૂપી ધ્વજથી વિભૂષિત થશે (૯) કળશ દેખવાથી ધર્મરૂપી મહેલના શિખરપર રહેશે (૧૦) પદ્મ સરોવર દેખવાથી દેવોએ સચારેલા કમળ ઉપર ચરણ સ્થાપન કરનાર થશે (૧૧) સમુદ્ર દેખવાથી કેવળજ્ઞાન રૂપી રત્નના સ્થાનકરૂપ થશે (૧૨) વિમાન દેખવાથી

વૈમાનિક દેવોને પણ પૂજનીય થશે (૧૩) રત્નરાશિ દેખવાથી રત્નના ગઢવડે વિભૂષિત થશે (૧૪) નિર્ધૂમ અગ્નિ દેખવાથી ભવ્ય પ્રાણીઓરૂપી સુવર્ણની શુદ્ધિ કરનારો થશે. અને એ ચૌદે સ્વપ્નનું એક સામટું ફળ ચૌદરાજલુ સ્વરૂપ લોકના અગ્ર-ભાગ ઉપર રહેનારો થશે.

એટલા માટે જ હે દેવાનુપ્રિય, અમે કહીએ છીએ કે ત્રિશલા ક્ષત્રિયાણીએ જે સ્વપ્ન જોયાં છે તે ખરેખર પ્રશસ્ત અને આરોગ્ય, સંતાપ, દીર્ઘાયુષ, કલ્યાણ તથા મંગળને સૂચવનારાં છે.

## સિદ્ધાર્થ રાજાનો ઉત્તર

એ પ્રમાણે સ્વપ્નપાઠકોના મુખેથી ચૌદ મહા સ્વપ્નોના અર્થ સાંભળી, અવધારી, સિદ્ધાર્થ રાજા ઘણાજ પ્રસન્ન, સંતુષ્ટ અને પ્રફુલ્લ થયા. તેમણે બે હાથ જોડી મસ્તકે અંજલી જોડી સ્વપ્નપાઠકોને કહ્યું કે.—

"હે દેવાનુપ્રિયો, આપનું કહેવું બરાબર છે. તમે સ્વપ્નનું જે ફળ કહ્યું તે યથાર્થ છે, સંપૂર્ણ યથાસ્થિત છે, અમે પણ તેજ ફળ ઇચ્છીએ છીએ, તમારો શબ્દેશબ્દ અમે ગ્રહણ કર્યો છે, તમારા અર્થ વિષે મને જરાય શંકા નથી"

એ પ્રમાણે કહી સ્વપ્નોનો સારી રીતે અંગીકાર કરી સ્વપ્નપાઠકોને પુષ્કળ શાલી વિગેરે ભોજનની વસ્તુઓ ભેટ આપી, ઉત્તમ પ્રકારનાં પુષ્પો, વસ્ત્રો, સુગંધી ચુર્ણો, ફુલની માળાઓ અને મુગટ વિગેરે અલંકારોવડે તેમનો સારો સત્કાર કર્યો. વિનયભર્યા નમ્ર વચનો કહી તેમનું સન્માન કર્યું અને જીંદગીપર્યંત ચાલે એવું ઘણું પ્રીતિદાન આપી તેમને વિદાય કર્યા.

## ત્રિશલા ક્ષત્રિયાણીને નિવેદન

ત્યારબાદ પોતાના સિંહાસનથી ઉતરી, પડદા પાછળ

ત્રિશલા ક્ષત્રિયાણી પાસે તેઓ આવ્યા અને સ્વપ્નપાઠકો પાસેથી સાંભળેલો અર્થ નિવેદન કરતા કહ્યું કે —હે દેવાનુપ્રિયા ! સ્વપ્ન શાસ્ત્રમા સામાન્ય ફળ આપનારા બેતાલીસ સામાન્ય સ્વપ્ન કહ્યા છે અને મહાફળ આપનારા ત્રીસ સ્વપ્ન કહ્યા છે એ રીતના બોતેર સ્વપ્નમા તીર્થંકરની માતા અથવા ચક્રવર્તીની માતા તીર્થંકર અથવા ચક્રવર્તી ગર્ભમા આવે ત્યારે મહાફળ આપનારા ત્રીસ સ્વપ્ન પૈકીના ગજ, વૃષભ વિગેરે ચૌદ મહાસ્વપ્ન જોઈ જાગી જાય છે અને માડલિકની માતા માડલિક ગર્ભમા આવે ત્યારે ચૌદ મહા સ્વપ્નમાનુ કોઈ એક સ્વપ્ન જોઇ જાગી ઉઠે છે મતલબ કે તમે જે ચૌદ મહા સ્વપ્ન જોયા છે તે ઘણાજ પ્રશસ્ત છે અને તેથી તમારો પુત્ર ત્રણે લોકનો નાયક, ધર્મપ્રવર્ત્તકોને વિષે ચક્રવર્ત્તી સમાન અને અતિશયવાળો જિન થશે.

ત્રિશલા ક્ષત્રિયાણી એ અર્થ સાભળી, અવધારી બહુજ હર્ષ, સતોષ અને ઉલાસ પામ્યા તેણીએ બે હાથ જોડી, આવર્ત્ત કરી મસ્તકે અજલી જોડી સ્વપ્નાઓનો સારી રીતે અગીકાર કર્યો અને પોતાના મણિ-રત્નખચિત સિહાસન પરથી ઉતરી બહુજ શાતિ અને ધૈર્યપૂર્વક રાજહસ જેવી ગતિવડે પોતાના ભુવનમા આવ્યા

## જૃભકજાતિના દેવોએ શુ કર્યું ?

હવે શ્રમણ ભગવાન્ મહાવીર રાજકુળને વિષે, હરિણૈગમેષી દેવવડે સહરાયા ત્યારથી આરભીને તીર્છા લોકમા નિવાસ કરનાર જૃભક જાતિના દેવોએ, પૂર્વે દાટેલા અને ઘણા કાળના પુરાણા મહાનિધાનો લાવી લાવીને સિદ્ધાર્થરાજાના ભુવનમા મૂકવા માડ્યા જૃભક દેવો કુબેરની આજ્ઞાને આધીન હોય છે

અને કુબેર શક્રેન્દ્રની આજ્ઞામા હોય છે, એટલે અહીં શક્રેન્દ્રની આજ્ઞાથી કુબેરે જૃંભકજાતિના દેવોને હુકમ કર્યો એમ જાણવું.

## મહાનિધાનોનું સ્વરૂપ

જે નિધાનના માલીક નાશ પામ્યા હોય, જે નિધાનની તપાસ રાખનારા તથા નવું દ્રવ્ય ઉમેરનારા ગુજરી ગયા હોય, જે નિધાન દાટનારના ગોત્રીય કે ઘર નાશ પામ્યા હોય અને જે નિધાનના સ્વામી સર્વથા સંતાનરહિત મરણ પામ્યાં હોય, તેવાં મહાનિધાનો, દાટેલા સ્થાનોમાંથી લાવી જૃંભક દેવોએ સિદ્ધાર્થ રાજાના ભુવનમા મૂકવા માડ્યાં.

## ગ્રામ–આકર–નગર–ખેડ–ઇત્યાદિની વ્યાખ્યા

હવે કયા સ્થાનોમાંથી દાટેલા નિધાનો આવ્યાં તે સમજવા માટે ગ્રામ–આકર–નગર વિગેરેની વ્યાખ્યા જાણવી જોઇએ જ્યાં કર લેવાતો હોય અને ચારે તરફ કાંટાની વાડ હોય તે ગ્રામ કહેવાય. જ્યા લોખંડ, તાંબુ વિગેરે ધાતુઓ નીકળતી હોય તે આકર–ખાણ કહેવાય. જ્યાં કર ન લેવાતો હોય અને સડક, કિલ્લા વિગેરે આવેલા હોય તે નગર કહેવાય. જેની ચારે તરફ માટીનો ગઢ હોય તે ખેડ કહેવાય, જે ખરાબ નગર હોય તે કર્બટ, જેની ચારે દિશામા બબ્બે ગાઉ ઉપર ગામ હોય તે મડંબ, જળમાર્ગ અને સ્થળમાર્ગ એમ બંને માર્ગોવડે યુકત હોય તે દ્રોણમુખ, જળમાર્ગ કે સ્થળમાર્ગમાંથી કોઈપણ એક માર્ગવડે યુકત હોય તે પત્તન, જે તીર્થસ્થાન હોય અથવા જ્યાં તાપસ લોકો રહેતા હોય તે આશ્રમ, ખેડુતો ખેતીમાંથી પેદા કરેલું ધાન્ય જે દુર્ગભૂમિમાં રક્ષાને માટે સ્થાપે તે સંવાહ, સાર્થવાહનો કાફલો, સંઘ તથા લશ્કર જ્યાં ઉતરતું હોય તે સન્નિવેશ, એ પ્રમાણે ઉપર ગણાવેલા ગામ–નગર વિગેરેમાં દાટેલા મહાનિધા-

નો તિર્યગ જૃભક દેવોએ Cપાડી સિ ધાર્થ રાજાના ભુવનમા મૂકયા

## શૃ ગાટક-ત્રિક-ચતુષ્ક વિગેરેની વ્યાખ્યા

ઉક્ત ગ્રામ વિગેરમા કયે કયે ઠેકાણેથી દાટેલા મહાનિધાનો સિધ્ધાર્થ રાજાના ભુવનમા મૂકાયા તે જાણવુ જરૂરનુ છે શિ ગોડા નામના ફળના આકારે જે ત્રણ ખુણીયુ સ્થાન હોય તે શૃ ગાટક કહેવાય, જ્યા ત્રણ રસ્તા મળતા હોય તે ત્રિક કહેવાય, ચાર રસ્તા મળતા હોય તે ચતુષ્ક, જયા ઘણા રસ્તા મળતા હોય તે ચત્વર, ચાર દરવાજાવાળા દેવમદિર, રાજ માર્ગો, જ્યા પહેલા ગ્રામ વસેલા હોય પણ પાછળથી ઉજ્જડ થઈ ગયા હોય એવા ગ્રામસ્થાનો, જ્યા પહેલા નગર વસેલા હોય, પણ પાછળથી ઉજ્જડ થઈ ગયા હોય એવા નગર સ્થાનો, ગ્રામમાથી પાણી નીકળવાના માર્ગો ગ્રામનિર્ધમન ( ગામની ખાળો ) કહેવાય, નગરની ખાળો, દુકાનો, યક્ષ વિગેરે દેવોના મદિરો, મુસાફરોને ઉતરવાના સ્થાનો, પાણીની પરબો, બગીચાઓ, નગરની નજીકના ઉદ્યાનો, વનો, વનખડો, સ્મશાનો, શૂન્ય ઘરો, પર્વતની ગુફાઓ, શાતિગૃહો, શૈલગૃહો, કુટુ બીઓને નિવાસ કરવાના સ્થાનો વિગેરે ભિન્નભિન્ન ઠેકાણે કજુસ માણસોએ પહેલા જે મહાનિધાન દાટેલા હતા શક્રેન્દ્રની આજ્ઞાથી તિર્યગ્ જભક દેવોએ સિધ્ધાર્થ રાજાના ભુવનમા મૂકયા

## વર્ધમાન નામની સાર્થકતા

હવે જે રાત્રીએ શ્રમણ ભગવાન્ મહાવીર જ્ઞાતકુળમા સહરાયા, તે રાત્રિથી માડીને જ્ઞાતકુળ હિરણ્યથી-રુપાથી સોનાથી વૃધ્ધિ પામવા લાગ્યુ ધનના ચાર પ્રકાર હોય છે ( ૧ ) ગણિમ એટલે ગણી શકાય એવુ, જેમકે ફલ-પુષ્પ વિગેરે ( ૨ ) ધરિમ એટલે

તોળી શકાય એવું, જેમકે ગોળ, કંકુ વિગેરે (૩) મેય એટલે માપી શકાય એવું, જેમકે ઘી, તેલ, લવણ વિગેરે અને (૪) પરિચ્છેદ્ય એટલે ભરી શકાય એવું, જેમકે વસ્ત્ર. રત્ન વિગેરે. એવી રીતે ચાર પ્રકારના ધન અને ધાન્યથી વૃધ્ધિ પામ્યું. સપ્તાંગ રાજ્ય, રાષ્ટ્ર, હાથી ઘોડા રથ અને પાળારૂપી ચતુરંગી સેના, ખચ્ચર વિગેરે વાહનો, દ્રવ્યના ખજાના, કોઠારો, નગર, અંતઃપુર, દેશવાસી લોકો, અને કીર્તિમાં પણ ઉત્તરોત્તર વૃધ્ધિ થવા લાગી. ગાયો વિગેરે પશુઓથી, ઘડેલા અને નહીં ઘડેલા સુવર્ણથી, કર્કેતનાદિ રત્નોથી, ચંદ્રકાતાદિ મણિઓથી, મોતીઓથી, દક્ષિણાવર્ત શંખોથી, રાજાઓ તરફથી મળતા ખીતાબોથી, પરવાળાથી, માણેક વિગેરે લાલ મોતીઓથી જ્ઞાતકુળ ઉભરાવા માંડ્યું. વળી વિદ્યમાન એવા પ્રધાન દ્રવ્યથી તથા પ્રીતિ–માનસિક સંતોષ અને સ્વજનોએ વસ્ત્રાદિ વડે કરેલા સત્કારથી જ્ઞાતકુળ અતિશય વૃધ્ધિ પામ્યું.

આથી શ્રમણ ભગવન મહાવીરના માતપિતાનો [1] આત્મવિષયક [2] ચિંતિત, [3] પ્રાર્થિત અને મનોગત[4] સંકલ્પ થયો કેઃ– જ્યારથી આપણો આ બાળક કુળને વિષે ગર્ભપણે ઉત્પન્ન થયો છે ત્યારથી આપણાં ધન–ધાન્યમાં વૃધ્ધિ જ થતી રહી છે. તેમજ

---

૧ આત્મવિષયક એટલે આત્માને વિષે થયેલો

૨ સંકલ્પના બે પ્રકાર (૧)ધ્યાન સ્વરૂપ અને (૨) ચિંતવન સ્વરૂપ તે બે જાતના સંકલ્પમાં આ સંકલ્પ ચિંતવન સ્વરૂપ થયો એમ જણાવવા ચિંતવન શબ્દ મૂક્યો છે,

૩ ચિંતવન સ્વરૂપ સંકલ્પ પણ કોઇ અભિલાષારૂપ હોય છે, અને કોઇ અભિલાષારૂપ નથી હોતો. અભિલાષારૂપ બનાવવાને અહીં પ્રાર્થિત શબ્દ મૂક્યો છે.

૪ મનોગત–મનમાં જ રહેલો–વાણીથી સ્પષ્ટ નહીં થયેલો

માનસિક સતોષ અને સ્વજનો તરફનો સત્કાર પણ વધતો જ રહ્યો છે માટે જ્યારે આ બાળકનો જન્મ થાય ત્યારે ગુણને અનુરૂપ અને સાર્થક એવુ વર્ધમાન નામજ પાડશુ

## મહાવીરની માતૃભક્તિ

શ્રમણ ભગવાન મહાવીરે માતા પ્રત્યેની અનુકપા અથવા ભક્તિને લીધે વિચાર્યું કે મારા હલન–ચલનથી માતાને જરૂર કષ્ટ થતુ હશે તેથી તેઓ ગર્ભમા નિશ્ચલ થયા, જરાપણ ચલાયમાન નહિ થતા નિષ્પદ અને નિષ્કપ થયા પોતાના અગઉપાગને એવી રીતે ગોપવ્યા કે માતાને જરા પણ કષ્ટ ન થવા પામે ભગવાન્‌ની તે વખતની સ્થિતિ અને મુદ્રાની કપના કરી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે –

एकाते किमु मोहराजविजये मन्त्र प्रकुर्वन्निव
ध्यान किञ्चिदगोचर विरचयत्येक परब्रह्मणि
किं कल्याणरस प्रसाधयति वा देवो विलुप्यात्मक
रुप कामविनिग्रहाय जननी कुक्षावसो व श्रिये ॥

શુ એકાતમા બેસી પ્રભુ મોહરાજા ઉપર વિજય મેળવવાનો મ ત્ર જપી રહ્યા હશે ? અથવા શુ પરબ્રહ્મની પ્રાપ્તિ માટે, એકલા પ્રભુ, કઈક અગોચર ધ્યાન ધરી રહ્યા હશે ? અથવા તો શુ કલ્યાણ રસને સાધતા હશે ? અથવા શુ કામદેવ ઉપર કાબુ મેળવવા માટે માતાની કુખમા પોતાના અગોપાગ સકોચી રાખ્યા ? એવા પ્રકારના શ્રી મહાવીર તમારા કલ્યાણને માટે હો !

## માતાનુ હૃદય—અનહદ ચિતા—શોક—સતાપ

પ્રભુ નિશ્ચલ થયા એટલે માતાને એકદમ ફાળ પડી માતાને લાગ્યુ કે ખરેખર મારો ગર્ભ કોઈ દુષ્ટ દેવે હરી લીધો, અથવા

તો અકસ્માત્ મૃત્યુ પામ્યો કા તો તે ચવી ગયો અને કાં તો તે ગળી ગયો. એવી એવી અનેક શંકાઓ માતાના હૃદયમાં ઉદ્ભવી. મારો ગર્ભ પહેલાં જે કંપતો તે હવે કેમ બિલકુલ નિષ્કંપ થઈ ગયો ? એવા પ્રકારના વિચારોથી તેઓ ચિંતા અને શોકરૂપી સમુદ્રમાં તણાવા લાગ્યાં. હથેળી ઉપર મુખને ટેકવી, આર્ત્તધ્યાનમાં ઉતરી પડ્યા. પગ પાસેની ભૂમિ તરફ નજર સ્થિર કરી તેઓ વિચારવા લાગ્યાં કે—

જો મારા ગર્ભનુ કોઈપણ પ્રકારે અકુશળજ થયું હોય તો મારા જેવી કમનસીબ નારી આ જગતમા બીજી કોણ ? ભાગ્ય-હીન માણસને ઘેર ચિંતામણી રત્ન રહેતું નથી અને રત્નોના નિધાન પણ દરિદ્રની સોબત કરતા નથી મરૂપ્રાંતની દુર્ભાગી ભૂમિમા તે વળી કલ્પવૃક્ષ ક્યાંથી હોય ? તૃષાતુર માણસે એવાં તે શાં પુણ્ય કર્યા હોય કે તેને તરતજ અમૃત સાંપડે ?

અરેરે ! દેવ ! તને આ શુ સૂઝ્યુ ? મારૂં મનોરથ રૂપી વૃક્ષ તેં સમૂળું કા ઉખેડી નાખ્યું ? કુટીલ દેવે બે સરસ ઉજ્જ્વલ નેત્રો આપીને બીજી જ ક્ષણે કા ઝુંટલી લીધાં ? ધિક્કાર હો-એક વાર નહીં પણ અનેકવાર ધિક્કાર હો તે દૈવને, જેણે રત્નનો ભંડાર આપીને પાછો તુરતજ લુટી લીધો ! ખરેખર, જાણે પાપિષ્ટ દૈવે મને મેરૂપર્વત ઉપર ચડાવી, ટોચ ઉપરથી નીચે ફેંકી દીધી હોય એમ લાગે છે મારી આગળ પીરસેલો ભોજ-નનો થાળ નિર્લજ્જ દૈવે પડાવી લીધો !

અરે વિધાતા ! મેં આ ભવમાં કે પરભવમાં એવો તે શો અપરાધ કર્યો કે જેથી તને આવુ દુષ્ટ કામ કરતાં જરાય વિચાર ન થયો ? હવે શું કરૂં ? ક્યા જઉં ? કોની આગળ જઈ મારૂં રૂદન સંભળાવું ? મારા જેવી ભોળી નારીને દૈવ શા સારૂ બાળીને ભસ્મ કરતો હશે ?

ચૌદ સ્વપ્નાઓથી સૂચિત થયેલા, યોગ્ય, પવિત્ર, ત્રણે જગતને પૂજવા લાયક, ત્રણે ભુવનના પ્રાણીઓમા અદ્વિતીય અને મનુષ્યોને આનંદ ઉપજાવનારા પુત્રરત્ન વિના હવે મને આ રાજ્યની પણ શી જરૂર છે? તુચ્છ વિષયજન્ય આ કૃત્રિમ સુખોની પણ મારે હવે શા સારૂ પરવા રાખવી જોઈએ? આ રેશમી શય્યા અને આ મહેલના વૈભવની મને શી જરૂર છે?

અરે દૈવ! હું ખરૂપી અગ્નિથી તું શા સારૂ મને બાળી રહ્યો છે? મારા કોઈ પણ પ્રકારના અપરાધ વિના આવી શત્રુતા શા માટે બતાવે છે? ખરેખર, આ સસાર જ ધિક્કારવા યોગ્ય છે સસારના વિષયો જ એવા ચચળ, અને મધથી લીંપેલી તલવારના જેવા દગાવાળા છે

અથવા પૂર્વભવમા મે શુ કઈ એવુ દુષ્ટ કૃત્ય કર્યું હશે કે જેથી મને આવુ સકટ પ્રાપ્ત થયુ? ધર્મશાસ્ત્રમા ઋષિઓએ કહ્યુ છે કે —" જે પાપી પ્રાણી, પશુ, પક્ષી અથવા મનુષ્યોના બાળકોનો તેમના માતા પિતાથી વિયોગ કરાવે છે તે પ્રાણીને સતતિ જ થતી નથી, અને કદાચ થાય તો તે તત્કાલ મરી જાય છે" ત્યારે મે પોતે શુ પૂર્વજન્મમા દુષ્ટ બુદ્ધિથી, ભેસો વગેરેના ધાવણા વત્સોનો વિછેદ કરાવ્યો હશે? અથવા દૂધના લોભથી મે તે વાછરડાઓને દૂધનો અતરાય કર્યો હશે? અથવા શુ બીજા લોકો પાસે અતરાય કરાવ્યો હશે? અથવા શુ મે બચ્ચાઓ સહિત ઉંદરોના દર પાણીથી પૂરી દીધા હશે? અથવા શુ પૂર્વજન્મમા અજ્ઞાનને વશ થઇ, ધર્મબુદ્ધિથી કીડી વિગેરેના દરને ઉના પાણીથી ભરી દીધા હશે? અથવા શુ ધર્મબુદ્ધિથી કાગડાના ઈંડા ફોડી નાખ્યા હશે? અથવા શુ મે ઈંડા અને બચ્ચાઓ સહિત પખીઓના માળા નીચે જમીન ઉપર ફેંકી દીધા હશે? અથવા શુ મે કોયલ પોપટ અને

કુકડા વિગેરેને તેમના પ્રાણપ્રિય બચ્ચાઓથી વિયોગ પડાવ્યો હશે ? અથવા મે પૂર્વજન્મમા શું બાળહત્યા કરી હશે ? શું શૉકયના પુત્રાદિ વિષે દુષ્ટ વિચાર કર્યા હશે ? શું કામણ વિગેરે કર્યાં હશે ? ગર્ભનુ સ્તંભન, નાશ અને પાત જેવા કુકર્મ કર્યાં હશે ? અથવા તો શુ તે સંબધી મ ત્રો અને ઔષધોનો પ્રયોગ કર્યો હશે ? અથવા પૂર્વજન્મમાં શુ ઘણીવાર શીલનું ખંડન કર્યું હશે ? કારણ કે આવું દુ:ખ નીચ કર્મ વિના ન સંભવે. શાસ્ત્રમા પણ કહ્યું છે કે—" જન્માંતરમા કરેલા શીલના ખ ડનથી કુરાડપણુ, બાળવૈધવ્ય, દુર્ભાગ્યાદિ, વ ધ્યત્વ, મૂવેલા બાળકો અવતરે એવું નિ દૂ અને વિષકન્યાદિ અવતાર મળે છે, માટે હંમેશા પોતાના શીલને દૃઢતાથી સાચવવુ. "

એવી રીતે ચિંતાગ્રસ્ત થયેલી અને કરમાઇ ગયેલા કમળ જેવા મ્લાન મુખવાળી ત્રિશલા રાણીને વિચારમાં ગરકાવ જોઇને તેમની સખીઓએ શોકનું કારણ પૂછ્યુ ત્રિશલા માતાની આખમાંથી આંસુ પડવા લાગ્યાં તેમણે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને ટુકામાં જ જવાબ આપ્યો કે—" હે સખીઓ ! હુ એક અભાગિણી નારી તમને મારૂ દુ:ખ શી રીતે કહું ? મારૂં સર્વસ્વ આજે નાશ પામ્યુ છે. "

" બીજું બધું તો ઠીક. પણ હે વિદુષિ ! તારા ગર્ભને તો કુશળ છે ને ? એ એક જો કુશળ હોય તો બીજું અમંગળ પોતાની મેળે શાંત થઈ જશે. " સખીઓએ આશ્વાસન આપતાં કહ્યુ.

" સખીઓ ! જો મારા ગર્ભને કુશળ હોય તો બીજું અકુશળ જેવું મારા માટે આ દુનિયામા છે જ શું ? " એટલું કહેતામા ત્રિશલા માતા મૂર્છા ખાઇ ધરણી ઉપર ઢળી પડ્યાં. સખીઓએ શીતળ ઉપચાર કરી શુદ્ધિ પ્રાપ્ત કરાવી શુદ્ધિમાં

આવ્યા પછી પણ એજ વિલાપ કરવા લાગ્યા કે — 'સમુદ્રમા પાણી તો અગાધ ભર્યું હોય, રત્નોનો પણ કઈ તુટો ન હોય છતા અકર્મીનો ઠાલો ઘડો ન ભરાય એમા સમુદ્રને શી રીતે દોષ દઇ શકાય ? વસતઋતુમા સઘળી વનસ્પતિ ખીલી નીકળે છે, ચોતરફ વનરાજી ફળ-ફુલ અને નવપલ્લવથી લચી પડે છે, માત્ર કેરડાનુ વૃક્ષ જ એક એવુ હોય છે કે જેને વસતનો સુદર વાયુ કોઇ રીતે પત્ર લાવી શકતો નથી પણ તેમા વસતઋતુનો દોષ કોણ કાઢે ? કોઇ સરળ અને સરસ વૃક્ષ ફળના ભારથી લચી પડયુ હોય છતા ઠીંગણો માણસ તેનુ ફળ તોડવા શક્તિમાન ન થાય એમા વૃક્ષને કેમ દોષ આપી શકાય ? એવી જ રીતે હે પ્રભુ ! હુ જે મારી ઇચ્છિત વસ્તુ નથી મેળવી શકી તેમા તમારો કોઇનો દોષ નથી, વસ્તુત મારા કર્મનો જ દોષ છે ! ઘુવડ દિવસે ન જોઇ શકે તેમા સૂર્યનો નહીં પણ ઘુવડનો પોતાનો જ દોષ ગણાવો જોઇએ હવે તો મને મ્હોત આવે તો શાતિ થાય આ રીતે નિષ્ફળ જીવવાથી શુ અર્થ સરવાનો હતો ? " એ પ્રમાણે હૃદય પીગળાવી નાખે એવી રીતે ત્રિશલા માતાને વિલાપ કરતા જોઇ તેમની સખીઓ અને આખો પરિવાર પણ આક્રદ કરવા લાગ્યો.—'અરેરે, વિધિએ પણ અકારણે શત્રુતા બતાવી આ આફત નાખી હાય, કુલદેવીઓ પણ કોણ જાણે કયા ચાલી ગઇ ? હમેશા સહાય કરનાર કુલદેવીઓ આજે કેમ ઉદાસીન બની ગઇ હશે ?'

વિઘ્નનો નાશ કરવા માટે, વિચક્ષણ ગણાતી કુળની વૃદ્ધ સ્ત્રીઓ શાન્તિ-કર્મ, પુષ્ટિકર્મ, માનતા આખડી વિગેરે વિવિધ પ્રકારના વિધાનો કરવા લાગી કેટલીક જ્યોતિષીઓને બોલાવી તેમની સાથે ચર્ચા કરવા લાગી કેટલીક ચાલતા નાટકો એકદમ બધ કરવા આગ્રહ કરવા લાગી અને કેટલીક તો કોઇને ઉંચે

શબ્દે બોલતાં અટકાવવા લાગી. આ દુઃખદ સમાચારથી ઉત્તમ-બુદ્ધિવાળો સિદ્ધાર્થ રાજા પણ લોકોની સાથે ચિંતાતુર થઇ ગયો, અને તેમના મંત્રીઓ પણ કંઇ ઇલાજ હાથ ન લાગવાથી અત્યંત મૂઢની જેમ ચિંતાગ્રસ્ત બની ગયા.

નરપતિશ્રેષ્ઠ સિદ્ધાર્થ રાજાનું જે ભુવન, થોડી વાર પહેલાં મૃદંગ, વીણા, કરતાલી, અને નાટકના પાત્રોથી મનોહર રીતે ગુંજી રહ્યું હતું તે ભુવનમાં સર્વત્ર ગ્લાની અને ચિંતા ફેલાઇ ગઇ ! તમામ પ્રકારના સંગીત, નૃત્ય અને હાસ્યધ્વનિ વિરામ પામ્યા ! નાટારંભ શાંત થઇ ગયા ! કર્ણપ્રિય સુંદર ધ્વની આકાશમાં મળી ગયા. આખુ રાજભુવન સૂનસાન અને શોકમય બની ગયું ! આનંદના સ્થાને દીનતા અને વ્યગ્રતાએ અધિકાર જમાવ્યો.

## ભગવન્ મહાવીરના ગર્ભનું ફરકવું

શ્રમણ ભગવાન મહાવીરે ગર્ભમાં રહ્યા છતાં અવધિજ્ઞાનના બળથી, માતાનો આત્મવિષયક-પ્રાર્થિત અને મનોગત સંકલ્પ જાણી લીધો તેમણે વિચાર્યું કે-મોહની ગતિ જ કંઇક ન્યારી છે. વ્યાકરણના નિયમ પ્રમાણે જેમ દુષ ધાતુનો ગુણ કરવાથી દોષ થઇ જાય છે તેમ આ સંસારમા પણ ગુણ કરવા જતાં ઉલટો દોષ દેખાય છે આ મોહની વાત કોને કરવી ? મેં માતાના સુખને માટે જે કર્યું તે ઉલટુ તેમને ખેદકારક નીવડયું. આ લક્ષણ ખરૂ જોતા ભાવી કલિકાળના પ્રાબલ્યને જ સૂચવે છે. જેવી રીતે નાળીયેરના પાણીમાં શીતળતારૂપ ગુણને માટે નાખેલુ કપુર ઝેર બની જાય છે અને મૃત્યુદાયક બને છે તેમ પાંચમા આરામા મનુષ્યોને કરેલો ગુણ ઉલટો દોષ કરનારો થશે. એ પ્રમાણે વિચાર કરીને ભગવાન મહાવીરે પોતાના શરીરનો એક ભાગ સ્હેજ કંપાવ્યો.

## માતાનો આનંદ

ગર્ભ સહિસલામત છે એમ જણાતા ત્રિશલા માતાના આનંદનો પાર ન રહ્યો તેમના બ ને નેત્રોમાથી ઉલ્લાસભાવ ઝરવા લાગ્યો કપોલ હર્ષથી વિકાસ પામ્યા, મુખરૂપી કમળ સહસા પ્રફુલ્લિત થયુ અને રોમરોમમા આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો તેમણે પોતાની સખીઓ વિગેરેને કહ્યુ કે –ખરેખર, મારો ગર્ભ કોઇ પણ દુષ્ટ દેવે હરણ કર્યો નથી, તેમજ ગળી ગયાની કે ચ્યવી ગયાની કલ્પના પણ ખોટી ઠરી છે આ મારો ગર્ભ પહેલા કપતો નહોતો તેથીજ ઘણા ઘણા તર્કવિતર્ક કરી નાખ્યા, પણ હવે તેના કપન પરથી જણાય છે કે તે તદ્દન કુશળ છે હજી મારા સદ્ભાગ્ય વિદ્યમાન છે, હુ ત્રણે ભુવનમા માનનીય અને ભાગ્યશાળી છુ મારૂ જીવન પ્રશસાપાત્ર છે મારો જન્મ સાર્થક થયો છે મા । ઉપર શ્રી જીનેશ્વર પ્રભુ પ્રસન્ન થયા છે, ગોત્ર દેવીઓની પણ મારી ઉપર કૃપા ઉતરી છે, અને જન્મથી આરાધેલો જિનધર્મરૂપી ક પવૃક્ષ મને ફળ્યો છે

એવી રીતે હર્ષયુક્ત ચિત્તવાળી ત્રિશલાદેવીને જોઈને વૃદ્ધ સ્ત્રીઓના મુખમાથી " જય જય નદા " ના આશીર્વાદ નીકળવા લાગ્યા કુલાગનાઓએ આનદના આવેશમા આવી ધવળમગળ પવતાવ્યા, ચારે તરફ ધ્વજા–પતાકા ફરકવા લાગી અને સ્થળે સ્થળે મોતીઓના સાથીઆ પૂરાવા લાગ્યા. બધ પડેલા ગીત–વાજો પણ ફરીથી શરૂ થયાં અને ગાયનો તથા નાચવડે આખુ રાજકુળ દેવલોક જેવુ શોભનીય અને આનદમય બની ગયુ ગર્ભકુશળની વધામણીમા કરોડોનુ ધન સિદ્ધાર્થ રાજાએ ખર્ચ્યુ કર્યું અને ક પવૃક્ષની જેમ કરોડોનુ દાન આનદપૂર્વક કર્યું

## ભગવાનનો અભિગ્રહ

શ્રમણ ભગવાન મહાવીરે ગર્ભમાંજ રહ્યા રહ્યા, સાડા છ માસ વીત્યા બાદ એવા પ્રકારનો અભિગ્રહ ધારણ કર્યો કે-" જ્યા સુધી મારા માતાપિતા જીવતા રહે ત્યાં સુધી મારે મુંડ થઈને ઘરમાથી નીકળી દીક્ષા લેવી ન કલ્પે " કારણ કે પ્રભુએ વિચાર્યું કે- " હજુ તો હું ઉદરમાં છુ, છતાં માતાનો મારી ઉપર આવો ગાઢ સ્નેહ છે તો પછી મારો જન્મ થયા બાદ તો કેવો સ્નેહ થશે ?" એટલે કે માતપિતાને સતોષ આપવા તેમજ બીજાઓને પણ માતા તરફ બહુમાન રાખવા સૂચવવા અર્થે પ્રભુએ ઉક્ત અભિગ્રહ ધારણ કર્યો. કેમકે કહ્યું છે કે પશુઓ જ્યાં સુધી માતા ધવરાવે છે ત્યાં સુધી સ્નેહ રાખે છે. અધમ માણસો જ્યા સુધી સ્ત્રી ન મળે ત્યાં સુધી માતા પર સ્નેહ રાખે છે, મધ્યમ માણસો જ્યા સુધી માતા ઘરનું કામકાજ કરે ત્યાં સુધી સ્નેહ રાખે છે, તથા ઉત્તમ માણસો છેક જીવિત પર્યંત માતાને તીર્થ સમાન ગણી તેનાપર સ્નેહ રાખે છે.

## ગર્ભપોષણનો વિધિ

ત્યારપછી ત્રિશલા ક્ષત્રિયાણીએ સ્નાન કર્યું. ઈષ્ટદેવનું પૂજન કર્યું, સકળ વિઘ્નોની શાતિ માટે તિલક વિગેર કૌતુકો અને દહીં, ધ્રો, અક્ષત વિગેરે મગળરૂપ પ્રાયશ્ચિત્તો પણ કર્યાં. આખા અગે અલંકારો સજ્યા, અને બહુ ઠંડા નહીં તેમ બહુ ગરમ નહીં, અતિ કડવા નહીં તેમ અતિ તીખા નહીં, અતિ તુરા નહીં તેમ અતિ ખાટા કે મીઠા નહીં, અતિ ચીકાશવાળા નહીં તેમ અતિ લુખા નહીં, અતિ લીલાં નહીં તેમ અતિ સૂકાં નહીં એવા પ્રકારના આહારાદિ વડે ત્રિશલા ક્ષત્રિયાણી ગર્ભનું પોષણ કરવા લાગ્યા.

## ગર્ભપાલન વિષે વૈદક વિધાન

અતિ ઠંડા, અતિ ગરમ વિગેરે આહારો ગર્ભને હિતકારી નથી કારણ કે તેમા કેટલાક વાયુ કરનારા, પિત્ત કરનારા અને કફ કરનારા હોય છે વાગ્ભટ્ટ નામના વૈદક ગ્રન્થમા કહ્યુ છે કે —ગર્ભવતી સ્ત્રી જો વાયુ કરનારા પદાર્થો ખાય તો ગર્ભ ખુંધવાળો, આંધળો, જડબુદ્ધિવાળો, અને ઠીંગણો થાય છે પિત્ત કરનારા પદાર્થો ખાય તો ગર્ભ ટાલવાળો તથા પીળા વર્ણવાળો થાય છે કફ કરનારા પદાર્થો ખાવાથી ગર્ભ સફેદ કોઢવાળો, અથવા પાંડુરોગવાળો થાય છે ગર્ભવતી સ્ત્રી જો અતિ ખારા પદાર્થ ખાય તો ગર્ભના નેત્રને હરણ કરે છે, અતિ ઠંડો આહાર ગર્ભને વાયુનો પ્રકોપ કરે છે, અતિ ગરમ પદાર્થ ગર્ભના બળને હરે છે અને અતિશય વિષયસેવન ગર્ભના પ્રાણ હરે છે

મૈથુનસેવન, પાલખી વિગેરે વાહનમા બેસી મુસાફરી કરવી, ઘોડા તથા ઉંટ વિગેરે ઉપર સ્વારી કરવી, ઘણુ ચાલવુ, ચાલતા લચકાવુ, પડી જવુ, દબાવુ, પેટ મસળાવવુ, અથવા પેટમા પીડ આવવી, અતિ દોડવુ, અથડાવુ, ઉંચુ નીચુ સૂવુ, ઉંચી-નીચી જગ્યાએ બેસવુ સાંકડા સ્થાનમા બેસવુ, ઉભડક બેસવુ, ઉપવાસ કરવા વેગ-વિઘાત પામવો, અતિ લુખો આહાર કરવો, અતિ કડવા પદાર્થો ખાવા, અતિ તીખી વસ્તુઓ ખાવી, અતિશય ભોજન કરવુ, અતિ રાગ કરવો, અતિ શોક કરવો, અતિ ખારા પદાર્થો વાપરવા, અતિશય ઝાડા થવા, ઉલટી થવી, જુલાબ લેવો, હીંચકા ખાવા, અજીર્ણ થવુ વિગેરે કારણોથી ગર્ભને પીડા થાય છે, અને ગળી પણ જાય છે ત્રિશલા ક્ષત્રિયાણીએ ઉપલા નિયમોનુ બરાબર પાલન કર્યુ

## ગર્ભને હિતકારી નિયમો

ઋતુઓને અનુકૂળ થાય એવા પ્રકારના ગુણકારી ભોજન, વસ્ત્ર, સુગંધી પદાર્થો અને પુષ્પમાળાઓ વડે ત્રિશલા ક્ષત્રિયાણી ગર્ભનું પોષણ કરવા લાગ્યાં. કહ્યું છે કે—વર્ષાઋતુમાં-શ્રાવણ અને ભાદરવામા લવણ અમૃત સમાન છે, શરદ્ ઋતુમાં-આસો અને કાર્તિક માસમાં જળ અમૃત સમાન છે, હેમંત ઋતુમાં-માગશર અને પોષ માસમાં ગાયનું દૂધ અમૃત સમાન છે, શિશિર ઋતુમાં-મહા અને ફાગણ માસમાં ખાટો રસ અમૃત સમાન છે, વસંતઋતુમાં-ચૈત્ર અને વૈશાક માસમાં ઘી અમૃત સમાન છે, ગ્રીષ્મ ઋતુમાં-જેઠ અને અષાડ માસમાં ગોળ અમૃત સમાન છે. એ પ્રમાણે ગર્ભને હિતકારી થાય એવા આહારાદિ વડે ગર્ભને પોષણ આપવા માડ્યું અને તેની સાથે શોક-મોહ-મૂર્છા-ભય અને પરિશ્રમનો ત્યાગ કરી બહુજ કાળજી અને સાવચેતીથી ગર્ભની સંભાળ લેવા માંડી. સુશ્રુત નામના વૈદ્યક ગ્રન્થમાં કહ્યું છે કે:—

ગર્ભવતી સ્ત્રી જો દિવસે સૂવે તો ગર્ભ ઉંઘણશી થાય, ગર્ભવતી સ્ત્રી અંજન કરે તો ગર્ભ આંધળો થાય, રોવે તો વાંકી નજરવાળો થાય, સ્નાનવિલેપન કરે તો દુરાચારી થાય, તેલનું મર્દન કરે તો કોઢીયો થાય, નખ કાપે તો ખરાબ નખવાળો થાય, દોડે તો ચંચળ થાય, હસે તો ગર્ભના દાંત, હોઠ, તાળુ, જીભ એ સર્વ કાળા થાય, બહુ બોલે તો ગર્ભ બકબકીયો થાય, ઘણા શબ્દો સાંભળે તો બ્હેરો થાય, લખે તો ટાલવાળો થાય, પંખાથી બહુ પવન લે તો ગર્ભ ઉન્મત્ત થાય. આવા ગર્ભને અહિતકારી થાય તેવાં તમામ કારણોથી ત્રિશલા ક્ષત્રિયાણી દૂર રહેવા લાગ્યા.

કુળની વૃદ્ધ સ્ત્રીઓ પણ ત્રિશલા ક્ષત્રિયાણીને શિખામણ

આપવા લાગી કે —" હે સખી, તુ હ્નણા ધીરેધીરે ચાલજે, બોલ તો પણ બહુ ધીમેથી, કોઈ ઉપર ક્રોધ ન કરતી, પથ્ય ભોજન લેજે, પેટ પરની નાડી પોચી બાધજે, ખડખડ હસીશ નહીં, ખુલ્લી જગ્યામા બહુ ફરીશ નહીં, કોમળ પથારીમા બનતા સુધી પડી રહેજે, નીચી જગ્યામા ઉતરવાનુ સાહસ ન કરીશ, ઘરની બ્હાર પગલુ ન મૂકીશ ' વિગેરે ગર્ભના ભારથી મદ થયેલા ત્રિશલા દેવી પોતાની સહીયરોની શિખામણને પણ માન આપતા રહ્યા

## માતાનો આહાર-વિહાર

ત્રિશલા માતા, ગર્ભને હિતકારી થાય તેવો, નહીં વધારે તેમ નહીં ઓછો, ગર્ભને પોષણ આપે તેવો પથ્ય-આહાર લેવા લાગ્યા જે કાળમા જે આહાર લેવો જોઈએ તે કાળમા તે જ આહાર પરિમાણપણે લેવા લાગ્યા, સૂવા અને બેસવાના આસન પણ નિર્દોષ અને સુકોમળ જ રાખ્યા પોતાના પરિવાર સિવાય બીજા કોઈ માણસોની અવર-જવર ન હોય તેવા એકાન, સુખકર મનોહર અને ચિત્તને આનદ ઉપજાવે એવા સ્થાનમા રહેવા લાગ્યા તેમની હાલવા-ચાલવાની અને ઉઠવા-બેસવાની ક્રિયા પણ બહુ જ મૃદુતાભરી થવા લાગી

## પ્રશસ્ત દોહલા

ગર્ભના પ્રભાવથી ત્રિશલા ક્ષત્રિયાણીને જે દોહલા-મનોરથો થયા, તે પણ ઘણા પ્રશસ્ત હતા તેમને થયું કે-ચારે દિશામા અમારી પડહ વગડાવ્યો હોય, ખૂબ દાન આપ્યા હોય અને સદ્‌ગુરૂઓની સમ્યક્ પ્રકારે સેવા-પૂજા કરી હોય તો કેવુ સારૂ ? તીર્થ કરોની પૂજા અને સઘને વિષે મહોત્સવ કરી અનેક પ્રકારે સાધર્મિક વાત્સલ્ય કર્યું હોય તો કેવો આનદ વર્ત્તે ? જાણે હુ સિહાસન

ઉપર બેઠી હોઉં, મારા મસ્તક ઉપર ઉત્તમ છત્ર શોભી રહ્યું હોય, બન્ને પડખે ચામર વીંઝાતા હોય અને પૂર સત્તાથી સમ્યક્ પ્રકારે શાસન ચલાવતી હોઉં તો કેવું સારૂં ? જાણે હું હાથીના મસ્તક ઉપર બેઠી હોઉં, મારી આસપાસ ધજાઓ ફરકતી હોય, વાજીંત્રોના નિનાદથી દિશાઓ ગાજતી હોય, લોકો ભારે આનંદથી "જય ! જય !" ના પોકારો કરતા હોય, અને હું ઉદ્યાનક્રિડા કરવા નીકળી હોઉં તો કેવું સારૂં ?

સિદ્ધાર્થ રાજાએ, તેમના સર્વ દોહલા-મનોરથો પૂરા કર્યા. જયારે જે પ્રકારની ઇચ્છા ઉદ્‌ભવી, ત્યારે તે ઇચ્છા પૂર્ણ કરી, મનોરથોને સન્માન્યા. એક પણ દોહલાની અવગણના ન કરી એ રીતે વાછિત મનોરથ પૂર્ણ થવાથી ત્રિશલા માતાના દોહલા ક્રમે ક્રમે શાંત થયા. અંતે તેમના બધા દોહલા પુરા થયા એટલે ત્રિશલામાતા ગર્ભને બિલકુલ હરકત ન આવે એ રીતે સુખપૂર્વક રહેવા લાગ્યાં. બેસે તો તકીયો કે કોઈ થાંભલાનો આશ્રય લે, નિદ્રા આવે એટલે સૂઈ જાય, પાછા ઉઠે, બેસે, શય્યામાં આળોટે અને હરે-ફરે. એ રીતે ત્રિશલા ક્ષત્રિયાણી સુખપૂર્વક ગર્ભને વહન કરવા લાગ્યાં.

## મહાવીર પ્રભુની ગર્ભસ્થિતિ

ગ્રીષ્મકાળનો પહેલો મહિનો, ગ્રીષ્મકાળનું બીજુ પખવાડીયુ, અર્થાત્ ચૈત્ર માસનુ શુકલ પખવાડીયું-તે ચૈત્ર માસના શુક્લ પખવાડીયાની તેરશ તિથિએ, બરાબર નવ માસ, અને સાડાસાત દિવસ પૃગ થયા એ પ્રમાણે શ્રી મહાવીર પ્રભુની ગર્ભસ્થિતિનો કાળ જાણવો.

## ચોવીસ તીર્થંકરોની ગર્ભસ્થિતિનો કાળ

શ્રી સોમતિલક સૂરિએ પોતાના સપ્તતિશત સ્થાનક નામના

શ્રમણ ચોવીસે તીર્થંકરોનો ગર્ભસ્થિતિકાળ કહ્યો છે તે અહીં નીચે આપીએ છીએ. ( અહીં દરેક તીર્થંકરનો ગર્ભસ્થિતિકાળ જેટલા માસ તથા જેટલા દિવસ પૂરેપૂરા થયા તે જ કહ્યા છે. તે ઉપરાતનો અર્ધો દિવસ વિવક્ષિત નહીં હોવાથી કહ્યો નથી તે સંભવ પ્રમાણે પોતાની મેળે સમજી લેવો )

( ૧ ) શ્રી ઋષભદેવ પ્રભુ નવ માસ અને ચાર દિવસ ગર્ભમાં રહ્યા, ( ૨ ) અજિતનાથ પ્રભુ આઠ માસ અને પચીસ દિવસ ( ૩ ) સંભવનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ( ૪ ) અભિનંદન પ્રભુ આઠ માસ અને અઠ્યાવીસ દિવસ (૫) સુમતિનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ( ૬ ) પદ્મપ્રભુ નવ માસ અને છ દિવસ (૭) સુપાર્શ્વનાથ પ્રભુ નવ માસ અને ઓગણીસ દિવસ ( ૮ ) ચંદ્રપ્રભ પ્રભુ નવ માસ અને સાત દિવસ ( ૯ ) સુવિધિનાથ પ્રભુ આઠ માસ અને છવ્વીસ દિવસ ( ૧૦ ) શીતળનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ( ૧૧ ) શ્રેયાંસનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ( ૧૨ ) વાસુપૂજ્ય પ્રભુ આઠ માસ અને વીશ દિવસ ( ૧૩ ) વિમળનાથ પ્રભુ આઠ માસ અને એકવીસ દિવસ ( ૧૪ ) અનંતનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ( ૧૫ ) ધર્મનાથ પ્રભુ આઠ માસ અને છવ્વીસ દિવસ ( ૧૬ ) શાંતિનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ( ૧૭ ) કુંથુનાથ પ્રભુ નવ માસ અને પાંચ દીવસ ( ૧૮ ) અરનાથ પ્રભુ નવ માસ અને આઠ દિવસ ( ૧૯ ) મલ્લિનાથ પ્રભુ નવ માસ અને સાત દિવસ ( ૨૦ ) મુનિસુવ્રત સ્વામી નવ માસ અને આઠ દિવસ ( ૨૧ ) નમિનાથ પ્રભુ નવ માસ અને આઠ દિવસ ( ૨૨ ) નેમિનાથ પ્રભુ નવ માસ અને આઠ દિવસ ( ૨૩ ) પાર્શ્વનાથ પ્રભુ નવ માસ અને છ દિવસ ( ૨૪ ) શ્રી મહાવીર પ્રભુ નવ માસ અને સાત દિવસ

## પ્રભુનો જન્મ

જે વખતે ગ્રહો ઉચ્ચ સ્થાનમાં વર્ત્તતા હતા, ચંદ્રનો ઉત્તમ યોગ પ્રાપ્ત થયો હતો, સર્વત્ર સૌમ્યભાવ, શાંતિ અને પ્રકાશ ખીલી રહ્યાં હતાં, દિશાઓમાં અંધકારનું નામનિશાન પણ ન હતું, ઉલ્કાપાત, રજોવૃષ્ટિ, ધરતીકંપ કે દિગ્દાહ જેવા ઉપદ્રવોનો છેક અભાવ વર્ત્તતો હતો, દિશાઓના અંત પર્યંત વિશુદ્ધિ અને નિર્મળતા પથરાયેલી હતી, જે વખતે સર્વ પક્ષીઓ પોતાના કલરવ વડે જય જયનો ઉચ્ચાર કરી રહ્યાં હતાં. જે વખતે દક્ષિણ દિશાનો સુગંધી શીતળ પવન, પૃથ્વીને મંદમંદપણે સ્પર્શ કરતો, વિશ્વના પ્રાણીઓને સુખ-શાંતિ ઉપજાવી રહ્યો હતો, જે વખતે પૃથ્વી પણ સર્વ પ્રકારના ધાન્યાદિથી ઉભરાઇ રહી હતી, અને જે વખતે સુકાળ, આરોગ્ય વિગેરે અનુકૂળ સંયોગોથી, દેશવાસી લોકોના હૈયાં હર્ષના હિંડોળે ઝુલી રહ્યાં હતાં, તેમજ વસંતોત્સવાદિની ક્રિડા દેશભરમાં ચાલતી હતી, તેવે વખતે-મધ્યરાત્રિને વિષે, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર સાથે ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતા આરોગ્યવાળી ત્રિશલા ક્ષત્રિયાણીએ બાધારહિતપણે આરોગ્ય પુત્રને જન્મ આપ્યો.



# પંચમ વ્યાખ્યાન



## દેવ દેવીઓનો મહોત્સવ

જે રાત્રિને વિષે શ્રમણ ભગવાન મહાવીર જન્મ્યા તે રાત્રિ પ્રભુના જન્મોત્સવ માટે નીચે ઉતરતા અને ઉંચે ચડતા અનેક દેવો અને દેવીઓને લીધે જાણે અતિશય આકુળ થઈ હોય એવી દેખાવા લાગી આનંદમય હાસ્યથી અને અવ્યક્ત શબ્દોથી શાંત રાત્રિ પણ કોળાહળમય બની ગઇ, અચેતન જેવી દિશાઓ પણ હર્ષિત થઈ હોય એવી રમણીય દેખાવા લાગી પવન પણ મંદમંદપણે વહેવા લાગ્યો. ત્રણે જગત્ ઉદ્યોતમય થઇ ગયા, આકાશમાં દુંદુભિના કર્ણપ્રિય નાદ થવા લાગ્યા, પૃથ્વી પણ ઉચ્છ્વાસને પામી અને નારકીના દુઃખમય જીવોને પણ તે સમય આનંદમય લાગ્યો.

## છપ્પન દિક્કુમારીઓનો આચાર

પ્રભુનો જન્મ થતા છપ્પન દિક્કુમારીઓના આસન કંપ્યા અને અવધિજ્ઞાને કરીને શ્રી અરિહંત પ્રભુનો જન્મ થયેલો જાણી, હર્ષપૂર્વક સૂતિકાઘરને વિષે આવી તેઓમાં (૧) ભોગંકરા (૨) ભોગવતી (૩) સુભોગા (૪) ભોગમાલિની (૫) સુવત્સા, (૬) વત્સમિત્રા (૭) પુષ્પમાળા અને (૮) અનિંદિતા નામની આઠ દિક્કુમારીઓએ અધોલોકમાંથી આવી પ્રભુને તથા પ્રભુની માતાને નમસ્કાર કરી ઇશાન દિશામાં સૂતિકા ઘર રચ્યું, અને એ ઘરથી એક યોજન પર્યંત જમીનને સંવર્ત્તવાયુવડે શુદ્ધ કરી (૯) મેઘંકરા (૧૦) મેઘવતી (૧૧) સુમેઘા (૧૨) મેઘમાલિની (૧૩) તોયધારા (૧૪) વિચિત્રા (૧૫) વારિ

ધેણુ અને (૧૬) બલાહિકા નામની આઠ દિક્કુમારીઓએ ઉર્ધ્વલોકમાંથી આવી પ્રભુને તથા પ્રભુની માતાને નમન કરી સુગંધી જળ તથા પુષ્પોની વૃષ્ટિ કરી. (૧૭) નંદા (૧૮) ઉત્તરાનંદા (૧૯) આનંદા (૨૦) નંદિવર્ધના (૨૧) વિજયા (૨૨) વૈજયંતી (૨૩) જયંતી અને (૨૪) અપરાજિતા નામની આઠ દિક્કુમારીઓએ પૂર્વદિશા તરફના રૂચક પર્વતમાંથી આવીને મુખ જોવા માટે આગળ દર્પણ ધર્યું. (૨૫) સમાહારા (૨૬) સુપ્રદત્તા (૨૭) સુપ્રબુદ્ધા (૨૮) યશોધરા (૨૯) લક્ષ્મીવતી (૩૦) શેષવતી (૩૧) ચિત્રગુપ્તા અને (૩૨) વસુંધરા નામની આઠ દિક્કુમારીઓ દક્ષિણદિશાના રૂચક પર્વતથી આવી સ્નાન માટે જળથી ભરેલા કળશો લઈ ગીતગાન કરવા લાગી. (૩૩) ઈલાદેવી (૩૪) સુરાદેવી (૩૫) પૃથિવી (૩૬) પદ્મવતી (૩૭) એકનાસા (૩૮) નવમિકા (૩૯) ભદ્રા અને (૪૦) શીતા નામની આઠ કુમારિકાઓ પશ્ચિમ દિશાના રૂચક પર્વતથી આવી પ્રભુને તથા પ્રભુની માતાને પવન નાખવા માટે હાથમાં વીંઝણા લઈને ઉભી રહી. (૪૧) અલંબુસા (૪૨) મિનકેશી (૪૩) પુંડરિકા (૪૪) વારૂણી (૪૫) હાસા (૪૬) સર્વપ્રભા (૪૭) શ્રી અને (૪૮) હ્રી નામની આઠ કુમારિકાઓ ઉત્તર દિશાના રૂચક પર્વત પરથી આવી ચામર વીંઝવા લાગી. (૪૯) ચિત્રા (૫૦) ચિત્રકનકા (૫૧) શતેરા અને (૫૨) વસુદામિની નામની ચાર કુમારિકાઓ રૂચકપર્વતની વિદિશાઓમાંથી આવી, હાથમાં દીપક લઈ ઇશાન વિગેરે વિદિશાઓમાં ઉભી રહી. (૫૩) રૂપા (૫૪) રૂપાસિકા (૫૫) સુરૂપા અને (૫૬) રૂપકાવતી નામની ચાર દિક્કુમારીઓએ રૂચકદ્વીપથી આવીને ભગવંતના નાળને ચાર અંગુળથી છેટે છેદી, ખોદેલા ખાડામાં

નાખી, ખાડો વૈડૂર્ય રત્નોથી પૂરી તેની ઉપર પીઠ બનાવ્યું તથા તેને દુર્વાથી બાંધીને તે જ મધરની પૂર્વદિશા, દક્ષિણ દિશા અને ઉત્તરદિશામાં કેળના ત્રણ ઘર બનાવ્યા દક્ષિણ દિશાવાળા ઘરમાં પ્રભુને તથા માતાને સિંહાસન ઉપર બેસાડી, બંનેને સુગંધી તેલનું મર્દન કર્યું પછી પૂર્વ દિશાવાળા ઘરમાં લઈ જઈને સ્નાન કરાવી-વિલેપન કરી કપડાં તથા આભૂષણો પહેરાવ્યા ત્યારબાદ ઉત્તર દિશાવાળા કેળના ઘરમાં લઈ જઈને ભગવંતને તથા તેમની માતાને સિંહાસન ઉપર બેસાડી, અરણિના બે કાષ્ટ ઘસી, અગ્નિ નીપજાવી, ઉત્તમ ચંદનવડે હોમ કરી, તે અગ્નિની રાખવડે દિક્કુમારીઓએ પ્રભુને તથા માતાને રક્ષા પોટલી બાંધી ત્યારપછી તે દિક્કુમારીઓએ રત્નના બે ગોળા અફળાવી " તમે પર્વત જેટલા દીર્ઘાયુષી થાઓ " એવા પ્રકારના આશિર્વચન ઉચ્ચાર્યા અને પ્રભુને તથા માતાને જન્મસ્થાને મૂકી પોતપોતાની દિશામાં જઈ ગીતગાન આરંભ્યા પ્રત્યેક દિક્કુમારીકા સાથે ચાર હજાર સામાનિક દેવો, ચાર મહત્તરાઓ, સોળ હજાર અંગરક્ષકો, સાત સેનાઓ, સાત સેનાપતિઓ અને બીજા પણ મહર્દ્ધિક દેવો તો હોય જ તેમજ આભિયોગિક દેવોએ બનાવેલા યોજન પ્રમાણવાળા વિમાનો પણ હોય, અને એ વિમાનમાં બેસીને જ તેઓ પ્રભુનો જન્મોત્સવ કરવા આવે

## ઇન્દ્રની આતુરતા

સૌધર્મેન્દ્રનું પર્વત સમાન નિશ્ચળ, શક્ર નામનું સિંહાસન કંપાયમાન થયું, એટલે ઇન્દ્રે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકી જોયું તો ચરમ જિનેશ્વરનો જન્મ થયેલો જણાયો તુરતજ ઇન્દ્રે હરિનૈગમેષી દેવ પાસે એક યોજન જેટલા પરિમંડળવાળો સુઘોષા નામનો ઘંટ વગડાવ્યો એ ઘંટની સાથે જ સર્વ

વિમાનોમાં રહેલા ઘંટ વાગવા લાગ્યા. પોતપોતાના વિમાનમાં થતા ઘંટનાદથી દેવો સમજી ગયા કે ઇન્દ્રને કંઇક કર્ત્તવ્ય આવી પડયું છે. તેઓ સર્વ એકઠા થયા એટલે હરિણેગમેષીએ ઇન્દ્રનો હૂકમ કહી સંભળાવ્યો. તીર્થંકરનો જન્મમહોત્સવ કરવા જવાનું છે એમ જાણી દેવોને બહુજ આનંદ થયો તેઓ ચાલવાની તૈયારી કરવા લાગ્યા.

## ઇન્દ્રનો પરિવાર

પાલક નામના દેવે બનાવેલા અને લાખ યોજનના પ્રમાણવાળા પાલક નામના વિમાન ઉપર ઇન્દ્રે પોતાનું આસન લીધું. તે વિમાનમા ઇન્દ્રના સિંહાસનની સામે જ તેની આઠ અગ્રમહિષીઓનાં આઠ ભદ્રાસન હતાં ડાબી બાજુએ ચોરાશી હજાર સામાનિક દેવોના ચોરાશી હજાર ભદ્રાસન હતા, જમણી બાજુએ અભ્યંતર પર્ષદાના બાર હજાર દેવોના બાર હજાર ભદ્રાસન, મધ્યમ પર્ષદાના ચૌદ હજાર દેવોના ચૌદ હજાર ભદ્રાસન અને બાહ્ય પર્ષદાના સોળ હજાર દેવોના સોળ હજાર ભદ્રાસન હતાં અને ચારે દિશાઓમાં પ્રત્યેક દિશાને વિષે ચોરાશી હજાર આત્મરક્ષક દેવોના ચોરાશી હજાર ભદ્રાસન હતાં. આ પ્રમાણે પોતાના પરિવારના દેવોથી અને બીજા પણ કરોડોથી પરિવરેલો, ગુણોથી ગવાતો, ઇન્દ્ર ત્યાથી ચાલ્યો, તેની સાથે બીજા દેવો પણ ચાલવા લાગ્યા

## સાંકડો થઇ પડેલો વિશાળ વ્યોમનો માર્ગ

કેટલાક દેવો ઇન્દ્રના હુકમથી ચાલ્યા, કેટલાક મિત્રના વચનથી, કેટલાક પોતાની પ્રિયાની પ્રેરણાથી, કેટલાક શુદ્ધ ભક્તિભાવથી, કેટલાક કુતુહલથી, કેટલાક અપૂર્વ આશ્ચર્યથી અને કેટલાક આત્મિક ભાવથી એમ અનેક રીતે સઘળા દેવો વિવિધ પ્રકા-

રના વાહન ઉપર સ્વાર થઇ ચાલી નીકળ્યા તે વખતે જૂદી જૂદી જાતના વાજીંત્રો, ઘંટાનાદ અને દેવોના કોળાહળથી આખુ બ્રહ્માંડ શબ્દમય બની ગયુ સિંહ પર સ્વારી કરનાર, પાસેના હાથીવાળા દેવને કહે છે કે—' તારો હાથી જરા દૂર હઠાવી લે, નહિતર મારો આ મદોન્મત્ત કેસરી તારા હાથીને મારી નાખશે ' એવી રીતે પાડાની સ્વારી કરનાર, ઘોડેસ્વારને ગરૂડની સ્વારી કરનાર સર્પના સ્વારને, અને ચિત્રાની સ્વારી કરનાર બકરાના સ્વારને પોતાનુ વાહન તારવવા આદરપૂર્વક કહેવા લાગ્યા દેવોના કરોડો વિમાનો અને વિવિધ પ્રકારના વાહનોને લીધે વિશાળ વ્યોમનો માર્ગ પણ આજે સ કડો થઈ પડયો કેટલાક દેવો તો આવા સ કડાશવાળા માર્ગમા મિત્રોને ત્યજી ચતુરાઈથી પોતપોતાના વાહનને આગળ કરી ચાલતા થયા એવી રીતે સ્પર્ધાસ્પર્ધીથી આગળ ચાલતા દેવોને તેમના મિત્રો કહેવા લાગ્યા કે —" મિત્ર, આમ ઉતાવળ શા સારૂ કરે છે ? હુ પણ તારી સાથેજ આવુ છુ ! " આગળ નીકળી ગયેલ દેવ જવાબ આપવા લાગ્યા કે —" આવો અવસર કોઈ મહા પુણ્યયોગના પ્રતાપે જ પ્રાપ્ત થાય છે આવે પ્રસ ગે તો જે કોઈ પહેલા પહોચી જઈ પ્રભુના દર્શન કરે તે મહાભાગ્યશાળી ગણાય બીજે કોઈ વખતે હુ તારો સ ગાથ ન છોડુ, પણ આજે તો મારાથી ન થોભાય " એમ મિત્રની રાહ જોયા વિના જ આગળ ચાલવા લાગ્યા

જેમના વાહન વેગવાળા અને બળવાન હતા તેઓ તો બધા કરતા સપાટાબ ધ આગળ નીકળી ગયા પણ જેઓ નિર્બળ હતા અને સ્ખલના પામતા હતા તેઓ ક ટાળીને કહેવા લાગ્યા કે — " અરેરે ! શુ કરીએ ? આજે તો આવડુ મ્હોટુ આકાશ પણ અમારે માટે સાકડુ થઇ પડયુ છે ! " બીજા દેવો તેમને

શાન્ત્વના આપતાં કહેવા લાગ્યા કે:—" હમણા તો વખતને માન આપી મુંગા મુગા ચાલવામાં જ મજા છે. પર્વના દિવસો આવા સાંકડા જ હોય "

આકાશમાંથી ઉતરતા દેવોના મસ્તક પર ચન્દ્રનાં કિરણ વરસતાં હતાં અને તેથી દેવોને જાણે પળીયા આવી ગયા હોય એવા વૃદ્ધ સમા ભાસતા હતા. તેમના મસ્તકે સ્પર્શતા તારા, રૂપાના ઘડા જેવા, કંઠે સ્પર્શતા તારા કંઠા જેવા અને શરીરે સ્પર્શતા તારા પરસેવાનાં બિન્દુ જેવા શોભી રહ્યાં હતાં.

## ઇન્દ્રનો આચાર

એ રીતે દેવોથી પરિવરેલો ઇન્દ્ર, નન્દીશ્વરદ્વીપ પાસે આવી, વિમાનને સંક્ષેપી, ભગવતના જન્મસ્થાનકે આવ્યો. જિનેશ્વરને તથા માતાને ત્રણ પ્રદક્ષિણા દઇ વંદન-નમસ્કાર વિગેરે કરી બોલ્યો કે.—" કુખમા રત્ન નિપજાવનારી, જગતમાં દીપિકા સમ હે માતા ! હું તમને નમું છું, હું-દેવોનો સ્વામી શક્રેન્દ્ર, આજે તમારા પુત્ર-છેલ્લા તીર્થંકરનો જન્મ મહોત્સવ ઉજવવા દેવલોકથી ચાલ્યો આવું છું. માતા ! તમે કોઇ રીતે ચિંતા કે વ્યગ્રતા ન ધરતા. " તે પછી ઇન્દ્રે ત્રિશલા માતાને અવસ્વાપિની નિદ્રા આપી અને જીનેશ્વર પ્રભુનું પ્રતિબિંબ માતાના પડખે મૂકયું. ઇન્દ્રે પ્રભુને કરસંપુટમા લીધા અને પ્રભુની સેવાનો તમામ લાભ પોતાને જ મળે તે માટે પોતાનાં પાંચ રૂપ બનાવ્યાં. એક રૂપે પ્રભુને ગ્રહણ કર્યા, બે રૂપે બન્ને પડખે રહીને ચામર વીંજવા લાગ્યો, એક રૂપે પ્રભુને માથે છત્ર ધારણ કર્યું અને એક રૂપે વજ્ર ધારણ કરીને આગળ ચાલવા લાગ્યો. તેની સાથે-આગળ પાછળ અનેક દેવો ચાલવા લાગ્યા. તેમાં જેઓ આગળ ચાલતા હતા તેઓ પાછળ આવનારાઓને

ભાગ્યશાળી માનવા લાગ્યા અને પાછળ રહેનારાઓ આગળ ચાલનારાઓને અહોભાગ્ય ગણવા લાગ્યા જેઓ આગળ ચાલતા હતા તેમને પ્રભુના દર્શનની ઝંખના થવા લાગી તેમને વિચાર થયો કે પ્રભુના અદ્દભુત રૂપનુ દર્શન કરવા, માથાના પાછલા ભાગમા આંખો હોત તો કેવુ સારૂ થાત ? ધીમે ધીમે, વિવિધ ભાવના ભાવતા દેવોથી પરિવરેલો સૌધર્મેન્દ્ર, મેરૂ પર્વતના શિખરપર રહેલા પાડુક નામના વનમા આવી પહોચ્યો, અને ત્યા મેરૂની ચૂલાથી દક્ષિણ ભાગમા રહેલી અતિપાડુકબલા નામની શિલા પર જઇ, પ્રભુને ખોળામા લઇ પૂર્વદિશા ભણી સુખ કરી સ્થિત થયો

## સ્નાનની સામગ્રી

એ વખતે દશ વૈમાનિક, વીશ ભુવનપતિ, બત્રીશ વ્યતર અને બે જ્યોતિષ્ક એ પ્રમાણે ચોસઠ ઇન્દ્રો પ્રભુના ચરણ પાસે આવીને હાજર થઇ ગયા અચ્યુતેન્દ્રે આભિયોગિક દેવોને કહી સોનાના, રૂપાના, રત્નના, સોના–રૂપાના, સોના–રત્નના, રત્ન અને રૂપાના, સુવર્ણરત્ન અને રૂપાના તેમજ માટીના, એવી રીતે એક યોજનના મુખવાળા આઠ જાતિના કળશો મગાવ્યા દેવોએ પ્રત્યેક જાતિના એક હજાર ને આઠ આઠ કળશ હાજર કર્યા તે ઉપરાત ભૃગાર એટલે કે કળશવિશેષ, દર્પણ, રત્નના કરડીયા, સુપ્રતિષ્ઠ એટલે ભાજનવિશેષ, થાળ, પાત્રી અને પુષ્પોની છાબડી વિગેરે પૂજાના ઉપકરણો, કળશની પેઠે દરેક આઠ આઠ જાતિના અને પ્રત્યેક જાતિના એક હજાર ને આઠ આઠ સખ્યાના મગાવ્યા માગધ વિગેરે તીર્થોની માટી અને જળ, ગગા વિગેરે મહા નદીઓના કમળ અને જળ, પદ્મદ્રહ વિગેરેના કમળ અને જળ, તથા ક્ષુલ્લહિમવત, વર્ષધર, વૈતાઢ્ય, વિજય અને વક્ષસ્કરાદિ પર્વતો ઉપરથી સરસવ પુષ્પો, સુગધી પદાર્થો અને બીજી અનેક

પ્રકારની ઔષધીઓ મગાવી લીધી. આભિયોગિક દેવોએ પ્રભુને સ્નાન કરાવવા માટે સર્વ કળશો, ક્ષીરસમુદ્રાદિના જળથી ભરીને તૈયાર રાખ્યા હતા. દેવોના વક્ષસ્થળ પાસે રહેલા, તીર્થના જળથી ભરેલા કળશ એવા શોભતા હતા કે જાણે દેવોએ સંસાર સમુદ્રને તરી જવા માટે ઘડા ધારણ કર્યા હોયની ? જાણે ભાવરૂપ વૃક્ષને સિંચતા હોય અથવા પોતાનો મેલ ધોઇ નાખતા હોય, અથવા ધર્મપ્રસાદ ઉપર કલશ સ્થાપતા હોય તેવા તે દેવો શોભી રહ્યા

## શક્રેન્દ્રની શંકા અને પ્રભુના સામર્થ્યનો પરિચય

જેના હૃદયમા ભક્તિભાવ ઉભરાતો હોય તેના હૃદયમાં કોમળતા પણ હોય અને એ ભક્તિભાવ તથા કોમળતા ઘણીવાર ખોટી શકા ઉભી કરે છે આ અવસરે ઇન્દ્રને શંકા ઉદ્ભવી કે—" લઘુ શરીરવાળા પ્રભુ આટલો બધો જળનો ભાર શી રીતે સહન કરી શકશે ? ' ઇન્દ્રના આ સંશય દૂર કરવા પ્રભુએ પોતાના ડાબા પગના અગુઠાનો અગ્રભાગ મેરૂપર્વતને સ્હેજ દબાવ્યો. એટલામા તો પ્રભુના અતુલબળથી આખો મેરૂપર્વત કંપી ઉઠ્યો, પર્વતના શિખરો ચોતરફથી પડવા લાગ્યા, પર્વતો અને પૃથ્વી પણ સહસા ધ્રૂજી ઉઠી, સમુદ્રો ખળભળ્યા, બ્રહ્માંડ ફુટી જાય એવા ભયાનક શબ્દ થવા લાગ્યા અને દેવો પણ ભયવિહ્વલ બની ગયા ઈન્દ્રને પોતાને પણ ક્રોધ ચડયો કે—" અરે ! આ પવિત્ર શાંતિક્રિયા સમયે આવો ઉત્પાત કોણે આદર્યો ? " તેણે અવધિજ્ઞાનથી જોયું તો આ ઉત્પાતમાં પોતાની શંકા અને પ્રભુના પરાક્રમની લીલા જ કારણભૂત જણાયા.

ઇન્દ્રે પ્રભુને અતિ વિનયથી કહ્યું કે:—" હે નાથ ! આપનું અસાધારણ માહાત્મ્ય મારા જેવો સાધારણ પ્રાણી શી રીતે જાણી શકે ? મે તીર્થંકરનુ અનંતબળ જાણ્યા વિના જ, આપના

સામર્થ્ય વિષે શંકા આણી મે જે વિપરીત ચિંત કર્યું તે મારૂં દુષ્કૃત્ય મિથ્યા હો! હું આપની પાસે મારા અપરાધની ક્ષમા માગુ છુ ”

મેરૂપર્વતને પણ થયું કે અસંખ્યાતા તીર્થંકરો આજ સુધીમા થઈ ગયા, પણ મને કોઈએ પગથી સ્પર્શ કર્યો નથી આજે વીરપ્રભુના પગનો સ્પર્શ પામી તે હર્ષથી નાચવા લાગ્યો વળી તેણે વિચાર્યું કે આ સ્નાત્ર નીરના અભિષેકથી ઝરતા સઘળા ઝરણારૂપી મે હાર પહેર્યા તથા જીનેશ્વર રૂપી મુકુટને ધારીને હું સઘળા પર્વતોનો રાજા થયો

## સ્નાન-વિલેપન વિગેરે

પહેલા અચ્યુતેન્દ્રે પ્રભુને સ્નાન કરાવ્યું, તે પછી અનુક્રમે બીજા ઈન્દ્રો અને છેક ચન્દ્ર-સૂર્ય વિગેરેએ પણ પ્રભુસ્નાનનો લ્હાવો લીધો સ્નાત્ર મહોત્સવ વખતે ચરમ તીર્થંકરના મસ્તક પર શ્વેત છત્રની પેઠે શોભતુ, મુખરૂપી ચન્દ્ર પર કિરણોના સમુહની પેઠે તેજ વરસાવતુ, કંઠમા હારની પેઠે ઝુલતુ, સમસ્ત શરીરપર ચીન દેશના રેશમી કપડાની પેઠે દીપતુ, અને ઈન્દ્રોના સમુહોએ ઉંચા કરેલા ઘડાઓના સમુહના મધ્ય ભાગમાથી નીચે પડતુ-ક્ષીરસમુદ્રનુ પાણી સૌની લક્ષ્મીને માટે હો! શક્રેન્દ્રે પોતે ચાર વૃષભનુ રૂપ કરીને, આઠ શીંગડાઓમાથી ઝરતા જળવડે પ્રભુનો અભિષેક કર્યો દેવોને જે વિબુધ અર્થાત્ પંડિત કહેવામા આવે છે તે યથાર્થ જ છે કારણ કે ચરમ તીર્થંકરને જળવડે ન્હવરાવવાનો લાભ લઈ પોતે જ નિર્મળ બન્યા મંગળદીવા અને આરતી ઉતારી, નાચગાન તથા વાજીંત્રો વગાડી વિવિધ પ્રકારે મહોત્સવ કર્યો ત્યારપછી ઈન્દ્રે ગંધ કાષાયી નામના દિવ્ય વસ્ત્રવડે પ્રભુના શરીરને લુછી ચંદનાદિ વડે વિલેપન કરી, પુષ્પપૂજા કરી ત્યારબાદ પ્રભુની સન્મુખ

રત્નના પાટલા ઉપર, રૂપાના ચોખાવતી દર્પણ, વર્ધમાન, કળશ, મત્સ્યયુગલ, શ્રીવત્સ, સ્વસ્તિક, નન્દ્યાવર્ત્ત અને ભદ્રાસન એ અષ્ટમંગળ આળેખી પ્રભુની સ્તુતિ કરી. એ બધું પતી રહ્યા પછી ઇન્દ્રે પ્રભુને તેમની માતા પાસે લાવીને મૂક્યા. અને પોતાની શક્તિથી પ્રભુનું પ્રતિબિમ્બ તથા અવસ્વાપિની નિદ્રા સંહરી લીધી. ઓશીકા નીચે બે કુંડળ અને મુલાયમ કપડાંની જોડી મૂકી. પ્રભુની દૃષ્ટિને આનંદ આપવા ઉપરના ચંદરવા સાથે સુવર્ણ અને રત્નની હારોથી સુશોભિત એક દડો લટકાવ્યો. તે ઉપરાંત બત્રીશ કરોડ રત્ન સુવર્ણ અને રૂપાની વૃષ્ટિ કરી. આખરે ઇન્દ્રે આભિયોગિક દેવ પાસે મોટા સાદે ઉદ્ઘોષણ કરાવી કે " પ્રભુ અને પ્રભુની માતાનું જે કોઈ અશુભ ચિંતવશે તેના મસ્તકના અર્જુનવૃક્ષની મંજરીની પેઠે સાત ટુકડા થશે. " વળી પ્રભુના અંગુઠા ઉપર અમૃત મૂકીને નંદીશ્વરદ્વીપમાં અઠ્ઠાઈ મહોત્સવ કરીને સઘળા દેવો પોતપોતાના સ્થાને ગયા.

## વધામણી અને તેનું ફળ

પ્રભુનો જન્મ થયાનું જાણતાં જ પ્રિયંવદા નામની દાસી, દોડતી દોડતી સિદ્ધાર્થ રાજા પાસે પહોંચી અને પુત્રજન્મની શુભ વધામણી આપી. આવી અણમૂલી વધામણી સાંભળી રાજાને અત્યંત આનંદ થાય એમા તો પૂછવું જ શું ? હર્ષના આવેશથી તેની વાણી ગદ્ગદ્ શબ્દોવાળી થઇ ગઈ અને તેના શરીરના રોમાંચ ખડા થઇ ગયાં ! આવી સરસ વધામણી આપનાર દાસી પર રાજા ઘણોજ સંતુષ્ટ થયો, પોતાના મુગટ સિવાયનાં સઘળાં આભૂષણો તેને બક્ષીસ આપી દીધાં અને દાસીપણાથી તેને સાવ મુક્ત કરી દીધી.

## વિભૂતિઓનો વરસાદ !

જે રાત્રિએ શ્રમણ ભગવાન્ જન્મ્યા તે રાત્રિએ, કુબેરની

આજ્ઞાને માનનારા ઘણા તિર્યગ્જૃંભક દેવોએ, સિદ્ધાર્થ રાજાના ભુવનમાં રૂપાની, સુવર્ણની, રત્નોની, દેવદૂષ્યાદિ વસ્ત્રોની, ઘરેણાંની, નાગરવેલ પ્રમુખ પત્રોની, પુષ્પોની, ફલોની, શાલી, ઘઉં, મગ, યવ વિગેરે ધાન્યબીજની, માળાઓની, કુષ્ટપુટ, કપુર, ચંદનાદિ સુગંધી પદાર્થોની, સુગંધી ચૂર્ણોની, હિંગળોક જેવા રંગોની અને દ્રવ્યની ધારાબદ્ધ વૃષ્ટિ વરસાવી

## રાજ્યમાં સર્વત્ર રંગવધામણા

ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોએ તીર્થંકરનો જન્માભિષેક મહોત્સવ કર્યા પછી, પ્રાતઃકાળ થતાં, સિદ્ધાર્થ રાજાએ નગરના કોટવાળોને બોલાવીને કહ્યું કે— "હે દેવાનુપ્રિયો ! તમે જલદી ક્ષત્રિયકુંડ ગ્રામ નગરના કેદખાના શુદ્ધ કરો અને તમામ કેદીઓને છોડી મૂકો. (રાજનીતિમાં કહ્યું છે કે યુવરાજના અભિષેક વખતે, શત્રુના દેશ ઉપર ચઢાઈ કરી વિજય મેળવ્યો હોય ત્યારે અને પુત્રના જન્મ વખતે કેદીઓને મુક્ત કરવા જોઈએ ) કેદીઓને મુક્ત મૂક્યા પછી ઘી, તેલ, વિગેરે રસ માપવાના પળી–પાવળાં વિગેરેના માપમાં, ધાન્ય માપવાના પાલી, માણું વિગેરેના માપમાં (માનમાં) અને ત્રાજવાથી તોળવાના શેર વિગેરેના માપમાં ( ઉન્માનમાં ) વધારો કરવો. સમગ્ર ક્ષત્રિયકુંડપુર નગરને બહારથી તથા અંદરથી વાળીચોળી, પૂંજ વિગેરે કચરો કઢાવી દઈ, સુગંધી પાણી છંટાવી, છાણ વિગેરેથી લીંપાવી સાફ કરાવો; શિંગોડાના આકારના ત્રણ ખુણીયા સ્થાન, જ્યાં ત્રણ રસ્તાનો સંગમ થતો હોય, ચાર રસ્તાનો સંગમ થતો હોય, જ્યાં ઘણા રસ્તાનો સંગમ થતો હોય તેમજ ચાર દરવાજાવાળા દેવમંદિર વિગેરે અને રાજમાર્ગો તથા સામાન્ય માર્ગોને સાફસુફ કરાવી, દુકાનો અને રસ્તાઓના મધ્યભાગનો કચરો દૂર કઢાવી, જમીનને સરખી–સપાટ બનાવી, પાણી છંટાવી

પવિત્ર કરો. ઉત્સવ જોવા માટે જે લોકો એકઠા થાય તેઓ બેઠા બેઠા બધું જોઈ શકે તે માટે રસ્તાને કિનારે માળબંધ માચડાઓ બંધાવો. વિવિધ પ્રકારના રંગોથી રંગેલી અને સિંહ, હાથી, ગરૂડ વિગેરે પશુ-પક્ષીઓના ચિત્રોવાળી ધ્વજ-પતાકાઓથી નગરને શણગારો. ભીંતો અને જમીનને છાણ તથા ચુના વિગેરેથી એવી સફાઈદાર બનાવો કે જાણે પૂજન આદર્યું હોય એમજ લાગે ! ગોશીર્ષ, ચંદન, ઉત્તમ રક્તચંદન અને દર્દર નામના પહાડી ચંદનવડે, નગરની ભીંતો વિગેરે સ્થળે પાંચ આંગળીઓ અને હથેળીઓના થાપા મરાવો ! ઘરોની અંદર ચોકમાં મંગળકળશો સ્થપાવો, ઘરના દરેક દરવાજે, ચંદનના કળશોથી રમણીય લાગે એવા તોરણો બંધાવો, ઠેઠ ભૂમિ સુધી ઝુલે એવી વિશાળ અને ગોળ આકારની પુષ્પ-માળાઓ લટકાવો, સરસ-સુગંધી પંચવર્ણી પુષ્પોના સમુહ યોગ્ય સ્થળે ગોઠવી નગરને સંસ્કારયુક્ત બનાવો, કાળો અગરૂ, ઉંચી જાતનો કિંદુ, સેલારસ, અને દશાંગધૂપ પ્રકટાવી સારા નગરને સુવાસિત બનાવી મૂકો, ઉત્તમ ગંધવાળાં ઉંચી જાતનાં ચૂર્ણોથી એવી સુગંધ પ્રસરાવો કે આખું નગર જાણે સુગંધી પદાર્થો-ની બનાવેલી એક ગોળીજ હોય એવો ભાસ થયા વિના ન રહે! મેં કહ્યું તેવું નગર તમે પોતે કરો અને બીજાની પાસે કરાવો!

તે સિવાય નાચ કરાવનારા, નાચ કરનારા, દોરપર ચડી ખેલ કરનારા, મલ્લયુદ્ધ કરનારા, મુંઠીથી યુદ્ધ કરનારા, હાસ્ય-કુતૂહલ કરાવનારા વિદૂષકો, ભાટ-ભવાયા, હાથી, ઉંટ કે ઉંચા રાખેલા વાસને ટપી જનારા, નદી વિગેરે તરનારા, રસિક કથાઓ કહેનારા, રાસ રમનારા, કોટવાળો, વાંસપર ચડી તેના અગ્રભાગ ઉપર ખેલનારા, ચિત્રપટ હાથમા રાખી ભિક્ષા માગનારા-ગંખીપુત્રો, ચામડાની મસકમા વાયુ ભરી બજાવનારા, વીણા

વગાડનારા, તાળી વગાડી નાચ કરનારા, તાળી વગાડી કથા કહેનારા, એવી એવી જાતના ખેલ-કુતૂહળ-રમત-ગમત કરનારા અનેક લોકોને ક્ષત્રિકુંડગ્રામ નગરને વિષે બોલાવો

અને આ મહોત્સવના દિવસોમાં કોઇ પોતાની ગાડી ન જોડે, હળ ન ખેડે, અને ખાડવા-દળવાનું બંધ રાખે એવો બંદોબસ્ત તમે પોતે કરો તથા બીજા પાસે કરાવો અને મારી આજ્ઞા મુજબ દરેક કાર્ય કરીને મને નિવેદન કરો ”

સિદ્ધાર્થ રાજાની આજ્ઞા પામી, કૌટુંબિક પુરૂષોએ ખુબ હર્ષ, સંતોષ અને આનંદપૂર્વક નમન કર્યું અને આજ્ઞાના વચન વિનયપૂર્વક અંગીકાર કરી, ક્ષત્રિયકુંડપુર નગરમાં જઇ કેદીઓને છોડી મૂકયા, ધોસરા અને સાંબેલા ઉંચા મૂકાવી દીધા અને દરેક કાર્ય સંપૂર્ણ કરી, સિદ્ધાર્થ ક્ષત્રિય પાસે આવી-વિનયપૂર્વક નમન કરી “ આપની આજ્ઞા મુજબ બધા કાર્યો થઇ ગયા છે ” એ પ્રમાણે નિવેદન કર્યું

## મહોત્સવરૂપ કુલમર્યાદા અને તેનું વર્ણન

સિદ્ધાર્થ રાજાએ, તે પછી કસરતશાળામાં આવી, કસરત, તેલમર્દન તથા સ્નાન વિગેરેથી પરવારી ચંદનાદિનું વિલેપન કર્યું, ઉત્તમ વસ્ત્રો તથા કીમતી આભૂષણો ધારણ કર્યા અને સર્વ પ્રકારની સિદ્ધિ તથા ઉચિત સર્વ વસ્તુઓના સંયોગ સાથે, પાલખી-વાહન વિગેરે સર્વ પ્રકારના વાહન, પરિવારાદિ સર્વ સમુદાય અને અંતઃપુર સાથે, દસ દિવસ સુધી મહોત્સવરૂપ કુલમર્યાદા આચરી તે દિવસોમાં સર્વ જાતના પુષ્પો, સુગંધી પદાર્થો, વસ્ત્રો, માળાઓ અને અલંકારોથી તે શોભતા હતા, સર્વ પ્રકારના વાજીંત્રોના મનોહર ધ્વનિ-પ્રતિધ્વનિ થતા હતા, મહાન્ ઋદ્ધિને સૂચવનારૂં છત્ર વિગેરે ધારણ કર્યું, સર્વ ઉચિત

એટલે કે સર્વૌષધીમિશ્રિત કિરણોની પંક્તિવાળો અને સમગ્ર આપત્તિઓનો વિનાશ કરવામાં કુશળ-ચન્દ્ર, તમારી ઉપર સદા પ્રસન્ન રહો અને તમારા સકળ વંશને વિષે સર્વ પ્રકારે વૃદ્ધિ કરો.

ત્યારપછી સ્થાપિત કરેલી ચન્દ્રની મૂર્ત્તિને વિસર્જન કરે. એવી જ રીતે સૂર્યનું પણ દર્શન કરાવે. વિશેષ એટલું કે સૂર્યની મૂર્ત્તિ સુવર્ણ અથવા ત્રાંબાની હોય, અને મંત્ર નીચે પ્રમાણે ભણવો:— " ॐ अर्ह सूर्योऽसि, दिनकरोऽसि, तमोपहोऽसि, सहस्रकिरणोऽसि, जगच्चक्षुरसि, प्रसीद; अस्य कुलस्य तुष्टिं पुष्टिं प्रमोदं कुरु कुरु स्वाहा. " ગુરૂ આશિર્વાદ રૂપે કહે કે:—

सर्व सुरासुरवन्द्यः कारयिताऽपूर्व सर्वकार्याणाम्
भूयात् त्रिजगच्चक्षु-र्मङ्गलदस्ते सुपुत्राया

એટલે કે સર્વ દેવો અને અસુરોને વંદનીય, અપૂર્વ કાર્યો કરનાર, ત્રણે જગતના ચક્ષુરૂપ સૂર્ય તમને તથા તમારા પુત્રને મંગળ આપનારો થાઓ. એ પ્રકારે આશીર્વાદ આપી, સ્થાપિત કરેલી સૂર્યની મૂર્ત્તિનું વિસર્જન કરે.

હાલમા ચન્દ્ર-સૂર્યને બદલે બાળકને અરીસો દેખાડવામાં આવે છે.

## જાગરણ ઉત્સવ તથા સગાં-સંબંધીનો સત્કાર

પુત્ર જન્મને છઠ્ઠે દિવસે પ્રભુના માતપિતાએ, રાત્રિએ કુલધર્મ પ્રમાણે જાગરણ મહોત્સવ કર્યો. એવી રીતે કુલમર્યાદા પ્રમાણે દરેક વિધિ કરતાં, અગીયારમો દિવસ વીત્યા પછી અને નાલછેદ જેવી અશુચિ ક્રિયાઓ પતી ગયા પછી પુત્રજન્મના બારમે દિવસે અશન-પાન-ખાદિમ-સ્વાદિમ એમ ચાર પ્રકારના

આહારની પુષ્કળ સામગ્રી તૈયાર કરાવી મિત્રો, જ્ઞાતિજનો, પુત્ર-પૌત્રાદિ આત્મીયો, પિત્રાઈઓ વિગેરે સ્વજનો, પુત્રી-પુત્રાદિના સાસુ સસરા વિગેરે સબંધીઓ, દાસ-દાસી, નોકર-ચાકર વિગેરે પરિજનો અને જ્ઞાતકુળના ક્ષત્રિઓને, ભોજનને માટે નિમંત્રણો આપ્યા તે પછી માતપિતાએ સ્નાન કર્યું, ઇષ્ટદેવની પૂજા-બલિકર્મ આરોપ્યું, વિઘ્નોના વિનાશ માટે તિલક વિગેરે કૌતુકો તથા દહી, ધ્રો, અક્ષત વિગેરે મંગળરૂપ પ્રાયશ્ચિત્તો કરી વાજતા એ સર્વ થઇ ગયા પછી સ્વચ્છ અને ઉત્સવના મંગળને સૂચવનારા ઉત્તમ વસ્ત્રો પહેર્યા, થોડા પણ કીમતી આભૂષણો ધારણ કર્યા, અને ભોજન સમયે, ભોજનમંડપમાં આવી ઉત્તમ આસન ઉપર સુખપૂર્વક વિરાજ્યા આમંત્રિત મિત્રો, જ્ઞાતિજનો, અને સ્વજનો વિગેરે સાથે તેઓ ઉક્ત ચાર પ્રકારના આહારનું આસ્વાદન વિસ્વાદન અને ભોજન કરવા લાગ્યા શેરડી વિગેરે કેટલાક પદાર્થોનો થોડો ભાગ ખવાય અને વિશેષ ભાગનો ત્યાગ કરાય તે આસ્વાદન, ખજુર વિગેરે કેટલાક પદાર્થોનો વિશેષ ભાગ ખવાય અને થોડો ત્યાગ કરાય તે વિસ્વાદન લાડુ વિગેરે પદાર્થો સંપૂર્ણ ખવાય તે પરિભોગ સિદ્ધાર્થ રાજા તથા ત્રિશલા રાણી પોતે ખાતા ખાતા, સ્વાદિષ્ટ પદાર્થો આગ્રહથી આપવા લાગ્યા એ રીતે તેમણે પોતાના સગા સંબંધીઓ સાથે આનંદપૂર્વક ભોજન કર્યું

ભોજનથી પરવારી, બેઠકના સ્થાને આવી, શુદ્ધ જળથી આચમન કર્યું, મુખમાં ભરાઈ ગયેલ ભાત વિગેરે અશુદ્ધિ દૂર કરી, તદ્દન પવિત્ર થઈ, સર્વ આમંત્રિત સગા-સંબંધીઓ અને પરિજનોને પુષ્કળ ઉત્તમ પુષ્પવડે, વસ્ત્રવડે સુગંધી ચૂર્ણવડે, પુષ્પમાળાવડે, અને વિવિધ પ્રકારના આભૂષણો વડે નવાજ્યા-સત્કાર્યા, વિનયભર્યા નમ્ર વચનો ઉચ્ચારી તેમનું સન્માન કર્યું તે પછી તેમણે તેમને સર્વને સંબોધીને નીચે પ્રમાણે કહ્યું —

## વર્ધમાન નામની સાર્થકતા

હે દેવાનુપ્રિયો ! અમારો આ બાળક ગર્ભમાં હતો ત્યારે અમને આત્મવિષયક (ચિંતિત, પ્રાર્થિત અને મનોગત) એવો સંકલ્પ થયો હતો કે જ્યારથી આ બાળક કુખને વિષે ગર્ભપણે ઉત્પન્ન થયો છે ત્યારથી આપણે હિરણ્યથી, સુવર્ણથી, ધનધાન્યથી, રાજ્યથી, પ્રધાન દ્રવ્યથી, માનસિક સંતોષથી અને સ્વજનો તરફના સાર સત્કારથી અતિશય વૃદ્ધિ પામીએ છીએ, તેમજ ત્યારથી આરંભીને સીમાડાના રાજાઓ પણ વશ થયા છે, તેથી કરીને એ બાળક જન્મે ત્યારે આ ધન વિગેરેની વૃદ્ધિને સૂચવનારૂં અનુરૂપ, ગુણોથીજ ઉત્પન્ન થયેલું એવું "વર્ધમાન" નામ પાડશું અમોને પહેલાં ઉત્પન્ન થયેલ મનોરથની સંપત્તિ આજે સફળ થઇ છે. અમારો કુમાર 'વર્ધમાન' નામથીજ ઓળખાઓ, અને અમે પણ તેનું વર્ધમાન નામ પાડીએ છીએ.

## "શ્રમણ ભગવાન્ મહાવીર"

શ્રમણ ભગવાન્ મહાવીર કાશ્યપગોત્રના હતા. તેમના માતપિતાએ વર્ધમાન નામ પાડ્યું તે તો આપણે જાણી લીધું. પણ શ્રમણ ભગવાન્ મહાવીર નામ શી રીતે પડ્યું તેનો અધિકાર આ પ્રમાણે જાણવો:—રાગદ્વેષરહિતપણાનો જે સહજ ગુણ, તે સહજ ગુણપણે તપસ્યા કરવાની શકિત હોવાથી પ્રભુનું બીજું નામ "શ્રમણ" પડ્યું. વિજળી પડવી વિગેરે આકસ્મિક બનાવોથી જે ડર ઉપજે તે ભય કહેવાય, અને સિંહાદિથી ઉપજતો ડર ભૈરવ કહેવાય આ ભય કે ભૈરવથી પણ પ્રભુ ચલાયમાન થયા નહીં. ભૂખ તરસ વિગેરે બાવીસ પ્રકારના પરીષહો અને દેવતા સંબંધી ચાર પ્રકારના ઉપસર્ગો ક્ષમાપૂર્વક સહન કર્યા, અસમર્થ-

પણે નહીં પણ ક્ષોભરહિતપણે; ભદ્રાદિ પ્રતિમાઓ તથા એક રાત્રિકી પ્રમુખ અભિગ્રહો પાળ્યા, ત્રણ જ્ઞાનવડે શોભતા હોવાથી ધીમાન-જ્ઞાનવાળા, અરતિ ને રતિને સહન કરનારા-એટલે કે સુખ કે દુઃખમા હર્ષ કે ખેદ નહીં ધરનારા, દ્રવ્ય એટલે ગુણોના ભાજનરૂપ અથવા વૃદ્ધાચાર્યોના મત મુજબ રાગ-દ્વેષ રહિત, પરાક્રમી, અર્થાત્ પોતાને મોક્ષગમનનો નિશ્ચય હોવા છતા તપસ્યાદિમા પાછી પાની ન કરી તેથી પરાક્રમશાળી, એવા પ્રકારની વીરતાના અસાધારણ ગુણો જોઈ દેવોએ તેમનુ નામ "શ્રમણ ભગવાન્ મહાવીર" પાડ્યુ

## પ્રભુની આમલકી ક્રિડા

દેવોએ પ્રભુનુ નામ 'વીર' કેવી રીતે પાડ્યુ તે વિષે આ પ્રમાણે સપ્રદાય છે—દેવો, અસુરો અને નરેશ્વરોએ પ્રભુનો જન્મોત્સવ કર્યો તે પછી પ્રભુ દાસ-દાસીઓ અને સેવકોની મધ્યમા ચન્દ્રમાની પેઠે અથવા કલ્પવૃક્ષના અકુરની જેમ વૃદ્ધિ પામવા લાગ્યા આ યાવસ્થામા પણ પ્રભુ મહાન્ તેજસ્વી, ચદ્રમા સરખા મનોહર મુખવાળા, સુદર નેત્રવાળા, ભ્રમર સમા શ્યામ કેશવાળા, પરવાળા જેવા લાલ ઓષ્ઠવાળા, હાથીના જેવી મનોહર ગતિવાળા, કમળ જેવા કોમળ હાથવાળા, સફેદ દાતવાળા, સુગધી શ્વાસવાળા, દેવો કરતા પણ રૂપમા ચડીયાતા, જાતિસ્મરણયુક્ત, ત્રણ જ્ઞાનવડે સુશોભિત, નીરોગી, ધૈર્ય-ગાભીર્યાદિ ગુણોના નિધિ અને જગતને વિષે તિલક સમાન હતા હવે આવી રીતે મોટા થતા, જ્યારે તેઓ આઠેક વર્ષના થયા ત્યારે પોતે રમતગમતમા આસક્તિરહિત હોવા છતા, પણ સરખી ઉમ્મરના કુમારોના અતિ આગ્રહથી તેમની સાથે આમલકી ક્રિડા એટલે કે વૃક્ષ ઉપર ચડવાની તથા વૃક્ષની ડાળીઓ ટપવાની રમત કરવા, નગરની બ્હાર ગયા. બીજા કુમારો સાથે પ્રભુ પણ વૃક્ષપર ચડ

વાની તથા કૂદવાની ક્રિડા કરવા લાગ્યા. એ વખતે સૌધર્મેન્દ્ર પોતાની સભામાં પ્રભુના ધૈર્યગુણની પ્રશંસા કરતો કહેવા લાગ્યો કે "હે દેવો! અત્યારના આ કાળમાં, મનુષ્યલોકમાં, શ્રી વર્ધમાન કુમાર એક બાળક હોવા છતાં તેમના જેવો બીજો કોઇ પરાક્રમી વીર નથી. ઇન્દ્રાદિ દેવો પણ તેમને બ્હીવરાવાને અસમર્થ છે. ખરેખર, ન્હાની વયમા પણ તેઓ કેવા પરાક્રમી છે? બાળક હોવા છતાં પણ કેવા ધૈર્યશાળી છે?"

## મિથ્યાદૃષ્ટિ દેવની ખાલી માથાકૂટ

સૌધર્મેન્દ્રનાં આવાં વચન સાંભળી કોઇ મિથ્યાદૃષ્ટિ દેવ વિચારવા લાગ્યો કે:—'આ ઇન્દ્રને પોતાની સત્તાના અભિમાનમા ગમે તેમ બોલી નાખવાની ટેવ પડી છે. રૂના પુમડાથી આખા નગરને દાટી દેવા જેવી મુર્ખાઇભરેલી વાત કોઇ બુદ્ધિમાન તો નજ માને. મનુષ્ય તો દેવોની પાસે એક પામરમાં પામર કીડા જેવો ગણાય. તેને પણ આ ઇન્દ્ર દેવો કરતાં કેટલો બધો ઉંચે ચડાવે છે? શું એક માનવબાળનું ધૈર્ય દેવો પણ ચલાયમાન ન કરી શકે? હું તે બીલકુલ માની શકતો નથી. હમણાંજ હું ત્યાં જઉં અને તે કુમારને બ્હીવરાવી ઇન્દ્રને જૂઠો પાડું તોજ ખરો' આ પ્રમાણે વિચાર કરી તે દેવ, જ્યાં કુમારો ક્રિડા કરતા હતા ત્યાં આવ્યો અને સાંબેલા જેવા જાડા, ચપળ બે જીભવાળા, ચળકતા મણિવાળા, ભયંકર ફુંફાડા મારતા, કાજળ સમાન કાળા વર્ણવાળા, ક્રૂર આકૃતિવાળા અને વિસ્તૃત ફણાવાળા મોટા સર્પનું રૂપ બનાવીને ક્રિડા કરવાના વૃક્ષને વીંટાળી દીધુ આવો ભયંકર સર્પ જોઇ ભયભીત બનેલા બધા કુમારો ગમ્મત ગમ્મત પડતી મૂકી નાશી છુટ્યા પરંતુ મહા પરાક્રમી, ધૈર્યશાળી શ્રી વર્ધમાન કુમારે જરાપણ ભય પામ્યા વગર, પોતે

ત્યા પાસે જઈ, સર્પને હાથથી પકડી દૂર ફેંકી દીધો. સર્પ દૂર પડયો એટલે નિર્ભય બનેલા કુમારો પાછા એકઠા થઈ ગયા, અને ક્રિડા શરૂ કરી દીધી પેલા દેવે વિચાર્યું કે "વર્ધમાન કુમાર આવી રીતે તો ન ડર્યા, માટે હજી બીજી રીતે બીવરાવવાનો પ્રયત્ન કરી જોઉં"

## બાળ પ્રભુએ હાથ બતાવ્યો

હવે કુમારોએ વૃક્ષની રમત પડતી મૂકી દડાની રમત શરૂ કરી રમતમા એવી સરત હતી કે જે હારી જાય તે જીતેલાને પોતાના ખભા ઉપર બેસાડે કુમારવેષધારી દેવ, શ્રી વર્ધમાન કુમાર સાથે રમતા હારી ગયો તેણે કહ્યું કે— "ભાઈ, હુ હાર્યો અને આ વર્ધમાન કુમાર જીત્યા માટે એમને મારા ખભા ઉપર બેસવા દો" શ્રી વર્ધમાન ખભા ઉપર બેઠા એટલે દેવે તક સાધી તેમને બીવરાવવાનો પ્રપચ કર્યો તેણે પોતાની દેવશક્તિથી સાત તાડ જેટલુ ઉંચુ પોતાનુ શરીર બનાવ્યુ પ્રભુ તે પ્રપચ જાણી ગયા તેમણે વજ્ર જેવી કઠોર મુષ્ટિથી તેની પીઠ પર એવો તો પ્રહાર કર્યો કે તે ચીસો પાડવા લાગ્યો અને પીડા પામવાથી મચ્છરની જેમ સંકોચાઈ ગયો. પ્રભુનુ પરાક્રમ તથા ધૈર્ય પ્રત્યક્ષ અનુભવી ઈન્દ્રના સ ય વચ નનો તેણે મનમા સ્વીકાર કર્યો અને પોતાનુ અસલ સ્વરૂપ પ્રગટ કરી, સઘળો વૃત્તાન્ત કહી સભળાવ્યો. તેણે કહ્યું કે — "હે પ્રભુ! ઈન્દ્રે દેવોની સભામા આપના ધૈર્યગુણની સ્તુતિ કરેલી તે સહન ન થઈ શકવાથી કેવળ પરીક્ષા માટેજ આવ્યુ કરવુ પડયુ મ રા અપરાધની આપ મને ક્ષમા આપો" એ રીતે પ્રભુની વારવાર ક્ષમા માગતો તે દેવ પોતાના સ્થાને ગયો. તે વખતે સતુષ્ટ થયેલા ઈન્દ્રે પ્રભુને બાલ્યાવસ્થામા પણ મહાન પરાક્રમી દેખી તે ધૈર્યશાલી પ્રભુનું "વીર" એ પ્રમાણે નામ પાડ્યુ

## ભગવાન્ ભણવા જાય છે!

હવે પ્રભુ આઠ વરસથી કંઈક અધિક ઉમ્મરના થયા. જો કે તેઓ જન્મથીજ ત્રણ જ્ઞાનના ધણી હતા છતાં પરમ હર્ષિત થયેલા મોહવશ માતપિતા, સામાન્ય પુત્રની પેઠે તેમને પાઠશાળામા ભણવા મોકલવા તૈયાર થયા. શુભ મુહુર્ત્ત અને શુભ લગ્ન જોઈ નિશાળે મોકલવાની મહોત્સવપૂર્વક મ્હોટી તૈયારી કરી. સગાં-સંબંધીઓનો હાથી, ઘોડા વિગેરે વાહનોથી, હાર, મુગટ, કુંડલ, બાજુબંધ, કંકણ વિગેરે આભૂષણોથી અને પંચવર્ણી રમણીય રેશમી વસ્ત્રોથી આદર પૂર્વક સત્કાર કર્યો ભણાવનાર પંડિતને માટે મહામૂલ્યવાળાં ઘરેણાં, વિવિધ પ્રકારનાં રત્નો અને શ્રીફળ વિગેરે ઉત્તમ વસ્તુઓ તૈયાર કરવામા આવી. પાઠશાળાના વિદ્યાર્થીઓને વહેંચવા માટે સોપારી, સાકર, બદામ દ્રાક્ષ, ચારોળી, મીઠાઇ અને વિવિધ પ્રકારનાં વસ્ત્રો મગાવ્યા. સુવર્ણ, રત્ન અને રૂપાથી જડેલા પાટી-ખડીયો-લેખણ વિગેરે ઉપકરણો તૈયાર કર્યા. સરસ્વતી દેવીની પ્રતિમાની પૂજા માટે કિમતી રત્નો અને મોતીઓથી જડેલુ સુવર્ણનું મનોહર આભૂષણ તૈયાર થયું. કુલની વૃદ્ધ સ્ત્રીઓએ પ્રભુને પવિત્ર તીર્થજળવડે સ્નાન કરાવી, ચંદન કપુર વિગેરે સુગંધી પદાર્થોથી વિલેપન કર્યું. ત્યારપછી ઉત્તમ વસ્ત્રો, દિવ્ય આભૂષણો, અને પુષ્પમાળાવડે અલંકૃત થયેલા પ્રભુને સુવર્ણની સાંકળથી શોભી રહેલા ઉત્તમ હાથી ઉપર બેસાડયા. સેવકોએ પ્રભુના મસ્તક ઉપર રમણીય છત્ર ધારણ કર્યું. ચન્દ્રના કિરણો જેવા સફેદ ચામરો વીંઝાવા લાગ્યા, અવૈયાઓ ગાયન ગાવા લાગ્યા, વાજીંત્રોમાંથી મધુર સૂર નીકળવા લાગ્યા, વિવિધ પ્રકારના મનોહર નાચ થવા લાગ્યા, યાચકોને ઇચ્છિત દાન મળવા માંડયા. એવી રીતે ધામધૂમ સાથે, ચતુરંગી સેનાથી પરિવરેલા શ્રી વર્ધમાન કુમાર પંડિતને ઘેર ભણવા

આવ્યા! પંડિત પણ લલાટાદિમાં ચંદનના તિલક કરી, પર્વ દિવસે પહેરવાના ઉત્તમ અને સ્વચ્છ વસ્ત્રો પહેરી, આભૂષણોથી અલંકૃત બની, વર્ધમાન કુમારની રાહ જોઈ બેઠા હતા. પ્રભુ પાઠશાળામાં પધાર્યા અને યોગ્ય સ્થાને બેઠા. બરાબર એ વખતે જ વાયુથી ઉડતી પતાકાની જેમ, સમુદ્રમાં સંક્રમેલા ચન્દ્રમાના પ્રતિબિંબની જેમ, મદોન્મત્ત હાથીના કાનની જેમ, પીપળાના પાનની જેમ, અને કપટીના ધ્યાનની જેમ ઇંદ્રનું સિંહાસન, પ્રભુના પ્રૌઢ પ્રભાવથી કંપાયમાન થયું. પોતાના અચલ સિંહાસનને એવી રીતે અકસ્માત્ કંપતું જોઈ ઇન્દ્રે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂક્યો. પ્રભુનો સંબંધ જાણી તે અતિશય વિસ્મિત થયો અને પોતાની સભાના દેવોને ઉદ્દેશીને બોલ્યો કે —" હે દેવો! જુઓ તો ખરા! ત્રણ જ્ઞાનના ધણી અને સર્વ શાસ્ત્રોના પારગામી તીર્થંકર પ્રભુને પણ માતાપિતાએ મોહવશ બની અલ્પ વિદ્યાવાળા એક સાધારણ મનુષ્ય પાસે ભણવા મોકલ્યા છે! પણ એ ઠીક ન કહેવાય, કારણ કે આંબાને તોરણ બાંધવું, અમૃતમાં મીઠાશ લાવવા બીજી ચીજો નાખવી, સરસ્વતીને ભણાવવી અને ચન્દ્રની અંદર સફેદ ગુણનું આરોપણ કરવું જેમ નકામું છે, તેમ સ્વયંજ્ઞાની તીર્થંકર પ્રભુને પાઠશાળામાં ભણવા મોકલવા એ પણ નિરર્થક છે. પ્રભુ આગળ વચનોનો આડંબર કરવો તે માતા આગળ મામાનું વર્ણન કરવા સમાન, લંકાનિવાસી આગળ સમુદ્રના કલ્લોલનું વર્ણન કરવા સમાન અને સમુદ્ર આગળ લવણની ભેટ લઈ જવા સમાન મિથ્યા જ છે. જીનેશ્વરો તો ભણ્યા વિના જ સર્વ શાસ્ત્રોના પારગામી, દ્રવ્ય વિના પણ પરમેશ્વર અને આભૂષણો વિના પણ મનોહર હોય છે. આવે પ્રસંગે મારી ફરજ તો સ્પષ્ટ જ છે કે મારે પ્રભુનો અવિનય ન થવા દેવો જોઈએ.' એ પ્રમાણે દેવસભામાં પ્રભુના ગુણોનું વર્ણન કરી,

બ્હેન હતી અને કૌડિન્ય ગોત્રની યશોદા નામની સ્ત્રી હતી. ભગવાનની પુત્રી કાશ્યપ ગોત્રની ગણાય, તેણીનાં બે નામ પ્રસિદ્ધ હતાં:—( ૧ ) અનવદ્યા અને ( ૨ ) પ્રિયદર્શના. ભગવાનની પુત્રીની પુત્રી ( નપ્તૃકા ) કૌશિક ગોત્રની હતી અને તેણીનાં પણ બે નામ હતાં:—( ૧ ) શેષવતી અને ( ૨ ) યશસ્વતી.

## પ્રભુનાં વિશેષણો

શ્રમણ ભગવાન્ મહાવીર પોતે સર્વ કળાઓમાં કુશળ, પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવામાં હંમેશા તત્પર, અત્યંત સુંદર રૂપવાળા, પોતાની ઈન્દ્રિયોને પોતાના વશમાં ગણનાર, સરળ પ્રકૃતિવાળા, વડિલોનો વિનય કરનારા, પ્રખ્યાતિ પામેલા, સિદ્ધાર્થ રાજાના પુત્ર-જ્ઞાતપુત્ર, જ્ઞાતકુળમાં ચન્દ્ર સમાન, વજ્રઋષભનારાચ સંઘયણ અને સમચતુરસ્ર સંસ્થાન વડે મનોહર હોવાથી વિશિષ્ટ પ્રકારના શરીરવાળા, વિદેહદિન્નાના અપત્ય એટલે કે ત્રિશલા ક્ષત્રિયાણીના પુત્ર, વિદેહાની કુખને વિષે ઉત્પન્ન થયું છે શરીર જેમનું એવા, અને ગૃહસ્થાવાસમા બહુ સુકુમાર હતા. આવાં વિશેષણોથી વિભૂષિત પ્રભુ ત્રીશ વરસ સુધી ગૃહસ્થાવાસમાં રહ્યા. પછી જ્યારે તેમના માતપિતા દેવપણાને પામ્યા અને મોટાભાઈ નંદિવર્ધન તથા રાજ્યના પ્રધાનોની, દીક્ષા લેવા માટે અનુમતિ મળી ત્યારે જ દીક્ષા લેવાને તૈયાર થયા. મોટાભાઈના આગ્રહથી બે વરસ વધારે ગૃહસ્થાવાસમાં રહેવાનો અભિગ્રહ સંપૂર્ણ થયેલો હોવાથી, 'સમાપ્ત થઇ છે પ્રતિજ્ઞા જેમની' એવું વિશેષણ પણ પ્રભુને માટે સૂત્રકાર યોજે છે.

## દીક્ષાની તત્પરતા-મ્હોટા ભાઇની માગણી

શ્રમણ ભગવાન મહાવીરની ઉમ્મર અઠયાવીશ વર્ષની થઈ

તે વારે નેમના માતાપિતા સ્વર્ગવાસી થયા આવશ્યક સૂત્રના અભિપ્રાય પ્રમાણે પ્રભુના માતા પિતા ચોથે દેવલોકે ગયા અને આચારાગ સૂત્ર અનુસારે અચ્યુત નામના બારમા દેવલોકે ગયા પ્રભુએ ગર્ભાવાસમા જ પ્રતિજ્ઞા લીધી હતી કે—"માતાપિતાની હયાતી દરમીયાન દીક્ષા ન લેવી" એ પ્રતિજ્ઞા પૂરી થઇ, એટલે તેમણે પોતાના મ્હોટા ભાઇ નદિવર્ધનની અનુમતિ માગી મ્હોટાભાઈએ મ્હ્યુ કે—"ભાઈ! માતપિતાના વિયોગનુ શૂળ હજી શમ્યુ નથી એ દુ ખ હજી મને વિસારે પડયુ નથી એવામા વળી તમે દીક્ષાની વાત કરો છો તેથી મને ઘા ઉપર ખાર નાખ્યા જેટલો સતાપ થાય છે આવી સ્થિતિમા તમારે, મને છોડીને જવાની વાત પણ ન ઉચ્ચારવી જોઇએ.' વૈરાગ્યરગથી તરબોળ થયેલા પ્રભુએ જવાબ આપ્યો કે—"હે આર્ય! આ સસારમા દરેક જીવે કેટકેટલીવાર માતા, પિતા, ભાઇ, બ્હેન, ભાર્યા અને પુત્રના સબધ બાધ્યા? આવી સ્થિતિમા કોણે કોને માટે પ્રતિબધ કરવો? તાત્વિક નજરે જોઇએ તો કોઇ કોઇનુ નથી, માટે શોક–સતાપ છોડી દેવો એજ ઉચિત છે" રાજા નદિવર્ધને કહ્યુ કે—"ભાઈ! તમે કહો છો તે સંપૂર્ણ સત્ય છે પણ તમે મને એટલાબધા પ્રિય છો કે તમારો વિરહ મને ઘણો જ સતાપકારક થઇ પડશે. માટે આ વખતે દીક્ષા લેવાનુ મુલતવી નાખી હજી બે વરસ મારા આગ્રહથી ખમી જાવ તો બહુ સારૂ" પ્રભુએ જણાવ્યુ કે—"ભલે, તમારો આગ્રહ છે તો હજી બે વરસ ઘેર રહીશ. પણ હવેથી મારે માટે કોઈપણ પ્રકારનો આરભ ન કરશો હુ પ્રાસુક આહાર-પાણીવડે મારા શરીરનો નિર્વાહ કરીશ."

નંદિવર્ધન રાજાએ પણ પ્રભુનુ વચન સ્વીકાર્યું પોતે કહ્યા પ્રમાણે પ્રભુ બે વર્ષ વધારે ગૃહસ્થાવાસમા રહ્યા. જો કે તે બે

વર્ષ પર્યંત પ્રભુ વસ્ત્રો અને આભૂષણોવડે અલંકૃત રહેતા, પણ હંમેશા નિરવદ્ય આહાર કરતા, જળ પણ અચિત્ત જ પીતા, અને સર્વસ્નાનને બદલે લોકવ્યવહારથી હાથ-પગ-મ્હોં ધોતા તે પણ અચિત્ત જળથી જ. ત્યારથી તેમણે જીંદગીપર્યંતનું બ્રહ્મચર્ય પાળ્યું. પ્રભુએ જ્યારે દીક્ષા લીધી ત્યારે તો તેમણે સચિત્ત જળથી સ્નાન કર્યું હતું, કારણ કે તીર્થંકરોનો એવો આચાર છે. પ્રભુ જયારે જન્મ્યા ત્યારે ચૌદ સ્વપ્નના પ્રતાપે "નિશ્ચયથી આ કુમાર ચક્રવર્ત્તી રાજા થશે." એમ ઘણા લોકો માનતા અને તેથી જ શ્રેણિક, ચંડપ્રદ્યોત વિગેરે રાજકુમારો પોતપોતાના માતપિતાની આજ્ઞાથી, પ્રભુની સેવા કરવા માટે હાજર થઈ ગયા હતા. પણ જ્યારે પ્રભુને મહા વૈરાગી અને દીક્ષા લેવા માટે તત્પર જોયા ત્યારે તેમને ખાત્રી થઈ કે "આ ચક્રવર્ત્તી ન હોઈ શકે." તેથી તેઓ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

## લોકાન્તિક દેવોનો સંકેત

એક તરફ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થયેલી હોવાથી પ્રભુ પોતે જ દીક્ષા લેવાને તૈયાર હતા અને બીજી તરફ બ્રહ્મલોક નિવાસી લોકાન્તિક દેવોએ દીક્ષાને એક વરસ બાકી રહ્યું, એટલે કે પ્રભુની ઓગણત્રીસ વર્ષની ઉમ્મર થઈ ત્યારે પોતાના શાશ્વત આચાર પ્રમાણે પ્રભુને દીક્ષાનો અવસર આવ્યાનું સૂચવી દીધું. જો કે પ્રભુ તો સ્વયંસંબુદ્ધ છે, તેથી તેમને કોઈના ઉપદેશની અપેક્ષા ન હોય; પરંતુ પોતાના આચારને માન આપી લોકાન્તિક દેવો આવો સંકેત સૂચવી જાય છે તે નવ પ્રકારના લોકાન્તિક દેવોએ પોતાની મધુર, પ્રિય અને હૃદયમાં ઉતરી જાય એવી વાણીમાં પ્રથમ તો પ્રભુને વાર વાર અભિનંદી ખૂબ સ્તુતિ કરી. તેમણે કહ્યું કેઃ—"હે સમૃદ્ધિશાલી! આપનો જય હો,! હે કલ્યા-

સુવ્રત ! આપનો વિજય થાઓ ! હે પ્રભુ ! આપનુ કલ્યાણ હો ! જગતનો ઉદ્ધાર કરવાની ધોસરી ધારણ કરવામા સમર્થ હોવાથી હે ક્ષત્રિઓમા શ્રેષ્ઠ વૃષભ સમાન ! આપનો જય હો ! હે ભગવાન્, આપ બોધ પામો-દીક્ષા સ્વીકારો, હે લોક નાથ ! સકળ જગતના જીવોને હિતકર એવુ ધર્મતીર્થ પ્રવર્ત્તાવો ! કારણ કે આ ધર્મતીર્થ સકળ લોકને વિષે સર્વ જીવોને હિત કરનારૂ થશે, સુખકારક તથા મોક્ષદાયક થશે "

## દીક્ષાની તૈયારી

શ્રમણ ભગવાન્ મહાવીરને ગૃહસ્થ ધર્મની અ દર-વિવાહા દિની પહેલા પણ અનુત્તર એટલે કે અભ્ય તર અવધિ હોવાથી ઉત્કૃષ્ટ, ઉપયોગવાળુ અને કેવળજ્ઞાનની ઉત્પત્તિ થાય ત્યા સુધી સ્થિર રહેવાવાળુ જ્ઞાન-અવધિજ્ઞાન અને દર્શન-અવધિદર્શન હતું તેથી શ્રમણ ભગવાન્ પોતેજ તે ઉત્કૃષ્ટ અને ઉપયોગવાળા અવ ધિજ્ઞાન તથા અવધિદર્શનવડે પોતાનો દીક્ષાકાળ બરાબર જાણતા હતા દીક્ષાકાળ નજીકમા આવેલો જાણી તેઓ હિરણ્ય, સુવર્ણ, ચાર પ્રકારના ધન, રાજ્ય, દેશ, હાથી, ઘોડા, રથ અને પાળા રૂપી ચતુરંગ સેના, વાહનો, ખજાનાઓ, ધાન્યના કોઠારો, નગર, અ ત પુર, દેશવાસી લોકો, વિપુલ ધન-ગાય વિગેરે પશુઓ, કનક, રત્નો, ચન્દ્રકાતાદિ મણિઓ, મોતીઓ, દક્ષિણાવર્ત્ત શ ખો, ખીતાબો, પદવીઓ, પરવાળા, માણેકો, વિગેરે વિદ્યમાન પ્રધાન દ્રવ્યનો ત્યાગ કરી, સર્વથી વિરક્ત થઇ, સુવર્ણ વિગેરેને અસ્થિર માનીને તે સઘળુ યાચકો પ્રત્યે ભાગે પડતુ વહેચી આપીને, અથવા અમુકને આ આપવુ, અમુકને તે આપવુ એમ વિચાર કરીને, પોતાના ગોત્રીયોને ભાગે પડતુ વહેચીને દીક્ષા લેવા નીકળ્યા

## વાર્ષિક દાન

પ્રભુએ વાર્ષિકદાન આપ્યું એમ ઉપર સંક્ષિપ્તમાં સૂચવ્યું છે પ્રભુને દીક્ષા લેવામાં એક વર્ષ બાકી હતું ત્યારથી જ તેમણે વાર્ષિક દાન આપવાનું શરૂ કર્યું તેઓ હમેશા સૂર્યોદયથી આરંભી પ્રાતઃકાળના ભોજન પહેલાં એક કરોડ ને આઠ લાખ સોનૈયાનુ દાન આપવા લાગ્યા નગરના દરેક રસ્તે અને શેરીએ શેરીએ ઢંઢેરો પીટાવ્યો કે "જેને જે કંઇ જોઇએ તે લઇ જાય." જેને જેની જરૂર હોય તેને તે પ્રભુ પાસેથી મળવા માડયું અને તેમાં ઇન્દ્રની આજ્ઞાથી દેવોએ પણ સહાય કરી. એવી રીતે એક વર્ષમા પ્રભુએ ત્રણ અબજ, અઠયાશી કરોડ અને એંશી લાખ સોનૈયા દાનમાં ખર્ચી દીધા ! આ વાર્ષિકદાનના સબંધમા કવિ કહે છે કે દાનની એવી તો વૃષ્ટિ થઇ કે દરિદ્રીઓનાં દારિદ્રય અને માગણોની દીનતા રૂપી દાવાનળ છેક શાત થઇ ગયા. કેટલાક પુરૂષોને નવાં આભૂષણો, વસ્ત્રો અને અશ્વો સાથે ઘર તરફ આવતા જોઈ તેમની સ્ત્રીઓ તેમને ઓળખી પણ ન શકી પછી જ્યારે પુરૂષોએ સોગન ખાધા ત્યારેજ સ્ત્રીઓની ખાત્રી થઇ કે આ બીજા કોઇ નહી પણ તેમના પોતાનાજ ધણી છે !

## શ્રી નંદિવર્ધનની અનુમતિ અને દીક્ષા મહોત્સવ

વાર્ષિક દાનની ક્રિયા સમાપ્ત થતાં, પ્રભુએ પોતાના વડિલ બંધુ નદિવર્ધનને પૃછ્યું કેઃ—"હે રાજન્! તમે કહેલી મુદત હવે પૂરી થાય છે, તેથી હવે હુ દીક્ષા સ્વીકારૂં છું." આ વાત સાંભળી નંદિવર્ધન રાજાએ પણ દીક્ષા લેવા માટે પોતાની અનુમતિ આપી. તેમણે દીક્ષા મહોત્સવ કરવા માટે આખા ક્ષત્રિયકુંડ નગરને ધ્વજા–પતાકા તથા તોરણોથી શણગાર્યું, રસ્તા અને બજારો સ્વચ્છ બનાવી, રંગથી સુશોભિત કરી, ઉત્સવ જોવા આવનારા પ્રેક્ષકો માટે માંચડા ગોઠવ્યા. યોગ્ય સ્થળે પંચવર્ણી પુષ્પોની માળાઓ

લટકાવી દીધી ! અને એ રીતે નગરને દેવલોક જેવુ બનાવી દીધુ ત્યાર પછી નદીવર્ધન રાજાએ અને શક્રાદિ દેવોએ સુવર્ણના, રૂપાના, રત્નના, સુવર્ણ અને રૂપાના, સુવર્ણ અને રત્નના, રત્ન અને રૂપાના, સુવર્ણ રત્ન અને રૂપાના તથા માટીના, એવી રીતે આઠ જાતના કળશ, પ્રત્યેક જાતના એક હજાર અને આઠ આઠ સખ્યાના તૈયાર કરાવ્યા તેમજ બીજી પણ જોઇતી સામગ્રી તૈયાર કરાવી અચ્યુતેન્દ્ર વિગેરે ચોસઠ ઈન્દ્રોએ મળી પ્રભુનો અભિષેક કર્યો, તે પછી દેવોએ કરેલા કળશો દિવ્ય પ્રભાવથી નદિવર્ધન રાજાએ કરાવેલા કળશોની અદર અતર્હિત થઇ ગયા અને તેથી નદિવર્ધન રાજાના કળશોમા અપૂર્વ સૌદર્ય ખીલી નીકળ્યુ નદિવર્ધન રાજાએ પ્રભુને પૂર્વદિશા સન્મુખ બેસાડી, દેવોએ આણેલા ક્ષીર સમુદ્રના જળથી, સર્વ તીર્થોની માટીથી, અને સકલ ઔષધીઓથી તેમનો અભિષેક કર્યો તે વખતે ઈન્દ્રો હાથમા ઝારી તથા દર્પણ વિગેરે લઈ "જય ! જય !" ના ઉચ્ચાર કરતા આગળ ઉભા રહ્યા પ્રભુને એ રીતે સ્નાન કરાવી, ગધકાષાયી વસ્ત્રવડે શરીરને લૂછી નાખી આખે શરીરે દિવ્ય ચદનનુ વિલેપન કર્યુ એ વખતે પ્રભુનો કઠ ભાગ, કલ્પવૃક્ષના પુષ્પે થી રચાયેલી માળાવડે દીપવા લાગ્યો, તેમના આખા શરીર ઉપર સુવર્ણજડિત છેડ વાળુ, સ્વચ્છ, ઉજ્જવળ અને લક્ષમૂલ્ય વાળુ શ્વેત વસ્ત્ર શોભવા લાગ્યુ, વક્ષસ્થળ ઉપર કીમતી હાર ઝુલવા લાગ્યો, બાજુબધ અને કડાઓથી તેમની ભુજાઓ અલકૃત બની અને કુડળના પ્રકાશથી તેમના મુખમડળમા અવનવી દીપ્તિ ચમકવા લાગી એવી રીતે આભૂષણો અને વસ્ત્રોથી અલકૃત થઇ પ્રભુ પાલખીમા વિરાજ્યા

## પ્રભુની દીક્ષા-પાલખી

આ પાલખી પચાસ ધનુષ્ય લાંબી, પચ્ચીસ ધનુષ્ય પહોળી, છત્રીસ ધનુષ્ય ઉંચી, સુવર્ણમય સેંકડો સ્તંભોથી શોભી રહેલી અને મણિઓ તથા સુવર્ણથી જડિત હોવાથી વિચિત્ર લાગતી હતી. નદીમા જેમ બીજી નદી ભળી જાય તેમ નંદિવર્ધન રાજાએ તૈયાર કરાવેલી પાલખીમાં દેવનિર્મિત પાલખી પણ દેવશક્તિથી ભળી ગઈ હતી. આવા પ્રકારની ચંદ્રપ્રભા નામની પાલખીમાં બેસી પ્રભુ દીક્ષા લેવા માટે નીસર્યા.

તે કાળે અને તે સમયે હેમંત ઋતુનો પહેલો મહિનો-માગશર માસ, પહેલું પખવાડીયુ-કૃષ્ણપક્ષ અને દશમની તિથિ હતી. તે સુવ્રત નામના દિવસે પૂર્વ દિશા તરફ છાયા જતાં, ન્યૂન નહીં તેમ અધિક નહીં એ પ્રકારે બરાબર પ્રમાણપ્રાપ્ત પોરસી થતા, ચન્દ્રપ્રભા નામની પાલખીમાં રત્નજડિત સુવર્ણના સિંહાસન ઉપર પ્રભુ પૂર્વદિશા સન્મુખ બેઠા. તે વેળા તેમણે છઠનો તપ કર્યો હતો અને વિશુદ્ધ લેશ્યાઓ વર્ત્તતી હતી પાલખીમાં પ્રભુના જમણે પડખે કુલની મહત્તરા સ્ત્રી હંસલક્ષણ ઉત્તમ સાડી લઈને ભદ્રાસન ઉપર બેઠી હતી. ડાબે પડખે પ્રભુની ધાવ માતા દીક્ષાના ઉપકરણ લઇને બેઠી હતી. પાછળના ભાગમાં ઉત્તમ શ્રૃંગારવાળી, સ્વરૂપવતી એક તરૂણ નારી, હાથમાં સ્ફેદ છત્ર ધરીને બેઠી હતી. ઇશાન ખુણામાં એક સ્ત્રી સંપૂર્ણ ભરેલો કળશ હાથમાં લઈને બેઠી હતી અને અગ્નિખુણામાં એક સ્ત્રી હાથમા મણિમય પંખો લઈને ભદ્રાસન ઉપર બેઠી હતી આવી રીતે સર્વ પ્રકારની તૈયારી થઇ રહ્યા પછી નંદિવર્ધનની આજ્ઞાથી તેના સેવકોએ પાલખી ઉપાડી. પછી શક્રેન્દ્રે તે પાલખીની દક્ષિણ તરફની ઉપરની બાહાને, ઇશાનેન્દ્રે ઉત્તર તરફની ઉપરની બાહાને, ચમરેન્દ્રે દક્ષિણ તરફની નીચેની

બાહાને અને બલીન્દ્રે ઉત્તર તરફની નીચેની બાહાને ઉપાડી વળી કુંડળો અને બીજા આભૂષણોથી શોભતા, બાકી રહેલા ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક ઇન્દ્રો પંચવર્ણી પુષ્પોની વૃષ્ટિ કરતા અને દુંદુભી વગાડતા પોતપોતાની યોગ્યતા પ્રમાણે પાલખી ઉપાડવા લાગ્યા ત્યાર પછી શક્રેન્દ્ર અને ઇશાનેન્દ્ર, પાલખીની બાહા છોડી ભગવંતને ચામર વીંઝવા લાગ્યા. આવી રીતે પ્રભુ પાલખીમાં બેસીને ચાલ્યા, ત્યારે શરદ્‌ઋતુમાં વિકસિત થયેલા કમલોવડે પદ્મસરોવર શોભે, પ્રફુલ્લિત થયેલું અલસીનું, કણેરનું, ચંપાનું અને તિલકનું વન શોભે, તેમ દેવોને લીધે સમગ્ર આકાશ મનોહર રીતે શોભી રહ્યું ચોતરફ વાગી રહેલા નગારા, નોબત, ભભા, વીણા, મૃદંગ અને દુંદુભી વિગેરે અનેક પ્રકારના વાજિંત્રોનો નાદ આકાશતલ અને ભૂતળ ઉપર પથરાઇ રહ્યો

## નગરની નારીઓની ઉત્કટ

વાજીંત્રોના કર્ણપ્રિય નાદ સાંભળી નગરવાસી નારીઓ પોતપોતાના કાર્ય છોડી ઉતાવળથી દોડતી દોડતી આવી, પ્રભુને નીરખવા માટે ઉભી રહી કોઇએ કહ્યું છે કે —

तिन्निवि थीआ वरऽह्य कलि कज्जल सिंदूर,
एपुण अतिहिं वल्लहा, दूध जमाइ तूर

અર્થાત—સ્રીઓને કલેશ-કજીઓ, કાજળ અને સિંદૂર એ ત્રણ ચીજ પ્રિય હોય છે, પણ દૂધ, જમાઇ તથા વાજીંત્ર તો અતિશય વહાલા લાગે છે

તેથી નગરની નારીઓ, વાજીંત્રોના નાદ સાંભળતા જ ઉતાવરી બાવરી બની, પોતાના કામ અધુરા મૂકીને એવી તો વિચિત્ર રીતે ચાલી નીકળી કે કોઇને પણ તે જોઇને હસવું આવ્યા વિના

ન રહે. કોઈ એક સ્ત્રી આંખમાં કાજળ આંજતી હતી તે ઉતાવળમાં ગાલ ઉપર લગાવી દીધું અને ગાલ ઉપર કસ્તુરી લગાવવાની હતી તે આંખમાં આંજી દીધી ! પગમાં પહેરવાનું ઝાંઝર ઉતાવળને લીધે ગળામાં પહેરી લીધું અને કંઠમાં પહેરવાનો રમણીય કંઠો પગમાં પહેરી લીધો ! વળી કોઇ સ્ત્રીએ ડોકમા પહેરવાનો હાર ઉતાવળથી કમ્મરમાં પહેરી લીધો અને કમ્મરમાં પહેરવાનો, રણઝણાટ કરતી ઘુઘરીવાળો કંદોરો ડોકમાં લગાવી દીધો ! કોઈ સ્ત્રીએ ઉત્સવ જોવાની ઉત્સુકતાથી, શરીરે વિલેપન કરવા માટે ઘસીને તૈયાર કરેલ ગોશીર્ષચંદનવડે પગ રંગી નાખ્યા અને પગ રંગવાને તૈયાર કરેલ અલતાનો રસ આખે શરીરે લગાવી દીધો ! અરધું સ્નાન કરેલી, ભીંજાએલા શરીરમાંથી ટપકી રહેલા જળવાળી અને વીખરાયેલા વાળવાળી, ઉતાવળથી દોડી આવતી કોઇ સ્ત્રીને જોઈ લોકો પ્રથમ તો ભય પામ્યા, પણ પાછળથી જ્યારે ઓળખાણ પડી ત્યારે સૌ હસી પડયા. કોઇક ભોળી સ્ત્રી તો ઉતાવળથી દોડતા વસ્ત્ર ઢીલાં થઈ ખસી જવાથી હાથમાં કેવળ નાડીને જ પકડી ઉભી રહી, પણ સર્વ લોકો શ્રી જીનેશ્વરનાં દર્શન અર્થે તન્મય બનેલા હોવાથી કોઇની નજર તેની પર ન પડી અને તેથી તેને શરમાવાનું પણ કારણ ન રહ્યું. કોઈ એક તરૂણ સ્ત્રી તો પોતાના રડતા બાળકને ગોદમાં લેવાને બદલે ભુલથી બીલાડાને હાથમાં લઇ, કેડમાં બેસારી દોડતી આવીને ઉભી રહી ! આ દેખાવ જોનારને હાસ્ય સ્ફુર્યા વિના કેમ રહે ? શ્રી વીરપ્રભુનું મુખ જોવાને અતિશય લોલુપ બનેલી અને આનંદથી પ્રફુલ્લિત ગાલવાળી કેટલીક સ્ત્રીઓને તો પોતાનાં સુવર્ણનાં આભૂષણો સરી પડી ગયાં તેનું પણ ભાન ન રહ્યું ! કોઇ સ્ત્રી પ્રભુને દેખી બોલવા લાગી કે "ધન્ય છે આ રૂપને, ધન્ય છે આ તેજને અને ધન્ય છે આ મહાન પરાક્રમને ! શરી-

રને વિષે પણ કેટલુ બધુ અદ્ભુત સૌભાગ્ય શોભે છે ? વિધા તાના હાથની આવી અસાધારણ કારીગરી જોઈ, હુ તો તેના ફ ખડા લીધા વિના નથી રહી શકની !' કેટલીએ ચ ચળનેત્ર વાળી સ્ત્રીઓએ, પોતાના હસ્તકમળમાથી પવિત્ર મોતીઓ ઉડાડી પ્રભુને વધાવ્યા કેટલીક સ્ત્રીઓ મધુર સ્વરથી રમણીય ધવલમ ગળ ગાવા લાગી અને કેટલીક સ્ત્રીઓ તો આન દના અતિશયથી નાચવા લાગી !

## સવારીનો ક્રમ

એવી રીતે નગરવાસી પુરૂષો અને સ્ત્રીઓ, જેમના વૈભવનો ઉત્કર્ષ જોવા ટોળે મળ્યા છે, તે ભગવતની આગળ પ્રથમ સ્વ સ્તિક, શ્રીવત્સ, ન ધાવર્ત, વર્ધમાનક, ભદ્રાસન, કળશ, મત્સ્ય યુગલ અને દર્પણ એ પ્રમાણે રત્નમય આઠ મગળ ક્રમસર ચાલવા લાગ્યા. તે પછી પૂર્ણ કળશ, ઝા ી, ચામર, મોટી ધ્વજા, વૈડુર્યરત્નજડિત દ ડ પર રહેલુ સદૈદ છત્ર અને મણિ-સુવર્ણ મય સિહાસન ચા યુ પછી સ્વાર વગના એક્કો આઠ ઉત્તમ અશ્વ અને એકમો આઠ ઉત્તમ હાથી ચાલવા લાગ્યા ત્યારબાદ ફરકતી પતાકાઓથી મનોહર લાગતા, ઘટાઓ અને વાજિત્રોના ના થી રમણીય બનેલા અને અનેક પ્રકારના શસ્ત્ર તથા બખ્તર થી ભરેલા એકસોને આઠ રથ ચાલવા લાગ્યા તેમની પછી બખ્તર પહેરેલા અને સર્વાગસુદર એકસો ને આઠ વીર પુરૂષો ચાલ્યા તે પછી ક્રમસર ઘોડા, હાથી, રથ અને પાળાનુ સૈન્ય ચાલવા લાગ્યુ ત્યારબાદ હજાર પતાકાવડે શોભી રહેલો અને હજાર યોજન ઉંચો એવો મહેન્દ્રધ્વજ ચાલ્યો તની પછી હાથમા ખડ્ગ ધરનારા, ભાલાવાળા અને બાજોઠ ધરનારા ક્રમસર ચાલ વા લાગ્યા ત્યાર પછી હાસ્ય ક ાવનારા, નાચ કરનારા અને જય, જય શબ્દનો ઉચ્ચાર કરનાર ભાટ-ચારણ ચાલવા લાગ્યા

ત્યારબાદ ઉગ્રકુળના, ભોગકુળના અને રાજન્યકુળના ક્ષત્રિયો, કોટવાળો, મડંબના અધિકારીઓ, કૌટુમ્બિકો, શેઠીયાઓ, સાર્થવાહો, દેવો તથા દેવીઓ પ્રભુની આગળ, પાછળ અને પડખે ચાલવા લાગ્યાં.

વળી પ્રભુની પાછળ ચાલતા સ્વર્ગલોક મનુષ્યલોક અને પાતાલલોક નિવાસી દેવો, મનુષ્યો અને અસુરોના સમુદાયો, આગળ ચાલતા શંખ વગાડનારા, ચક્ર હથિયારને ધારણ કરનારા, હળના આકાર જેવું સુવર્ણમય આભૂષણ ગળામાં ધારણ કરનારા ભટ્ટ વિશેષો અથવા ખેડુતો, મુખમાંથી માંગલિક શબ્દો ઉચ્ચારનારા પ્રિયવાદકો, શૃંગાર પહેરી મનોહર બનેલા નાના કુમારોને ખભા ઉપર બેસાડી ચાલનારા પુરૂષો, બિરૂદાવળી બોલનારા ભાટ ચારણો અને ઘંટ વગાડનારા, રાઓળીયા નામે ઓળખાતા માણસો, પોતાની ઈષ્ટાદિ વિશેષણોવાળી વાણી વડે અભિનંદન આપતા—સ્તુતિ કરતા કહેવા લાગ્યા કેઃ—

## પ્રભુને મળતા અગણિત અભિનંદનો

"હે સમૃદ્ધિમાન્, તમારો જય થાઓ, હે કલ્યાણકારક, તમે જય પામો, તમારૂ કલ્યાણ થાઓ! જીતી ન શકાય એવી ઇન્દ્રિયોને અતિચારરહિત જ્ઞાન, દર્શન અને ચારિત્રવડે વશ કરો! હે પ્રભુ, તમારા વિઘ્નો દૂર થાઓ અને તમે સિદ્ધિની મધ્યમાં વિરાજો! (અર્થાત્ શ્રમણધર્મને વશ કરવાના પ્રકર્ષમાં આપને કોઈ જાતનો અંતરાય ન નડો!) બાહ્ય અને આભ્યંતર તપવડે રાગ અને દ્વેષરૂપી મલ્લોનો વિનાશ કરો, ધીરપણામાં અતિશય કમ્મર કસી ઉત્તમ શુકલધ્યાનવડે આઠ કર્મોરૂપી શત્રુનું મર્દન કરો. હે વીર! તમે અપ્રમાદી થયા થકા ત્રણ લોકરૂપી રંગમંડપની મધ્યમાં મલ્લયુદ્ધ કરવાના અખાડામાં આરાધનારૂપી પતાકા

ગ્રહણ કરો, અર્થાત્ કર્મરૂપી શત્રુઓને જીતી વિજય પ્રાપ્ત કરો આવરણ રહિત અને અનુપમ પ્રધાન કેવળજ્ઞાન મેળવો, રૂષભ દેવાદિ જીનેશ્વરોએ પ્રરૂપેલા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ સરળ માર્ગવડે પરીષહોની સેનાને હણી પરમપદરૂપી મોક્ષસ્થાન પ્રાપ્ત કરો, હે ક્ષત્રિયોને વિષે ઉતમ વૃષભ સમાન ! તમે જય પામો ! ઘણા દિવસો સુધી, ઘણા પખવાડીયા સુધી, ઘણા મહિના સુધી, બબ્બે માસ પ્રમાણ હેમતાદિ ઘણી રૂતુઓ સુધી છ છ માસ પ્રમાણ દક્ષિણાયન અને ઉત્તરાયણ લક્ષણવાળા ઘણા અયનો સુધી તથા ઘણા વરસ સુધી પરીષહો અને ઉપસર્ગોથી નિર્ભય રહીને, વિજળી, સિંહ વિગેરેના ભય અને ભૈરવોને ક્ષમા પૂર્વક સહન કરીને તમે વિજય પ્રવર્ત્તાવો ! સયમરૂપ ધર્મમા તમોને નિર્વિઘ્નતા પ્રાપ્ત થાઓ !" એ પ્રમાણે કહીને કુલના વડિલ વિગેરે સ્વજનો જય જય શબ્દ બોલવા લાગ્યા ! ત્યારપછી શ્રમણ ભગ વાન મહાવીર ક્ષત્રિયકુડગ્રામ નગરની મધ્યમા થઈને જ્ઞાતખડ વન નામના ઉદ્યાનમા, અશોકવૃક્ષ તળે આવ્યા

## લોકોના ભકિત–શ્રદ્ધાભર્યા મનોભાવ

માર્ગમા, મહોત્સવ જોવા માટે હારબધ ગોઠવાએલા માણ સોએ હજારો નેત્રપકિતથી વારવાર પ્રભુને નીરખ્યા, હજારો વચનોની પકિતઓથી તેમની વારવાર સ્તુતિ કરી, હજારો હૃદયપકિતઓએ "તમે જય પામો ! તમે દીર્ઘાયુષી થાઓ અને તમે આનદ પામો !" ઈત્યાદિ શુભ ભાવનાઓ પ્રેરી "અમે આ પ્રભુના આજ્ઞાકારી સેવક થઈએ તો કેવુ સારૂ ?" એવા હજા રોએ મનોરથ કર્યા તેમની કાતિ, રૂપ અને ગુણો જોઇ અનેકોએ તેમનુ સ્વામિત્વ ઈચ્છયું હજારો આગળીઓની પકિત પ્રભુ તરફ વારવાર વળવા લાગી હજારો સ્ત્રી–પુરૂષોના હજારો નમ સ્કારો પ્રભુએ પોતાના જમણા હાથથી ગ્રહણ કર્યા એ રીતે એક

પછી એક એમ હજારો ઘરોની પંક્તિઓ ઓળંગીને પ્રભુનો વરઘોડો આગળ ચાલવા લાગ્યો. વીણા, કરતાળ અને બીજાં વાજીંત્રોમાંથી ઉઠતા મધુર અને મનોહર શબ્દથી આકાશ ગુંજવા લાગ્યું. લોકોએ કરેલી જય જય શબ્દની ઉદ્ઘોષણા તથા તે વડે મિશ્રિત થયેલા અતિ કોમળ શબ્દવડે પ્રભુ વારંવાર સાવધાન થયા વળી છત્રાદિ રાજચિન્હરૂપ સર્વ પ્રકારની ઋદ્ધિ, આભૂષણાદિની સર્વ પ્રકારની કાંતિ, હાથી ઘોડા વિગેરેનું પુષ્કળ સૈન્ય, ઉંટ ખચ્ચર પાલખી વિગેરે સર્વ પ્રકારના વાહનો, શહેરીઓ વિગેરે સર્વ લોકોનો સમુદાય, ઉચિત કરવારૂપ સર્વ પ્રકારનો આદર, સર્વ સંપત્તિ, સમસ્ત શોભા, આનંદમય ઉત્સુકતા, સમગ્ર સગા-સંબંધીઓનો મેળાપ, નગરમાં નિવાસ કરનારી ક્ષત્રીય-વૈશ્યાદિ અઢારે વર્ણની પ્રજા, સમગ્ર નાટકો, સમગ્ર તાળી વગાડી નાચ કરનારા તથા કથા કહેનારાઓ, સકળ અંતઃપુર, સર્વ જાતના પુષ્પો, વસ્ત્રો, સુગંધી પદાર્થો, માળાઓ અને અલંકારોની શોભાવડે દેદિપ્યમાન લાગતા ભગવાન મહાવીર દીક્ષા લેવા માટે જ્ઞાતખંડ વન તરફ આગળ વધવા લાગ્યા. સર્વ પ્રકારના વાજીત્રોના શબ્દો અને તેની સાથે સંગત થતા પડઘાઓ દિશાના અંત સુધી ગર્જી રહ્યા મહાદ્યુતિ એટલે આભૂષણાદિની મહાકાંતિ અથવા ઉચિત એવી વસ્તુઓની મોટી રચના, મહાન્ સૈન્ય, ઉંટ પાલખી જેવા અનેક વાહનો, શહેરીઓ અને પરિવારાદિ સર્વ લોકોનો મોટો સમુદાય, ઉત્તમ વાજીંત્રોના શબ્દો તથા પ્રતિશબ્દો, તેમજ શંખ, નગારૂં, પટહ, નોબત, ખંજરી, રણશીંગુ, હુડુક્ક અને દુંદુભી નામક દેવવાદ્ય વિગેરે પ્રકારની અનુપમ ઋદ્ધિથી વિંટળાઈ વળેલા ભગવંતની પાછળ હાથી ઉપર બેઠેલા, મનોહર છત્રવડે શોભતા, ચામરોવડે વીંઝાતા અને ચતુરંગી સેનાથી પરિવરેલા નંદિવર્ધન રાજા પણ ધીમે ધીમે આગળ ગતિ કરી રહ્યા હતા. એ

રીતે સમગ્ર દબદબાવાળો જનસમુદાય, શ્રમણ ભગવાન મહાવીર ની સાથે ક્ષત્રિયકુંડપુર નગરની મધ્યમા થઈને પસાર થતો જ્ઞાત ખંડવન નામના ઉદ્યાનમા જ્યા અશોક નામનુ ઉત્તમ વૃક્ષ હતુ ત્યા આવી પહોચ્યો

## અનગારપણાનો અંગીકાર

અશોકવૃક્ષની નીચે આવી, પાલખી નીચે ઉતરાવી, પ્રભુ પોતે નીચે ઉતર્યા અને પોતાની મેળેજ આભૂષણો તથા માળા વિગેરે ઉતારવા લાગ્યા. આગળીની વીંટી, હાથના વીરવલય, ભુજાપરના બાજુબંધ, કંઠનો હાર, કાનના કુંડળ અને મસ્તક પરનો મુકુટ ઉતાર્યો. એ સઘળા આભૂષણો, કુળની મહત્તરા સ્ત્રીએ હંસલક્ષણ સાડીમા લઈ લીધા અને કહ્યુ કે –" હે પુત્ર ! તમે ઇક્ષ્વાકુ નામના ઉત્તમ કુળમા જન્મ્યા છો. તમારૂ કાશ્યપ નામનુ ઉંચુ ગોત્ર છે જ્ઞાતકુળરૂપી આકાશમા પૂર્ણિમાના નિર્મળ ચંદ્ર સમાન સિદ્ધાર્થ નામના ઉત્તમ ક્ષત્રીયના અને ઉત્તમ જાતિની ત્રિશલા ક્ષત્રીયાણીના તમે પુત્ર છો, દેવેંદ્રો અને નરેંદ્રોએ પણ તમારી સ્તુતિ કરી છે, માટે હે પુત્ર ! આ સંયમ ના માર્ગમા તમે બરાબર સાવધાન થઈ ચાલજો, મહાત્માઓએ આચરેલા માર્ગનુ અવલંબન લેજો, તરવારની ધાર સમાન મહા વ્રતનુ પાલન કરજો, શ્રમણધર્મમા પ્રમાદ ન કરતા " વિગેરે ભાવાર્થના વચનો કહી, પ્રભુને વંદન તથા નમસ્કાર કરી તે સ્ત્રી એક બાજુ ખસી ગઈ

સર્વ અલંકારોનો ત્યાગ કર્યા પછી, શ્રમણ ભગવાન મહા વીરે પોતાની મેળેજ એક મુષ્ટિવડે દાઢી–મૂછનો અને ચાર મુષ્ટિવડે મસ્તકના કેશનો એવી રીતે પંચમુષ્ટિ લોચ કર્યો. એ વેળા નિર્જળ છઠ્ઠનો તપ તો હતોજ ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર

આવતા ભમરા પ્રભુને ડંખ દેવા લાગ્યા. કેટલાક અજ્ઞાન જુવાનીયા પ્રભુ પાસે કોઈએક ભારે સુગંધમય પદાર્થ છે એમ માની તે યાચવા લાગ્યા. એ બધું છતાં પ્રભુ તો શાંત-સ્થિર અને મૌન જ રહ્યા. તેમને મૌન જોઈ કોપેલા જુવાનીયા તેમને ઉપસર્ગો કરવા લાગ્યા. પ્રભુનું શરીર મૂળ તો અદ્ભૂત સૌંદર્યવાળું હતું જ, તેમા સુગંધ મળવાથી કેટલીય સ્ત્રીઓ ભોગપ્રાર્થનાદિ અનુકૂળ ઉપસર્ગો કરવા લાગી. પ્રભુએ મેરૂની જેમ અડગ-અચળ રહી, સમભાવે એ વેદનાઓ સહી લીધી. એ રીતે વિહાર કરતા પ્રભુ બે ઘડી દિવસ બાકી રહ્યો ત્યારે કુમાર નામના ગામમાં પહોંચ્યા અને ત્યાં કાઉસગ્ગધ્યાને રહ્યા.

## ગોવાળની દુર્બુદ્ધિ અને ઇન્દ્રની યાચના

પ્રભુ કાઉસગ્ગધ્યાનમાં હતા તે વારે કોઇ એક ગોવાળીઓ, આખો દિવસ બળદીયા પાસે હળ ખેંચાવી, સંધ્યાકાળે પ્રભુ પાસે મૂકી, ગાયો દહેવા માટે પોતાને ઘેર ગયો. પેલા બળદીયા ચરતા ચરતા દૂર જંગલમાં ચાલ્યા ગયા. ગોવાળ ગાયો દોહી-પરવારીને પાછો આવ્યો ત્યારે બળદીયા ન દેખાયા. પ્રભુને પૂછવા લાગ્યો કે,—"હે આર્ય ! મારા બળદ ક્યાં છે ?" પરંતુ પ્રતિમાધારી પ્રભુ શી રીતે જવાબ આપે ? ગોવાળે વિચાર્યું કે બળદના સંબંધમા એને ખબર નહિં હોય તેથી જ તે કંઈ બોલતો નથી. એટલે પોતે બળદની શોધ કરવા જંગલમા નીકળી પડ્યો. આખી રાત ભટક્યો પણ પત્તો ન લાગ્યો. સવારે પ્રભુની પાસે આવી, તેણે જોયુ તો બળદીયા ત્યાંના ત્યાજ સ્વસ્થ ચિત્તે વાગોળતા બેઠા હતા. જો કે બળદ પોતાની મેળેજ ફરતા ફરતા ત્યા આવી ચડેલા, પણ પેલા ભટકી ભટકીને થાકી ગયેલા ગોવાળને થયુ કે-"આને ખબર હતી, છતાં એણે મને વાત ન કરી અને મને નકામો આખી રાત ભટકાવ્યો !" તેના અંગે અંગમા ક્રોધ

વ્યાપ્યો અને બળદની રાશ લઇ પ્રભુને મારવા દોડ્યો ! એ સમયે શક્રેન્દ્રને વિચાર થયો કે-" પ્રભુ પ્રથમ દિવસે શું કરે છે તે જરા જોઉં તો ખરો ! " તેણે અવધિજ્ઞાનથી જોયું તો પ્રભુને માર મારવા તૈયાર થયેલો ગોવાળીઓ તેની નજરે ચડ્યો ઇન્દ્રે ગોવાળને તજ ક્ષણે ત્યાંજ થંભાવી દીધો અને ત્યાં આવી તેને શિક્ષા કરી પછી પ્રભુને વંદન કરી વિનતિ કરી કે-" ભગવન્ ! આપને બાર વરસ સુધીમાં ઘણા ઘણા ઉપસર્ગ થવાના છે માટે જો આપ આજ્ઞા કરો તો હું તેટલો વખત આપની સેવામાં હાજર રહું " પ્રભુએ કાઉસગ્ગ પારી શાંત વાણીમાં જવાબ આપ્યો કે —" હે દેવેન્દ્ર ! એવું કદાપિ થયું નથી, થતું નથી અને થાય પણ નહીં કે કોઈ પણ દેવેન્દ્ર કે અસુરેન્દ્રની સહાયથી તીર્થંકરો કેવળજ્ઞાન પ્રાપ્ત કરે, અને સિદ્ધિપદને પામે તીર્થંકરો કદાપિ પરસહાયની અપેક્ષા ન રાખે તેઓ તો પોતાનાજ બળ, વીર્ય અને પુરૂષાર્થ ઉપર આધાર રાખે, પોતાનાજ પરાક્રમથી કેવળજ્ઞાન મેળવે અને પોતાના બળથી જ મોક્ષે જાય " પ્રભુના વચનો સાંભળી ઇન્દ્રે પ્રભુની સેવામાં સાથે રહેવાનો વિચાર માંડી વાળ્યો પરંતુ પ્રભુને જો ક્યાંઇ મરણાંત ઉપસર્ગ થવાનો પ્રસંગ આવે તો તે અટકાવવા માટે, બાળ તપસ્યાથી વ્યંતર જાતિમાં ઉત્પન્ન થયેલ, પ્રભુના માશીના પુત્ર સિદ્ધાર્થ વ્યંતરને પ્રભુની પાસે રાખતો ગયો ત્યાંથી વિહાર કરી પ્રભુ કોલ્લાક સન્નિવેશમાં ગયા ત્યાં અપાત્ર ધર્મ પ્રરૂપવાની ઇચ્છાથી-એટલે કે નેમની પછીના સાધુઓ પાત્રમાં આહાર કરે એવા ઉદ્દેશથી, તેમણે બહુલ નામના બ્રાહ્મણને ઘેર પરંતુ પારણું તે ગૃહસ્થના પાત્રમાં પરમાન્નથી કર્યું તે વખતે આકાશમાં દેવોએ દુંદુભિના નાદ કર્યા, વસ્ત્ર, સુગંધી જળ અને પુષ્પોની વર્ષા થઇ, તેમજ સાડાબાર કરોડ સોનૈયા વર્ષ્યા ! દેવોએ 'અહોદાન ! અહોદાન !' એ પ્રકારની ઉદ્‌ઘોષણા કરી એ રીતે પાંચ દિવ્યો પ્રકટ થયા

## પાંચ અભિગ્રહોનું નિમિત્ત

ત્યાંથી વિહાર કરતા, પ્રભુ મોરાક નામના સન્નિવેશમાં દૂઇજ્જંત જાતના તાપસોના આશ્રમમાં આવ્યા. આ આશ્રમનો કુલપતિ સિદ્ધાર્થ રાજાનો મિત્ર થતો હતો. તે મળવા માટે પ્રભુ પાસે આવ્યો. પ્રભુએ પણ પૂર્વના અભ્યાસવશ તેને મળવા હાથ પસાર્યા. કુલપતિની પ્રાર્થનાથી ત્યાં એક રાત્રિ રહ્યા. સવારમાં વિહાર કરવા તૈયાર થયા એટલે કુલપતિએ કહ્યું કે:-" આપ આ એકાત સ્થાનમાં વર્ષાકાળ નિર્ગમન કરો તો ઠીક." જો કે પ્રભુ તો વીતરાગ હતા, પણ કુલપતિના આગ્રહથી ત્યાં ચોમાસું રહેવાનુ કબુલ્યું અને ત્યાથી વિહાર કરી ગયા. ભિન્ન ભિન્ન સ્થળે વિહાર કરી, તેઓ પાછા વર્ષાઋતુ ગાળવા માટે તજ આશ્રમે આવ્યા. કુલપતિએ ઘાસની એક ઝુંપડી કાઢી આપી. ત્યાં જંગલમાં બીજી જગ્યાએ ઘાસ ન હોવાથી ભૂખી ગાયો, તાપસોની ઝુંપડીઓનું ઘાસ ખાવા દોડી આવતી, પણ તાપસો લાકડી મારી ગાયોને હાંકી કાઢતા. તાપસોએ હાંકી કાઢેલી ગાયો, પ્રભુવાળી ઝુંપડીનું ઘાસ નિ:શંકપણે ખાવા લાગી. પ્રતિમાસ્થ પ્રભુએ ઘાસ ખાઇ જતી ગાયોને ન હાંકી ત્યારે તે ઝુંપડીના સ્વામી-એક તાપસે કુલપતિ આગળ જઈ તે વિષે ફરિયાદ કરી. કુલપતિએ આવીને કહ્યું કે:—" હે વર્ધમાન! પંખીઓ પણ, પોતપોતાના માળાનું રક્ષણ તો બરાબર કરે છે જ. અને તમે તો રાજપુત્ર છો, છતાં પોતાના આશ્રયસ્થાનનું પણ પુરૂં રક્ષણ નથી કરી શકતા, એ કેવી આશ્ચર્યની વાત ગણાય ?" સમભાવમગ્ન પ્રભુએ વિચાર્યું કે-" જો હવે હું અહિં વધારે વખત રહીશ તો આ તાપસોની અપ્રીતિનો પાર નહિં રહે, અને જો હું સકળ પ્રાણીઓનુ હિત ઇચ્છતો હઉં તો મારે અહીં રહેવું યોગ્ય ન ગણાય" એ પ્રમાણે ચિંતવી તેમણે પાંચ પ્રકારના

અભિગ્રહ ગ્રહણ કર્યા — (૧) જ્યાં અપ્રીતિ થાય તે ઘેર ન વસવુ, (૨) હમેશા પ્રતિમા ધરીને રહેવુ, (૩) ગૃહસ્થનો વિનય ન કરવો, (૪) છદ્મસ્થ અવસ્થા પર્યંત પ્રાય મૌન રહેવુ અને (૫) હાથમાજ આહાર કરવો તે પછી વર્ષાકાળમાં અષાડ શુદ પૂર્ણિમાથી આરભી ૫દર દિવસ ગયા બાદ તેમણે અસ્થિક નામના ગામ તરફ વિહાર કર્યો

## દેવદૂષ્ય વસ્ત્રની કહાણી

જે વખતે પ્રભુ વાર્ષિક દાન આપી, જગતનુ દારિદ્રય ફેડી રહ્યા હતા, તે વખતે એક દરિદ્ર સોમ બ્રાહ્મણ ધન કમાવા માટે પરદેશ ગયો હતો. પોતે કમનસીબ હોવાથી પરદેશમાથી પણ ખાલી હાથે જ પાછો ફર્યો ગરીબાઈથી અકળાઇ ગયેલી બ્રાહ્મણ પત્નિ તેને લડવા લાગી કે —અરે નિર્ભાગ્ય શિરોમણિ ! શ્રી વર્ધમાન કુમારે જ્યારે સુવર્ણનો વરસાદ વરસાવ્યો ત્યારે તમે કયા ઉંઘી ગયા હતા? પરદેશમા ભટકીને પણ હતા તેવા ને તેવા જ નિર્ધન પાછા ઘેર આવ્યા ! જાઓ–અહિ થી દૂર ખસો હુ તમારૂ મ્હો જોવા પણ નથી માગતી ! હજી પણ મારૂ કહ્યુ માની, જગમ કલ્પવૃક્ષ સમાન શ્રી વર્ધમાન પાસે જાઓ તો તે દયાળુ અને દાનવીર તમારૂ દારિદ્રય દૂર કર્યા વિના નહીં રહે કારણ કે કહ્યુ છે જ કે —" જેમણે પહેલા દાન આપ્યા હોય છે તેઓ ફરીથી પણ આપી શકે છે નદી સૂકાઈ ગઇ હોય તોપણ, જળના અર્થી માણસો નદીમા ખોદે તો જરૂર જળ મેળવી શકે છે " પોતાની સ્ત્રીના વચનો સાભળી, પેલો બ્રાહ્મણ પ્રભુની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે —"હે પ્રભુ ! આપ તો જગત્ના ઉપકારી છો, આપે તો વાર્ષિક દાન આપી, જગતનુ દારિદ્રય દૂર કર્યુ, પણ હુ જ એક અભાગીયો કે મને તે વખતે પરદેશમા પડી રહેવાનુ સૂઝ્યુ દ્રાક્ષ પાકે ત્યારે જ કાગડાની ચાચ પાકે,

તેમ હુ પણ ખરે અવસરે પ્રમાદમાં બેસી રહ્યો અને તેથી આપના દાનનો કંઈ જ લાભ ન મેળવી શકયો. હે સ્વામી! સૂવર્ણની ધારાઓથી આપ સર્વત્ર વરસ્યા તો ખરા, પણ હું અભાગ્યરૂપી છત્રથી એવો ઢંકાઈ ગયો હતો કે મારી ઉપર સુવર્ણધારાના બે ટીપાં પણ ન પડયાં! હે પરદુ:ખભંજક! પરદેશમાં આટલું ભમવા છતાં પણ મારૂં નસીબ ન ફર્યું, જેવો ગયો હતો તેવો જ પાછો ફર્યો. હે કૃપાળુ! મારા જેવો પુણ્યહીન નિરાશ્રય અને નિર્ધન, આપ જેવા જગત્‌ને વાંછિત આપનારા પુરૂષના શરણે ન આવે તો બીજે કયાં જાય? ઋદ્ધિની મ્હોટી નદી વહેવડાવનાર આપને મારા જેવા ગરીબનું દારિદ્રય કાઢવું, એમા તે શી મોટી વાત હતી? જેણે આખા પૃથ્વીતળને જળથી ભરી દીધું હોય એવા મેઘને એક તુંબડુ ભરવું હોય તો કંઈ ખાસ પ્રયાસ કરવો પડે ખરો? માટે હે કૃપાનિધિ! મને કંઈક આપો. આપ તો સકળ પ્રાણીઓ ઉપર કરૂણાની એકસરખી ધારાઓ વર્ષાવી રહ્યા છો, મારા જેવા આશાભર્યા ગરીબ બ્રાહ્મણને નિરાશ નહિ કરો!" કરૂણાળુ પ્રભુએ તે વખતે પોતાની પાસે બીજી કોઈ કીમતી વસ્તુ ન હોવાથી, દેવદૂષ્ય વસ્ત્રનો અરધો ભાગ આપ્યો, અને બાકીનો પાછો પોતાના ખભા ઉપર મુકયો! કેટલાક આચાર્યો આ ઉપરથી એવાં અનુમાન બાંધે છે કે પ્રભુ જેવા દાનેશ્વરીએ, પોતાને જેની મુદ્દલ જરૂર ન હતી તેવા વસ્ત્રનો અર્ધભાગ જ આપ્યો, તે પ્રભુની સંતતિમાં થનારી વસ્ત્ર–પાત્રની મૂર્ચ્છા જ સૂચવે છે કોઈ કહે છે કે કાળના પ્રભાવથી ઋદ્ધિશાલી મનુષ્ય પણ ઉદારચિત્તથી ઉચિતપણું નહિ કરે, એમ એ ઉપરથી સૂચવાયું. કેટલાક કહે છે કે પ્રભુ પોતે પ્રથમ વિપ્રકુલમાં આવ્યા હતા તેના સંસ્કાર જ તેમને આડે આવ્યા અને તેથી જ તેમણે અર્ધવસ્ત્ર આપ્યુ.

હવે પેલો બ્રાહ્મણ, કિંમતી વસ્ત્રનો અર્ધભાગ મળવાથી ખૂબ ખુશી થતો થતો સત્વર પોતાને ગામ આવ્યો. તેણે તે અર્ધ દેવ દૂષ્યના છેડા બધાવવા એક તૂણનારને બતાવ્યું અને કોની પાસેથી કેવીરીતે મળ્યુ તે વૃત્તાંત અથથી ઇતિ પર્યંત કહી સભળાવ્યો તુણનારે આખરે કહ્યું કે—"હે સોમ! જો તું આ વસ્ત્રનો બીજો અરધો ટુકડો લઈ આવે તો બન્ને ટુકડા એવી રીતે મેળવી આપુ કે તેમા જરા પણ સાધો ન દેખાય અને તું વેચવા જા તો તે અખંડ જેવા દેખાતા વસ્ત્રના એક લાખ સોનૈયા તો જરૂર ઉપજે એમા આપણા બેનો ભાગ. તું હમણા ને હમણા પાછો પ્રભુ પાસે જા, તેઓ તો મમત્વરહિત અને કરૂણાના સાગર છે, એટલે તને બીજો અર્ધભાગ પણ કાઢી આપશે અને આપણે બન્ને જોતજોતામા માલદાર થઈ જઇશું " બ્રાહ્મણ ફરીથી પ્રભુ પાસે આવ્યો તો ખરો, પણ શરમને લીધે તેના મુખમાથી વાચા ન નીકળી શકી તે આશામા ને આશામા પ્રભુની પાછળ પાછળ ભટકતો રહ્યો! તેના મનમા એમ હતું કે જો તે અર્ધવસ્ત્ર પ્રભુની ખાંધેથી પડી જાય તો ઉપાડીને ચાલ્યો જઉં!

પ્રભુને દીક્ષા લીધા પછી એક વરસ અને એક મહિનાથી કંઈક અધિક સમય વીતી ગયો એકદા તેઓ દક્ષિણવાચાલ નામના સન્નિવેશની નજીકમા સુવર્ણવાલુકા નામની નદીને કાંઠે આવ્યા ત્યા ચાલતા ચાલતા દેવદૂષ્યનો અરધો ભાગ કાંટામા ભરાઇ જવાથી પડી ગયો પ્રભુએ એકવાર તે પડી ગયેલા વસ્ત્ર તરફ સિંહાવલોકનની જેમ દૃષ્ટિ કરી અને ત્યાથી આગળ ચાલ્યા "પ્રભુએ પાછળ શામાટે દૃષ્ટિ કરી?" એ વિષે મતભેદ છે કોઈ કહે છે કે પ્રભુએ પાછું વાળીને જોયું તે વસ્ત્ર પ્રત્યેની મમતાને લીધે. કેટલાકનો એવો મત છે કે તે વસ્ત્ર સારે સ્થાને પડયુ કે, નરસા

સ્થાને તે જોવા સિવાય પ્રભુનો બીજો કઇ ઉદ્દેશ સંભવતો નથી. કેટલાક કહે છે કે અનાયાસે જ પ્રભુથી પાછું જોઈ જવાયું. કેટલાક તો એમ પણ કહે છે કે મારા શિષ્યોને વસ્ત્ર–પાત્ર સુલભ થશે કે દુર્લભ તેનો નિર્ણય કરવા પૂરતો જ પ્રભુએ દૃષ્ટિપાત કર્યો હતો વૃદ્ધ આચાર્યો એવો અભિપ્રાય ધરાવે છે કે, તે પડી ગયેલા વસ્ત્ર ઉપરથી પોતાનું શાસન કેવું થશે તે વિચારવા તેમણે પાછુ વાળીને જોયેલું. વસ્ત્ર કાંટામાં ભરાઇ ગયેલું જોયું તે ઉપરથી પ્રભુએ નિર્ણય કર્યો કે પોતાનું શાસન ઘણાં કંટકવાળું થશે. પ્રભુ નિર્લોભી હોવાથી, પડી ગયેલો વસ્ત્રભાગ તેમણે પાછો ન લીધો. પણ પ્રભુના પિતા–સિદ્ધાર્થ રાજાનો મિત્ર સોમ નામનો બ્રાહ્મણ, જે એક વર્ષથી તે વસ્ત્ર માટેજ, તેમની પાછળ ભમતો હતો, તેણે તે ઉપાડી લીધું અને ત્યાંથી ચાલ્યો ગયો.

એ પ્રમાણે ભગવંતે સવસ્ત્ર ધર્મ પ્રરૂપવા માટે એક વરસ અને એક મહિનાથી કંઈક અધિક સમય સુધી વસ્ત્ર સ્વીકાર્યું અને સપાત્ર ધર્મ સ્થાપવા માટે પ્રથમ પારણું પાત્ર વડે કર્યું. ત્યારપછી જીંદગી સુધી તેઓ અચેલક અને કરપાત્ર રહ્યા. અચેલક એટલે વસ્ત્રરહિત અને કરપાત્ર એટલે હાથરૂપી જ પાત્રવાળા.

## સામુદ્રિકની શંકા, ઇંદ્રે કરેલું સમાધાન

વિહાર દરમિયાન ભગવાન્ એકવાર ગંગા નદીના કિનારે આવ્યા. ત્યાં ચાલતાં ઝીણી માટીના કાદવમા પ્રભુના પડેલાં પગલાની પંક્તિને વિષે ચક્ર, ધ્વજ, અંકુશ વિગેરે ઉત્તમ લક્ષણોને પ્રતિબિંબિત થયેલાં જોઇ પુષ્પ નામનો એક સામુદ્રિક (જ્યોતિષી) વિચારવા લાગ્યો કે:—"ખરેખર, આ રસ્તેથી કોઇ ચક્રવર્ત્તિ એકલા ચાલ્યા જાય છે. મને જો તેમની સેવા કરવાનો લાભ મળે તો હું પણ ન્યાલ થઇ જઉં" એમ ચિંતવી તે પગ-

લાના આધારે આધારે એકદમ પ્રભુ પાસે આવી પહોચ્યો. તેણુ પ્રભુને એક ચક્રવર્ત્તિને બદલે સાવ નિર્ગ્રન્થ જોયા એટલે છેક નિરાશ થઇ ગયો. તેને થયુ કે આજ સુધી મહા મહેનતે પ્રાપ્ત કરેલુ સામુદ્રિકશાસ્ત્ર ખોટુ ઠર્યું. કયા એક ચક્રવર્ત્તી અને કયા એક ભિક્ષુક! સામુદ્રિક શાસ્ત્રના નિયમ પ્રમાણે તો આ પુરૂષ કોઈ રાજાધિરાજ હોવો જોઇએ તેને બદલે હુ આ શુ ભાળી રહ્યો છુ? જેના પગમા આવા ઉત્તમ લક્ષણો હોય તે જ પુરૂષ જો આવા કષ્ટ અને વ્રત આચરતો પ્રત્યક્ષ દેખાય તો હવે સામુદ્રિકશાસ્ત્રો બધા પાણીમાજ બોળી દેવા ઘટે. આ પ્રમાણેના પુષ્પના વિચારતરગ ઈન્દ્રે અવધિજ્ઞાનથી જાણી લીધા તેથી તેણે તુરત જ ત્યા આવી, પ્રભુને વદન કરી પુષ્પને કહ્યુ કે—" હે સામુદ્રિક! તને તારા સામુદ્રિકશાસ્ત્ર ઉપર અભાવ ઉપજ્યો છે તેને માટે તે શાસ્ત્ર નહીં, પણ ખરૂ જોતા તો તારૂ તે વિષેનુ અજ્ઞાન જ જવાબદાર છે તે શાસ્ત્ર તું ભણ્યો ખરો, પણ શાસ્ત્રના મર્મને સમજવા ભાગ્યશાળી નથી થયો એ ખેદની વાત છે ચક્ર, ધ્વજ, અને અકુશ વિગેરે ઉત્તમ લક્ષણો હોય તે કેવળ ચક્રવર્ત્તિ જ ન હોય, પરન્તુ જગત્પૂજ્ય પણ હોય છે. આ પુરૂષ કોઇ સામાન્ય માણસ નથી. તે દેવો અને અસુરોના પણ સ્વામી છે તેઓ થોડા જ સમયમા કેવળજ્ઞાન પામી, સકળ સપત્તિઓના આશ્રયભૂત બની તીર્થંકર થશે. તે તો તેમના પગના લક્ષણો જ ભાળ્યા, પણ તેમની કાયા કેવી સ્વચ્છ, રોગરહિત અને પરસેવાવિનાની છે તે તરફ તો એકવાર નજર કર! તેમનો શ્વાસોચ્છવાસ કેટલો સુગધી છે? તેમના રૂધિર માસ પણ ગાયના દૂધ જેવા સ્વચ્છ છે, એવા એવા બાહ્ય અને આભ્યતર અગણિત લક્ષણો ગણવાને કોણ સમર્થ છે?" ઈન્દ્રની વાણી સાભળી પુષ્પ સામુદ્રિકના મનનુ સમાધાન થયુ. ઈન્દ્રે તેને રત્ન-સુવર્ણ વિગેરે આપી, સમૃદ્ધિશાળી

બનાવી રવાના કર્યો. પુષ્પને ધાર્યા કરતાં અધિક લાભ મળેલો હોવાથી તેના આનંદનો અવધિ ન રહ્યો. તે ખુબ ખુશી થતો પોતાને ઘેર ગયો અને પ્રભુ પણ અન્ય સ્થળે વિહાર કરી ગયા.

## અનુકૂળ પ્રતિકૂળ પરીષહો

દીક્ષા લીધા પછી બાર બાર વરસથી અધિક કાળ પર્યંત, હંમેશને માટે જેમણે કાયાની સારસંભાળ લેવાનું તદ્દન બંધ કર્યું છે, અથવા જેમણે કાયા વોસરાવી દીધી છે અને પરીષહો સહન કરી કરીને જેમણે શરીરની મમતાનો છેક ત્યાગ કર્યો છે, એવા શ્રમણ ભગવાન્ મહાવીરે તમામ પ્રકારના ઉપસર્ગો સહન કર્યા. દેવોએ, મનુષ્યોએ અને તિર્યંચોએ પણ તેમની પર ઉપસર્ગ નાખ્યા. દેવ-દેવીઓએ નાટકો દેખાડી, દેવીઓ અને સ્ત્રીઓએ આલીંગન આપી, ભોગની પ્રાર્થના કરી, અનુકૂળ (અનુલોમ) ઉપસર્ગો કર્યા, દેવ અને મનુષ્ય વિગેરેએ ભય બતાવી, પ્રહાર કરી વિવિધ પ્રકારના પ્રતિકૂળ ઉપસર્ગ આચર્યા. છતાં એ બન્ને પ્રકારના ઉપસર્ગો, પ્રભુએ સમ્યક્પણે-નિર્ભયપણે સહન કર્યા. તેમણે ક્રોધને કે દીનતાને પોતાની પાસે ફરકવા પણ ન દીધાં, કાયાની નિશ્ચળતા પણ આખર સુધી ડગવા ન પામી.

## શૂલપાણિ યક્ષનો ત્રાસદાયક ઉપદ્રવ

ધનદેવ નામનો એક વૈશ્ય એકવાર પાંચસો ગાડી ભરીને નદી ઉતરતો હતો. નદીમાં ઘણો કીચ્ચડ હોવાથી બધી ગાડીઓ કિચ્ચડમા ખુંતી ગઈ. ગાડીએ જોડાએલા બળદોએ ઘણું બળ કર્યું પણ ગાડીઓ કેમે કરતાં બહાર ન નીકળી. એ સર્વ બળદોમાં એક બળદ ઘણોજ બળવાન, ઉત્સાહી અને પાણીવાળો હતો. તેણે પોતાના માલિકની કૃતજ્ઞતા હૃદયમાં રાખી, દરેક ગાડીની ડાબી ધોસરીએ જોડાઇ, એક પછી એક એમ પાંચસો

ગાડી કીચ્ચડમાથી બ્હાર ખેચી કાઢી ગાડીઓ તો બહાર નીકળી, પણ હદ ઉપરાત જોર કરવાથી તે બળદના સાધા તૂટી ગયા, અને માંદો થઇ પડ્યો તેથી ધનદેવે નજીકના વર્ધમાન નામના ગામમા જઈ, ગામના આગેવાનોને બોલાવી, પોતાનો માંદો બળદ સોપ્યો અને તેની સારવાર માટે ઘાસ-પાણી વિગેરેના પૈસા પણ આપ્યા ગામના આગેવાનોએ, નિભાવ માટે દ્રવ્ય મળવા છતા, પેલા બળદની કશી સારસભાળ ન લીધી, તેથી બિચારો ભૂખ-તરસથી રીબાતો બળદ, અકામ નિર્જરા કરી –મરીને વ્યતર જાતિમા શૂલપાણિ નામે યક્ષ થયો તેણે પોતાના જ્ઞાનથી પોતાના પૂર્વભવનો સબધ જાણી લીધો, અને વર્ધમાન ગામ ઉપર ખૂબ ક્રોધે ભરાઇ ગામમા મરકીનો રોગચાળો ફેલાવવો શરૂ કર્યો એ રોગચાળામા ધીમે ધીમે એટલાબધા માણસો મરવા લાગ્યા કે મડદાને બાળનારા પણ કોઇ ન મળે આખરે ગામના લોકો થાકીને મડદાનો અગ્નિસસ્કાર કર્યા વિના જ ગામબહાર મૂકી દેવા લાગ્યા આમ મડદા પડી રહેવાથી હાડકાંઓનો મ્હોટો ગજ થઈ ગયો ત્યારથી તે ગામનુ નામ પણ વર્ધમાનને બદલે 'અસ્થિકગ્રામ' પડ્યુ

ગામમા જે કોઈ થોડા માણસો જીવતા રહ્યા હતા તેમણે યક્ષની આરાધના કરી, એટલે યક્ષે પ્રત્યક્ષ થઇ લોકોને પોતાનુ મદિર અને પોતાની મૂર્તિ કરાવવાનુ કહ્યુ મરકીથી ત્રાસ પામેલા લોકોએ એ સૂચના ઉપાડી લીધી અને તુરત જ એક મદિર કરાવી, શૂલપાણિ યક્ષની મૂર્તિ બેસાડી મૂર્તિની પૂજા પણ રોજ થવા લાગી જો કોઇ માણસ ભૂલેચુકે રાત્રિએ મદિરમા રહે તો તેને તે યક્ષ જીવથી મારી નાખતો.

શ્રી મહાવીર પ્રભુએ મોરાક ગામથી વિહાર કરી, તે યક્ષને પ્રતિબોધવા માટે પહેલુ ચાતુર્માસ શૂલપાણિ યક્ષના મદિરમા

જ કર્યું. લોકોએ કહ્યું કે "હે ભગવાન ! આ યક્ષના મંદિરમાં રહેવું ઠીક નથી. કારણ કે રાત્રિએ પોતાના ચૈત્યમાં રહેનાર દરેકને તે મારી નાખ્યા વિના નથી રહેતો, માટે આપ અન્ય સ્થળે પધારો." લોકોએ વારવા છતાં, પ્રભુ તો પેલા યક્ષને પ્રતિબોધવા માગતા હતા, તેથી લોકો પાસેથી અનુમતિ માગી ત્યાં જ રાત રહ્યા

હવે પ્રભુ રાત્રિએ એકાગ્રચિત્તે કાઉસગ્ગ ધ્યાને રહ્યા. પેલા દુષ્ટ યક્ષે પ્રભુને ક્ષોભ પમાડવા, ક્રોધાવેશમાં આવી ભૂમિને ભેદી નાખે એવું અટ્ટહાસ્ય કર્યું. પ્રભુ એથી જરાય ન ડર્યા. તેમની આવી ધીરતા જોઈ યક્ષને ખૂબ ક્રોધ વ્યાપ્યો તેણે અનુક્રમે હાથી, સર્પ અને પિશાચનાં રૂપ વિકુર્વી, દુઃસહ ઉપસર્ગો કર્યા. પરંતુ પ્રભુ તો પર્વતની જેમ અચળજ રહ્યા. પ્રભુની ધીરતા સાથે યક્ષનો ગુસ્સો પણ વધતો ચાલ્યો. તેણે પ્રભુનાં, મસ્તક, કાન, નેત્ર, દાંત પીઠ અને નખ જેવા સાતે કોમળ અંગોમાં વિવિધ પ્રકારે એવી વેદના કરી કે જો સામાન્ય મનુષ્યને એવી સ્હેજ વેદના થાય તો તે પ્રાણ જ ગુમાવી બેસે. એટલું છતાંય પ્રભુ ન કંપ્યા ત્યારે યક્ષના હાથ હેઠા પડ્યા. તે નમી પડ્યો. એ વેળા સિદ્ધાર્થ વ્યંતરે આવી શૂલપાણિને કહ્યું કેઃ—"અરે અભાગીયા, નીચ કામના કરનાર, તને આ શું સૂઝ્યું ? તને બીજો કોઈ ન મળ્યો ? તેં આ સુરેંદ્રપૂજ્ય ભગવાનની આશાતના કરી ? જો તારા આ અપકૃત્યની ઇંદ્રને ખબર પડશે તો તારૂં સ્થાન જ ફેંકી દેશે અને તને રઝળતો કરી મૂકશે !" સિદ્ધાર્થના આવાં વચનો સાંભળી તે ખૂબ ભય પામ્યો પ્રભુનાં ચરણમા ઝુકી પોતાના પાપની ક્ષમા માગવા લાગ્યો, અને તેમની વધારે ને વધારે પૂજા કરવા લાગ્યો તેણે પોતાના પાપમાંથી ઉગરવા પ્રભુની સ્તુતિ ગાવી શરૂ કરી, નૃત્ય

આદર્યું યક્ષના મંદિરમાં ગીત-નૃત્ય થતાં સાંભળી, ગામના લોકો વિચારવા લાગ્યા કે –" જરૂર, યક્ષે પેલા તપસ્વી મહાત્માને મારી નાખ્યા હોવા જોઈએ અને તેથી જ તે ખુબ ખુશી થઈ નાચ-ગાન કરતો હશે ''

પ્રભુએ તે આખી રાત્રિના ચાર પહોરમાં કંઈક ઓછા સમય સુધી અત્યંત વેદના સહન કરેલા તેથી પ્રભાતમાં ક્ષણવાર નિદ્રા આવી ગઈ એ નિદ્રામાં તેમણે દસ સ્વપ્ન જોયા સવાર થતા જ ગામના લોકો યક્ષના મંદિરમાં એકઠા થયા તેમણે પ્રભુને દિવ્ય ગંધચૂર્ણ, અને પુષ્પોથી પૂજાયેલા જોઈ પોતાનો આનંદ જાહેર કર્યો અને ભક્તિપૂર્વક વંદન પણ કર્યું

## દશ સ્વપ્નના અર્થ

ગામના લોકોની સાથે અષ્ટાંગ નિમિત્તશાસ્ત્રના જાણકાર, ઉત્પલ અને ઇન્દ્રશર્મા નામના બે જ્યોતિષીઓ પણ ત્યાં આવ્યા હતા. પ્રભુને વંદન કરી ઉત્પલે કહ્યુ કે—" ભગવન્! આપે રાત્રિને છેડે જે દસ સ્વપ્ન જોયા છે તેનું ફળ તો આપ મહાજ્ઞાની હોવાથી જાણતા જ હશો, પણ હું મારી મતિ પ્રમાણે ભક્તિવશ થઈને કહું છું સાંભળો —

(૧) પહેલા સ્વપ્નમાં આપે તાડ જેવડા ઉંચા પિશાચને હણ્યો, તેનો અર્થ એવો છે કે આપ થોડા જ વખતમાં મોહનીય કર્મને હણશો

(૨) બીજે સ્વપ્ને આપની સેવા કરતું સફેદ પક્ષી જોયું, તેથી આપ શુક્લધ્યાનને ધ્યાવશો

(૩) ત્રીજે સ્વપ્ને આપની સેવા કરતું વિચિત્ર કોયલ પક્ષી જોયું, તે ઉપરથી આપ દ્વાદશાંગી પ્રરૂપશો એમ સૂચવાય છે

(૪) ચોથા સ્વપ્નમાં આપે આપની સેવા કરતો ગાયોનો

સમુહ જોયો, તે ઉપરથી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ આપની સેવા કરશે.

(૫) પાચમા સ્વપ્નમાં આપ સમુદ્ર તર્યા, તેથી આપ સંસારસાગર તરી જશો.

(૬) છઠ્ઠા સ્વપ્નમાં આપે ઉગતો સૂર્ય જોયો, તેથી આપ થોડા જ વખતમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરશો.

(૭) સાતમા સ્વપ્નમાં આપે આંતરડાઓ વડે માનુષોત્તર પર્વતને વીંટી લીધો, તેથી આપની કીર્ત્તિ ત્રણે ભુવનમાં ફેલાશે.

(૮) આઠમા સ્વપ્નમાં આપ મેરૂપર્વતના શિખર ઉપર ચડ્યા, તેથી આપ સમવસરણમા સિંહાસન પર ચડી, દેવો અને માનવોની સભામાં ધર્મ પ્રરૂપશો.

(૯) નવમે સ્વપ્ને આપે દેવોથી શોભી રહેલું પદ્મ સરોવર જોયું, તેથી ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક એ ચારે નિકાયના દેવો આપની સેવા કરશે.

(૧૦) દસમા સ્વપ્નમાં આપે જે સુગંધમય પુષ્પોની બે માળા દેખી, તેનો અર્થ હું વિચારી શકતો નથી. એટલે પ્રભુએ પોતે જ કહ્યું કે—હે ઉત્પલ! મેં જે બે માળાઓ જોઇ, તેથી હુ સાધુધર્મ અને શ્રાવકધર્મ એમ બે પ્રકારનો ધર્મ કહીશ.

તે પછી ઉત્પલ નિમિત્તીયો પ્રભુને વંદન કરી પોતાના સ્થાને ગયો. પ્રભુએ ત્યાં અર્ધ અર્ધ માસક્ષપણ એટલે કે પંદર પંદર ઉપવાસ વડે પ્રથમ ચાતુર્માસ નિર્ગમન કર્યું.

## અપ્રીતિ ઉપજવાના ભયથી પ્રભુએ વિહાર કર્યો

અસ્થિક ગામથી વિહાર કરી, પ્રભુ મોરાક સન્નિવેશમાં બહારના ઉદ્યાનમાં પ્રતિમા ધરીને રહ્યા. ત્યાં પ્રભુનો મહિમા વધારવા માટે સિદ્ધાર્થ વ્યંતર, પ્રતિમાધ્યાને રહેલા પ્રભુના શરીરમાં પેસી,

લોકોને ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણ કાળની વાતો કહેવા લાગ્યો. તેણે કહેલા નિમિત્ત પ્રમાણે દરેક વાત સાચી પડતી હોવાથી ગામમા એક ખુણાથી બીજા ખુણા સુધી પ્રભુનો મહિમા ફેલાઇ ગયો. અચ્છદક નામના એક જ્યોતિષીથી પ્રભુની આ કીર્તિ સહન ન થઈ શકી તેથી તે પ્રભુના મુખદ્વારા બોલાતી સિદ્ધાર્થની વાણીને લોકો પાસે ખોટી પાડવા તરતજ ત્યા આવ્યો તેણે પોતાના હાથની આગળીમા ઘાસનુ એક તરણું બન્ને બાજુથી પકડી પ્રશ્ન કર્યો કે—"કહો, આ તરણુ મારાથી છેદાશે કે નહી ?" તેણે આગળથીજ મનમા પ્રપચ ગોઠવી રાખ્યો હતો કે જો તરણુ છેદાવાનુ ભવિષ્ય કહેશે તો હુ નહિ છેદુ, અને નહિ છેદાવાનુ કહેશે તો છેદી નાખીશ, તરણાનુ ભવિષ્ય મારા હાથમા હોવાથી, ભવિષ્ય ઉચ્ચારનારને હરકોઇ રીતે ખોટો પાડવો એ મારી સત્તાની વાત છે પ્રભુના શરીરમા સક્રમેલા સિદ્ધાર્થે કહ્યુ કે—"એ તરણુ નહી છેદાય" એ વચન સાભળી અચ્છદક આગળી વડે તે તરણુ છેદવા તત્પર થયો એટલામા ઇન્દ્રને પોતાની સભામા બેઠા બેઠા વિચાર ઉદ્ભવ્યો કે અત્યારે વીર પ્રભુ ક્યા વિચરતા હશે ? તેણે ઉપયોગ મૂકી જોયુ તો પ્રભુને મોરાકના ઉદ્યાનમા કાઉસગ્ગ ધ્યાને ઉભેલા જોયા અચ્છદકનો પ્રપચ પણ ઇન્દ્ર કળી ગયો. તેણે વિચાર્યુ કે "પ્રભુના મુખથી નીકળેલી વાણી અસત્ય તો નજ નીવડવી જોઇએ" તેથી તત્કાળ પોતાના વજ્ર વડે અચ્છદકની આગળી કાપી નાખી અને તૃણ છેદાયા વિનાનું જ પડી રહ્યું પોતાના વચનને જુઠા પાડવા પ્રપચ કરનાર અચ્છદક ઉપર સિદ્ધાર્થ વ્યતરને પણ ઘણો ગુસ્સો ચઢ્યો ગામમા તેની પ્રતિષ્ઠા તોડી પાડવા સિદ્ધાર્થે હાજર રહેલા લોકોને કહ્યુ કે "નિમિત્તીયો હોવાનો ડોળ કરનાર આ માણસ મોટો ચોર છે"

લોકોએ પૂછ્યું કે—"એ ચોર છે એની કંઇ ખાત્રી ખરી ?"

"એણે વીરઘોષ નામના નોકરનો દસ પલ પ્રમાણનો વાટકો ચોરીને, વીરઘોષના ઘરની પછવાડે જ પૂર્વ દિશામાં ખજુરી નીચે દાટયો છે વળી ઈન્દ્રશર્માનો ઘેટો ચોરીને ખાઇ ગયો છે. તેની પણ ખાત્રી જોઈતી હોય તો ઘેટાના હાડકાં, તેના ઘરની ઓરડી નીચે ખોદવાથી મળી આવશે. એ પાખંડીનું ત્રીજું એક એવું દુશ્ચરિત્ર છે કે મારી જીભે તે કહી શકાય તેવું નથી તેની સ્ત્રીને પૂછશો તો તેજ તમને બધી વાત કહી દેશે." સિદ્ધાર્થનાં એ પ્રકારનાં વચનો સાભળી, કુતૂહળી લોકોનાં ટોળાં એકદમ અ ચ્છંદકના ઘર ભણી ધસ્યા. અચ્છંદકને પોતાની સ્ત્રી સાથે મૂળથીજ અણબનાવ હતો અધુરામાં પુરૂં તેણે તે દિવસે તેણીને મારી હતી, તેથી લોકોના પ્રશ્નના ઉત્તરમાં તે બોલી ઉઠી કે.—"એ પાપીષ્ટનું કાળું મ્હો જોવું એ પણ પાપ છે, કારણ કે તે પોતાની બ્હેનને પણ ભોગવે છે."

લોકોમાં હવે અચ્છદકની આબરૂ એક કોડીની થઇ ગઇ. તે ઝંખવાણો પડી ગયો. બધા લોકો ચાલ્યા ગયા, એટલે પ્રભુને તે અતિ દીનપણે નમીને બોલ્યો કે:—"હે સ્વામી ! આપ તો વિશ્વવદ્ય છો, જ્યાં જ્યા આપની ચરણધુળીથી પૃથ્વી પાવન થાયછે ત્યા ત્યાં આપ પૂજાઓ છો. પણ હે કૃપાળુ ! મારી આજીવિકા તો અહીંઆ જ છે મારો અપરાધ માફ કરી, મને આ બદનામીમાથી બચાવી નહીં લ્યો તો હું વિનામ્હોતે માર્યો જઈશ."

પ્રભુએ વિચાર્યું કે:—"અહીં રહેવામા હવે લાભ નથી. મારા રહેવાથી આને અપ્રીતિ વધશે જગતનું ભલું કરવા ઈચ્છતો હઉં તો મારે અહિંથી વિહાર કરવો એજ શ્રેયસ્કર છે." પછી પ્રભુ ત્યાંથી વિહાર કરી ગયા.

## ચડકૌશિકનો પ્રચડ ક્રોધ

મોરાક ગામથી વિહાર કરી પ્રભુ શ્વેતાબીનગરી તરફ ચાલ્યા માર્ગમા ગોવાળીયાઓએ કહ્યુ કે—"હે સ્વામી! આપ જે માર્ગે જાઓ છો તે જો કે શ્વેતાબીનો સીધો માર્ગ છે, પણ રસ્તા મા કનકખલ નામનુ તાપસોનુ આશ્રમસ્થાન છે ત્યા હમણા એક ચડકૌશિક નામનો દૃષ્ટિવિષ સર્પ રહે છે તે ઝેરી સાપે આજ સુધીમા ઘણા માણસોનો ભોગ લીધો છે માટે આપ આ સીધે માર્ગે જવાનુ માડી વાળો" છતા કરૂણાળુ પ્રભુ, બીજા કોઇ ઉદ્દેશથી નહીં, પણ પેલા ચડકૌશિકને પ્રતિબોધવા તેજ માર્ગે તેજ આશ્રમ ભણી ગયા

## ચડકૌશિકનો પૂર્વભવ

ચડકૌશિક પૂર્વભવમાં એક ઉગ્ર તપસ્વી સાધુ હતા એક દિવસે તપસ્યાના પારણે ગોચરી વહોરવા માટે એક શિષ્યની સાથે ગામમા ગયા રસ્તે ચાલતા તેમના પગ નીચે એક ન્હાની દેડકી આવી ગઇ દેડકીની થયેલી વિરાધનાને પ્રાયશ્ચિત્તપૂર્વક પડિક્કમવા માટે, હિતચિતક શિષ્યે ગુરૂને ઇરિયાવહી પડિક્કમતાં, ગોચરી પડિકકમતા અને સાયકાળનુ પ્રતિક્રમણ કરતા—એમ ત્રણવાર દેડકીવાળી વાત સભારી આપી આથી સાધુને ખુબ ક્રોધ ચડયો ક્રોધમા ને ક્રોધમા તેઓ શિષ્યને મારવા દોડયા. પણ અક સ્માત્ એક થાભલા સાથે અફળાતા તપસ્વી સાધુ કાળધર્મ પામ્યા! ત્યાથી તેઓ જ્યોતિષ્ક દેવ તરીકે ઉપન્યા ત્યાથી ચ્યવીને તે આશ્રમમા પાચસો તાપસોના સ્વામી ચડકૌશિક નામે તાપસ થયો તેને પોતાના આશ્રમ ઉપર એટલો બધો મોહ કે કદાચ કોઇ માણસ આશ્રમનુ કઇ ફળ-ફુલ તોડે તો તેજ વખતે ક્રોધે ભરાઇ, કુહાડો લઇને મારવા દોડે એક વખતે થોડા રાજકુમારોને પોતાના આશ્રમના બાગમાથી ફળ તોડતા જોઇ તે ભારે ક્રોધે ભરાયો

હાથમા કુહાડો લઇ મારવા ધસી જતો હતો, તેટલામાં સહસા કુવામા પડી ગયો અને ક્રોધના તિવ્ર અધ્યવસાયથી મરીને તેજ આશ્રમમાં પોતાના પૂર્વભવના નામવાળો દૃષ્ટિવિષ સર્પ થયો.

મહાવીર પ્રભુ તો આશ્રમમાં આવીને કાઉસ્સગ્ગધ્યાને સ્થિર રહ્યા. પ્રભુને જોઇ ક્રોધથી ધમધમી રહેલો તે ક્રોધી સર્પ, સૂર્ય સામે દૃષ્ટિ કરી, પ્રભુની તરફ દૃષ્ટિજ્વાળા ફેંકે અને રખેને પ્રભુ પોતાની પર પડે એવા ભયથી પાછો હઠી જાય એટલું છતા પ્રભુ તો નિશ્ચલજ રહ્યા. આથી તેણે વિશેષ વિશેષ દૃષ્ટિજ્વાલા ફેંકવા માંડી. તથાપિ એ જ્વાળાઓ પ્રભુને તો જલધારા જેવીજ લાગી! ઘણુવાર દૃષ્ટિજ્વાલા છોડવા છતાં પ્રભુનું એકાગ્રધ્યાન તુટવા ન પામ્યું, તેથી તે અસાધારણ રોષે ભરાયો. તેણે પ્રભુને એક સખત ડંખ માર્યો. તેને ખાત્રી હતી કે 'મારા તિવ્ર વિષનો પ્રતાપ એટલો ભયંકર છે કે હમણા જ તે પૃથ્વી ઉપર મૂર્છિત થઇને પડવો જોઇએ' પરંતુ આશ્ચર્ય જેવું છે કે પ્રભુના પગ ઉપર વારંવાર ડસવા છતા પ્રભુને તેનુ લેશ માત્ર પણ ઝેર ન ચડ્યું, ઉલટુ ડસવાળા ભાગમાંથી ગાયના દૂધ જેવી રૂધિરની ધારા વહેવા લાગી.

સર્પે વિચાર્યું કે "મારી દૃષ્ટિ પડતાંજ જીવ-જંતુ અને મનુષ્ય પણ બળીને ભસ્મ થઇ જવાં જોઇએ! છતાં આ શું? આ પુરૂષને જ્યાં જ્યા હું ડખ મારૂં છું ત્યાં ત્યાંથી સફેદ રૂધિર કેમ વહેતું હશે? વળી મારા એકજ ડંખથી ગમે તેવા બળવાન્ મનુષ્યના પણ ગમ રમી જવા જોઇએ, તેને બદલે આટઆટલા ડખ મારવા છતા આ પુરૂષ આમ અચળપણે શી રીતે ઉભો રહી શક્યો હશે? રે! તેના કોઇ અ ગમાં વ્યાકુળતાનું ચિન્હ પણ કા નથી દેખાતુ?"

વિસ્મય પામેલો ચંડકૌશિક સર્પ થોડીવાર પ્રભુ સામેની-

હાળી રહ્યો પ્રભુની મુદ્રામા તેને કંઈક અપૂર્વ શાતિ જણાઈ એ શાતિએ તેના દીલ ઉપર અપૂર્વ અસર કરી તેના પોતાનામા પણ શાતિ અને ક્ષમા આવતા દેખાયા

ચડકૌશિકને સ્હેજ શાત થયેલો જોઈ પ્રભુએ કહ્યુ કે–"હે ચડકૌશિક ! કંઈક સમજ અને બુઝ !"

પ્રભુની શાતિ અને ધીરતાએ તેની પર અસર તો કરીજ હતી એટલામા પ્રભુના અમૃત શા મીઠા વેણુ સાભળતા અને તે વિષે વિચાર કરતા તેને જાતિસ્મરણ જ્ઞાન થયુ તે પોતાના ભયકર અપરાધોનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પ્રભુને પ્રદક્ષિણા આપતો તે મનમા વિચારવા લાગ્યો કે–ખરેખર આ કરૂણાસમુદ્ર ભગવતે મને દુર્ગતિરૂપ મ્હોટી ખાઈમા પડતો બચાવી લીધો. તેજ વખતે તેણે અનશનવૃત લઈ લીધુ રખેને પોતાની વિષમય ભયકર દષ્ટિ કોઈ સદોષ કે નિર્દોષ પ્રાણી ઉપર પડી જાય એવા શુભ હેતુથી તેણે પોતાનુ મસ્તક દરને વિષે છુપાવી દીધુ

એ માર્ગને વિષે ઘી, દૂધ વેચવા જતી ગોવાલણોએ નાગરાજને એ પ્રમાણે મનુષ્ય થયેલો જોઇ, તેની ભક્તિપૂર્વક ઘી–દૂધ વડે પૂજા કરવા માંડી એ ઘી–દૂધની સુગધને લીધે અનેક કીડીઓ સર્પના શરીર ઉપર એકઠી થઈ, તીક્ષ્ણ ચટકા મારવા લાગી છતા પણ પ્રતિબોધ પામેલા અને શુભધ્યાનમા આરૂઢ થયેલા તે સર્પે જરાય વ્યગ્રતા કે અશાતિ ન દર્શાવી પોતાને અસહ્ય વેદના થવા છતા, જુના પાપોને સભારી, મુગે મ્હોડે તે સહન કરવા લાગ્યો આખરે શુભ ભાવના ભાવતો, પ્રભુની દૃષ્ટિરૂપી અમૃતવૃષ્ટિ વડે સીંચાયેલો, પ્રચડ ક્રોધવાળો ચડકૌશિક એક પખવાડીયે મૃત્યુ પામી સહસાર દેવલોકમા દેવ થયો.

ચડકૌશિક ઉપર એ રીતે મહાન્ ઉપકાર કરી, પ્રભુ ત્યાથી વિહાર કરતા ઉત્તરવાચાલ નામના ગામમા આવ્યા. અહીંઆ

પહોંચ્યા. એક દેવે નાવનું રક્ષણ કર્યું અને બીજાએ સુદંષ્ટ્ર સાથે યુદ્ધ કરી તેને હરાવીને કાઢી મૂક્યો. તે પછી તે બન્ને દેવો પ્રભુના સત્વ તથા રૂપનું ગુણગાન કરતા, નાચતા, મહોત્સવ પૂર્વક સુગંધી જળ અને પુષ્પની વૃષ્ટિ કરતા પોતાના સ્થાને ચાલ્યા ગયા.

## કંબલ અને શંબલ દેવો કોણ ?

એકદા મથુરા નગરીમાં જિનદાસ નામે શેઠ રહેતો હતો. તેને સાધુદાસી નામની એક સુશીલા સ્ત્રી હતી. બન્ને પરમ શ્રાવક હતા. પાંચમા વ્રતમાં સર્વથા ઢોર રાખવાનું તેમણે પચ્ચખ્ખાણ કરેલું હોવાથી, પોતે એકે પશુ પોતાને ત્યાં ન રાખતા. દૂધ-ઘી વિગેરે જોઈએ તો એક આહીરણ પાસેથી વેચાતું લઈ લે. ઘણા દિવસના આવા વ્યવહારથી પેલી આહીરણ અને સાધુદાસી વચ્ચે ગાઢ મૈત્રી થઈ. એક વખતે આહીરણને ઘેર વિવાહનો પ્રસંગ હતો. તેણીએ શેઠ-શેઠાણીને નિમંત્રણ કર્યું. શેઠે કહ્યું કે –અમારામાંથી તો કોઈ આવી નહીં શકે, પણ તમારે વિવાહમાં કંઈ ચીજ-વસ્તુ જોઈતી હોય તો ખુશીથી લઈ જજો.

પછી જિનદાસે વાસણ, વસ્ત્રો, ઘરેણાં, ધૂપ, સુગંધી પદાર્થો વિગેરે ઘણી ઉત્તમ વસ્તુઓ વિવાહમાં આપી. તેથી આહિરણનો વિવાહોત્સવ ઘણો સરસ દીપી નીકળ્યો. લોકોએ પણ એ વિવાહના ઘણા ઘણા વખાણ કર્યાં. આહિર અને આહિરણ બન્ને જણા જિનદાસ ઉપર ઘણા પ્રસન્ન થયા અને વિચારવા લાગ્યા કે શેઠે કરેલા ઉપકારનો બદલો આપણે હવે કેવી રીતે વાળી આપશું ? તેમણે પોતાને ત્યાં ઉછરતા અતિ મનોહર, મજબુત અને સરખી ઉંમરના બે વાછડા શેઠને આપવાનો નિશ્ચય કર્યો.

જિનદાસ અને સાધુદાસીએ તે વાછડા પાછા લઈ જવાને ઘણું સમજાવ્યું, પણ તેમણે ન માન્યું અને પરાણે તેમના

આંગણામાં બાંધી ચાલ્યા ગયા. જિનદાસે વિચાર કર્યો કે-જો હું આ વાછડા છોડી મૂકીશ તો લોકો તેમને ખસ્સી કરી, ગાડી કે હળ વિગેરેમાં જોડી અનેક પ્રકારે હેરાન કરશે. માટે ભલે મારે ઘેર જ રહ્યા.

દયાળુ જિનદાસ બન્ને વાછડાનું પ્રાસુક ઘાસ-પાણીથી પોષણ કરવા લાગ્યો. આઠમ ચૌદશ જેવી પર્વ તિથિઓમાં તે પોસહ લઇ ધાર્મિક પુસ્તકો વાંચતો, તે સાંભળી પેલા બે બળદો પણ ભદ્રકપરિણામી થયા. જે દિવસે શેઠ પોતે ઉપવાસ કરે તે દિવસે પેલા બે બળદો પણ ઘાસ કે પાણી કંઇ જ ન વાપરે, નીરેલું ઘાસ જેમનું તેમ પડી રહે. શેઠને તેમના પર પોતાના સાધર્મિક ભાઇઓ જેવો જ પ્રેમ સ્ફુરવા લાગ્યો. દયાનું સ્થાન ભ્રાતૃભાવે લીધું. અંતઃકરણપૂર્વક તે બળદોની સેવા કરવા લાગ્યો.

એક વખતે ગામમાં ભંડીરવણ નામના યક્ષનો યાત્રોત્સવ આવ્યો. તે દિવસે ગામના જુવાનીયાઓ વાહનો દોડાવવાની સરત ખેલવા લાગ્યા જિનદાસનો એક મિત્ર, પેલા અતિ બળવાન અને દેખાવડા બે બળદો કોઇને કંઈ પૂછયા વગર જ લઇ ગયો. જેમની કાંધ ઉપર જીંદગીમાં કોઇ દિવસ ધોંસરી પડી નહોતી તેવા તે અણુપલોટ બળદોને, તેણે ગાડીએ જોડી ખુબ દોડાવ્યા. લોકોમાં તે બળદનાં રૂપ અને બળની ભારે પ્રશંસા થઇ.

પરંતુ પ્રશંસાથી શું વળે? તે સુકોમળ બળદના સાંધા તુટી ગયા. જિનદાસનો મિત્ર કામ પતાવી તે બળદો તેને ઘેર બાંધી ચાલ્યો ગયો, પણ તેની ખબર જિનદાસને પડવા ન દીધી. જમવાને વખતે જિનદાસ ઘેર આવ્યો. તેણે બળદોને ઘાસ નીર્યું, પણ તે ઘાસ ખાધું નહીં, પાણી પીવા આપ્યું, તે પણ ન પીધું. બળદોનાં મ્હોં પહોળાં પડી ગયેલાં અને સાવ વીલાં થઇ ગયેલાં જોઇ શેઠને ઘણું દુઃખ થયું. તેણે આંખમાં આસુ લાવી, ભક્તપચ્ચ-

ખ્ખાણુ કરાવ્યુ, નવકાર મહામંત્ર સંભળાવ્યો, વિગેરે ધાર્મિક ક્રિયા કરી જિનદાસે તે બળદોને નિર્યામણા કરાવી શુભ ભાવના ભાવતા તે બળદો મરીને નાગકુમાર દેવ થયા અને તેમણે જ સુદષ્ટ્રનો ઉપસર્ગ અધવચથી જ ટાળી દીધો

પ્રભુ નાવમાથી ઉતરી, રાજગૃહ નગરમા પધાર્યા ત્યા વર્ષાકાળ નિર્ગમન કરવા માટે નાલંદા નામના પાડામા, એક શાળવીની શાળાના એક ભાગમા તેની રજા લઈ, પહેલુ માસક્ષપણ સ્વીકારીને રહ્યા

## ગોશાળાનુ આવી મળવુ

મંખલી નામે એક મંખ એટલે કે ચિત્રકળા જાણનાર ભિક્ષાચરવિશેષ હતો તેને સુભદ્રા નામની સ્ત્રી હતી તેઓ બન્ને, હાથમા ચિત્રપટ રાખી, ગુજરાન ચલાવતા હતા તેઓ ફરતા ફરતા શરવણ નામના ગામમા આવી ચડયા તે ગામમા ઘણી ગાયોવાળા કોઈ બ્રાહ્મણની ગોશાળામા સુભદ્રાએ એક પુત્રને જન્મ આપ્યો તે બાળક ગોશાળામા જન્મેલો હોવાથી તેનુ નામ 'ગોશાળો' રાખવામા આવ્યુ

ગોશાળો યુવાન થયો. તે પણ ફરતો ફરતો, રાજગૃહ નગરમા જ્યા પ્રભુ ચાતુર્માસ રહ્યા હતા ત્યા આવ્યો હવે પ્રભુને માસક્ષપણ પુરૂ થયુ એટલે પારણાને દિવસે વિજય નામના શેઠે, ખુબ સરસ ભોજન સામગ્રી આપી પારણું કરાવ્યુ તે વખતે આકાશમા "ધન્ય છે આ દાનને" એવી દેવોએ ઉદ્‌ઘોષણા કરી અને વસુધારા વિગેરે પાંચ દિવ્યો પ્રગટ કર્યા આ હકીકત સાભળી ગોશાળે વિચાર્યું કે —"આ મુનિ કોઈ સામાન્ય માણસ નથી લાગતા તેમને અન્નાદિ સામગ્રી આપનારને ત્યા પણ

આવી સમૃદ્ધિ થઈ જાય, એ ખરેખર! તેમનો મહાન્ પુણ્યપ્રભાવ-જ સૂચવે છે. મારે હવે આ ચિત્રપટનું પાખંડ ક્યાં સુધી વેંઢારવુ ? હું એ પ્રભાવી મહાપુરૂષનો એક શિષ્ય જ બની જઉં તો તેમના પ્રતાપે કંઇ અડચણ ન વેઠવી પડે." એટલામાં પ્રભુ પારણું કરીને પાછા તે શાળામાં આવી કાયોત્સર્ગ કરીને રહ્યા તે વારે ગોશાળો નમીને બોલ્યો કે:—"ભગવન ! આજ સુધી અજ્ઞાનને લીધે હુ આપનો મહદ્ પ્રભાવ ન સમજી શકયો, પણ હવે હું જાણી શકયો છું કે આપ કંઈ જેવા તેવા પુરૂષ નથી. આજથી હુ આપનો શિષ્ય થઇ આપની સાથે જ રહીશ અને આપનું શરણ જ હંમેશા સ્વીકારીશ."

પ્રભુ તો મૌન જ રહ્યા. ગોશાળો ગમે ત્યાં ભિક્ષા માગી આજીવિકા ચલાવતો, અને પોતાને પ્રભુનો શિષ્ય માનવા લાગ્યો. પ્રભુને બીજા માસક્ષપણનુ પારણું નંદ નામના શેઠે પકવાન્નાદિ વડે કરાવ્યું. ત્રીજા માસક્ષપણનુ પારણું સુનંદ નામના શેઠે પરમાન્નાદિ વડે કરાવ્યું. ચોથું માસક્ષપણ સ્વીકારીને પ્રભુ કાર્તિક શુદિ પૂર્ણિમાએ વિહાર કરીને કોલ્લાક સન્નિવેશમાં પધાર્યા. ત્યા પ્રભુને ચોથા માસક્ષપણનું પારણું બહુલ નામના બ્રાહ્મણે દૂધપાક વહોરાવી કરાવ્યુ. તે વખતે દેવોએ અદૃશ્યમાં રહી તેના દાનની સ્તુતિ કરી પાચ દિવ્ય પ્રકટ કર્યાં. પ્રભુએ જ્યારે રાજગૃહથી વિહાર કર્યો ત્યારે ગોશાળો ભિક્ષા માટે બ્હાર ગયો હતો તે ભિક્ષા લઇ પાછો આવ્યો અને જોયું તો શાળવીના મકાનમાં પ્રભુ ન મળે. આખા નગરમા તે શોધી વળ્યો. પણ પ્રભુનો પત્તો ન લાગ્યો. છેવટે તેણે પોતાના બધા ઉપકરણ બ્રાહ્મણોને આપી દીધા અને દાઢી, મૂછ તથા મસ્તક બોડાવી ફરતો ફરતો કોલ્લાક ગામમા આવ્યો. ત્યાં પ્રભુને જોઇ બોલી ઉઠયો કે:—"પ્રભુ ! અત્યારસુધી હું

ગૃહસ્થ જેવો દેખાતો હોવાથી આપે કદાચ મને દીક્ષાયોગ્ય નહીં જાણ્યો હોય, પણ હવે તો ઉપકરણો વિગેરે ત્યાગી નિ સગ જેવો થઈ ગયો છુ, માટે આપની દીક્ષા મને પણ દો ! " પ્રભુએ કઈ જવાબ ન આપ્યો. છતા તે પ્રભુની સાથે ને સાથેજ રહેવા લાગ્યો

## ગોશાળાના નિયતિવાદનુ નિમિત્ત

પ્રભુ ત્યાથી વિહાર કરી સુવર્ણખલ નામના ગામ તરફ ચાલ્યા, ગોશાળો પણ તેમની સાથેજ હતો માર્ગમા એક જગ્યાએ કેટલાક ગોવાળીયા માટીની મ્હોટી હાડીમા ખીર રાધતા હતા. તે જોઇ ગોશાળાએ પ્રભુને કહ્યુ કે —" સ્વામી ! અહીં થોડી વાર વિશ્રાતિ લ્યો તો ઠીક, મને પણ કડકડીને ભૂખ લાગી છે આ ખીર રધાય છે તે ખાઇને આગળ ચાલીએ " સિદ્ધાર્થ વ્યતર પ્રભુના મુખથી બો યે કે —"એ હાડી ફૂટી જવાની છે " ગોશાળો તુરત દોડતો દોડતો ગોવાળીયા પાસે આવ્યો અને હાડીના ફૂટવા વિષે ભવિષ્ય ભાખ્યુ ગોવાળીયાએ પોતાના જીવની જેમ હાડીનુ રક્ષણ કર્યું પરન્તુ દૂધમા ચોખા નાખવામાં કઇ મેળ ન રહ્યો, તેથી વધારે પ્રમાણમા પડેલા ચોખા ફુલવાથી, કાળજી રાખવા છતા, હાડી ફુટી ગઈ! આ દેખાવ જોઇ ગોશાળાએ સિદ્ધાન્ત કર્યો કે " જે થવાનુ હોય તે થયા વિના ન જ રહે. " અર્થાત્ તે દિવસથી તેણે નિયતિવાદ સ્વીકાર્યો.

## ગોશાળાના કૌતુક

પ્રભુ સુવણ ખલ પહોચ્યા ત્યાથી વિહાર કરી બ્રાહ્મણગ્રામ પધાર્યા ત્યા ન દ અને ઉપન દનામના બે ભાઈઓના બે મહોલ્લા હતા પ્રભુ નદના મહોલ્લામા ગોચરી ગયા નદે તેમને ભક્તિ ભાવથી ઉત્તમ ભોજન વહોરાવ્યુ ગોશાળો ઉપનદના મહોલ્લામા ઉપનદને ઘેર ગયો ત્યા તેને વાસી અન્ન મળ્યુ આથી તેને ઘણો

ગુસ્સો ચડયો. તેણુ ક્રોધમાં ને ક્રોધમાં શ્રાપ આપ્યો કેઃ—"જો મારા ધર્માચાર્યનું તપઃતેજ હોય તો એ તેજના પ્રભાવે આનું ઘર બળી જાઓ !" પ્રભુના નામે આપેલો શ્રાપ પણ નિષ્ફળ ન થવો જોઈએ, એમ વિચારી નજીકના કોઈ એક દેવે ઉપનંદનું ઘર બાળી નાખ્યું !

ત્યાંથી વિહાર કરી પ્રભુ ચંપાનગરીમાં પધાર્યા. ત્યાં બેમાસીતપ સ્વીકારીને ત્રીજું ચોમાસું રહ્યા. છેલ્લા બે માસક્ષપણનું પારણું ચંપાનગરીની બહાર કરીને તેઓ કોલા નામના સન્નિવેશમા પધાર્યા, અને ત્યાં એક શૂન્ય ઘરમા કાઉસગ્ગ ધ્યાને રહ્યા.

## ગોશાળાને પડેલો માર

એ જ શૂન્ય ઘરમા, એ જ ગામના જાગીરદારનો સિંહ નામનો યુવાન પુત્ર, વિદ્યુન્મતી નામની દાસી સાથે રતિક્રિડા કરવા, રાત્રિને વિષે આવ્યો. રાત્રિનો ગાઢ અંધકાર વ્યાપેલો હોવાથી યુવક–યુવતિને ગોશાળાની હાજરીની ખબર ન પડી. તેઓ રતિક્રીડા કરી ત્યાંથી નીકળ્યાં, એટલે ગોશાળો કે જે અત્યાર સુધી છુપાઈને બધું જોતો હતો તે ખડખડાટ હસી પડ્યો. સિંહને આથી ક્રોધ ચડ્યો. તેણે ગોશાળાને ખુબ માર માર્યો. પછી જ્યારે તે અધમુઆ જેવો થયો અને બુમેબુમ પાડી રડવા લાગ્યો ત્યારેજ તેને છુટો કર્યો ત્યારપછી ગોશાળે પ્રભુ પાસે આવી કહ્યુ કે–" પ્રભુ ! મને એકલાને તેણે આટલો બધો માર માર્યો, છતાં આપ કેમ વચમાં ન પડયા ?" પ્રભુના શરીરમાં સંક્રમેલા સિદ્ધાર્થે કહ્યું કે—" ભલા માણસ ! તારે ગંભીરતા રાખવી જોઇએ કોઈની મશ્કરી ન કરવી ઘટે. હવેથી સાવચેત રહેજે."

ત્યાંથી વિહાર કરી પ્રભુ પાત્રાલક ગામમાં જઈ, કોઈ એક

શૂન્ય ઘરમા કાઉસગ્ગ ધ્યાને રહ્યા. ત્યા પણ રાત્રિને વિષે સ્કદ નામના યુવકને સ્કદિલા નામની દાસી સાથે રતિક્રિડા કરતો જોઇ, ગોશાળો મશ્કરી કર્યા વિના ન રહી શકયો તેથી ત્યા પણ પ્રથમની જેમ તેણે ખુબ માર ખાધો !

## મુનિચદ્ર સૂરિનુ વૃતાન્ત

પાત્રાલકથી વિહાર કરી, પ્રભુ કુમારક સન્નિવેશમા આવ્યા અને ચા ચ પક રમણીય નામના ઉદ્યાનમા કાઉસગ્ગ ધ્યાને રહ્યા તે વખતે શ્રી પાર્શ્વનાથ પ્રભુના સ તાનીય શિષ્ય મુનિચ દ્ર નામના આચાર્ય, ઘણા શિષ્યોના પરિવ ર સાથે વિચરતા વિચરતા તેજ ગામમા કુ ભારની શાળામા રહેલા હતા ગોશાળાએ ગામમાના તે સાધુને પૂછયુ કે—" તમે કોણુ છો ? "

જવાબ મળ્યો કે—" અમે નિર્ગ્રન્થ છીએ '

ગોશાળાએ તિરસ્કાર કરતા કહ્યુ કે —" તમે કયા અને મારા ધર્માચાર્ય કયા ? તમારામા અને મારા ધર્માચાર્યમા મેરૂ અને સરસવના દાણા જેટલો તફાવત છે "

તે સાધુઓ શ્રી મહાવીર ભગવાનને ન્હોતા ઓળખતા તેથી બોલ્યા કે —" જેવો તુ છે, તેવાજ તારા ધર્માચાર્ય પણ હશે "

એવા આક્ષેપના વચનો સાભળી ગોશા ાને ક્રોધ ચડયો તેણે શ્રાપ આપ્યો કે —" જો મારા ધર્માચાર્યનુ તેજ હોય તો તેના પ્રભાવથી તમારો આ આશ્રમ બળી જાઓ "

સાધુઓએ નિડરતાથી કહ્યુ કે–" અમે કોઇના શ્રાપથી મુદ્દલ ડરતા નથી અને તારામા તે એવુ કયુ દૈવત છે કે અમારૂ આશ્રમસ્થાન બળી જાય ? "

ગોશાળો ઘડીવાર તો આશ્રમસ્થાન સામે જોઈ રહ્યો, પણ

તેમાં આગ લાગે એવો કંઇ સંભવ ન જણાવાથી તે ખેદયુક્ત વદને પ્રભુ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે:—"હે સ્વામી! મેં આપના નામથી શ્રાપ આપ્યો, છતાં તે સાધુઓનો ઉપાશ્રય ન બળ્યો તેનુ શું કારણ?"

સિદ્ધાર્થે જવાબ આપ્યો કે—"અરે બેવકુફ! તેઓ તો શ્રી પાર્શ્વનાથ પ્રભુના શિષ્યો છે. તેમને શ્રાપ અપાયજ નહીં અને આપીએ તોપણ કંઇ ન વળે"

તે રાત્રિએ, મુનિચંદ્રસૂરિ જીનકલ્પની તુલના કરતા હોવાથી ઉપાશ્રયની બ્હાર પ્રતિમા ધરીને રહ્યા. પેલો કુંભાર મદિરાપાન કરી, ઘુમતો ઘુમતો ત્યાં આવી ચડયો. તેણે: દારૂના નીસ્સામાં આચાર્ય મહારાજને ન ઓળખ્યા તેણે તેમને કોઈએક ચોર માની, ગળું પકડી, એટલો બધો માર માર્યો કે આચાર્ય મહારાજનો પ્રાણપંખી ઉડી ગયો. આવું મરણાન્ત કષ્ટ વેઠવા છતા તેઓ પોતાના શુભ ધ્યાનમાંથી જરાય ન ડગ્યા. પરિણામે તેમને તેજ વખતે અવધિજ્ઞાન થયું અને કાળધર્મ પામી દેવલોકે ગયા. દેવોએ આવી તે મુનિરાજના મહિમા માટે પ્રકાશ કર્યો. એ પ્રકાશ જોઈ ગોશાળો મનમાં મલકાયો કે આખરે મારો શ્રાપ ફળ્યો ખરો! સાધુઓનો ઉપાશ્રય બળ્યો ખરો!

સિદ્ધાર્થે તેને સત્ય હકીકત કહી સંભળાવી છતાં ગોશાળાથી શાંત ન રહેવાયુ. તે એકવાર ત્યા જઈ, સૂઈ રહેલા સાધુઓને તિરસ્કારી પાછો આવ્યો ત્યારેજ તેના આત્માને શાંતિ વળી!

## ગોશાળો હેડમાં પડયો!

ત્યાથી વિહાર કરી પ્રભુ ચોરા નામના ગામમાં આવ્યા. ગોશાળો પણ પ્રથમની જેમ સાથે જ હતો. ત્યાં પ્રભુને અને

ગોશાળાને રાજ્યની છુપી બાતમી લઈ જનાર જાસુસ જાણી કોટવાળે તેમને હેડમા નાખવાનો સંકલ્પ કર્યો. ગોશાળાને તો પકડતા જ હેડમા નાખ્યો હજી પ્રભુને હેડમા નાખ્યા નહોતા. તેટલામા ઉત્પલ નિમિત્તીયાની સોમા અને જયતી નામની બે બ્હેનો, જેઓ સંયમ પાળવાને અસમર્થ નીવડવાથી, પાછળથી સન્યાસિની થઈ હતી, તેમણે પ્રભુને ઓળખ્યા અને પેલા કોટવાળને કહ્યુ કે —" જો જો, મૂર્ખાઈ ન કરતા તમે જો આ પુરૂષને હેડમા નાખશો તો તમારે જ જીવવુ ભારે થઈ પડશે આ પુરૂષ બીજા કોઈ નહીં પણ સિદ્ધાર્થ રાજાના પુત્ર મહાવીર પ્રભુ પોતે છે, એટલુ પણ તમને ભાન નથી ? " એ ખુલાસો સાભળતાજ કોટવાળ ભયથી ધ્રૂજી ઉઠયો અને પ્રભુને જવાનો માર્ગ કરી આપી, તેમના ચરણમા નમી, પોતાના અપરાધની ક્ષમા માગી ગોશાળાને પણ પ્રભુનો જ એક શિષ્ય માની તત્કાળ છોડી દીધો

ત્યાથી વિહાર કરી, પ્રભુ પૃષ્ટચંપા નગરીમા પધાર્યા. ત્યા તેમણે ચાર મહિનાના ઉપવાસ વડે ( ચોમાસી તપ ) ચોથુ ચાતુર્માસ નિર્ગમન કરી, પૃષ્ટચંપાની બ્હાર પારણુ કર્યું ત્યાથી વિહાર કરી તેઓ કાયગલ નામના સન્નિવેશમા ગયા

## ગોશાળાની ખીરમા મનુષ્યનુ માસ !

તે પછી પ્રભુ શ્રાવસ્તી તરફ વિહાર કરી ગયા અને શ્રાવસ્તી નગરીની બહાર કાઉસગ્ગધ્યાને રહ્યા ભોજન સમયે ભિક્ષા માટે જતા ગોશાળાએ પ્રભુને પૂછયુ કે —" સ્વામી ! આજે મને કેવો આહાર મળશે ? "

સિદ્ધાર્થે જ જવાબ આપ્યો કે —" આજે તો તને મનુષ્યનુ માસ મળશે "

ગોશાળાએ વિચાર કર્યો કે જયાં માંસની ગંધ પણ ન હોય ત્યાંજ આજે ભીક્ષા લેવા જઉં અને માંસ મળવાનું ભવિષ્ય ખોટું પાડું તોજ હું ખરો ! તે શુદ્ધ આહાર-પાન કરનાર વૈશ્યોના લતામાં ભીક્ષા માટે ભમવા લાગ્યો.

હવે પ્રસંગ એવો બન્યો કે તે નગરીમાં પિતૃદત્ત નામના એક વૈશ્યની સ્ત્રી-ભદ્રાને ભાગ્યયોગે દરવેળા મરેલાં સંતાન જન્મે. ભદ્રાએ પોતાના દુર્ભાગ્યની વાત શિવદત્ત નામના એક નિમિત્તીયાને કરી, અને એ દોષ નિવારવાને શું કરવું તે વિષે જીજ્ઞાસા કરી. શિવદત્તે કહેલુ કે " જો હવે તને મરેલ સંતાન જન્મે તો એ મરેલા બાળકનું માંસ ખીર સાથે મેળવી, કોઈ ભિક્ષુકને ખવરાવજે, એટલે તને સારા-નરવાં બાળક અવતરશે."

ગોશાળો ભિક્ષાને માટે ભમતો હતો, તેજ દિવસે ભદ્રાને મરેલું બાળક અવતરેલું. તેથી તેણીએ તે મરેલા બાળકનું માંસ ખીર સાથે ભેળવી તૈયારજ રાખ્યું હતું. તેટલામાં ગોશાળો મિષ્ટાન્નની આશાથી ભમતો ભમતો તે જ ઘરે આવી ચડ્યો. વાટ જોઇ બેઠેલી ભદ્રા એકદમ ઉઠીને ઉભી થઈ અને પેલી ખીર ગોશાળાને આપી દીધી ખીર લઇને ગોશાળો રવાના થયો એટલે બાઈએ વિચાર્યું કે જો આ ભિક્ષુકને ખીરમાના માંસની ખબર પડશે તો જરૂર મને શ્રાપ આપી મારૂં ઘર પણ બાળી નાખશે તેથી તેણીએ ગોશાળાના જવા પછી ઘરનુ બારણુ જ ફેરવી નાખ્યું !

ગોશાળે આનંદથી ખીર ખાધી અને પ્રભુની પાસે આવી નિવેદન કર્યું, ત્યારે પ્રભુએ તે ખીરવાળી આખી વાત મૂળથી જ કહી સંભળાવી. ગોશાળાએ નિર્ણય કરવા મુખમાં આંગળી નાખી વમન કર્યું. વમનની અંદર બરાબર તપાસ કરતાં બાળકનું માંસ જણાયું.

ખીરમાં માંસ ભેળવી, પોતાને ઠગનારી બાઈ ઉપર ગોશા-

ળાને ગુસ્સો ચડ્યો તેથી શ્રાપ આપી તેણીનું ઘર બાળી નાખવા તુરત ત્યાં ગયો પણ ઘરનું બારણું ફેરવી નાખેલું હોવાથી, મૂળ ઘર પારખી શકયો નહીં. તેનો ગુસ્સો શાંત થવાને બદલે ઉલટો વધ્યો. તેણે કહ્યું કે "જો મારા ધર્માચાર્યનું તપ તેજ હોય તો આ આખો લત્તો બળી જાઓ" સાન્નિધ્ય રહેલા વ્યંતરોએ વિચાર્યું કે પ્રભુનું માહાત્મ્ય સાવ નિષ્ફળ જાય તે ઠીક નહીં, તેથી તેઓએ આખો લત્તો બાળી નાખ્યો.

## પ્રભુના પગ દાઝયા

ત્યાંથી વિહાર કરી પ્રભુ હરિદ્ર નામના સન્નિવેશની બહાર હરિદ્રવૃક્ષ નીચે કાઉસગ્ગધ્યાને રહ્યા. એજ વૃક્ષ નીચે રાતવાસો રહેલા મુસાફરોએ ટાઢને લીધે રાત્રિએ અગ્નિ સળગાવેલો. સવાર થતાં તેઓ અગ્નિને બુઝાવ્યા વગર જ પોતપોતાના રસ્તે ચાલતા થયા. અગ્નિ ધીરે ધીરે ફેલાતો પ્રભુ પાસે આવ્યો. કર્મરૂપ ઈંધનને બાળવા ધ્યાનરૂપ અગ્નિને અહોનિશ સચેત રાખનાર પ્રભુ આવા સ્થૂળ અગ્નિથી જરા પણ ક્ષોભ ન પામ્યા. અગ્નિએ પોતાનો ભાવ ભજવ્યો વધુ તો કંઈ નહીં પણ પ્રભુના પગ દાઝ્યા. ગોશાળો તો અગ્નિ જોઈને, મુઠી વાળી ત્યાંથી નાસી જ ગયો. પછી જ્યારે અગ્નિ ઓલવાઈ ગયો ત્યારે પાછો પ્રભુ પાસે આવીને બેસી ગયો!

## બાલીશ ગોશાળાના ચાળા-ચટકા

ત્યાંથી વિહાર કરી પ્રભુ નંગલા નામના ગામે આવ્યા અને વાસુદેવના મંદિરમાં પ્રતિમા ધરીને રહ્યા. ત્યાં કૌતુકપ્રિય ગોશાળો આંખના ચાળા-ચટકા કરી ગામના બાળકોને બીવરાવવા લાગ્યો. બાળકો ભયભીત બની નાસભાગ કરવા મંડ્યા. બાળકોના માબાપોને ખબર પડતાં તેમણે ત્યાં આવી ગોશાળાની ઝાટકણી કાઢી નાખી

અને ખૂબ મેથીપાક પણ ચખાડયો ! ત્યાંથી વિહાર કરી પ્રભુ આવર્ત ગામ પધાર્યા, અને બળદેવના મંદિરમાં પ્રતિમા ધરીને રહ્યા ત્યાં પણ ગોશાળે પોતાના સ્વભાવ પ્રમાણે બાળકોને બી· વરાવવા મુખના ચાળા કરવા માંડ્યા ભયભીત બનેલાં બાળકોના માબાપોએ જોયું કે ગોશાળો તો એક બેવકુફ ભિક્ષુક માત્ર છે, તેને મારવાથી કંઈ લાભ થાય તેમ નથી. તેથી તેમણે તેના ગુરૂને જ શિક્ષા આપવાનો મનસુબો કર્યો. તેમણે વિચાર્યું કે "જે ગુરૂ પોતાના શિષ્યના તોફાન મુંગેમ્હોડે જોયા કરે છે અને વારતો નથી તેને જ શા સારૂ શિક્ષા ન કરવી ?"

દુર્બુદ્ધિવાળા માબાપો, જેવા પ્રભુને મારવા તૈયાર થયા કે તેજ વેળા મંદિરમાંની બળદેવની મૂર્ત્તિએ જ હળ ઉપાડી તેમને અટકાવ્યા. એ દેખાવ જોઇ આશ્ચર્યમુગ્ધ બનેલા લોકો પ્રભુના પગમાં નમી પડયા અને પોતાના અપરાધ બદલ વારંવાર પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

ત્યાંથી વિહાર કરી પ્રભુ ચોરાક સન્નિવેશે ગયા. ત્યાં એક માંડવામા ઉત્તમ ભોજન રંધાતું હોવાથી, "ભોજન તૈયાર થવાને હવે કેટલીવાર છે ?" તે તપાસવા ગોશાળો છાનોમાનો છુપાઇને, નીચો વળીને વારંવાર જોવા લાગ્યો. તે ગામમા ચોરની ઘણી રંજાડ હતી. તેથી સંતાઇને જોતા ગોશાળાને લોકોએ ચોર માની પકડયો અને માર્યો પણ ખરો ! ગોશાળાએ ગુસ્સે થઈ શ્રાપ આપ્યો કે-"જો મારા સ્વામીનું તપઃતેજ હોય તો આ માંડવો બળી જાઓ" પ્રભુનુ નામ લઇ શ્રાપ આપેલો હોવાથી, પ્રભુના ભક્ત વ્યંતરોએ તત્કાળ માંડવો બાળી નાખ્યો.

ત્યાંથી પ્રભુ કલંબુકા નામના સન્નિવેશમાં પધાર્યા. અહીયા મેઘ અને કાલહસ્તી નામના બે ભાઇઓ પર્વતના રક્ષક તરીકેનો અધિકાર ભોગવતા હતા. કાલહસ્તીએ મૌનધારી પ્રભુને અને

ગોશાળાને ચોર માની પકડયા અને તેમને ચોર સજા કરવા પોતાના ભાઈ-મેઘને સોપ્યા મેઘ પ્રથમ સિદ્ધાર્થ રાજાનો નોકર હતો તેથી તેણે પ્રભુને પીછાણ્યા, અને પોતાના ભાઈએ કરેલા અવિનયને ખમાવી પ્રભુને તથા ગોશાળાને પણ માનપૂર્વક છોડી દીધા

## લાટ દેશમા પ્રભુનો પ્રવેશ—ઉપસર્ગોની પરપરા

કલબુકા સન્નિવેશથી વિહાર કરી શ્રી મહાવીર પ્રભુ ક્લિષ્ટ કર્મોની નિર્જરા કરવા માટે લાટ દેશમા આવ્યા લાટ દેશના નિવાસીઓ ઘણા ક્રૂર સ્વભાવના હતા પ્રભુ ઉપર તેમણે ઘોર ઉપસર્ગો કર્યા. પરતુ પરિણામે પ્રભુને તો એકાત લાભ જ થયો— એ ઉપસર્ગો શાતિથી વેદી લઈ તેમણે ઘણા કર્મ ખપાવ્યા.

## નદિષેણસૂરિનુ વૃત્તાન્ત

લાટદેશમા વિચરતા પ્રભુ અનુક્રમે પૂર્ણકલશ નામના એક અનાર્ય ગામ તરફ એકવાર જતા હતા માર્ગમા બે ચોર મળ્યા તેમણે પ્રભુના દર્શનથી ભારે અપશુકન થયુ માન્યુ! તેથી તેઓ તરવાર ઉગામી પ્રભુને હણવા દોડયા. એટલામા ઇંદ્રે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકી જોયુ તો પેલા બે હત્યારા તેની દૃષ્ટિએ પડ્યા. ઇંદ્રે તત્કાળ પોતાનુ વજ્ર વાપરી પેલા હત્યારાઓને હણી નાખ્યા ત્યાથી વિહાર કરી પ્રભુ ભદ્રિકાપુરી પધાર્યા. ત્યા તેઓ પાચમુ ચોમાસુ રહ્યા અને ચોમાસી તપ કર્યો ચોમાસી તપનુ પારણુ નગરબ્હાર કરીને તેઓ અનુક્રમે તબાલ નામના ગામે ગયા અહીંયા પાર્શ્વનાથ પ્રભુના સતાનીય નદિષેણ નામના બહુશ્રુત વૃદ્ધ આચાર્ય ઘણા શિષ્યોના પરિવાર સાથે આવીને રહ્યા હતા. ગોશાળાએ પહેલા જેમ મુનિચદ્રસૂરિના શિષ્યોનો તિરસ્કાર અને ઉપહાસ કર્યો હતો તેમ આ આચાર્યના શિષ્યોને પણ તેણે પોતાના સ્વભાવ પ્રમાણે

ચીડવ્યા. રાત્રિએ નંદિષેણસૂરિ ઉપાશ્રયની બ્હાર કાઉસ્સગ્ગ ધરીને સ્થિર રહ્યા, તે વેળા ચોકી કરવા નીકળેલા, ગામના કોટવાળના પુત્રે ચોરની ભ્રાંતિથી, તે આચાર્યને ભાલો માર્યો. આચાર્યને મરણાંત કષ્ટ થયું, છતાં પોતાની શાંતિ અને ધીરતાથી જરા પણ ન ચળ્યા. પ્રાણઘાતક-ભાલાની વેદના શાંતચિત્તે સહન કરતાં, તેમને તે જ વખતે અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ અને કાળધર્મ પામી દેવલોકે ગયા

## પુનઃ જાસુસ તરીકે પકડાયા !

ત્યાંથી વિહાર કરી પ્રભુ કૂપિક નામના સન્નિવેશમાં આવ્યા. મૌન ધરીને રહેલા પ્રભુને ત્યાના અધિકારીઓએ ગુપ્ત જાસુસ જાણી, ગોશાલા સાથે પકડ્યા. તે ગામમાં વિજયા અને પ્રગલ્ભા નામની બે સન્યાસિનીઓ રહેતી હતી તે બન્ને પ્રથમ તો શ્રી પાર્શ્વનાથ પ્રભુની સંતાનીય સાધ્વીઓ હતી. પણ સંયમ ન પળવાથી સંન્યાસિની થઈ ગઈ હતી તે સંન્યાસિનીઓએ પ્રભુને ઓળખ્યા અને અધિકારીઓને કહ્યું કે:—" અરે મૂર્ખાઓ ! આ તો સિદ્ધાર્થ રાજાના જગત્ ઉદ્ધારક પુત્ર શ્રી મહાવીર પ્રભુ પોતે છે. આવા પૂજનીય મહાત્માને પકડવાથી કેવા અનર્થ ભોગવવા પડશે તેનું તમને ભાન છે ? તેમને જલદી છોડી મૂકવામાં જ તમારૂં કલ્યાણ છે " ભયભીત બનેલ અધિકારીઓએ તેમને ગોશાળા સાથે છોડી મૂકયા.

## ગોશાળો જૂદો પડ્યો !

ત્યાંથી વિહાર કરી પ્રભુ વૈશાલી નગરી તરફ ચાલ્યા. ચાલતાં ચાલતા બે રસ્તા આવ્યા. ગોશાળો બોલ્યો કે.—" હે સ્વામી ! મને લોકો માર મારે છે છતા આપ મૌન રાખો છો અને કોઈને વારતા પણ નથી. તેથી તમારી સાથે હું શા સારૂં

રહુ ?" એમ કહી ત્યાંથી છૂટો પડી બીજે માર્ગે ચા યો માર્ગમા તેને પાચસો ચોર મળ્યા તેમણે ગોશાળાને "મામો, મામો" કહી વારાફરતી તેના ખભા ઉપર સ્વાર થઈ, એવો તો ફેરવ્યો કે ગોશાળો સાવ લોથપોથ થઇ ગયો! પછી ચોરો તેને ત્યા જ પડતો મૂકી ચા યા ગયા ગોશાળો ખિન્ન થઈ વિચારવા લાગ્યો કે—" આના કરતા તો સ્વામી સાથે રહેવામા જ મજા છે " તે પ્રભુની ફરીથી તપાસ કરવા લાગ્યો. પ્રભુ વિચરતા વિચરતા વૈશાલી નગરી પહોચ્યા.

## લુહારનો ઉપસર્ગ

ત્યા એક લુહારની શાળા ખાલી દેખી, લોકોની આજ્ઞા લઈ, પ્રભુ તેમા પ્રતિમાધ્યાને રહ્યા શાળાનો સ્વામી–લુહાર છ મહિના થયા રોગથી પીડાઇ માંડમાંડ સાજો થઇ, તેજ દિવસે લોઢુ ઘડવાના હથિયાર હાથમા લઈ, પોતાની શાળામા આવતો હતો ત્યા પ્રભુને જોવાથી તેને ભારે અપશુકન ભાસ્યુ તેણે ઘણવડે પ્રભુને મારવાનો નિશ્ચય કર્યો એટલામા ઇન્દ્રે અવધિજ્ઞાનથી સર્વ વ્યાપ ર જાણી લીધો અને લુહારના ઘણ વડે તેને પોતાને જ મારી નાખ્યો. ત્યાથી વિહાર કરી પ્રભુ ગ્રામાક સન્નિવેશમા ગયા અહીં ઉદ્યાનમા કાઉસગ્ગધ્યાને રહેલા પ્રભુનો બિભેલક નામના યક્ષે ભારે મહિમા કર્યો

## કટપૂતના વ્ય તરીનો ઉપસર્ગ

ત્યાથી વિહાર કરી પ્રભુ શાલિશીર્ષ નામના ગામમાં ગયા. ત્યા ઉદ્યાનને વિષે, માહ મહીનાની કડકડતી ટાઢમા પ્રભુ કાઉસગ્ગ ધ્યાને રહ્યા પ્રભુના ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમા તેમને એક વિજયવતી નામની અણમાનીતી રાણી હતી તે વિજયવતી મરીને, ઘણા ભવભ્રમણ કરી કટપૂતના નામે વ્ય તરી થઇ હતી

તે વ્યંતરીએ પ્રભુને દેખી-પૂર્વભવનું વૈર સંભારી, વૈરનો બદલો લેવા તાપસીનું રૂપ વિકુર્વ્યું. પછી જટામાં હિમ જેવું ઠંડું જળ ભરી, પ્રભુના શરીર ઉપર છાંટવા માંડ્યું. તે જળવડે પ્રભુને એવો તો આકરો શીત ઉપસર્ગ થયો કે, જો બીજો કોઈ સાધારણ જન-પ્રાણી હોય તો ત્યાંજ ઠંડીથી અચેત બની જાય. પ્રભુએ આખી રાત એ ઉપસર્ગ શાંતિથી વેઠ્યો. અંત સુધી પ્રભુને નિશ્ચલ રહેલા જોઈ વ્યંતરીનો ક્રોધ શમ્યો અને પૂર્વવૈર ત્યજી પ્રભુના ચરણમાં નમી પડી. ઉપસર્ગને સમભાવે સહન કરતા અને છઠ્ઠના તપ વડે વિશુદ્ધ થતા પ્રભુને તે વખતે લોકાવધિ અવધિજ્ઞાન ઉત્પન્ન થયું.

## મગધમાં વિહાર

ત્યાંથી વિહાર કરી પ્રભુ ભદ્રિકાપુરીએ આવ્યા. ત્યાં ચોમાસી તપવડે તથા વિવિધ પ્રકારના અભિગ્રહો વડે આત્માને ભાવતા, છઠું ચોમાસું રહ્યા. અહીંઆ ગોશાળો પણ શોધતો શોધતો ફરી પાછો છ મહીને પ્રભુને આવી મળ્યો. પ્રભુએ ચોમાસી તપનું પારણું નગરીની બ્હાર કરી, ઋતુબધ્ધ મગધદેશમાં ઉપસર્ગરહિતપણે વિહાર કરવા માંડયો.

મગધદેશમાં આઠ માસ ઉપસર્ગરહિત વિચરી ભગવાન્ મહાવીર આલભિકા નગરીમાં ચાતુર્માસ કરવા પધાર્યા ત્યાં ચોમાસી તપ વડે સાતમું ચાતુર્માસ પુરૂં કરી, નગરીની બ્હાર પારણું કર્યું. ત્યાંથી વિહાર કરી તેઓ કુંડગ સન્નિવેશમાં વાસુદેવના ચૈત્યમાં પ્રતિમાધ્યાને રહ્યા. ત્યા ગોશાળો પણ વાસુદેવની પ્રતિમા સામે મુંઠ રાખીને બેઠો, તેથી લોકોએ તેને ત્યા પણ કૂટ્યો! કર્મરૂપી શત્રુને મર્દન કરનારા પ્રભુ ત્યાથી વિહાર કરી મર્દન ગામ પધાર્યા અને ત્યાં બળદેવના મંદિરમાં પ્રતિમાધ્યાને રહ્યા. ત્યાં ગોશાળો બળદેવના મુખને વિષે પુરૂષચિન્હ રાખીને રહ્યો, તેથી લોકો-

એ તેને ત્યા પણ મારો એવી રીતે અને જ્ગ્યાએ લોકોએ તેને મુનિ જાણી છોડી મૂકયો ત્યાથી વિહાર કરી પ્રભુ બહુશાલ ગામના શાલવન નામના ઉદ્યાનમા પ્રતિમાધ્યાને રહ્યા ત્યા રહેતી શાલર્યા નામે વ્યન્તરીએ પ્રભુને ઘણા ઉપસર્ગો કર્યા, છતા ધ્યાનસ્થ પ્રભુને જરા પણ ચલાયમાન ન કરી શકવાથી, થાકીને પોતાનો અપરાધ ખમાવીને પ્રભુનો મહિમા ગાયો ત્યાથી વિહાર કરી, પ્રભુ લોહાર્ગલ ગામ પધાર્યા ત્યાના જિતશત્રુ નામના રાજાના અમલદારોએ, મૌનધારી પ્રભુને તથા ગોશાળાને છુપા જાસુસ માની પકડયા અને રાજા પાસે હાજર કર્યા રાજસભામા ઉત્પલ નામનો નિમિત્તીયો પ્રથમથીજ આવીને બેઠો હતો તેણે પ્રભુને એકદમ ઓળખ્યા અને પોતે ઉભા થઈ પ્રભુને ભકિતપૂર્વક વદન કર્યું તેણે રાજાને કહ્યું કે —" રાજન્ ! આ જાસૂસ નથી, તેમ કોઇ સાધારણ મનુષ્ય પણ નથી સિદ્ધાર્થ રાજાના પુત્ર-વિશ્વવદ્ય શ્રી વર્ધમાન સ્વામી પોતે જ છે ! 'રાજાએ તરતજ પ્રભુને તથા ગોશાળાને મુક્ત કર્યા. પોતાના અધિકારીઓની ભૂલ બદલ પોતે પ્રભુ પાસે અતઃકરણપૂર્વક ક્ષમા યાચી ત્યાથી વિહાર કરી પ્રભુ પુરિમતાલ નામના નગરે ગયા, ત્યા શકટમુખ નામના ઉદ્યાનમા શ્રી મલ્લિનાથ પ્રભુનુ મદિર હતુ તે ઉદ્યાન અને નગરની વચ્ચેના કોઈ પ્રદેશમા પ્રભુ પ્રતિમાધ્યાને રહ્યા. એ અરસામા તે નગરનો વગ્ગુર નામનો શ્રાવક, શ્રી મલ્લિનાથ પ્રભુની પ્રતિમાની પૂજા કરવા માટે નગરમાથી શકટમુખ ઉદ્યાન તરફ જતો હતો તે વખતે ઇશાનેદ્ર, શ્રી મહાવીર પ્રભુને વદન કરવા આવેલો તેણે વગ્ગુર શ્રાવકને પૂજા કરવા જતો જોઇ કહ્યુ કે—"વગ્ગુર શ્રાવક ! આ પ્રત્યક્ષ જિનેશ્વરનુ ઉલ્લઘન કરી, જિનેશ્વરના બિબને પૂજવા કયા જાઓ છો ? આ છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુ પોતે જ છે તેઓ છદ્મસ્થપણે વિચરતા વિચરતા અહીં આવી પ્રતિમાધ્યા

ને રહ્યા છે.” વગ્ગુર શ્રાવક તત્ક્ષણ પ્રભુ પાસે આવ્યો અને અજ્ઞાનથી થયેલા અપરાધ બદલ મિથ્યાદુષ્કૃત દઇ, ભક્તિથી વંદન કર્યું. ત્યારપછી તે વગ્ગુર શ્રાવક ઉદ્યાનમાં જઈ શ્રી મલ્લિનાથ પ્રભુની પ્રતિમાની પૂજા કરી પોતાને ઘેર ગયો અને ઈન્દ્ર પણ પોતાને સ્થાને ગયો.

## લાંબા લાંબા દાંતવાળા દંપતી

ત્યાંથી વિહાર કરી, પ્રભુ અનુક્રમે ઉન્નાગ નામના સન્નિવેશ તરફ જતા હતા, ત્યા રસ્તામાં તરતનાજ પરણેલા લાંબા લાંબા દાતવાળા વર-વહુને સામેથી આવતાં જોઇ, ગોશાળાથી મુંગા ન રહેવાયું. તે બોલી ઉઠ્યો કે “ અહો ! વિધિરાજ પણ કેવો કુશળ છે કે દૂર દૂર વસતાં સ્ત્રી-પુરૂષને બરાબર લક્ષમાં રાખી, જેને જે યોગ્ય હોય તેને તેજ મેળવી આપે છે જુઓ તો ખરા ! આ બન્નેનાં દાત અને પેટ કેવા મોટાં છે ? વાંસામા પણ ખુંધ નીકળી છે અને નાકે ય ચીબા ! વિધાતાએ સરખે સરખી જોડી ઠીક મેળવી દીધી છે ! ” આ પ્રમાણે મશ્કરી કરતા ગોશાળાને પકડી વર-વહુ સાથેના માણસોએ ખૂબ માર્યો અને રસીથી બાધી વાંસના એક જાળામાં હડસેલી દીધો પાછળથી પ્રભુનો છત્રધર હોવાની ખબર પડતાં તેનાં બંધન છોડી મુક્ત કરવામા આવ્યો.

## મ્લેચ્છોના ઉપસર્ગ

પછી પ્રભુ તેની સાથે ચાલતા ગોભૂમિમાં આવ્યા. ત્યાંથી રાજગૃહ નગરમા પધારી આઠમું ચાતુર્માસ ચોમાસી તપવડે પુરૂ કર્યું, અને તે ચોમાસી તપનું પારણુ નગરની બ્હાર કર્યું. પ્રભુએ વિચાર્યું કે.—“ મારે હજી ઘણાં કર્મ નિર્જરવાનાં છે. ચીકણાં કર્મનો ક્ષય કરવા માટે ઉપસર્ગ થાય તેવી ભૂમિજ પસંદ કરવી જોઇએ ” તેમણે તે માટે વજ્રભૂમિ પસંદ કરી. તે

ભૂમિમા પરમાધામી જેવા ક્રૂર મ્લેચ્છોએ તેમને ઘણા ઉપસર્ગ કર્યા પરતુ એ ઉપસર્ગોથી કર્મનો ધ્વસ થતો હોવાથી, મ્લેચ્છોને પણ બધુથી અધિક પ્રેમથી ચાહવા લાગ્યા પ્રભુએ તેજ ભૂમિમા નવમુ ચતુર્માસ ચોમાસી તપવડે પુરૂ કર્યુ, ત ઉપરાત બીજા બે મહિના ત્યા જ વિચર્યા ત્યા ચોમાસામા કોઈ એક નિયત સ્થાન ન મળવાથી પ્રભુએ નવમુ ચોમાસુ અનિયતજ કરેલુ

ત્યાથી વિહાર કરી પ્રભુ સિદ્ધાર્થપુરે આવ્યા ત્યાથી કુર્મગામ તરફ જતા રસ્તામા ગોશાળાએ એક તલનો છોડ જોઇ પ્રભુને પૂછ્યુ કે —" હે પ્રભુ ! આ છોડ ફળશે કે નહીં ?" પ્રભુએ કહ્યુ કે —" ફળશે તેને સાત ફૂલ લાગ્યા છે તે સાતે ફુલના જીવ મરીને આજ છોડની શીંગમા સાત તલ થશે " પ્રભુના વચનને જુઠુ પાડવા તેણે તે છોડવો મૂળમાથી એ ચી કાઢી ફે કી દીધો નજીકમા રહેલા વ્યતરોએ આ ઘટના જાણી, પ્રભુની વાણીને નિષ્ફળ ન બનાવવા, ત્યા વૃષ્ટિ કરી વરસાદથી ભીની થયેલી ભૂમિમા, છોડનુ મૂળીયુ કોઈ ગાયની ખરીથી બરાબર દબાઇ ગયુ અને ધીરે ધીરે તે છોડવો હતો તેવો જ થઇ ગયો

## તેજોલેશ્યાનો વિધિ

કૂર્મગામની બ્હાર વૈશ્યાયન નામનો એક તાપસ મધ્યાન્હ સમયે, બને હાથ ઉચા કરી, સૂર્ય સામે દષ્ટિ રાખી, જટા છૂટી મૂકી, સૂર્યની આતાપના લેતો હતો સૂર્યના સખ્ત તાપને લીધે તેની જટામાથી જૂઓ ( યૂકા ) ખરતી હતી તાપસ તે જૂઓ પાછી વીણી પોતાની જટામા મૂકતો આવુ દુસહ અનુષ્ઠાન કરી રહેલા તાપસની ચેષ્ટા કર્યા વગર ગોશાળાથી ન રહેવાયુ

તેણે તેની જટાની જૂંઓ જોઈ કહ્યું કે—"આ તાપસને યૂકાશય્યાતર કહેવો એજ વાજબી છે." તાપસને એ વિશેષણથી ઘણું માઠું લાગ્યું. તેથી તેણે ક્રોધાયમાન થઈ, ગોશાળા ઉપર તેજોલેશ્યા મૂકી. કરૂણાસાગર પ્રભુએ જો તેને આ વખતે ન બચાવી લીધો હોત તો જરૂર તે બળીને રાખ થઇ ગયો હોત. પણ પ્રભુએ તેજોલેશ્યા સામે શીતલેશ્યા છોડી. તેથી પાણીથી આગ જેવી રીતે બુઝાઇ જાય તેવી રીતે તાપસની તેજોલેશ્યા પણ શમી ગઈ. ગોશાળો બચી ગયો, વૈશ્યાયન પણ પ્રભુની અલૌકિક શક્તિ જોઈ ચકિત થયો અને પોતાના સાહસિક કર્મ માટે ક્ષમા યાચી.

ગોશાળે પ્રભુને પૂછ્યું કઃ—"એ તેજોલેશ્યા શી રીતે પ્રાપ્ત થાય?" પ્રભુ જાણતા હતા કે આવા અપાત્રને તેજોલેશ્યાની વિધિ શીખવવી એ સર્પને દૂધ પાવા સમાન છે, છતાં ભાવિભાવ કોઈ મિથ્યા કરી શકનાર નથી એમ માની ગોશાળાને તેજોલેશ્યાનો વિધિ શીખવ્યો. તે વિધિ નીચે પ્રમાણે:—"જે મનુષ્ય સૂર્યની આતાપનાપૂર્વક હંમેશા છઠ્ઠ કરે, અને એક મુઠી અડદના બાકળા તથા અંજલિ માત્ર ગરમ પાણીથી છઠ્ઠનું પારણું કર્યા કરે તો તેને છ માસને અંતે તેજોલેશ્યાની પ્રાપ્તિ થાય"

ત્યાંથી વિહાર કરી પ્રભુ પાછા સિદ્ધાર્થપુર તરફ જતા હતા ત્યાં માર્ગમાં પેલા તલના છોડવાનો પ્રદેશ આવ્યો ગોશાળો બોલ્યો કેઃ—"હે સ્વામી! આપને મેં તલના જે છોડવા માટે પૂછ્યું હતું, તેમાં આપના કહેવા પ્રમાણે તલ થયા નથી."

પ્રભુએ ઉત્તર આપ્યોઃ—"જો એજ તલનો આ છોડ ઉભો."

ગોશાળાને પ્રભુનાં વચન ઉપર એકાએક શ્રદ્ધા શાની બેસે? તેણે તે છોડવાની શીંગ ચીરી જોઇ, અને તલ ગણી જોયા તો બરાબર સાતના હીસાબે નીકળ્યા. આથી તેણે પોતાની મતિકલ્પના

પ્રમાણે સિદ્ધાંત કર્યો કે "જે પ્રાણીઓ જે શરીરમા મરેછે, તેજ પ્રાણીઓ પાછા તેજ શરીરમા ત્યાને ત્યાજ ઉત્પન્ન થાય છે" બીજો નિશ્ચય એ બાધ્યો કે —"જે થવાનુ હોય તેજ થાય છે" એ રીતે તેણે પોતાના જુના નિયતિવાદને વધારે મજબુત કર્યો

## ગોશાળાનો 'સર્વજ્ઞ' હોવાનો દાવો

તેજોલેશ્યા સાધવા માટે ગોશાળો પ્રભુથી છુટો પડયો તેણે શ્રાવસ્તી નગરીમા એક કુભારની શાલામા રહી, પ્રભુએ કહેલા વિધિ અનુસાર છ મહિના તપ કરી, તેજોલેશ્યા સિદ્ધ કરી એ સ્થલામા શ્રી પાર્શ્વનાથ પ્રભુના છ સાધુઓ કે જેઓ સયમ ન પાળી શકવાથી ગૃહસ્થ થયા હતા અને અષ્ટાગ નિમિત્તના જ્ઞાનમા નિષ્ણાત હતા તેઓ ગોશાળાને મળ્યા તેમની પાસેથી તે અષ્ટાગ નિમિત્ત ભણ્યો એક તો તેજોલેશ્યાની સિદ્ધિ પ્રાપ્ત થઇ, અને તે ઉપરાત અષ્ટાગ નિમિત્તનુ જ્ઞાન મળ્યુ, એટલે ગોશાળાનો ગર્વ છલકાઈ નીકળ્યો તે પોતાને સર્વજ્ઞ તરીકે ઓળખાવતો પૃથ્વી ઉપર વિચરવા લાગ્યો

હવે પ્રભુ સિદ્ધાર્થપુરથી વિહાર કરી વૈશાલી નગરી પ ધાર્યા. ત્યા સિદ્ધાર્થ રાજાના મિત્ર શ ખ નામના ગણુરાજે પ્રભુને ભક્તિપૂર્વક વદન કર્યુ ત્યાથી વિહાર કરી તેઓ વાણિજ નામના ગામે આવ્યા અને ગામ બ્હાર કોઈ એક પ્રદેશમા પ્રતિમા ધરીને રહ્યા તે ગામમા આનદ નામનો શ્રાવક રહેતો હતો, તે હમેશા છઠ્ઠ તપ કરતો અને સૂર્યની આતાપના લેતો. શ્રાવકની ઉત્કૃષ્ટ ક્રિયા કરવાથી તપસ્વી આનદને અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ હતુ છતા તે પ્રભુ પાસે આવી, વદન કરી બોલ્યો કે —" હે પ્રભુ! આપને ધન્ય છે! આવા ઘોર ઉપસર્ગો પડવા છતા આપનો સમભાવ ડગતો નથી! નાથ, હવે આપને થોડા જ વખતમા કેવલજ્ઞાન ઉત્પન્ન થશે." એ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી, આનદ

શ્રાવક પોતાના ઘેર ગયો અને પ્રભુ પણ ત્યાંથી વિહાર કરી, શ્રાવસ્તી નગરી પધાર્યા. ત્યાં દશમું ચાતુર્માસ વિવિધ તપ વડે સંપૂર્ણ કર્યું.

## સંગમ દેવના ઘોર ઉપસર્ગો

ચાતુર્માસ પુરું થતાં, પ્રભુ નગરીની બ્હાર પારણું કરી, વિચરતા વિચરતા અનુક્રમે મ્લેચ્છ લોકોથી ભરપૂર એવી દૃઢભૂમિમા આવ્યા. ત્યાં પેઢાલ નામના ગામની બ્હાર પોલાસ નામના ચૈત્યમાં તેમણે અઠ્ઠમ તપ સ્વીકારી પ્રવેશ કર્યો અને એક રાત્રિની પ્રતિમા ધરીને રહ્યા એ વખતે શક્રેન્દ્રે પોતાના અવધિજ્ઞાનથી પ્રભુને ધ્યાનમગ્ન જોઇ, તુરત સિંહાસન પરથી ઉતરી, પ્રભુને ઉદ્દેશી નમન કર્યું. તે પછી ઇન્દ્રે પ્રભુના ધૈર્ય ગુણની પ્રશંસા કરતાં, પોતાની સુધર્મસભામા બેઠેલા દેવો સમક્ષ કહ્યું કે.—“ અહો, શ્રી વીરપ્રભુ કેવા ધ્યાનમગ્ન થઇ રહ્યા છે ? તેમની ધીરતાની અને અડગતાથી હું કેટલી સ્તુતિ કરૂં ? તેમના ધ્યાનમગ્ન ચિત્તને ચલાયમાન કરવા, કદાચ ત્રણ જગતના પ્રાણીઓ એકઠા થાય તો પણ નિષ્ફળ જ જાય. ” સભામાં બેઠેલો, ઇન્દ્રનો એક સામાનિક દેવ-સંગમ, પ્રભુની પ્રશંસા સહન ન કરી શક્યો. તે ભ્રકુટી ચડાવી, ધ્રૂજતા સ્વરમાં તાડુકી ઉઠ્યો કે:—“ દેવેન્દ્ર ! આ દેવોની સભામાં એક પામર સાધુના વખાણ કરતા આપને જરાય સંકોચ નથી થતો ? દેવો કરતા એક સામાન્ય મનુષ્યમાં વિશેષ સામર્થ્ય હોય એવી કોઇ કલ્પના પણ ન કરી શકે. જે દેવો મેરૂપર્વતને પણ એક ઢેફાની જેમ ફેંકી દઇ શકે, જે દેવો સમુદ્રના અગાધ જળનુ એક અંજલી માત્રમા પાન કરી શકે, અને જે દેવો આખી પૃથ્વીને છત્રીની જેમ એક ભુજાથી તોળી રાખે તેમની પાસે એક માનવસાધુ શી ગણતરીમા છે ? સુરેન્દ્ર! આપ જ્યારે કોઇ મનુષ્યની પ્રશંસા આ સભામાં કરો છો ત્યારે

સમગ્ર દેવજાતિનુ અપમાન કરતા હો છો દેવોની એવી અવગણના આપને ન શોભે અને આપને વિશેષ ખાત્રી કરવી હોય તો હુ પોતે જ તેને એક ક્ષણવારમા ગભરાવી દઉં!"

ઇન્દ્રે વિચાર્યું કે-"જો હુ ધારૂ તો સગમને હમણા જ બોલતો બધ કરી શકુ પણ જો હુ તેને અત્યારે હુકમ કરી જતો અટકાવી દઇશ તો તે દુર્બુદ્ધિ એમ જ સમજશે કે તીર્થંકરો તો પારકાની સહાયથી જ તપ કરે છે એક સગમના મનમા નહીં પણ લગભગ બધા દેવોના મનમા ખોટા ભૂત ભરાઇ જશે માટે અત્યારે તો આ દુષ્ટને તેનુ ધાર્યું કરવા દેવામા જ લાભ છે" સમયને માન આપી તે મૌન રહ્યો

ક્રોધથી ધમધમી રહેલો સગમદેવ પ્રભુને ચલાયમાન કરવા, ઇન્દ્ર સમક્ષ પ્રતિજ્ઞા કરી, તુરતજ સભામાથી ચાલી નીકળ્યો અને સીધો પ્રભુ પાસે આવી ઉભો રહ્યો

પ્રભુની શાત મુખમુદ્રામાથી શાતિ અને કરૂણાની અમીધાર ઝરતી હતી પણ સગમને તો તે ઉલટુ જ પરિણમ્યુ કારણ કે તેનુ હૃદય ક્રોધ અને ઈર્ષાથી ધગી રહ્યુ હતુ

(૧) સૌ પ્રથમ તેણે ધુળનો વરસાદ વરસાવ્યો ધુળથી પ્રભુનુ સારૂ શરીર ઢકાઈ ગયુ નાક, આખ અને કાન વિગેરે શરીરના દ્વાર એવા તો પૂરી દીધા કે પ્રભુનો શ્વાસોચ્છ્વાસ પણ રૂધાઈ ગયો એટલેથી પણ પ્રભુનુ ધ્યાન ન તૂટ્યુ

(૨) ધુળને ખખેરી નાખી તે દુષ્ટે વજ્ર જેવા કઠોર મુખવાળી કીડીઓ પ્રભુના શરીર ઉપર વળગાડી સોયની જેમ તે કીડીઓએ પ્રભુનુ શરીર ચાળણી જેવુ કરી નાખ્યુ અને એક તરફથી પ્રવેશ કરી બીજી તરફ કીડીઓ નીકળી શકે એવુ બનાવી મૂકયુ છતા ક્ષમાસાગર તો અચળ જ રહ્યા

(૩) તે પછી પ્રચંડ ડાંસ ઉપજાવ્યા ડાંસના તીક્ષ્ણ ચટકાથી પ્રભુના શરીરમાંથી ગાયના દૂધ જેવું રૂધિર ઝરવા લાગ્યું.

(૪) તીક્ષ્ણ મ્હોંવાળી ધીમેલો પ્રભુના શરીરે એવી તો સજ્જડ રીતે ચોંટાડી કે આખું શરીર ધીમેલમય દેખાવા લાગ્યું.

(૫) તે પછી વીંછીઓ વિકુર્વ્યાં. પ્રલયકાળના અગ્નિના તણખા જેવા વીંછીઓએ, ભગવંતના શરીરને ભેદી નાખ્યું.

(૬) ત્યારપછી નોળીયા વિકુર્વ્યાં. તે "ખી! ખી!" એવા શબ્દો કરતા, દોડીદોડીને પોતાની ઉગ્ર દાઢવડે, ભગવંતના શરીરનું માંસ તોડવા લાગ્યા.

(૭) તે પછી ભયંકર સર્પો છોડી મૂક્યા. મહાવીર પરમાત્માનું સારૂં શરીર–પગથી માથા સુધી, સર્પોથી છવાઇ ગયું. ફણાઓ ફાટી જાય તેવા જોરથી પ્રભુ ઉપર ફણાનો પ્રહાર થવા લાગ્યો, દાઢો ભાંગી જાય તેટલા બળથી તે ડસવા લાગ્યા.

(૮) પોતાનું બધું ઝેર વમન કરી, સર્પો દોરડા જેવા થઇ ગયા એટલે સંગમે ઉંદરો ઉત્પન્ન કર્યાં. તે નખથી અને દાંતથી પ્રભુના અંગને ખણવા લાગ્યા અને તેની ઉપર મૂત્ર કરીને પડેલા ઘા ઉપર ખાર છાંટવા જેવું કર્યું.

(૯) તે પછી મદોન્મત્ત હાથીઓ વિકુર્વ્યા. હાથીઓએ પ્રભુના શરીરને સુંઢથી પકડી, અદ્ધર ઉછાળી, દંતશૂળ ઉપર ઝીલી, દાંતવડે પ્રહાર કર્યો, અને પગ નીચે પણ ચગદયા.

(૧૦) હાથીથી ક્ષોભ ન થયો એટલે હાથણીઓ આવી તે હાથણીઓએ પણ પ્રભુને તીક્ષ્ણ દાંતથી ઘણા પ્રહાર કર્યા અને પ્રભુનુ શરીર પગ નીચે કચર્યું.

(૧૧) અધમ સંગમ દેવે પિશાચનું રૂપ ધર્યું. તે પિશાચ અગ્નિની જ્વાળાઓથી વિકરાળ બનેલા પોતાના મુખને ફાડી,

હાથમા તલવાર પકડી પ્રભુની સ મુખ ધસી આવ્યો અને અટ્ટ હાસ્ય વિગેરે ઘોર ઉપસર્ગ કર્યા

(૧૨) નિર્દય સગમે તે પછી વાઘનુ રૂપ લીધુ પોતાની વજ્ર જેવી દાઢથી અને ત્રિશૂલ જેવા તીક્ષ્ણ ન્હોરથી પ્રભુના શરીરને તેણે વિદારી નાખ્યુ

(૧૩) એટલુ છતા પણ પ્રભુને ધ્યાનમા અચળ રહેલા જોઈ, ઠગારા સગમે સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા માતાનુ રૂપ લીધુ માતપિતા જાણે કરૂણવિલાપ કરતા હોય તેમ બોલવા લા યા કે—"હે પુત્ર! તે આવી દુષ્કર દીક્ષા શા સારૂ લીધી ? અમે ઘણા દુ ખી થઇ નિરાધાર ભિખારીની જેમ આડાઅવળા રઝળીએ છીએ અમારી સભાળ તુ નહીં લે તો બીજુ કોણ લેશે? તુ આવો ડાહ્યો હોવા છતા અમારા દુ ખ સામે કા નથી જોતો?"

(૧૪) એવા કરૂણ વિલાપથી પણ પ્રભુનુ મન ન રગાયુ સગમે એક છાવણી વિકુર્વી તે છાવણીના માણસોએ પ્રભુના પગ વચ્ચે આગ સળગાવી ભાત રાધવા પગ ઉપર વાસણ મૂકયુ અગ્નિ એટલો બધો આકરો કર્યો કે પ્રભુના પગ નીચે પણ બળવા લાગ્યા

(૧૫) તે પછી એક ચ ડાલ વિકુર્વ્યો. તે ચ ડાળે પ્રભુની ડોકમા, બે કાનમા, બે ભુજામા અને જ ઘા વિગેરે અવયવો ઉપર પક્ષીઓના પાજરા લટકાવ્યા પક્ષીઓએ ચાચ અને નખના પ્રહાર એટલા બધા કર્યા કે પ્રભુનુ શરીર પાજરા જેવુ છિદ્રવાળુ થઇ ગયુ

(૧૬) તે પછી પ્રચ ડ પવન વિકુર્વ્યો. એ પવનથી પર્વતો પણ ક પવા લાગ્યા. પ્રભુને ઉપાડીને નીચે પટકી દીધા.

(૧૭) એક ભય કર વ ટોળીયો ઉપજાવી, કુ ભારના ચાકડા

ઉપર રહેલા માટીના પીંડાની પેઠે પ્રભુને ખુબ ભમાવ્યા. એટલું છતાં સંગમનો કંઇ દી' ન વળ્યો. સંગમે વિચાર્યું કે-" ઉપસર્ગ કરી કરીને હું થાકયો, પણ આ વજ્ર જેવા કઠિન મનવાળા મુનિને કંઇજ અસર થતી નથી. હવે હું પાછો ઇંદ્રની સભામાં શી રીતે મ્હોં બતાવી શકીશ? આ મુનિ પણ કોઇ વિચિત્ર જેવો છે કે આટલું આટલું માથે કરવા છતાં પોતાના ધ્યાનમાંથી જરાય ચલાયમાન થતો નથી." તેણે હવે આકરામાં આકરા ઉપસર્ગ કરવાનો નિશ્ચય કર્યો !

(૧૮) સંગમે હજાર ભાર જેટલું વજનદાર એક કાળચક્ર વિકુર્વ્યું. તે કાળચક્ર ઉપાડી જોરથી પ્રભુના શરીર ઉપર નાખ્યું. જે કાળચક્ર મેરૂપર્વતના મજબુત શિખર પર પડયું હોય તો તેના પણ ચુરેચુરા થઇ જાય, તે ચક્ર પ્રભુના શરીર પર પડવાથી, તેઓ ઢીંચણ સુધી જમીનમા પેસી ગયા.

## અનુકૂળ ઉપસર્ગો

છતાં સંગમની ધારણા પાર ન પડી. તેણે જોયુ કે શસ્ત્રના પ્રાણઘાતક કે ક્રૂર પ્રાણીઓના ત્રાસદાયક ઉપસર્ગો આ મુનિને ચલિત કરવાને બદલે, ઉલટા વધારે દૃઢ બનાવે છે. માટે હવે છેલ્લામા છેલ્લો ઉપાય અનુકૂળ ઉપસર્ગ કરવાનો અજમાવી જોઉં, જરૂર, એ પ્રકારના ઉપસર્ગથી તેઓ ભ્રાંતિમાં પડયા વિના કે ફસાયા વિના નહીં રહે.

(૧૯) રાત્રિ હોવા છતાં સંગમે પ્રભાત વિકુર્વ્યું. માણસો આમતેમ ફરવા અને પોતાનાં કામકાજ કરવા મંડયા. તેમણે પ્રભુને કહ્યું કેઃ—" હે દેવાર્ય ! પ્રભાત થઇ ગયું, છતાં આમ ધ્યાનમાં ક્યાં સુધી પડયા રહેશો ? ઉઠો—આપનો ધ્યાનનો વખત તો ક્યારનોય પુરો થઇ ગયો." પણ પ્રભુ તો પોતાના જ્ઞાનમાં રાત્રિ ભાળી રહ્યા હતા, તેથી જરાપણ ન ડગ્યા.



"કામદેવની સેના જેવી દેવાંગનાઓ વિકુર્વી તે દેવાંગનાઓએ હાવભાવાદિ ઘણા ઉપસર્ગ કર્યા, પણ પ્રભુનું એક રૂંવાડુંયે ન ફરક્યું તે ન ફરક્યું" (પૃ ૨૩૩)

K Art Works, Bombay 2

Meghji Hirji Bombay 3

(૨૦) આખરે તેણે દેવઋદ્ધિ વિકુર્વી, અને વિમાનમા બેસી પ્રભુને લલચાવવા લાગ્યો કે—"હે મહર્ષિ ! હુ આપનુ આવુ ઉગ્રતપ અને પવિત્ર સત્વ નિહાળી બ઼ રે પ્રસન્ન થયો છુ આપને જે જોઈએ તે માગી લ્યો કહો તો તમને સ્વર્ગમા લઇ જઉં, કહો તો મોક્ષમા લઇ જઉં, તમે ઇચ્છો ત્યા લઇ જઉં" એ મીઠા શબ્દોથી પણ ન લોભાયા એટલે તેણે તત્કાળ કામદેવની સેના જેવી દેવાગનાઓ વિકુર્વી તે દેવાગનાઓએ હાવભાવાદિ ઘણા ઉપસર્ગ કર્યા, પણ પ્રભુનુ એક રૂવાડુ યે ન ફરક્યુ તે ન ફરક્યુ

એવી રીતે દુષ્ટ સગમે એક રાત્રિમા મ્હોટા મ્હોટા વીસ ઉપસર્ગો કર્યા. છતા પ્રભુએ તો તેના પ્રત્યે દયાદષ્ટિ જ વર્ષાવી પોતે ધ્યાનમાથી ન ચલ્યા, તેમ ક્રોધને અશ માત્ર પણ વશ ન થયા

ખરૂ જોતા પ્રભુને ક્રોધ સ્ફુરે એવો સભવ જ ન હતો કારણ કે જેનામા જગતનો નાશ કરવા જેટલુ અથવા ઉદ્ધાર કરવા જેટલુ અસાધારણ બળ હતુ તે પોતે જ આવા દુષ્ટ દેવ ઉપર કૃપા દયા અને કરૂણા જ વરસાવે તો પછી ત્યા ક્રોધ રહીને શુ કરે ? એટલે કે ક્રોધને જ પ્રભુ પર એટલો બધો ક્રોધ ચઢ્યો કે પોતાને સાવ નિરૂપયોગી કરી મૂકનાર-પ્રભુને છોડી ચાલ્યો ગયો

સવાર થતા પ્રભુએ ત્યાથી વિહાર કર્યો પ્રભુ જ્યા જ્યા જાય ત્યા ત્યા સગમદેવ આહારને અનેષણીય કરી નાખવા લાગ્યો. તે ઉપરાત બીજા પણ વિવિધ પ્રકારના ઉપસર્ગ કર્યા. આવી રીતે દુષ્ટ દેવે કરેલા ઉપસર્ગોને લીધે પ્રભુએ છ મહિના સુધી ઉપવાસ કર્યા. એક વખતે વિચરતા વિચરતા પ્રભુ વ્રજ નામના ગામમા આવ્યા તેમણે વિચાર કર્યો કે ' હવે છ મહિને તો તે દેવ ગયો હશે " એટલે છમાસી તપનુ પારણુ કરવા તેઓ વ્રજ ગામના ગોકુળમા ગોચરી માટે ગયા. ત્યા પણ તે દેવે

આહારને અનેષણીય કરી નાખ્યો. પ્રભુએ પોતાના જ્ઞાનબળથી અનેષણા જાણી લીધી અને તુરત પાછા ફરી તે ગામની બ્હાર પ્રતિમાધ્યાને રહ્યા સંગમે અવધિજ્ઞાનથી જોયું તો પ્રભુનાં અસ્ખલિત વિશુદ્ધ પરિણામ જણાયાં. તેણે વિચાર્યું કે "છ મહિના સુધી નિરંતર ઉપસર્ગ કરવા છતાં આ મુનિ ડગતા નથી. હવે તે મારે શું કરવું ? આવા ને આવા બીજા છ મહિના સુધી ગમે તેટલા ઉપસર્ગ કરીશ તો પણ તે ચળે એવો સંભવ નથી." સંગમના મ્હોં પર ફીક્કાશ ફરી વળી. શરમથી તેણે પોતાનું મુખ છુપાવવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું કેઃ—"હે સ્વામી ! શક્રેન્દ્રે સુધર્મા સભામા આપના સત્ત્વની જે પ્રશંસા કરી હતી તે મને યથાર્થ જ લાગી છે. મે આપના ઘણા અપરાધ કર્યા છે–મને એ બદલ ક્ષમા આપશો." એ પ્રમાણે કહી, વિલખો થઇ, શક્રની બીકથી પ્રભુને વંદન કરી સૌધર્મ દેવલોક તરફ ચાલ્યો. ત્યારપછી તે જ ગોકુળમા જતી એક વૃદ્ધ ગોવાળણે પ્રભુને દૂધપાકથી પારણુ કરાવ્યું તે દાનથી સંતુષ્ટ થયેલા દેવોએ ત્યાં વસુધારા વિગેરે પાંચ દિવ્યો પ્રકટ કર્યા.

## સંગમનો તિરસ્કાર

સંગમ દેવસભામાંથી ઉઠીને ચાલી નીકળ્યો ત્યારથી સૌધર્મવાસી દેવ–દેવીઓના ઉદ્વેગનો કંઇ પાર ન હતો. શક્રેન્દ્રને નાચ–ગાન વિના એક મુહૂર્ત્ત પણ ન ગમે છતાં તેણે રંગ–વિલાસ ત્યજી દીધાં. તે ચિંતા કરવા લાગ્યો કેઃ—"આવા હલકા આત્મા પાસે મે પ્રભુની પ્રશંસા કરી એ મારી મ્હોટી ભૂલ થઇ ગઇ. મારી પ્રશંસા સાંભળીને જ સંગમ, પ્રભુ ઉપર ઉપસર્ગ નાખવાને પ્રેરાયો, એટલે એક રીતે હું જ એ ઉપસર્ગોનો નિમિત્ત બન્યો." આવા વિચારમાં, દીન જેવું મુખ કરી, હાથ ઉપર મસ્તક ટેકવી વ્યગ્ર ચિત્તે બેઠો હતો. એટલામાં

પેલો પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયેલો કાળમુખો સંગમદેવ ત્યાં જ આવતો દેખાયો ઇન્દ્રે એકદમ પોતાની નજર ફેરવી વાળી અને બીજા દેવો સામે જોઇ કહ્યું કે —" આ પાપાત્મા આવે છે તેનું મુખ જોવાથી પણ પાપ લાગે એણે આપણા સ્વામીને બહુ બહુ રીતે કનડી, મારો મ્હોટો અપરાધ કર્યો છે એ દુષ્ટ જેમ આપણાથી ન ડર્યો તેમ પાપથી પણ ન ડર્યો એ દુરાત્માને આ સ્વર્ગમાં સ્થાન ન મળવું જોઈએ એને જલદી કાઢી મૂકો " ક્રોધથી ઇન્દ્રે તેને ડાબા પગની લાત મારી પીટ્ટનાર આપ્યો ઇંદ્રના હથિયારબંધ સુભટો લાકડી, પાટુ, મુષ્ઠિ વિગેરેથી તેને પ્રહાર કરવા લાગ્યા અને આખરે સભામાંથી ધક્કો મારી બ્હાર કાઢી મૂક્યો દેવીઓએ પોતાના હાથની આંગળીઓ મરડી, પોતાનો આક્રોશ જાહેર કર્યો, સામાનિક દેવોએ પણ તેને ખૂબ ધમકાવ્યો એ રીતે ચોતરફથી તિરસ્કાર પામેલો સંગમદેવ, ચોરની જેમ આજુબાજુ નિહાળતો—મૂઢ જેવો દેખાતો—ઠરી ગયેલા અંગારા જેવો કાળો મેંશ થઇ ગયો હડકાયા કૂતરાની પેઠે, દેવલોકમાંથી તેને ધૂતકારી કાઢવામાં આવ્યો ત્યાંથી તે મ્લાનમુખે મેરુ પર્વતની ચૂલા ઉપર ગયો સંગમની અગ્રમહિષીએ દીનમુખે ઇન્દ્રને વિનતિ કરી કે " હે સ્વામી ! જો આપની આજ્ઞા હોય તો હું મારા પતિ પછવાડે જઉં " ઇંદ્રે તેને જવાની અનુમતિ આપી અને બીજા સર્વ પરિવારને પાછળ જતો અટકાવ્યો ત્યાં તે સંગમ પોતાનું સાગરોપમનું આયુષ્ય પુરૂં કરવા લાગ્યો

## પ્રભુના ચરણમાં ચમરેંદ્ર

હવે ગોકુળગામથી વિહાર કરી પ્રભુ આલંભિકા નગરીએ આવ્યા ત્યાં હરિકાંત નામનો વિદ્યુત્કુમારનો ઇંદ્ર પ્રભુને સુખ શાતા પૂછવા આવ્યો પ્રભુના ધૈર્યગુણની પ્રશંસા અને સ્તુતિ

મૃગાવતીને વિજયા નામે પ્રતિહારી હતી તેજ નગરીમા ધના વહ નામે એક શેઠ રહેતો હતો તેને મૂલા નામની સ્ત્રી હતી હવે શ્રમણ ભગવાન મહાવીરે પોષ વદિ એકમને દિને આ નગરીમાં પ્રવેશ કર્યો અને તેજ દિવસે તેમણે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી—એમ ચાર પ્રકારે એવો ઉગ્ર અભિગ્રહ લીધો કે —દ્રવ્યથી સુપડાના ખુણામા રહેલ અડદ મળે તોજ વહોરવા, ક્ષેત્રથી એક પગ ઉમરામા અને બીજો પગ બ્હાર રાખીને આપે તોજ વહોરવા, કાળથી ભિક્ષાચરો ભિક્ષા લઈ ગયા પછીના સમયે મળે તોજ વહોરવા, અને ભાવથી કોઇ રાજકુમારી દાસીપણાને પામી હોય, મસ્તક મુ ડા યુ હોય, પગમા બેડી પડી હોય, રોતી હોય અને અઠ્ઠમ તપ કર્યો હોય એવી જો કોઇ સતી સ્ત્રી વહોરાવે તોજ વહોરવુ એ પ્રમાણે કેવળ પરિસહ સહન કરવા માટે આકરામાં આકરો અભિગ્રહ સ્વીકારી, પ્રભુ નગરીની અદર ભિક્ષા માટે ફરવા લાગ્યા નગરીના રાજા પ્રધાન તથા અન્યાન્ય ધનિકોએ ઘણા ઘણા ઉપાય કર્યા, છતા પ્રભુનો અભિગ્રહ પુરો ન થયો. ચાર મહિના વ્યતિત થઈ ગયા

## ચદનબાળાનુ પ્રથમ દર્શન

એટલામા શતાનીક રાજાએ ચ પાનગરી ઉપર ચડાઇ કરી, ગામને લશ્કરથી ઘેરી લીધુ તેથી ચ પાપતિ દધિવાહન રાજા ત્યાથી નાઠો ધણીવિનાની થઇ પડેલી ચ પાનગરીમા, શતાનીક રાજાના સુભટોએ લુટ ચલાવી એક સુભટે દધિવાહન રાજાની રાણી ધારિણી અને પુત્રી વસુમતીને પકડી પોતાના કબજામા રાખ્યા તેણે ધારિણીને પોતાની સ્ત્રી તરીકે રહેવા બહુબહુ રીતે સમજાવી, પણ તે ન માની અને પોતાની જીભ કચરીને મરી ગઇ ત્યારપછી તે સુભટે વસુમતીને આશ્વાસન આપી, પોતાની પુત્રી તરીકે રાખવાનુ સમજાવી, કોશાબી નગરીની બજારમા લાવી

વેચવાનો વિચાર કર્યો. ધનાવહ શેઠ તે પ્રસંગે ત્યાંથી જતા હતા. તેમણે પેલી રાજપુત્રી વસુમતીને ખરીદી લીધી અને પોતાને ઘેર લઈ જઈ પુત્રી તરીકે રાખી. તે બાળાના વિનયાદિ ગુણોથી, અને ચંદન જેવાં શીતલ વેણથી રંજિત થયેલા શેઠે, પરિવાર સાથે મળીને તેણીનું "ચંદના" નામ પાડયું. એક વખતે શેઠ મધ્યાન્હ સમયે દુકાનેથી ઘેર આવ્યા દૈવયોગે કોઈ નોકર હાજર ન હોવાથી વિનિત ચંદના એકદમ ઉભી થઇ, પિતૃ-ભક્તિથી શેઠના પગ ધોવા લાગી. શેઠે તેને ઘણીય વારી, પણ તે શેઠને પોતાના પિતાતુલ્ય સમજતી હોવાથી તેમા તેને કંઈ સંકોચ જેવું ન લાગ્યું. પગ ધોતા ચંદનાનો કેશપાશ, સહસા વિખરાઈ ગયો અને વાળ જળથી ભીંજાયેલી ભૂમિમાં પડી ગંદા થવા લાગ્યા. "મારી પુત્રીના કેશ કીચડથી મેલા ન થવા જોઈયે" એમ ધારી, શેઠે સહજ સ્વભાવે કેશને લાકડી વડે ઉંચા કર્યા અને પછી આદરથી બાંધી લીધા.

ગોખમાં બેઠેલી શેઠાણી–મૂળાએ આ દૃશ્ય જોયું. તેના કોઠામાં ઉન્હું તેલ રેડાયું. તેણી વિચાર કરવા લાગી કે—"આ યુવતિ બાળાનો કેશપાશ શેઠે પોતે બાંધ્યો! જો તેમનો બન્નેનો સંબંધ પિતા–પુત્રી જેવો હોય તો એમ કોઈ દિવસ ન બને! ખરેખર! શેઠની બુદ્ધિ જ બગડી લાગે છે. નક્કી, આ બાળાને પોતાની સ્ત્રી બનાવશે, અને જો આ છોકરી ઘરની ધણીરણી થઇ બેઠી તો મારા બુરા હાલ થવાના એ નિ:સંશય! માટે આ બાળાના મૂળીયા જ ઉખેડી ફેંકી દેવાં જોઈએ.'

શેઠ બ્હાર ગયા એટલે મૂળાએ એક હજામને બોલાવી ચંદનાનું માથું મુંડાવી નાંખ્યું. પછી તેને બેડી પહેરાવી, ખુબ માર મારી, દૂરના એક અંધારા ઓરડામાં પૂરી, બારણે તાળું ઠોકી, પોતાના બાપને ઘેર ચાલી ગઇ. સાંજે શેઠ ઘેર આવ્યા

અને ચદનાની તપાસ કરી પણ મુળાના ભયથી કોઈ નોકર-ચાકરે ખરી હકીકત ન કહી એ રીતે ત્રણ દિવસ નીકળી ગયા

ચોથે દિવસે એક વૃદ્ધ દાસીના દિલમા હિમ્મત આવી તેણીએ શેઠને ચદનાવાળી વાત કહી સભળાવી અને તે જ્યા પુરાયેલી પડી હતી, તે અધારી ઓરડી પણ બતાવી દીધી શેઠે બારણાનુ તાળુ ઉઘડાવ્યુ અને અદર જઈને જોયુ તો ચદનબાળા બેહાલ દશામા પૃથ્વી ઉપર પડેલી! આ દેખાવ જોઈ શેઠનુ હૃદય ચીરાઈ જવા લાગ્યુ તેણે તત્કાળ તો એક સૂપડાના ખુણામા અડદના બાકળા આપી ચદનાને કહ્યુ કે "હે પુત્રિ! હમણા તો આ અડદ વાપર! હુ જેમ બને તેમ જલ્દી લુહારને બોલાવી તારા પગની બેડીઓ ભગાવુ છુ" એમ કહી શેઠ પોતેજ લુહારને બોલાવવા ચાલી નીકળ્યા

ચદનાએ વિચાર કર્યો કે —"જો કોઈ ભિક્ષુ આવી ચડે તો તેને આપીને આ અડદ હુ વાપરૂ !"

તેટલામા, છ મહિનામા પાચ દિવસ ઉણા ઉપવાસવાળા શ્રી મહાવીર પ્રભુ ફરતા ફરતા ત્યા પધાર્યા પ્રભુને દેખી ચદનાને રૂએ રૂએ આનદ વ્યાપ્યો પોતે લોઢાની બેડીઓ વડે સખ્ત જકડાએલી હોવાથી ઉમરો ઓળગવાને અશક્ત નીવડી તેથી એક પગ ઉમગામા અને બીજો પગ બ્હાર રાખી, પ્રભુને અડદના બાકળા ગ્રહણ કરવાની વિનતિ કરવા લાગી

છતા પ્રભુ આમ પાછા કેમ ફર્યા! ચદનબાળાની આવી ભક્તિભીની પ્રાર્થના કેમ નહીં સ્વીકારતા હોય? કારણકે પ્રભુએ ધારેલા અભિગ્રહમા, હજી આસુની ખામી હતી અને તેથીજ પાછા ફરવા લાગ્યા

પ્રભુને પાછા વળતા જોઈ ચદનાને બહુ ખેદ થયો તેને થયુ કે "અરર, હુ કેવી અભાગણી કે આ અવસરે પધારેલા પ્રભુ કંઈ

પણ લીધા વિના પાછા ફર્યા!” તે નિરાશાના દુઃખથી રડવા લાગી. તેની આંખમાના આસુએ પ્રભુનો દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ એમ ચારે પ્રકારનો અભિગ્રહ પૂર્ણ કરી વાળ્યો. આખરે પ્રભુએ અડદના બાકળા સ્વીકાર્યા પ્રભુનો અભિગ્રહ પૂર્ણ થવાથી પ્રસન્ન થયેલા દેવોએ ત્યા વસુધારા વિગેરે પાચ દિવ્યો પ્રગટ કર્યાં. અહિં કવિ પૂછે છે કે પંડિત લોકોએ ચંદનાને બાળા કેમ કહી હશે? ખરૂં જોતાં તો તેને મહા હુશીયાર ગણવી જોઇએ, કારણ કે તેણીએ વીરપ્રભુને બાકળાવડે છેતરીને મોક્ષ લઈ લીધો. તત્કાળ શક્રેન્દ્ર ત્યાં આવ્યો, દેવો આનંદમાં આવી નૃત્ય કરવા લાગ્યા, ચંદનાની બેડી તૂટીને તેને ઠેકાણે સુવર્ણનાં ઝાંઝર થઇ ગયા. પૂર્વની પેઠે સુશોભિત કેશપાશ પણ થઈ ગયો, અને દેવોએ ચંદનાને વસ્ત્રાલંકારથી સુશોભિત કરી દીધી! દેવદુંદુભિના શબ્દ સાંભળી શતાનીક રાજા અને મૃગાવતી રાણી તત્કાળ ત્યાં આવી પહોંચ્યાં. મૃગાવતી ધારિણીની બેન થતી હતી, તેણીએ ચંદનાને ઓળખી. ચંદનાને એ રીતે પોતાની માશીનો મેળાપ થયો.

ચદના પોતાની સાળીની પુત્રી થતી હોવાથી રાજા શતાનીક પોતે વસુધારા લઈ જવા તૈયાર થયો. પણ ઈન્દ્રે તેને તેમ કરતાં અટકાવીને કહ્યુ કે—“રાજન્! આ ધન તો ચંદના જેને આપે તેનાથી જ લઈ શકાય.”

ચંદનાએ કહ્યું કેઃ—“પુત્રી તરીકે મારૂં પાલન-પોષણ કરનાર ધનાવહ શેઠને જ તે દ્રવ્ય મળવું જોઇએ” ચદનાની આજ્ઞાથી ઈન્દ્રે તે ધન ધનાવહ શેઠને આપી દીધું અને કહ્યુ કેઃ— “આ ચંદના શ્રી વીરપ્રભુની પ્રથમ સાધ્વી થશે.” તે પછી ઇન્દ્ર પ્રભુને ભક્તિભાવથી નમ્યો અને પોતાના સ્થાને ગયો રાજા શતાનીક પણ ચદનાને આદરપૂર્વક પોતાને ઘેર લઈ ગયો અને કન્યાઓના અંતઃપુરમાં યોગ્ય સ્થાન આપ્યું.

કૌશાબીથી વિહાર કરી, પ્રભુ સુમગળ નામના ગામે પધાર્યા ત્યા સનત્કુમાર ઇદ્રે આવી પ્રભુને વદન કર્યું ત્યાથી વિહાર કરતા, અનુક્રમે પ્રભુ ચપાનગરી પધાર્યા ત્યા સ્વાતિદત્ત નામના બ્રાહ્મણની અગ્નિહોત્રશાલામા ચોમાસી તપ સ્વીકારી બારમુ ચાતુર્માસ રહ્યા તે ચારે મહિના, રાત્રિને વિષે પૂર્ણભદ્ર તથા મણિભદ્ર નામના બે યક્ષો, ભક્તિથી પ્રેમઇને પ્રભુની સેવા કરવા આવતા ત્યાથી વિહાર કરી પ્રભુ જૃંભિકા ગામે પધાર્યા ત્યા શક્રેન્દ્રે આવી પ્રભુ પાસે ભક્તિભાવભર્યો નાટારભ કર્યો પછી તે બોલ્યો કે –"હે જગદ્ગુરૂ ! હવે આપને થોડા દિવસોમા કેવલજ્ઞાન થવુ જોઇએ" ત્યાથી વિહાર કરી પ્રભુ મિઢીક ગામ આવ્યા ત્યા ચમરેંદ્રે આવી, પ્રભુને વદન કરી, સુખશાતા પૂછી પુન પોતાના સ્થાને ચાલ્યો ગયો

## પ્રભુના કાનમા ખીલા ઠોકાયા !

મિઢીક ગામથી વિહાર કરી પ્રભુ ષણ્માનિ નામના ગામમા આવ્યા અને ત્યા ગામ બ્હાર પ્રતિમા ધરીને રહ્યા પોતાના ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમા શય્યાપાલના કાનમા તપાવેલા સીસાનો રસ રેડાવી ઉપાર્જન કરેલુ અશાતાવેદનીય કર્મ પ્રભુને આ સમયે ઉદયમા આવ્યુ તે શય્યાપાલનો જીવ ઘણા ભવભ્રમણ કરી, આ ગામમા ગોવાળીયો થયો હતો તે ગોવાળ, રાત્રિએ પ્રભુને ગામની બ્હાર ઉભા રહેલા જોઇ, પોતાના બળદોને પ્રભુ પાસે મૂકી, ગાયો દોવા ગામમા ગયો. ગોવાળ ચાલ્યો ગયો એટલે થોડીવારે બળદ પણ સ્વેચ્છાપૂર્વક અટવીમા દૂર ચાલ્યા ગયા ગાયો દોઇને ગોવાળ પાછો આવ્યો અને જુએ છે તો ત્યા બળદ જેવુ કઇ ન દેખાયુ તે પ્રભુને પૂછવા લાગ્યો કે–"હે દેવાર્ય !

બોલ, મારા બળદ ક્યાં ગયા ?' ગોવાળે બે-ત્રણ વાર પ્રભુને પ્રશ્ન કર્યો, પણ ધ્યાનસ્થ પ્રભુએ તેનો કંઈ પણ જવાબ ન વાળ્યો.

આથી ગોવાળને ખૂબ ખીજ ચડી તે દોડતો જઈને, જેના તીર થાય છે તે શરકટ વૃક્ષના કાષ્ઠના બે મજબુત ખીલા વઢી આવ્યો, અને ધ્યાનસ્થ પ્રભુના કાનમા હથોડાવતી બન્ને ખીલા ઉંડા પેસાડી દીધા. ખીલાના અગ્રભાગ કાનમાં એક બીજાને મળી ગયા. ખીલાઓને કોઈ ખેંચીને બહાર કાઢી શકે નહીં એવા નિર્દય ઇરાદાથી, ગોવાળે બન્ને ખીલાના બહાર દેખાતા ભાગ કાપી નાખ્યા. એ પ્રમાણે ઘોર ઉપસર્ગ થવા છતાં ધ્યાનમગ્ન પ્રભુ સમભાવથી લેશમાત્ર પણ ન ચળ્યા

## પ્રભુના કંઠમાંથી નીકળેલી કારમી ચીસ !

પ્રભુ મધ્યમ અપાપા નગરીમા આવ્યા. ત્યાં પારણાને માટે સિદ્ધાર્થ નામના વૈશ્યને ઘેર ગયા. સિદ્ધાર્થે પ્રભુનો સારી રીતે સત્કાર કર્યો અને ભક્તિભાવથી પારણું કરાવ્યું. તે વખતે ત્યાં ખરક નામનો એક કુશળ વૈદ્ય બેઠો હતો ને સિદ્ધાર્થનો મિત્ર થતો હતો. વૈદ્યે પ્રભુની મુખમુદ્રા બારીકીથી જોઇને કહ્યુ કે:— "ખરેખર ભગવંતનું શરીર સર્વ સુલક્ષણોથી સંપૂર્ણ છે. પણ મ્લાન જેવું દેખાતુ હોવાથી ક્યાંઇક શલ્ય હોવું જોઇએ "

સિદ્ધાર્થને વૈદ્યની વાત સાંભળી આશ્ચર્ય થયું. તેણે કહ્યું કે:—" જો તમે કહો છો તે વાત ખરી હોય તો આપણે બરાબર તપાસ કરી, ભગવંતના શરીરમાં શલ્ય કયા છે તે શોધી કાઢવું જોઇએ." વૈદ્યે આખાય શરીરની તપાસ કરી આખરે પ્રભુના બન્ને કાનમા ખીલા ઠોકેલા દેખાયા. સિદ્ધાર્થે પણ તે જોયા.

સિદ્ધાર્થ બોલ્યો:—" આ કોઇ દુષ્ટ માણસનું તર્કટ હોવું જોઇએ. પણ આપણે એ શલ્ય જેમ બને તેમ જલદીથી કાઢી



ધ્યાનસ્થ પ્રભુના કાનમાં ગોવાળે બન્ને ખીલા ઠોકી બેસાડી દીધા. ખીલાના અગ્રભાગ કાનમાં એક બીજાને મળી ગયા." (પૃ ૨૮૨)

નાખવુ ઘટે એ શુભ કાર્ય કરવાથી આપણે બન્ને પુણ્યના ભાગીદાર થઈશું તેથી તમે બીજા કામ પડતા મૂકી તત્કાળ પ્રભુની ચિકિત્સા કરવામા ચિત્ત આપો ”

વૈદ્ય અને સિદ્ધાર્થ તો વાતો કરતાજ રહ્યા એટલામા પ્રભુ ત્યાથી ચાલી નીકળ્યા, અને બ્હાર ઉદ્યાનમા આવી શુભધ્યાન વિષે આરૂઢ થયા. સિદ્ધાર્થ શેઠ અને ખરક વૈદ્ય ઉદ્યાનમા પહોચ્યા. ઔષધ સામગ્રી પણ પોતાની સાથેજ લીધી ખરક વૈદ્ય પોતાની વૈદ્યવિદ્યામા ભારે કુશળ હતો. તેણે સાણસી વડે પ્રભુના કાનમાના બન્ને ખીલા ખેચી કાઢયા. કાનમા ઉંડા ચોટી ગયેલા રૂધિરથી તરબોળ ખીલા જેવા ખેચાયા કે તેજ વખતે પ્રભુ મહાવીરના કંઠમાથી એક કારમી ચીસ નીકળી ગઈ! એ ચીસના કાતરધ્વનિથી આખુ ઉદ્યાન ખળભળી ઉઠયુ પછી સંરોહિણી ઔષધીથી પ્રભુના બન્ને કાન તત્કાળ રૂઝવી, પ્રભુને ખમાવી ભક્તિપૂર્વક વદન તથા નમસ્કાર કરી, સિદ્ધાથ શેઠ તથા ખરક વૈદરાજ પોતાના ઘેર આવ્યા પછી લોકોએ તે સ્થળે એક દેવાલય પણ બધાવ્યુ

વૈદ્ય અને સિદ્ધાર્થ શેઠ મરીને સ્વર્ગે ગયા, ખીલાનો ઘોર ઉપસર્ગ કરનાર પાપી ગોવાળ મરીને સાતમી નરકે ગયો.

એ રીતે ઉપસર્ગોનો આરભ પણ ગોવાળથી થયો અને ઉપસર્ગોની પરિસમાપ્તિ પણ ગોવાળથીજ થઈ આ ખીલાનો ઉપસર્ગ પ્રભુને છેલ્લો ઉપસર્ગ હતો

## ઉપસર્ગોની ઉત્કૃષ્ટતા એ પૃથક્કરણ

વીર પ્રભુને જે જે ઉપસર્ગો થયા તેના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા વિભાગ પાડીએ તો કટપુતના વ્યતરીએ જે શીત ઉપસર્ગ કર્યો તે જઘન્ય ઉપસર્ગમા ઉત્કૃષ્ટ, સગમદેવે જે કાળચક્ર

મૂકેલું તે મધ્યમ ઉપસર્ગોમાં ઉત્કૃષ્ટ અને કાનમાંથી ખીલા ખેંચ્યા તે ઉત્કૃષ્ટ ઉપસર્ગોમા ઉત્કૃષ્ટ જાણવું. એ સમગ્ર ઉપસર્ગોને પ્રભુએ પરમ શાંતિથી, નિર્ભયપણે, ક્રોધરહિતપણે, દિનતારહિતપણે; અને કાયાની નિશ્ચળતાપૂર્વક સહન કર્યા.

## પ્રભુનું અનગારત્વ

શ્રમણ ભગવાન્ મહાવીર કેવી રીતના અનગાર થયા? તેમણે ઈર્યાસમિતિ પાળી: એટલે કે હાલવા-ચાલવામા કોઈપણ જીવની વિરાધના ન થાય તેવો ઉપયોગ રાખ્યો, ભાષા સમિતિ પાળી: એટલે કે નિર્દોષ વચન બોલવામાં ઉપયોગ રાખ્યો, એષણા સમિતિ પાળી: એટલે કે બેંતાળીશ દોષ વગરની ભિક્ષા ગ્રહણ કરવામાં ઉપયોગ રાખ્યો, આદાન ભાંડમાત્રનિક્ષેપણા સમિતિ પાળી: એટલે કે વસ્ત્ર-પાત્રાદિ ઉપકરણોને ગ્રહણ કરવામાં અને પાછાં મુકવામા જતના-પ્રમાર્જણાદિ કરવારૂપ ઉપયોગ રાખ્યો.

વિષ્ટા, મૂત્ર, થુંક-કફ, શ્લેષ્મ, અને શરીરના મેલનો પરિત્યાગ કરવામાં પણ ઉપયોગ રાખ્યો, અને કોઈપણ જીવની વિરાધના ન થાય તેવી રીતે મેલનો પરિત્યાગ કર્યો. જો કે પ્રભુને ઉપકરણ કે શ્લેષ્મ વિગેરેનો અસંભવ હોવાથી, ઉપર કહી તે પાંચ સમિતિઓમાંની છેલ્લી બે સમિતિઓનો અસંભવ છે, છતાં સૂત્રના પાઠને અખંડિત રાખવા માટે સૂત્રકારે આ બે સમિતિ પણ કહી રાખી છે

એ રીતે પ્રભુએ શુભ મનોયોગને, શુભ વચનયોગને અને શુભ કાયયોગને પ્રવર્ત્તાવ્યો, તેમજ અશુભ કાયયોગને, અશુભ વચનયોગને અને અશુભ મનોયોગને રોકયો. મન, વચન, અને કાયાના અશુભ યોગને રોકનારા હોવાથી ગુપ્ત એટલે અશુભ વ્યાપારને સર્વ પ્રકારે રોકનારા, શબ્દાદિ વિષયોમાં રાગ-દ્વેષરહિતપણે શ્રોત્રાદિ ઇંદ્રિયોને ગોપવનારા, વસ્તી વિગેરે નવ વાડોથી

યત્નપૂર્વક રક્ષણ કરેલા બ્રહ્મચર્યને આચરનારા, ક્રોધરહિત, માન રહિત, માયારહિત, લોભરહિત, આતરિકવૃત્તિથી શાત, બાહ્યવૃત્તિથી શાત, આતરિક અને બાહ્ય એમ બન્ને વૃત્તિથી શાત, બન્નેવૃત્તિ શાત હોવાથી સર્વ સતાપરહિત, હિ સાદિ આશ્રવદ્વારથી નિવૃત્ત થયેલા હોવાથી પાપકર્મના બ ધનથી રહિત, મમતારહિત, દ્રવ્યાદિરહિત, સુવર્ણાદિ વસ્તુઓને સર્વથા ત્યજી દેનાર, દ્રવ્યથી શરીરના મેલરહિત હોવાથી અને ભાવથી મિથ્યાત્વરૂપ મેલરહિત હોવાથી નિરૂપલેપ-દ્રવ્યમળ અને ભાવમળરહિત પ્રભુ ગણાયા

## નિરૂપલેપપણાના દષ્ટાત

ઉપમા અને દષ્ટાતથી પ્રભુનુ નિરૂપલેપપણુ વધારે સારી રીતે સમજી શકાશે કાસાનુ પાત્ર જેમ જળથી નથી લીંપાતુ, તેમ પ્રભુ પણ સ્નેહથી ન લીંપાયલા, શ ખને જેમ ર ગોથી ર ગી શકાતો નથી તેમ પ્રભુ પણ નિર જન, સર્વ સ્થળે ઉચિતપણે અસ્ખલિત વિહાર કરવાથી અથવા સ યમમા અસ્ખલિતપણે વર્તવાથી, જીવના જેવી અસ્ખલિત ગતિવાળા, દેશ, ગામ, કુળ વિગેરે કોઇના પણ આધારની અપેક્ષા વિનાના હોવાથી આકાશની પેઠે આલ બન-આધાર રહિત, કોઈ પણ એક સ્થાને ન રહેતા હોવાથી વાયુની પેઠે બ ધન રહિત, કાલુષ્ય રહિત હોવાથી શરદ્ ઋતુના જળની પેઠે નિર્મળ હૃદયવાળા, સગા-સબ ધીઓના સ્નેહ અથવા કર્મથી ન લેપાયલા હોવાથી, કમળ જેવા, ગ્રીવા અને ચાર પગ એ પાચે અ ગોને છુપાવી રાખનાર કાચબાની જેમ-ઇન્દ્રિયોને વશમા રાખનાર, ગે ડાના શીંગડાની પેઠે એકલા-અર્થાત્ ગે ડાને જેમ એક શીંગડુ હોય છે તેમ ભગવાન્ પણ રાગ-દ્વેષ રહિત હોવાથી એકાકી, પરિગ્રહ રહિત અને અનિયત નિવાસ હોવાથી પખીની જેમ સ્વતત્ર, જરા પણ પ્રમાદ ન કરનાર ભા ડ પક્ષીની જેમ અપ્રમાદી,

કર્મરૂપી શત્રુઓને હણવાને હાથીના જેવા શૂરવીર, સ્વીકારેલા મહા વ્રતના ભારને વહન કરવામા સમર્થ હોવાથી વૃષભના જેવા પરાક્રમવાળા; પરિષહાદિ રૂપ પશુઓ વડે પરાજય ન પામતા હોવાથી સિંહની જેમ દુર્ધર્ષ; સ્વીકારેલા તપ-સંયમમાં દૃઢ રહેવાથી અને ઉપસર્ગો રૂપી વાયરા વડે ચલાયમાન નહીં થતા હોવાથી મેરુ પર્વતની જેમ નિશ્ચલ, હર્ષ અને વિષાદનાં કારણો પ્રાપ્ત થવા છતા વિકાર રહિત સ્વભાવવાળા હોવાથી સાગરની પેઠે ગંભીર; પરને શાંતિ પમાડવાના મનના પરિણામવાળા હોવાથી ચન્દ્રમા પેઠે સૌમ્ય લેશ્યાવાળા; દ્રવ્યથી શરીરની કાંતિ વડે અને ભાવથી જ્ઞાન વડે ઝળહળતા તેજવાળા હોવાથી સૂર્યની પેઠે દેદીપ્યમાન તેજવાળા, સુવર્ણ નિર્મળ થયે જેવુ તેજસ્વી દેખાય, તેવા જ પ્રભુ પણ કર્મમેલ દૂર થવાને લીધે અતિ તેજસ્વી, શીત, ઉષ્ણ વિગેરે અનુકૂળ અને પ્રતિકૂળ સર્વ સ્પર્શને સહન કરનારા હોવાથી, પૃથ્વીની પેઠે સહનશીલ; ઘી વિગેરેથી અત્યંત દીપ્ત થયેલા અગ્નિની પેઠે, જ્ઞાનરૂપ તેમજ તપરૂપ તેજ વડે દેદીપ્યમાન: એ પ્રકારે ઉપમાઓના આધારે પ્રભુના નિરુપલેપપણાનાં વિશેષણો અવધારવા.

## પ્રતિબંધનુ સ્વરૂપ-મહાવીર પ્રભુની અપ્રતિબંધતા

ભગવંતને કોઈ પણ પદાર્થમાં પ્રતિબંધ નથી પ્રતિબંધન ચાર પ્રકારના છે—( ૧ ) દ્રવ્ય ( ૨ ) ક્ષેત્ર ( ૩ ) કાળ અને ( ૪ ) ભાવ

( ૧ ) દ્રવ્યથી આશ્રીને: સ્ત્રી વિગેરે સચિત્ત અને આભૂષણ વિગેરે અચિત્ત આભૂષણ પહેરેલ સ્ત્રી વિગેરે મિશ્ર આ પ્રમાણે સચિત્ત અચિત્ત અને મિશ્ર દ્રવ્યોમાં, પ્રભુને ' આ દ્રવ્ય મારા છે ' ઇત્યાદિ રૂપે સંસારનો બંધ કરનાર આશારૂપ પ્રતિબંધ નથી.

(૨) ક્ષેત્રને આશ્રીને ગામમાં, નગરમાં, અરણ્યમાં, ખેતરમાં,

ખળામા, ઘરમા આગણામા કે આકાશમા પ્રભુને મમત્વ નથી 'આ ગામ કે આ અરણ્ય મારૂ છે' એ પ્રમાણે સસારનો બધ કરનાર મમત્વના આશયરૂપ પ્રતિબધ નથી

(૩) કાળને આશ્રીને અત્યત સૂક્ષ્મ કાળરૂપ સમયમા, અસખ્યાત સમયરૂપ આવલિકામા, શ્વાસોચ્છ્વાસના પ્રમાણવાળા કાળમા, સાત ઉચ્છ્વાસના પ્રમાણવાળા સ્તોક નામના કાળમા, ઘડીના છઠ્ઠા ભાગરૂપ ક્ષણમા, સાત સ્તોકપ્રમાણ લવમા, સત્યોતેર લવપ્રમાણ મુહૂર્ત્તમા, દિવસમા કે રાતમા, પખવાડીયામા કે મહિનામા, વર્ષમા કે યુગપૂર્વ અગપૂર્વ જેવા લાબા કાળના સયોગમા પ્રભુને અમુક અનુકૂળ કે પ્રતિકૂળ જેવુ કાઇજ ન હોય "આ મને અનુકૂળ છે અથવા આ સમય મને પ્રતિકૂળ છે' એ રીતે કોઈપણ કાળમા પ્રભુને સસારબધ કરનાર આશયરૂપ પ્રતિબધ નથી

(૪) ભાવને આશ્રીને ક્રોધમા, માનમા, માયામા, લોભમા, ભયમા, હાસ્યમા, પ્રેમમા, દ્વેષમા, પરની સાથે કલેશ કરવામા, પર પ્રાણીને નહી દીઠેલુ-નહીં સાભળેલુ આળ ચડાવવારૂપ અભ્યાખ્યાનમા, પર પ્રાણીના દોષની ચાડી ખાવા રૂપ પૈશુન્યમા, પર પ્રાણીની નિદા કરવા રૂપ પરપરિવાદમા, રતિ-અરતિ-મોહનીયના ઉદયથી સુખ-દુખ માનતા ચિત્તમા હર્ષ કે ગ્લાની કરવારૂપ રતિ-અરતિમા, કપટવૃત્તિથી અસત્ય બોલી છળ કરીને લોકોને છેતરવારૂપ માયામૃષામા, યાવત્ મિથ્યાદર્શન શલ્યમા એટલે કે અનેક દુખના કારણભૂત મિથ્યાત્વરૂપ શલ્યમા વિગેરેમા સસાર બધ કરનાર આશયરૂપ પ્રતિબધ નથી સારાશ એ છે કે ઉપર દર્શાવેલા દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવમા કોઈને વિષે પણ ભગવતને 'આ મારૂ છે' એવા રૂપનો સસારબધ કરનાર આશયરૂપ પ્રતિબધ નથી

## ભગવાનના વિહાર અને સ્થિરતાનું સ્વરૂપ

વર્ષાકાળના ચાર માસ ભગવંત એક સ્થાને રહેતા અને બાકીના આઠ માસ વિહાર કરતા. તે આઠ મહિનામાં ગામને વિષે એક રાત્રી અને નગરને વિષે પાંચ રાત્રી પર્યંત રહેતા કુહાડામાં અને ચંદનમાં અર્થાત્ અપકાર કરનાર તેમજ ઉપકાર કરનાર પ્રત્યે પ્રભુ તો રાગદ્વેષરહિત સમાનદૃષ્ટિજ રાખતા. સુખ દુઃખમા તેમને મન કંઇ ભેદ ન હતો. મનુષ્યલોક કે દેવ ભવાદિમાં પણ તેમને કંઇજ મમત્વ ન હતુ, જીવન તથા મૃત્યુ વિષે તેમને કંઈજ આકાંક્ષા ન રહેતી, દેવેન્દ્ર નરેન્દ્ર સત્કાર કરે તો તેમને એમ ન થાય કે ખરેખર આ જીવન જીવવા જેવું છે અને અસહ્ય પરિસહ વેઠવા પડે તો તેમને એમ પણ ન થાય કે હવે તો મૃત્યુ આવે તો સારૂં. સંસાર સમુદ્રનો પાર પામવા તેઓ નિરંતર મથન કરતા, કર્મ રૂપી શત્રુનો સમૂલો છેદ કરવા તૈયાર રહેતા અને એ રીતે પ્રભુ સર્વત્ર વિચરતા

## વિહારના બાર વરસ

પ્રભુએ વિહારના બાર વરસ કેવી સ્થિતિમાં વિતાવ્યા ? તે દરમિયાન તેમણે કયા કયા ગુણ કેળવ્યા ? અનુપમ જ્ઞાન, અનુપમ દર્શન, અને અનુપમ ચારિત્ર વડે, સ્ત્રી નપુંસક વિગેરે દોષરહિત વસતિમા રહેવા રૂપ અનુપમ આલયવડે, અનુપમ વિહાર વડે, અનુપમ વીર્ય-પરાક્રમવડે-મનના ઉત્સાહવડે, અનુપમ સરળતાવડે, અનુપમ માયારહિતપણે, અનુપમ માર્દવ-માનરહિત પણે, અનુપમ લાઘવ-ક્રિયાઓમાં કુશળપણે, અથવા લાઘવ એટલે દ્રવ્યથી અલ્પ ઉપધિપણુ અને ભાવથી ત્રણ ગૌરવનો ત્યાગ કરવારૂપે, ક્રોધના નિગ્રહરૂપ અનુપમ ક્ષાતિવડે, અનુપમ નિર્લોભપણે, અનુપમ મનોગુપ્તિ વિગેરે ગુપ્તિવડે, ઇચ્છાની નિવૃત્તિ અથવા મનની પ્રસન્નતારૂપ અનુપમ તુષ્ટિ-સંતોષવડે, સત્ય,

સયમ અને તપને સારી રીતે આચરવાથી મુક્તિરૂપ ફલ પુષ્ટ થાય એવા પ્રકારના ત્રણ રત્નસ્વરૂપ નિર્વાણ માર્ગવડે, એવી રીતે સમગ્ર ગુણોના સમુહવડે પોતાના આત્માને ભાવતા ભગવાને બાર વરસ વીતાવ્યા

## તપ તથા પારણાની સખ્યા

મહાવીર પ્રભુએ છદ્મસ્થ અવસ્થામા જે તપ તથા પારણા કર્યા તેની સખ્યા –એક છમાસી તપ, એક પાચ દિવસ ઓછાનો છમાસી તપ, નવ ચારમાસી તપ, બે ત્રણમાસી તપ, બે અઢી માસી તપ, છ બેમાસી તપ, બે દોઢમાસી તપ, બાર માસક્ષમણ, બ્હોતેર પક્ષક્ષપણ, બાર અઠ્ઠમ, બસો ઓગણત્રીસ છઠ્ઠ, એક સવતોભદ્ર પ્રતિમા દસ દિવસના પ્રમાણની, મહાભદ્ર પ્રતિમા ચાર દિવસની, ભદ્રપ્રતિમા બે દિવસની, ત્રણસો ઓગણપચાસ પારણાના દિવસ, અને એક દીક્ષાનો દિવસ એ રીતે પ્રભુએ બાર વરસ અને સાડાછ માસ સુધીમા જે જે તપ કર્યા તે સઘળા જળરહિતજ કર્યા જઘન્યમા જઘન્ય તપ છઠ્ઠનો કર્યો, કોઈપણ વખત એક ઉપવાસ કરીને પારણુ ન કર્યું તેમજ નિત્ય ભોજન તો કોઇજ વખત ન કર્યું

## પ્રભુને કયા–કયારે–કેવી સ્થિતિમા કૈવલ્ય થયુ ?

એ પ્રમાણે તેરમા વરસની મધ્યમા વર્ત્તતા શ્રમણ ભગવાન્ મહાવીરને ગ્રીષ્મકાળના બીજા મહિનાને વિષે, ગ્રીષ્મકાળના ચોથા પખવાડીયાને વિષે–અર્થાત્ વૈશાખ માસના શુકલ પખવાડીયાને વિષે, દશમની તિથિને વિષે, પૂર્વદિશા તરફ છાયા ગયે, ન્યૂન નહીં તેમ અધિક પણ નહીં એવી પ્રમાણપ્રાપ્ત પાછલી પોરસી થયે, સુવ્રત નામના દિવસે, વિજય નામના મુહૂર્ત્તમા, જભિકગ્રામ નામના નગરની બ્હાર, ઋજુવાલુકા નામની નદીના કાંઠે, એક વ્યતરના જીર્ણ થઇ ગયેલા મદિરથી બહુ દૂર નહીં–

તેમ બહુ નજીકમાં નહીં એવા સ્થાનકે, શ્યામાક નામના ગૃહસ્થના ખેતરમાં, શાલ નામના વૃક્ષની નીચે, ગાયને દહોવા બેસીએ તેવા પ્રકારના ઉત્કટિક આસને બેસી, સૂર્યના તાપવડે આતાપના લેતા, નિર્જળ છઠ્ઠ તપ વડે યુક્ત થયા થકા, ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે ચન્દ્રનો યોગ થયે, શુકલ ધ્યાનના મધ્યભાગમાં વર્ત્તતા, ( શુકલ ધ્યાનના ચાર ભેદ છે.-( ૧ ) પૃથકત્વવિતર્ક સવિચાર, ( ૨ ) એકત્વવિતર્ક અવિચાર, ( ૩ ) સૂક્ષ્મક્રિય અપ્રતિપાતિ અને ( ૪ ) ઉચ્છિન્નક્રિય અનિવર્ત્તિ. છેલ્લા બે ભેદમાં તો ચૌદમે ગુણઠાણે રહેલા કેવલીજ વર્ત્તે છે, તેથી પ્રથમના બે ભેદમાં વર્ત્તતા ) શ્રમણ ભગવાન્ મહાવીરને, અનંત વસ્તુના વિષયવાળું અવિનાશી, અનુપમ. કોઇપણ વસ્તુવડે સ્ખલના ન પામે એવુ, સમસ્ત આવરણરહિત, સઘળા પર્યાય સહિત, સર્વ વસ્તુને જણાવનાર, સઘળા અવયવોથી સંપૂર્ણ, એવા પ્રકારનું કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું

## કેવળજ્ઞાનનો પ્રતાપ

કેવળજ્ઞાનના પ્રતાપે શ્રમણ ભગવાન્ મહાવીર અર્હન્ થયા, અશોકવૃક્ષાદિ પ્રાતિહાર્યની પૂજાને યોગ્ય થયા. તેમના રાગ-દ્વેષ પરાજીત થયા, અને કેવળજ્ઞાન-કેવળદર્શનવાળા થયા. તેઓ પદાર્થોના સઘળા વિશેષ ધર્મોને જાણે, પદાર્થોના સઘળા સામાન્ય ધર્મોને જાણે, દેવ મનુષ્ય અને અસુરો સહિત લોકોના પયાર્યો, તેમજ ઉપલક્ષણથી અલોકના પર્યાયો પણ જાણે અને દેખે સર્વ લોકમાં સર્વ જીવોના આગમનને, અર્થાત્ જે જે સ્થાનમાંથી ભવાતર થકી જીવોનુ આવવું થાય તેને, મરીને જ્યા ઉત્પન્ન થાય તે ગતિને, તે ભવ સબંધી આયુષ્યને કિવા કાયસ્થિતિને, દેવલોકમાંથી દેવોનું મનુષ્ય-તિર્યંચમા અવતરવુ થાય તેને, દેવ અને નારકીની ઉત્પત્તિને, સર્વ જીવો સં-

બાંધી મનને મનના ચિન્તવનને, અશનાદિ ભોજનને ચોરી વિગેરે જે કર્યું હોય તેને, મૈથુનાદિ સેવ્યુ હોય તેને, પ્રગટ અથવા ગુપ્ત કાર્યને પણ જાણે તથા દેખે ત્રણે જગતને હાથમા રહેલા આમળાની પેઠે જોઈ શકે, તેમનાથી કંઈ પણ અજાણ્યુ ન હોય જ અન્યથી પણ કરોડ સખ્યાના દેવો તેમની સેવામા રહે સર્વ લોકોને વિષે તે તે કાળે મન વચન અને કાયયોગમા યથાયોગ્ય વર્તતા સર્વ જીવોના અને ધર્માસ્તિકાય વિગેરે સર્વ અજીવોના સમગ્ર પર્યાયોને જાણે તથા દેખે

## પહેલી નિષ્ફળ દેશના

પ્રભુને કેવળજ્ઞાન થતા જ ઈન્દ્રોના સિંહાસન ડોલ્યા તેમણે અવધિજ્ઞાનથી, પ્રભુને કેવળજ્ઞાન થયાની વાત જાણી કે તુરત જ દેવોના પરિવાર સાથે આવી પહોચ્યા, અને સમવસરણની રચના કરી દેવોમા કોઈ વિરતિને યોગ્ય નથી, એમ જાણવા છતા, પ્રભુએ પોતાનો આચાર જાણી, તે સમવસરણમા બેસી દેશના આપી તે વખતે કોઈને વિરતિ પરિણામ થયો નહી, તેથી તે દેશના નિષ્ફળ ગઈ થોડા વખત દેશના આપીને, ત્યાથી વિહાર કરીને, પ્રભુ અપાપાપુરીના મહાસેન નામના ઉદ્યાનમા પધાર્યા.

## અગિયાર બ્રાહ્મણ પડિતો

તે વખતે અપાપાનગરીમા સોમિલ નામના ધનાઢ્ય બ્રાહ્મણે પોતાને ઘેર યજ્ઞ કરવા સારૂ, કેટલાક તે કાળના સમર્થ બ્રાહ્મણ-પડિતોને આમન્ત્ર્યા હતા તેમા ઈન્દ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ નામના ત્રણ ભાઈઓ પાચસો પાચસો શિષ્યોના પરિવાર સાથે આવ્યા હતા વ્યક્ત અને સુધર્મા નામના બે પડિતો પણ પાચસો પાચસો શિષ્યો લઈને આવ્યા હતા મડિત અને

મૌર્યપુત્ર નામના બે ભાઈઓમાં, પ્રત્યેક સાડા ત્રણસો શિષ્યના પરિવારથી વીંટળાયેલો હતો. અકંપિત, અચલભ્રાતા, મેતાર્ય અને પ્રભાસ નામના ચાર પંડિતો ત્રણસો ત્રણસો શિષ્યોને લઈ આવ્યા હતા. આ અગીયારે પંડિતો ચૌદ વિદ્યામાં પારગામી હતા. છતાં ઇન્દ્રભૂતિને " જીવ છે કે નહી ? " એ વિષે હમેશા શંકા રહ્યા કરતી. અગ્નિભૂતિને " કર્મ જેવી કોઇ વસ્તુ હશે કે કેમ " એ પ્રશ્ન મુંઝવ્યા કરતો. વાયુભૂતિ તો " શરીર એજ જીવ કે શરીરથી જૂદો કોઇ જીવ હશે " એ સંશયમાં જ ઝુલ્યા કરતો. વ્યક્તને " પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ " એ પંચભૂતની શંકા રહ્યા કરતી. " આ જીવ જેવો આ ભવમાં હોય છે તેવો જ પરભવમાં થતો હશે કે ભિન્નસ્વરૂપ " એનો સુધર્માથી કંઇ જ નિર્ણય થઈ શકતો ન હતો. મંડિતને " કર્મથી બંધ અને કર્મથી મુક્તિ હશે કે કેમ " એ વિષે શંકા હતી મૌર્યપુત્રને " દેવોના અસ્તિત્વ " વિષે શંકા હતી. અકંપિતને " નારકી " વિષે સંશય રહ્યા કરતો, અચલભ્રાતાને પુણ્ય-પાપની જ સમજણ ન હતી મેતાર્યને પરલોક ' વિષે અને પ્રભાસને મોક્ષ વિષે સંશય હતો છતા ખૂબી એ હતી કે સઘળા પોતે સર્વજ્ઞ હોવાનો ખોટો ડોળ રાખી રહ્યા હતા પોતાના મનની શંકા બીજા કોઈને કહે તો પોતાનુ માન ઉતરી જાય એવા ભયથી શંકાશીલ રહે-વાનું વધારે પસંદ કરતા

એ રીતે અગીયાર મુખ્ય પંડિતો અને ચુમાલીશસો તેમના શિષ્યો યજ્ઞમંડપમા આવી બેઠા હતા. તે સિવાય બીજા ઉપાધ્યાય પણ શંકર, ઈશ્વર, શિવજી, ગંગાધર, વિષ્ણુ, ગોવિંદ, પુરૂષોત્તમ, નારાયણ, જયદેવ, મહાદેવ, હરિહર, રામજી, મધુસૂદન, નરસિંહ, શિવરામ વિગેરે ઘણા પંડિતો યજ્ઞમંડપમાં એકઠા થયા હતા.

## ઇન્દ્રભૂતિનો ક્રોધ અને ખેદ !

એટલામા શ્રી મહાવીર પ્રભુને વંદન કરવા આકાશમાથી દેવોના સમુહ ઉતરવા લાગ્યા. તે જોઇ બ્રાહ્મણો પરસ્પરને કહેવા લાગ્યા કે —" અહો ! આપણા યજ્ઞનો કેટલો બધો પ્રભાવ છે ? આપણે મંત્રોથી જે દેવોનુ આવ્હાન કરીએ છીએ તે દેવો પોતે જ સીધા આપણા યજ્ઞમંડપમા ઉતરી આવે છે " બધા બ્રાહ્મણો દેવની ગત જોતા, આકાશ તરફ તાકી રહ્યા. દેવોએ ગતિ ફેરવી, અને તેઓ યજ્ઞમંડપને છોડી શ્રી મહાવીર પ્રભુ તરફ જવા લાગ્યા, આથી બ્રાહ્મણોના મ્હો પડી ગયા તેમની આશા વ્યર્થ ગઈ !

કોઇ બોલી ઉઠયું કે —" આ દેવો તો સર્વજ્ઞ પ્રભુને વંદન કરવા જાય છે ! "

" સર્વજ્ઞ ' શબ્દ કર્ણગોચર થતા જ ઇન્દ્રભૂતિના હૃદયમા ક્રોધાગ્નિ સળગી ઉઠ્યો. તે વિચારવા લાગ્યો —" મારા સિવાય, આ પૃથ્વીના પટ ઉપર બીજો સર્વજ્ઞ હોય જ કેમ શકે ? મારી હૈયાતીમા બીજો કોઇ સર્વજ્ઞ હોય એ વાત હુ કેમ કબુલ કરૂ ? લોકો જેને સર્વજ્ઞ કહે છે તે કોઇ જબરદસ્ત ધુતારો હોવો જોઇએ પણ આ શુ ? મૂર્ખ લોકોને તો ધુતારો થોડી વારને માટે ઉતરી શકે, પણ આ દેવો એવી ભૂલ કેમ કરતા હશે ? આ પવિત્ર યજ્ઞમંડપને અને મને–સર્વજ્ઞને છોડીને દેવો સીધા ત્યા કેમ ચાલ્યા ગયા ? ખરેખર આ દેવોને છેતરનાર કોઈ એક પાકો પાખંડી હોવો જોઇએ ! નહિતર નિર્મળ જળને છોડી જનાર કાગડાની પેઠે અગાધ જળથી ભરેલા સરોવરને છોડી જનાર દેડકાની પેઠે, સુગંધી ચંદનને છોડી દેનારી માખીઓની પેઠે, સ્વાદિષ્ટ ફળવાળા સુંદર વૃક્ષને છોડી દેનાર ઉટની પેઠે, મિષ્ટ દૂધપાક છોડી દેનાર ભૂંડની પેઠે અને સૂર્યના ઝગઝગતા પ્રકા

શને છોડી દેનાર ઘુવડની પેઠે, ભ્રાંતિ પામેલા આ દેવતાઓ આ પવિત્ર યજ્ઞમંડપને છોડી એ પાખંડી પાસે કેમ ચાલ્યા જાય ?

"અથવા તો જેવો એ સર્વજ્ઞ, તેવાજ તેના આ દેવ પણ હશે! સરખે સરખાનો આ ઠીક મેળાપ થયો. આંબાના સુગંધી મ્હોર ઉપર સુગંધના પીછાણનારા વિચક્ષણ ભમરાઓ જ ગુંજારવ કરતા એકઠા થાય, બાકી કાગડા તો કડવો લીંબડોજ પસંદ કરે! તેમ આ ઉત્તમોત્તમ અને પવિત્ર યજ્ઞમંડપમાં તો સમર્થ, વિચક્ષણ અને સમજુ દેવો હોય તેજ એકઠા થાય, બાકી આવા હલકા અને અણુસમજુ દેવો, કોઈ આડંબરી કે પાખંડી પાસે જાય એમા કંઈ જ આશ્ચર્ય નથી. જેવો યક્ષ હોય તેવો જ તેને બળિ મળે એ સ્વાભાવિક છે."

એ રીતે મનને મનાવવા છતાં ઈન્દ્રભૂતિને, પ્રભુના સર્વજ્ઞપણાનો ઝળહળી રહેલો પ્રભાવ અસહ્ય લાગ્યો. પુનઃ તે વિચાર કરવા લાગ્યો કેઃ—"પણ શું એક જ આકાશમાં બે સૂર્ય હોઈ શકે ? એકજ ગુફામા શું બે સિંહ પાસે પાસે રહી શકે ? એક મ્યાનમા બે તલવાર કોઈ દિવસ રહી જાણી છે ? તો પછી એક તો હું અને બીજો તે, એમ બે સર્વજ્ઞ શી રીતે હોઈ શકે ? ખરે ખર, આ કોઈ પરદેશથી આવી ચડેલો, સર્વજ્ઞપણાનો ખોટો ડોળ રાખનાર, લોકોને અને દેવોને પણ છેતરનાર કોઈ ધૂર્ત ઇંદ્રજાળીયો જણાય છે!"

પ્રભુને વંદન કરી પાછા ફરતા લોકોને, ઈન્દ્રભૂતિ હસતાં હસતાં પૂછે છે કે—"તમે તે સર્વજ્ઞને જોયો ? કહો તો ખરા કે એ સર્વજ્ઞ કેવો છે ? તેના રૂપ ગુણ વિષે તો કંઈક કહો"

લોકો તો એકી અવાજે કહેવા લાગ્યા કે—"ભાઈ, જો ત્રણે જગતના જીવો એકઠાં થાય, અને તેમના આયુષ્યની સમાપ્તિ થાય ત્યાં સુધી ગાયા કરે તો પણ સર્વજ્ઞ પ્રભુના ગુણો ન ગાઈ

શકાય પરાર્ધથી ઉપર ગણિત હોય અને સર્વજ્ઞ પ્રભુના ગુણગાન ગાવામા આવે તો પણ તે અધુરા ને અધુરા જ રહી જાય ”

આવો જવાબ સાભળી ઈદ્રભૂતિ આશ્ચર્યથી લેવાઇ ગયો તેને થયુ કે-“ ખરેખર એ ધૂર્ત કોઈ જબ્બર માયાવી હોવો જોઇએ તેણે આ સમગ્ર જનતાને પણ કેવી આજી નાખી છે! પરતુ તેથી શુ થયુ ? હાથી કમળને ઉખેડી નાખે, અને સિહ એકાદ હરણને હણી નાખે તેમા તેની બહાદૂરી ન ગણાય જ્યા સુધી એ સર્વજ્ઞ મારી સાથે વાદવિવાદમા નથી ઉતર્યો ત્યા સુધીજ તેનુ મિથ્યાભિમાન ટકી રહેવાનુ પણ આમ મારે બેઠા બેઠા કયા સુધી સહન કરવુ ? જેમ અધકારના સમુહનો નાશ કરવામા સૂર્ય જરા પણ વિલબ કરતો નથી, અને અગ્નિને હાથનો સ્પર્શ થતા જ તે પોતાનો પ્રતાપ બતાવી આપે છે અથવ સિહ પોતાની કેશવાળી ખેચાતા જેમ તાડુકી ઉઠે છે, તેમ મારે પણ એ સર્વજ્ઞનો મિથ્યાડબર જોતજોતામા તોડી નાખવો જોઇએ જેણે પ્રખર પડિતોની સભામા ભલભલા વાદીઓના મ્હો બધ કરી દીધા છે એવા મારી પાસે, આ ઘરમાજ શૂરવીર બની બેઠેલો સર્વજ્ઞ ક્યા સુધી સ્પર્ધા કરી શકવાનો હતો ? જે અગ્નિ મ્હોટા પર્વતોને ક્ષણમાત્રમા બાળીને ભસ્મ બનાવી દે તે અગ્નિ પાસે, એક મૂઠા લાકડાના ઠુઠાનુ શુ ગજુ છે ? જે વાયુ મદોન્મત્ત હાથીઓને પણ ઉડાડી મૂકે તેની પાસે એક રૂની પુણીનુ શુ જોર ચાલે ?

“ ગૌડ દેશમા જન્મેલા પડિતો તો મારા ભયથી ડરીને દૂર દેશમા ચાલ્યા ગયા છે, ગુજરાતના પડિતો જર્જરિત થઈને ત્રાસ પામ્યા છે, મારા ભયથી માળવાના પડિત મરી ગયા છે, તિલગ દેશના પડિતો તો મારાથી ડરીને ક્યાઇ નાશી ગયા છે, દ્રવિડ દેશના વિચક્ષણ ગણાતા પડિતો, શરમથી દુખી થઇ રહ્યા છે

આજે તો મારી સામે કોઈ વાદીજ ઉભો રહેવાની હિમ્મત કરી શકતો નથી દુનિયામા વાદીઓનો મ્હોટો દુકાળ પડયો છે! આવી રીતે દરેક દેશના પંડિતોને જીતી જગતમા વિજય પતાકા ફરકાવનાર મારી આગળ, સર્વજ્ઞ તરીકે અભિમાન કરનાર એ પામર પ્રાણીના શા ભાર છે ? "

## અગ્નિભૂતિ સાથે આલોચના.

ઇન્દ્રભૂતિએ પોતાના ભાઈ અગ્નિભૂતિને કહ્યું કે:—" મગ પકાવતાં કોઇ કોરડુ દાણો રહી જાય તેમ બધા વાદીઓને જીતવા છતા કોણ જાણે આ વાદી કયાં સંતાઈ રહ્યો ? મને લાગે છે કે મારે પોતે જ તેને પરાસ્ત કરવો જોઇએ "

અગ્નિભૂતિ બોલ્યો:—" વડીલ બંધુ ! એક પામર વાદીને જીતવા માટે આપે શા સારૂ તસ્દી લેવી જોઇએ ? એક કમળને ઉખેડી નાખવા માટે ઇન્દ્રના ઐરાવણ હાથીની જરૂર હોયજ નહીં. મને આજ્ઞા આપો તો હું પોતેજ તેને પરાસ્ત કરી આવું."

ઇન્દ્રભૂતિ કહે છે કે:—" અરે, એ કામ તો મારો એક સામાન્ય વિદ્યાર્થી પણ કરી શકે તેમ છે, પણ કોણ જાણે શાથી, મને પોતાને જ એમ થાય છે કે તેનો પરાજય મારા હાથથી જ થવો જોઇએ. બનવા જોગ છે કે તલની ઘાણીમાં એકાદ તલ પીલાયા વિનાનો રહી જાય, ઘંટીમાં એકાદ દાણો દળાયા વિનાનો રહી જાય, ખેતરમાં ઘાસ કાપતા એકાદ તરણું રહી જાય, અગસ્ત્ય ઋષિ સમુદ્રો પીતાં કોઈ એકાદ ન્હાનું સરોવર પીવાનું ભૂલી જાય, તેમ જગતના સર્વ વાદીઓને જીતતાં, ભૂલથી આ એક વાદી રહી ગયો હશે. કોઈનો પણ ' સર્વજ્ઞ ' હોવાનો મિથ્યાડંબર મને અસહ્ય થઈ પડે છે. સ્ત્રી એક વાર પણ સતીત્વથી ભ્રષ્ટ થાય તો તે હંમેશાં અસતી જ કહેવાય, તેમ એક વાદી જીતાયા વિનાનો રહી જાય તો પણ મારી કીર્તિને મ્હોટું કલંક લાગે. તમે તો

જાણો છો જ કે શરીરમા રહી ગયેલુ ન્હાનુ શ ય પણ પ્રાણઘાતક થાય છે, વહાણમા પડેલુ ન્હાનુ ગાબડુ બધાનો પ્રાણનાશ કરવામા સમર્થ થાય છે, કિલ્લાની મજબુત દિવાલમાથી એક ઈંટ ખસી પડે તો પણ જોખમકારક ગણાય છે

માટે હે અગ્નિભૂતિ! જગતુના વાદીઓને જીતીને મે જે. અક્ષય કીર્ત્તિ મેળવી છે તેનો વિચાર કરતા આ વાદીને જીતવા મારે પોતેજ જવુ જોઇએ એમ મને ચોક્કસ લાગે છે "

## ઇન્દ્રભૂતિની બિરૂદાવલી

એ વખતે ઇન્દ્રભૂતિએ આખા શરીર પર બાર જેટલા તિલક કર્યા હતા સુવર્ણની જનોઈ પહેરી હતી, અને ઉત્તમોત્તમ પીતા, બર ધારણ કર્યા હતા તે મહાવીર પ્રભુસાથે વાદવિવાદ કરવા ત્યાથી ચાલી નીકળ્યો. તેની સાથે તેના શિષ્યો પણ ચાલી નીકળ્યા શિષ્યોના હાથ પુસ્તકોથી ભરેલા હતા કેટલાકે એક હાથમા કમડલુ અને કટલાકે દર્ભ ગખ્યા હતા પાચસો શિષ્યો પ્રન્દ્રભૂતિની બિરૂદાવલી ગાતા બોલવા લાગ્યા કે –" હે સરસ્વતી કઠાભરણ! ( સરસ્વતી છે કઠનુ આભૂષણ જેનુ ) હે વાદિમદ ગજન! ( વાદીઓના મદને ઉતારનાર ) હે વાદિતરૂન્મૂલન હસ્તિન! (વાદીઓ રૂપી વૃક્ષોને ઉખેડી નાખવામા હાથી સરખા) હે વાદીગજસિંહ! ( વાદી રૂપી હાથીનો નાશ કરવામા સિંહ સમાન ) હે વિજિતાનેકવાદ! ( જેણે અનેક વાદ જીતેલા છે એવા) હે વિજ્ઞાતાખિલપુરાણ! (જેણે સમગ્ર પુરાણ જાણી લીધેલા છે એવા) હે કુમતા ધકારનભોમણે! ( કુમતરૂપી અ ધકારને નષ્ટ કરવામા સૂર્ય સમાન ) હે વિનતાનેક નરપતે! (નમેલા છે અનેક રાજાઓ જેને એવા ) હે શિષ્યીકૃત બૃહસ્પતે! (શિષ્યોએ જેમને બૃહસ્પતિ સ્થાપ્યા છે એવા ) હે સરસ્વતી લબ્ધપ્રસાદ! (સરસ્વ

તીથી મળેલો છે પ્રસાદ જેને એવા) વગેરે. ચાલતાં ચાલતા આખા માર્ગનું વાતાવરણ ઉપરોક્ત બિરૂદાવલીથી ભારે થઇ ગયું

## ઇન્દ્રભૂતિના અહંકારના તરંગો

માર્ગમાં જતાં જતાં ઇન્દ્રભૂતિના મનમા અહંકારના તરંગો ઉછળવા લાગ્યા. તે વિચારવા લાગ્યો કેઃ-" અરે આ ધીઠા માણસને આવુ પાખંડ કયાથી સૂઝયું ? એણે મને નાહકનો શા સારૂ છંછેડ્યો ? જેમ દેડકો સર્પને લાત મારવા તૈયાર થાય, ઉંદર બીલાડાની દાઢ પાડવા તૈયાર થાય, બળદ ઐરાવણને પ્રહાર કરવા આતુર થાય, હાથી પર્વતને પાડી નાખવાનો ડોળ કરે અને સસલો કેસરીની કેશવાળી ખેંચવાનું સાહસ કરે તેમ મારા દેખતાં આ માણસને પોતાનું સર્વજ્ઞપણુ પ્રસિદ્ધ કરવાનું કયાંથી સૂઝયું ? એને ખબર નથી કે આ વાયુ સામે ઉભો રહી પોતે આગ સળગાવી રહ્યો છે, અને એને એમ પણ ખબર નથી કે શરીરના સુખ માટે કૌવચની વેલને આલિંગન કરવાથી તો ઉલટી વેદના થાય ! ખેર, તેનો ખોટો ઘમંડ તે કયાં સુધી ટકવાનો હતો ? હું જોતજોતામા તેને નિરૂત્તર બનાવી મૂકીશ. આગીઆ કીડાના અને ચન્દ્રના પ્રકાશ કયા સુધી ટકે ? સૂર્યનો ઉદય થતાંજ એ બધા નાસી જવાના. જ્યાં સુધી કેસરીની ગર્જના કાને ન પડે ત્યા સુધી મદોન્મત્ત હાથી ભલે ગર્જના કરી લે. એક રીતે તો મારી સામે વાદી આવી ઉભો રહ્યો એ ઠીકજ થયું. બધા વાદીઓ મારાથી બ્હીને-ગભરાઇને દૂર દૂર નાસતા હોવાથી, ઘણા વખતથી કોઇ વાદીજ મળતો ન હતો, અને મને પણ વાદીની તાલાવેલી લાગી હતી તે ઇચ્છા આજે પૂરી થતાં મને ખરેખર આનંદજ થવો જોઇએ ભૂખ્યાને ભોજનથી જે તૃપ્તિ અને આનંદ થાય તેવીજ તૃપ્તિ અને આનંદ મને આજે પ્રાપ્ત થયાં છે હાશ, આજે વાદ કરીને મારી જીભની ચળ ઉતારીશ. વ્યાકરણમાં તો હું

એવો પરિપૂર્ણ છુ કે એ વિષે મને બ્હીવાનુ કઇજ કારણ નથી સાહિત્યમા મારી બુદ્ધિ અસ્ખલિત છે, તર્કશાસ્ત્રમા તો મારા જેવો પારગામી બીજો કોણ છે ? મે કયા શાસ્ત્રમા પરિશ્રમ નથી કર્યો ? અરે વાદિ ! હુ દ°ક શાસ્ત્રમા, રમતા રમતા તારો પરાજય કરી શકુ તેમ છુ " એ પ્રમાણે અહકારના તરગોમા તણાતો ઇન્દ્રભૂતિ શ્રી મહાવીર પ્રભુના સમવસરણમા આવી પહોચ્યો

## ઇન્દ્રભૂતિની મભરામણ

પણ આ શુ થયુ ! એકાએક ઇન્દ્રભૂતિ ગભરાઇને કેમ ઉભો થઇ રહ્યો ? ચોત્રીશ અતિશયોથી શોભી રહેલા, સુવર્ણના સિહાસન ઉપર બેઠેલા, સુરેન્દ્રોથી પૂજાતા, સુર નરોથી પરિવરેલા અને અમૃતમય વાણીથી દેશના આપી રહેલા જગતપૂજ્ય મહાવીર પ્રભુનુ તેજસ્વી અને ભવ્ય મુખારવિદ જોઇ ઇન્દ્રભૂતિ દગ કા થઇ થયો ? તે પગથીયા ઉપર જ ઉભો રહી આટલા બધા શા વિચાર કરતો હશે ?

તેને થયુ કે, અહો ! આ તે બ્રહ્મા હશે કે વિષ્ણુ હશે કે શકર ? લાગે છે તો ચન્દ્ર જેવા, પણ ચન્દ્રજ હોય તો કલક કયા ? ત્યારે શુ સૂર્ય હશે ? ના. સૂર્ય હોય તો સામુ જોઇ પણ ન શકાય, અને આ તો સૌમ્ય કાતિવાળા છે ત્યારે શુ આ મેરૂ હશે ? મેરૂ હોય તો મેરૂની સ્વાભાવિક કઠણતાને બદલે આટલી કોમળતા કયાથી હોય ? ત્યારે શુ કૃષ્ણ હશે ? એ પણ અસભવિત છે કૃષ્ણ તો કાળો છે અને આમની કાતિ તો સુવર્ણના તેજ જેવી ઝગઝગી રહી છે કદાચ બ્રહ્મા પોતેજ હશે પણ બ્રહ્માની વૃદ્ધાવસ્થા સાથે આ પુરૂષની યુવાનીનો મેળ શી રીતે સાધવો ? ત્યારે શુ કામદેવ હશે ? પણ કામદેવને તો શરીર જ કયા હોય છે? અને આમને તો આવુ સરસ શરીર છે આખરે બહુ બહુ

વિચાર કરતાં તેને સુઝયું કે આ પુરુષ દોષરહિત-સર્વગુણ સંપન્ન છેલ્લા તીર્થંકર સિવાય બીજું કોઇ જ નથી

ઇન્દ્રભૂતિના અભિમાની તરંગો હવામાં જ ઉડી ગયા. તેને વિચાર થઇ પડયો કે—"અત્યારસુધી જગતના વાદીઓને જીતી જે જશ મેળવ્યો હતો તે હવે શી રીતે જાળવી રાખવો ! ખરેખર હું અહીં ન આવ્યો હોત તો જ ઠીક થાત મને અહીં આવવાની દુર્બુદ્ધિ કયાંથી સુઝી ? સમગ્ર જગતને જીતનાર એવો હું આ એકને જીતવા ન આવ્યો હોત તો મારી શી મ્હોટી બદનામી થઇ જવાની હતી ? એવો તે કયો મૂર્ખો હોય કે એક ખીલીને માટે આખો મહેલ પાડી નાખે ! મેં કેવું વગરવિચાર્યું સાહસ કર્યું ? મારી કુમતિએ જ મને આ જગદીશના અવતારને જીતવા મોકલ્યો. હું આ તેજસ્વી-મહાજ્ઞાની આગળ કેવી રીતે બોલી શકીશ ? બોલવુ તો દૂર રહ્યું. એમની પાસે જઇને ઉભું કેમ રહેવું એજ મને તો સવાલ થઇ પડયો છે. હે શંકર ! મારા યશનુ રક્ષણ કરો મને આ આપત્તિમાંથી બચાવો ભાગ્યયોગે જો હું અહીં વિજય મેળવું તો હું ત્રણે જગતમાં એક અદ્વિતીય પંડિત ગણાઇ જઉં, એ નિશ્ચય છે"

## પ્રભુનું મધુર સંબોધન

એ રીતે ઇન્દ્રભૂતિ હજી શંકાના-નિરાશાના અને બાકી આશાના તરંગોમાં ઘસડાતો હતો તેટલામાં જ પ્રભુએ અમૃત સરખી મધુર વાણીમાં તેને સંબોધન કર્યું. તેનાં નામ અને ગોત્રનો ઉલ્લેખ કરી કહ્યું કે:—"હે ગૌતમ ઇન્દ્રભૂતિ ! તું અહીં ભલે આવ્યો."

પોતાનાં નામ અને ગોત્રનો ઉચ્ચાર સાંભળી ઇન્દ્રભૂતિ સ્તબ્ધ બની ગયો. પણ બીજી જ ક્ષણે તેને થયું કે, "પણ એમાં

આશ્ચર્ય જેવુજ શું છે? મને આ જગતમા કોણ નથી ઓળખતું? બાળકો અને વૃદ્ધો પણ મારૂ નામ તો જાણતાજ હોય! એટલે એમા તો કંઈ જ આશ્ચર્ય પામવા જેવું નથી સૂર્યને તે વળી કોઈ ન ઓળખે એમ કદિ બને ખરૂ? અલબત આ પુરૂષ જો મારા મનમા રહેલા સશયો ટ્હી આપે તો હુ જરૂર તેને સર્વજ્ઞ માની શકુ "

## ગણધરવાદનો આરભ—જીવ છે?

એટલામા સમુદ્રમથનના ગર્જન જેવા, ગગાના પુર જેવા અથવા આદિબ્રહ્મના ધ્વનિ શા ગભીર અવાજે પ્રભુ બોલ્યા કે —હે ઈન્દ્રભૂતિ! તને જીવ છે કે નહીં એ વિષે જ શકા વર્તે છે ને? આ સશય તને પરસ્પરવિરૂદ્ધ ભાસતા વેદ વાકયથીજ થયો છે એ વાકય પણ આ પ્રમાણે છે —

विज्ञानघन एवैतेभ्यो भूतेभ्य समुत्थाय तान्येवाऽनुविनश्यति, न प्रेत्यसंज्ञाऽस्ति ॥ આ વાકય ઉપરથી તને એમ લાગ્યુ છે કે જીવ નામનો પદાર્થ નથી આ પક્તિનો તુ આ પ્રમાણે અર્થ કરે છે

विज्ञानघन एव—વિજ્ઞાનોનો સમુદાય

एतेभ्यो भूतेभ्य समुत्थाय—આ ભૂતોમાથી ઉત્પન્ન થઈને

तान्येवाऽनुविनश्यति—પાછા તે ભૂતોમા જ લય પામે છે

न प्रेत्यसंज्ञाऽस्ति—તેથી પરલોકની સજ્ઞા નથી, અર્થાત્ પુનર્જન્મ નથી

મતલબ કે—પૃથ્વી જળ તેજ વાયુ અને આકાશ એ પાચ ભૂતો શરીરરૂપે પરિણમ્યા હોય ત્યારે શરીરરૂપ પરિણમેલા એ પાચ ભૂતોમથી જ "આ ઘડો, આ ગાય અને આ મનુષ્ય" એવા વિવિધ પ્રકારના જ્ઞાનને સમુદાય

ઉત્પન્ન થાય છે. પણ આત્માને માનનારાઓ, જ્ઞાનના આધારરૂપ જે આત્મા નામના પદાર્થને માને છે તે આત્મા જેવી કોઇ વસ્તુ નથી કારણ કે પાંચ ભૂતોમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે તેથી જ્ઞાનના આધારરૂપ એ પાંચ ભૂતોને જ માનવા જોઇએ. જેમ મદિરાના અંગમાંથી એક પ્રકારની મદશક્તિ ઉત્પન્ન થાય છે તેમ શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોમાથી જ્ઞાનશકિત ઉત્પન્ન થાય છે આવી રીતે શરીરરૂપે પરિણમેલા પાચ ભૂતોમાંથી વિજ્ઞાનનો સમુદાય ઉત્પન્ન થઇને, પછી જ્યારે શરીરરૂપે પરિણમેલા તે પાંચ ભૂતોનો વિનાશ થાય છે ત્યારે તે વિજ્ઞાનનો સમુદાય પણ પાણીના પરપોટાની પેઠે તે ભૂતોમાંજ લય પામી જાય છે. એ રીતે જીવ નામનો સ્વતંત્ર પદાર્થ નથી અને તેથી પરલોક પણ નથી, તેમજ પુનર્જન્મ પણ નથી. મૂળ આત્મા જ ન હોય તો પછી પરલોક કોને માટે ?

હે ઇન્દ્રભૂતિ ! વળી વિશેષમાં તું એમ માને છે કે ઉપર પ્રમાણેનો વેદવાક્યનો અર્થ યુકિતથી પણ ઠીક લાગે છે કેમકે પ્રત્યક્ષ પ્રમાણથી તો આત્મા ઓળખાતો નથી. તે દેખવામાં પણ નથી આવતો તેમ સ્પર્શાદિ અનુભવથી પણ નથી જણાતો. તેથી આત્મા છે તેની સાબીતી શી ? જો આત્મા વસ્તુત. હોય તો ઘડા અને વસ્ત્રની જેમ પ્રત્યક્ષ કેમ ન દેખાય ? જો કે પરમાણુઓ તો દૃષ્ટિમા નથી આવતાં તેમ સ્પર્શાદિથી પણ નથી અનુભવાતા, છતાં તેઓ જ્યારે ઘડા કે વસ્ત્ર રૂપે-કાર્ય રૂપે પરિણમે છે ત્યારે તો જરૂર પ્રત્યક્ષ થાય છે આત્મા તેવા કાર્ય રૂપે પણ પરિણમેલો પ્રત્યક્ષ જણાતો નથી અનુમાનથી પણ આત્માની સિદ્ધિ થઇ શકતી નથી. કેમકે અનુમાન પ્રત્યક્ષપૂર્વક પ્રવર્તે છે ઉદાહરણ તરીકે, જેણે પહેલાં એક વાર પણ રસોડા જેવા સ્થળમાં ધુમાડો અને અગ્નિનો સંબંધ નજરોનજર જોયો

હોય તે જ માણસ પર્વત ઉપર ધૂમાડો નીકળતો જોઇ અનુમાન બાંધી શકે કે જ્યા ધૂમાડો હોય ત્યા અગ્નિ પણ હોય આવી રીતે અનુમાન બાંધવામા પણ પ્રત્યક્ષની જરૂર તો ખરીજ હવે આત્માની સાથે કોઇનો સબધ પ્રત્યક્ષ દેખાતો નથી તો પછી આત્માની સિદ્ધિ અનુમાનથી પણ કેવી રીતે થઇ શકે? આગમથી પણ આત્માનો નિશ્ચય થઇ શકતો નથી કેમકે કોઇ શાસ્ત્ર આત્માનુ અસ્તિત્વ સ્વીકારે છે તો વળી બીજુ શાસ્ત્ર આત્મા નથી એમ પ્રરૂપે છે આવી રીતે પરસ્પર વિરુદ્ધ જણાતા શાસ્ત્રોમા કયુ સાચુ અને કયુ ખોટુ ? ઉપમા પ્રમાણથી પણ આત્માની સિદ્ધિ થઇ શકતી નથી કારણકે ઉપમા પ્રમાણ તો નજીકના પદાર્થમા સાદૃશ્ય બુદ્ધિ ઉત્પન્ન કરે છે જેમકે જગલમા ગયેલો માણસ રોઝ નામના જગલી પશુને ભાળે ત્યારે તેને સાદૃશ્ય બુદ્ધિ ઉદ્ભવે કે જેવી ગાય છે તેવુ જ આ પશુ છે પરતુ જગત્મા આત્મા જેવો બીજો કોઇ પદાર્થ કયા છે કે તેના જેવો આત્મા છે એમ માની શકીએ ? આવી રીતે કોઇ પણ પ્રમાણથી આત્માની સિદ્ધિ થઇ શકતી નથી, તેથી આત્મા નથી એમજ માનવુ પડે છે વળી ઘી–દૂધ વિગેરે ઉત્તમ પદાર્થો ખાવાથી શરીર પુષ્ટ બનેલુ હોય તો તેમાથી જ્ઞાન પણ સતેજપણે સ્ફુરે એવો કવચિત્ અનુભવ થાય છે તેથી શરીરરૂપે પરિણમેલા પાચ ભૂતોમાથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ માન્યા વિના છૂટકો નથી એક તો ‘ विज्ञानघन ’ જેવા વેદપદોથી તેમજ પ્રત્યક્ષાદિ પ્રમાણથી તુ આત્માની સિદ્ધિ કરી શકતો નથી, અને બીજી બાજુ ‘ આત્મા છે ’ એમ જણાવનારા વેદવાકયો પણ તે જોયા છે તેથી તારી સશયવાળી સ્થિતિ તને ચેન પડવા દેતી નથી પરતુ હે ગૌતમ ! તારો સશય અનાવશ્યક અને અસ્થાને છે

## પ્રભુ આત્મસિદ્ધિ પ્રરૂપે છે ! (૧) પ્રત્યક્ષપણે

'વિજ્ઞાનઘન'—એ વેદવાક્યનો અર્થ જ તું નથી સમજી શક્યો. એનો ખરો અર્થ આ પ્રમાણે છે—

विज्ञानघन एव=જે વિશિષ્ટ જ્ઞાન એટલે જ્ઞાન-દર્શનનો ઉપયોગ તે વિજ્ઞાન કહેવાય અને તે વિજ્ઞાનના સમુદાય રૂપ જ આત્મા.

एतेभ्यो भूतेभ्य' समुत्थाय=જ્ઞેયપણે—જાણવા યોગ્યપણે પ્રાપ્ત થયેલા આ પૃથ્વી વિગેરે ભૂતોમાંથી અથવા ઘટ પટ વિગેરે ભૂતોના વિકારો થકી 'આ પૃથ્વી છે, આ ઘટ છે,' ઈત્યાદિ પ્રકારે તે તે ભૂતોના ઉપયોગરૂપે ઉત્પન્ન થઈને,

तान्येवाऽनुविनश्यति=તે ઘટ વિગેરે ભૂતોનો જ્ઞેયપણે અભાવ થયા પછી આત્મા પણ તેઓના ઉપયોગરૂપે વિનાશ પામે છે, અને બીજા પદાર્થના ઉપયોગરૂપે ઉત્પન્ન થાય છે, અથવા સામાન્ય સ્વરૂપે રહે છે

न प्रेत्य सञ्ज्ञाऽस्ति=આવી રીતે પૂર્વના ઉપયોગરૂપે આત્મા ન રહેલો હોવાથી પૂર્વના ઉપયોગરૂપ સંજ્ઞા રહેતી નથી.

અર્થાત્—આત્માના પ્રત્યેક પ્રદેશે જ્ઞાનદર્શનના ઉપયોગરૂપ અનંતા પર્યાયો રહેલા છે, ને વિજ્ઞાનના સમુદાયથી આત્મા કથંચિત્ અભિન્ન છે. એટલે કે વિજ્ઞાનમય આત્મા હોવાથી विज्ञानघन एव—વિજ્ઞાનના સમુદાયરૂપ જ છે જ્યારે ઘટ પટ વિગેરે ભૂતો જ્ઞેયપણે પ્રાપ્ત થયા હોય ત્યારે તે ઘટપટાદિરૂપ હેતુથી 'આ ઘટ છે અથવા આ વસ્ત્ર છે' ઈત્યાદિ પ્રકારના ઉપયોગરૂપે આત્મા પરિણમે છે—એટલે કે તે તે વિજ્ઞાનપર્યાયે ઉત્પન્ન થાય છે કારણ કે આત્માને તે ઉપયોગરૂપે પરિણમવામાં તે ઘટાદિ વસ્તુનું સાપેક્ષપણું છે. પછી જ્યારે ઘટ-પટાદિ

વસ્તુનો આતરો પડી જાય, અથવા તે તે વસ્તુઓનો અભાવ થાય, કિવા બીજા પદાર્થોમા મન ચાલ્યુ જાય, ઇત્યાદિ કોઈ પણ કારણથી આત્માનો ઉપયોગ તે વસ્તુથી હઠી જાય અને બીજા પદાર્થમા ઉપયોગ પ્રવર્તે ત્યારે પહેલા જે ઘટ-પટાદિ પદાર્થો જ્ઞેયપણે હતા તે જ્ઞેયપણે રહેતા નથી, પણ બીજા જે પદાર્થોને વિષે ઉપયોગ પ્રવર્ત્યો હોય તે પદાર્થો જ્ઞેયપણે પ્રાપ્ત થાય છે આવી રીતે જ્યારે તે ઘટ-પટાદિ જ્ઞેયપણે રહેતા નથી, ત્યારે આત્મા પણ 'આ ઘડો છે, આ વસ્ત્ર છે' ઇત્યાદિ પ્રકારના ઉપયોગ રૂપે રહેતો નથી, પણ બીજા જ પદાર્થના ઉપયોગ રૂપે પરિણમે છે, અથવા તો સામાન્ય સ્વરૂપે રહે છે-અર્થાત્ પૂર્વના ઉપયોગરૂપે નથી રહેતો તેથીજ વેદવાક્યમા કહ્યુ છે કે " न प्रेत्यसज्ञास्ति " પૂર્વના ઉપયોગરૂપ સજ્ઞા રહેતી નથી

આત્માના ત્રણ સ્વભાવ છે જે પદાર્થનુ વિજ્ઞાન પ્રવર્ત્તતુ હોય તે વિજ્ઞાનપર્યાયરૂપે આત્મા ઉત્પન્ન થાય છે તે સમયે પહેલાના પદાર્થના વિજ્ઞાનપર્યાય નાશ પામેલા હોવાથી તે પહેલાના વિજ્ઞાનપર્યાયરૂપે આત્મા વિનશ્વરરૂપ છે અને અનાદિ કાળથી પ્રવર્તેલી વિજ્ઞાનસતતિ વડે દ્રવ્યપણે આત્મા અવિનશ્વર રૂપ છે આ રીતે પર્યાયરૂપે આત્મા ઉત્પત્તિ અને વિનાશ રૂપે છે જ્યારે દ્રવ્યરૂપે તો નિત્ય જ છે

વળી હે ગૌતમ ઇન્દ્રભૂતિ ! પ્રત્યક્ષથી પણ આત્માની સિદ્ધિ થાય છે તને ઘટ પટ વિગેરેમુ જે જ્ઞાન સ્ફુરે છે તે જ્ઞાન જ આત્મા છે કેમકે જ્ઞાન આત્માથી કથચિત્ અભિન્ન હોવાથી આત્મસ્વરૂપજ છે જ્ઞાન દરેકને પોતાના અનુભવથી સિદ્ધ હોવાથી પ્રત્યક્ષ છે અને જો જ્ઞાન પ્રત્યક્ષ છે તો પછી અભિન્ન આત્મા પણ પ્રત્યક્ષ જ છે એમ કેમ ન કહેવાય ? વળી "હુ બોલ્યો, હુ બોલુ છુ, હુ બોલીશ "

ઈત્યાદિ પ્રકારે ત્રણે કાળના વ્યવહારમાં હું એવી પ્રતીતિ થાય છે તે પ્રતીતિથી પણ આત્મા પ્રત્યક્ષસિદ્ધ છે. જો આત્માને ન માને તો હુ શબ્દથી કોને ગ્રહણ કરીશ ? કદાચ હું શબ્દથી શરીરને ગ્રહણ કરવાનું કહે, અર્થાત્ ' હું બોલ્યો ' ઇત્યાદિ પ્રતીતિ શરીરને થાય છે એમ કહે, તો મુડદાને પણ એવી પ્રતીતિ થવી જોઈએ. કારણ કે એ સ્થિતિમાં પણ શરીર તો છેજ. પણ મુડદાને તેવી પ્રતીતિ નથી થતી તેથી માનવું જોઇએ કે ' હું બોલ્યો, હુ બોલુ છુ ' ઇત્યાદિ પ્રતીતિ શરીરથી જૂદા એવા શરીરીને થાય છે અને તે જ આત્મા. વસ્તુતઃ જેના ગુણ પ્રત્યક્ષ હોય તે ગુણી પણ પ્રત્યક્ષ ગણાય. સ્મરણ, ઇચ્છા, સશય, વિગેરે ગુણો દરેકને પોતાનાજ અનુભવથી પ્રત્યક્ષસિદ્ધ છે. તેથી તે ગુણોનો આધાર–આત્મા રૂપી ગુણી પણ પ્રત્યક્ષ-સિદ્ધ માનવો ઘટે. સ્મરણ, ઇચ્છા, સંશય વિગેરે ગુણોનો આધાર શરીર તો ન જ કહેવાય, કારણ કે જેવા ગુણ હોય તેવોજ તેઓનો ગુણી હોય તે ગુણો અમૂર્ત્ત અને ચૈતન્યરૂપ છે, જ્યારે શરીર તો મૂર્ત્ત અને જડરૂપ છે. તું જ કહે કે અમૂર્ત અને ચૈતન્ય રૂપ ગુણોનો આધાર મૂર્ત્ત અને જડરૂપ એવું શરીર કેમ સંભવે ? માટે જ અમૂર્ત્ત અને ચૈતન્યરૂપ એવા તે ગુણોનો આધાર–ગુણી, અમૂર્ત્ત અને ચૈતન્ય રૂપ એવો આત્મા સ્વીકાર્યા વિના બીજો ઉપાય નથી. અને અનુમાનથી પણ આત્માની સિદ્ધિ થઈ શકે છે.

## ( ૨ ) અનુમાનથી આત્મસિદ્ધિ

એવો સામાન્ય નિયમ છે કે ભોગ્ય ( ભોગવવા યોગ્ય ) હોય તેનો ભોક્તા ( ભોગવનાર ) પણ હોય. જેમ ભોજન–વસ્ત્ર વિગેરે ભોગ્ય છે તેમ તેનો ભોક્તા–મનુષ્ય પણ છે. શરીર પણ

ભોગ્ય પદાર્થ છે, તો તેનો ભોક્તા–શરીરી હોવો જોઇએ અને તે જ આત્મા

## ( ૩ ) આગમથી આત્મસિદ્ધિ

વેદમા કહ્યુ છે કે " स वै अयमात्मा ज्ञानमय " તે આ આત્મા જ્ઞાનમય છે વળી ' दद्द–दमो दान दया इति दकारत्रय यो वेत्ति स जीव ' દદદ એટલે દમ, દાન અને દયા એ ત્રણ દકારને જે જાણે છે તે જીવ છે આ વેદવાક્ય પણ આત્માજ સિદ્ધ કરે છે

### શકાનિરસન

તુ જે એમ માને છે કે ' ઘી–દૂધ વિગેરે ઉત્તમ પદાર્થો વાપરવાથી પુષ્ટ બનેલા શરીરનુ ચૈતન્ય સતેજ અનુભવાતુ હોવાથી ભૂતોના સમુદાય રૂપ શરીરમાથી તે ચૈતન્ય ઉત્પન્ન થાય છે ' પણ તારૂ તે માનવુ ઠીક નથી કારણ કે એ વખતે પુષ્ટ થયેલુ શરીર ચૈતન્યનુ સહાયક બને છે, પણ શરીર માત્ર સહાયક થવાથી તે શરીરમાથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે એમ ન માની શકાય સહાયક અને ઉત્પાદકનો ભેદ બરાબર સમજી લેવો જોઈએ દાખલા તરીકે અગ્નિ વડે સુવર્ણમા દ્રવતા ( પીગળવાપણુ ) થાય છે તે દ્રવતામા અગ્નિ સહાયક છે પણ અગ્નિમાથી જ દ્રવતા થઇ એમ ન કહેવાય સુવર્ણમાથી જ દ્રવતા ઉત્પન્ન થાય છે, અને તેથીજ દ્રવતાધર્મ સુવર્ણનો છે, એમ કહેવુ જોઈએ. તેવીજ રીતે ચૈતન્યને સતેજ બનાવવામા પુષ્ટ શરીર સહાય કરે છે, પણ શરીરમાથી જ ચૈતન્ય ઉદ્ભવે છે એમ કહેવુ એ ભ્રાન્તિ સિવાય બીજુ કઇ જ નથી ચૈતન્ય તો આત્મામાથી જ આવે છે અને તેથી તે આત્માનો ધર્મ છે ઘણીવાર કેટલાક માણસો ઘણા પુષ્ટ જેવામા આવે છે પણ શરીરના પ્રમાણમા જ્ઞાન ઘણુ અલ્પ હોય છે કેટલાક કૃશઅગવાળા પણ અસાધારણ બુદ્ધિબળ ધરાવતા

હોય છે. એટલે શરીરને અને જ્ઞાનને કઈ લેવાદેવા નથી એમ કહી શકાય, અને જો શરીરમાંથી જ ચૈતન્ય ઉદ્ભવતું હોય તો પછી મૃત શરીરમાંથી કેમ નથી ઉદ્ભવતું ? ત્યા શરીર તો છે જ. વળી જેનો વિકાર થતાં જેના વિકાર થાય તે કાર્ય કહેવાય, એટલે તેમાંથી તે ઉત્પન્ન થયું ગણાય જેમકે સફેદ તાંતણાથી બનેલા વસ્ત્રને લાલ રંગથી રંગીએ તો તાંતણા પણ લાલ રંગના થઈ જાય. કારણ કે તાંતણાથી જ વસ્ત્ર બન્યું હોય છે. શરીર અને ચૈતન્યના સંબંધમા તેમ બનતું જોવામાં આવતુ નથી ગાંડા થઈ ગયેલા માણસનું ચૈતન્ય વિકારવાળું હોય છે, છતાં તેનું શરીર તો જેવું ને તેવું જ હોય છે. શરીરમાં કંઈ વિકાર દેખાતો નથી. તો પછી શરીરમાંથી ચૈતન્ય ઉદ્ભવે છે એમ શી રીતે કહેવાય ? માટી ઘણી હોય તો ઘડો પણ મ્હોટો થાય. તેથી માટીમાંથી ઘડો થયો એમ મનાય છે. પરન્તુ શરીર અને ચૈતન્યના વિષયમાં તેમ અનુભવાતું નથી. હજારો યોજનવાળા જેના શરીર હોય છે એવા મોટાં માછલાઓને જ્ઞાન ઘણું થોડું હોય છે, જ્યારે તેથી ન્હાના શરીરવાળા મનુષ્યમા જ્ઞાન વધારે હોય છે. એટલે દરેક દૃષ્ટિથી વિચારતા 'ભૂતોના સમુદાય રૂપ શરીરમાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે ' એમ કહેવું તે મિથ્યા પ્રલાપ સમાન છે. શરીરથી જ્ઞાન ઉત્પન્ન નથી થતું પણ શરીરથી જૂદા એવા કોઈ એક પદાર્થથી જ્ઞાન ઉદ્ભવે છે અને તે પદાર્થ આત્મા છે

હે ઇન્દ્રભૂતિ ! ' विज्ञानघन ' જેવાં વેદવાક્યોથી, પ્રત્યક્ષ પ્રમાણથી, અનુમાન પ્રમાણથી અને સામાન્ય વિવેકબુદ્ધિથી પણ 'આત્મા છે' એ નિર્ણય ઉપર આવ્યા સિવાય કોઈને પણ ચાલે તેમ નથી.

જેવી રીતે દૂધમા ઘી, તલમા તેલ, લાકડામાં અગ્નિ, પુષ્પમા સુગંધી અને ચન્દ્રકાન્ત મણિમાં જળ રહેલું છે, તેવીજ રીતે શરીરથી જૂદો પણ શરીરમાંજ રહેલો એવો આત્મા છે.

એ પ્રમાણે પ્રભુના વચનો સાભળી, ઈદ્રભૂતિનો આત્મા વિષયક સશય ટળાઈ ગયો તે જ વખતે ગાતમ શ્રી ઈદ્રભૂતિએ અને તેની સાથે તેના પાચસો શિષ્યોએ પ્રભુ પાસે દીક્ષા લીધી ત્યારપછી ગૌતમ મહારાજે "उप्पन्नइ वा विगमेइ वा धुवेइ वा"— દરેક પદાર્થ વર્તમાન પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે, પૂર્વના પર્યાયરૂપે નષ્ટ થાય છે અને મૂળ દ્રવ્યરૂપે નિત્ય-ધ્રુવ રહે છે એ પ્રમાણે પ્રભુના મુખથી ત્રિપદી સાભળી, દ્વાદશાગીની રચના કરી

## અગ્નિભૂતિનુ અભિમાન

ઈન્દ્રભૂતિએ અત કરણનુ સમગ્ર અભિમાન પ્રભુના ચરણે ધરી દઈ દીક્ષા લઇ લીધી છે, એવી બાતમી અગ્નિભૂતિને મળી ત્યારે તે વાત તેના ગળે ન ઉતરી તેને ખાત્રી હતી કે કદાચ પર્વત પીગળી જાય, હિમનો સમુહ સળગી ઉઠે, આગની જ્વાળા શીતળ થઈ જાય, વાયુ સ્થિર બને, ચન્દ્રમાથી આગ વરસે, અને પૃથ્વી પાતાલમા પેસી જાય તો પણ મારો ભાઈ ન હારે !

પરતુ લોકોના મુખથી સાભળી તેને નિશ્ચય થયો કે, ખરેખર ઈન્દ્રભૂતિએ દીક્ષા લીધી છે, ત્યારે તેનુ અભિમાન પણ ઉછળી આવ્યુ તે વિચારવા લાગ્યો કે —" એ સર્વજ્ઞ કહેવાતા ધુતારાએ જરૂર મારા ભાઈને ભોળવી દીધો, પણ તેથી શુ થયુ ? હુ પોતે હમણા જ તે ધૂર્તને જીતી લઈશ અને માયાપ્રપચથી પરાજીત કરેલા મારા વડિલ ભાઈને પાછો લઇ આવીશ "

એ પ્રમાણે વિચાર કરી અગ્નિભૂતિ પોતાના પાચસો શિષ્યોને સાથે લઇ પ્રભુ પાસે દોડી આવ્યો. શ્રી મહાવીર પ્રભુએ તેને પણ તેના ગોત્ર અને નામના સંબોધનથી બોલાવી, તેના મનનો સદેહ કહી આપ્યો. પ્રભુએ કહ્યુ કે —" હે ગૌતમ

ગોત્રીય અગ્નિભૂતિ ! કર્મ છે કે નહીં ? એ વિષે નિરંતર તારા મનમાં ગુંચવાડો રહ્યા કરે છે ! તને આ શંકા પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદપદોથી થઈ છે, એ હું બરાબર જાણું છું.

## કર્મનું રહસ્ય

"पुरूष एवेदं ग्निं[1] सर्वं यद् भूतं यच्च भाव्यम्" એ વેદવાક્યથી તું એમ સમજ્યો છે કે આ પ્રત્યક્ષ જણાતું ચેતન-અચેતનરૂપ જે ભૂતકાળમાં થયેલું છે, અને જે ભવિષ્યકાળમા થવાનું છે તે સર્વ પુરૂષ જ છે, એટલે આત્માજ છે. મતલબ કે આત્મા સિવાય કર્મ જેવું કંઇજ નથી. તું એમ માને છે કે મનુષ્ય, દેવ, તિર્યંચ, પર્વત, પૃથ્વી વિગેરે જે જે વસ્તુઓ દેખાય છે તે સર્વ આત્મા જ છે.આત્મા સિવાયની એક પણ વસ્તુ નથી. 'સર્વ વસ્તુ આત્માજ છે' એમ ઉકત વેદવચનમાં જણાવેલું હોવાથી 'કર્મ નથી' એવી તને ચોખ્ખી ભ્રાન્તિ થઇ છે. તું એવી યુકિત આપવા માગે છે કે આત્મા અમૂર્ત્ત છે તેને મૂર્ત્ત એવા કર્મવડે અનુગ્રહ કે ઉપઘાત કિંવા લાભ કે હાનિ શી રીતે સંભવે ! જેમ અમૂર્ત્ત એવા આકાશને મૂર્ત્ત એવા ચંદનનું વિલેપન થતું નથી, અને શાસ્ત્રથી ખંડાતું નથી તેમ અમૂર્ત્ત એવા આત્માને કર્મથી અનુગ્રહ કે ઉપઘાત કેમ થઇ શકે ? એ રીતે કર્મ નામનો કોઇ પદાર્થ જ નથી, એમ માનવાને તું તૈયાર થાય છે. પણ પાછાં કર્મની સત્તા બતાવનારા વેદપદો જોઇને અને લોકોમાં પણ કર્મની પ્રસિદ્ધિ અનુભવીને તું પુનઃ શંકાગ્રસ્ત થઇ જાય છે. પરંતુ હે ગૌતમ અગ્નિભૂતિ ! તારો સંશય સાવ અનર્થક છે કારણ કે 'पुरुष एवेदं' એ વાકયનો ખરો અર્થ જ તું બરાબર નથી સમજી શકયો.

---

૧ 'ग्निं' શબ્દ કેવળ વાક્યાલંકાર અર્થે છે.

## ત્રણ પ્રકારના વેદવાકયો

પરન્તુ તેને અર્થ સમજતા પહેલા, એક વાત ધ્યાનમા રાખવી વેદવાકયો ત્રણ પ્રકારના હોય છે કેટલાક વિધિદર્શક હોય છે, કેટલાક અનુવાદદર્શક હોય છે અને કેટલાક સ્તુતિરૂપ હોય છે દાખલા તરીકે " स्वर्गकामोऽग्निहोत्रजुहुयात–" એટલે કે સ્વર્ગની ઇચ્છાવાળો અગ્નિહોત્ર હોમ કરે, એવા વાકયો વિધિનુ પ્રતિપાદન કરતા હોય છે, " द्वादश मासाः सवत्सर " એટલે કે બાર મહિનાનું એક વરસ થાય, તથા " अग्निरुष्ण " અર્થાત્ અગ્નિ ગરમ હોય, ઈત્યાદિ પદો લોકોમા પ્રસિદ્ધ એવા પદાર્થોનો અનુવાદ કરે છે, અને કેટલાક જે વાકયો સ્તુતિ સૂચવે છે જેમકે —

जले विष्णु स्थले विष्णु विष्णु पवत मस्तके
सर्व भूतमयो विष्णुस्तस्माद् विष्णुमय जगत्–

ભાવાર્થ —જળમા વિષ્ણુ છે, સ્થળમા વિષ્ણુ છે, પર્વતના શિખર પર વિષ્ણુ છે અને સર્વ ભૂતમા વિષ્ણુ છે, તેથી સમગ્ર જગત્ વિષ્ણુમય છે આ વાકયથી વિષ્ણુનો મહિમા વર્ણવ્યો છે, પણ તેથી વિષ્ણુ સિવાય બીજી કોઇ પણ વસ્તુજ નથી એમ નથી સિદ્ધ થઈ શકતુ તેવી જ રીતે ' पुरुषएवेद ' એ વાકયમા આત્માની સ્તુતિ ગાઈ છે, પણ આ માની સ્તુતિ કરવાથી ' કર્મ જ નથી ' એમ માની લેવાની ઉતાવળ ન કરવી જોઈએ ઉકત વેદપદમા કહ્યુ છે કે ' જે થયુ છે અને જે થશે તે સર્વ આત્મા જ છે ' એમા આત્માનો મહિમા છે પણ "આત્મા સિવાય બીજુ કઈ નથી " એમ સમજવાનુ નથી

વળી તુ જે એમ માને છે કે–' અમૂર્ત્ત આત્માને મૂર્ત્ત કર્મ વડે અનુગ્રહ અને ઉપઘાત કેમ સભવે ? ' તે તારૂ માનવુ અયુ

ક્ત છે. કારણ કે જ્ઞાન અમૂર્ત છે છતાં બ્રાહ્મી જેવાં ઓષધો વડે અથવા ઘી દૂધ વિગેરે સાત્વિક પદાર્થો વડે તેને અનુગ્રહ થતો જોઈએ છીએ, તેમજ મદિરા કે ઝેર જેવા પદાર્થો વડે જ્ઞાનને ઉપઘાત થતો જોવામાં આવે છે એટલે અમૂર્તને પણ મૂર્ત વડે અનુગ્રહ અને ઉપઘાત જરૂર સંભવે છે.

જો કર્મ ન હોય તો એક સુખી અને બીજો દુઃખી, એક શેઠ અને બીજો નોકર, એવા ભેદો અને આ સૃષ્ટિની બધી વિચિત્રતાનું બીજું કયું કારણ સંભવે? રાજા અને રંકની ઉચ્ચતા-નીચતામાં કંઈક કારણ તો અવશ્ય હોવું જોઈએ, અને તે કારણ તેમનાં શુભાશુભ કર્મ છે.

કોઈ પણ ક્રિયા નિષ્ફળ નથી જતી. દાન વિગેરે શુભ ક્રિયાઓ અને હિંસા વિગેરે અશુભ ક્રિયાઓનાં ફળ અવશ્ય હોય છે, અને તે ફળ કર્મ અથવા કર્મફળના નામથી પ્રસિદ્ધ છે.

એ પ્રમાણે પ્રભુના મુખથી પ્રકાશ પામતી યુક્તિઓ સાંભળી અગ્નિભૂતિનો કર્મ વિષયક સંશય ઉડી ગયો. તેને શ્રદ્ધા થઈ કે "કર્મ છે." અને તેજ વખતે તેણે પણ પોતાના પાંચસો શિષ્યો સાથે પ્રભુ પાસે દીક્ષા લીધી

## ત્રીજા ગણધરના મનનું સમાધાન

ઇન્દ્રભૂતિ અને અગ્નિભૂતિને દીક્ષિત થએલા સાંભળી ત્રીજા ભાઈ વાયુભૂતિએ વિચાર્યું કે—"ઇન્દ્રભૂતિ અને અગ્નિભૂતિના પૂજ્ય એ મારા પણ પૂજ્ય ગણાય, તેથી મારે પણ તેમની પાસે મારી શંકાનું સમાધાન કરી લેવું ઉચિત છે" પ્રભુ પાસે તે પોતાના પાંચસો શિષ્યોના પરિવાર સાથે પહોંચ્યો કે તુરતજ પ્રભુએ તેને ગોત્ર અને નામ પૂર્વક બોલાવતાં કહ્યું કે:—

"હે ગૌતમ વાયુભૂતિ! આ શરીર એજ આત્મા હશે કે

'શરીરથી ભિન્ન એવો કોઈ આત્મા હશે' એવા સંશયમાં જ તું મુંઝાયા કરે છે ને ? તારો આ સંશય પણ "विज्ञानघन एवै तेभ्यो भूतेभ्य समुत्थाय तान्येवाऽनु विनश्यति, न प्रेत्यसज्ञास्ति" વિગેરે પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદવાકયોથી ઉત્પન્ન થયો છે

ઉપરના વેદવાકયનો તું એવો અર્થ કરે છે કે –શરીરથી ભિન્ન એવો કોઇ આત્મા નથી કારણ કે विज्ञानघन एव–વિજ્ઞાનનો સમુદાય જ, एतभ्यो भूतेभ्य समुत्थाय–આ પૃથ્વી વિગેરે પાંચ ભૂતોમાંથી ઉત્પન્ન થઇને, तान्येवाऽनुविनश्यति–પાછો તે ભૂતોમાં જ લય પામે છે, न प्रेत्यसज्ञाऽस्ति તેથી શરીર અને આત્માની ભિન્ન સંજ્ઞા નથી અર્થાત્ શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોમાંથી વિજ્ઞાનનો સમુદાય ઉત્પન્ન થાય છે, તેથી વિજ્ઞાનનો આધાર પાંચ ભૂતો જ છે, પણ આત્માને શરીરથી પૃથક્ માનવાવાળા જે વિજ્ઞાનનો આધાર આત્મા નામના પદાર્થને શરીરથી પૃથક માને છે તે આત્મા નામનો પદાર્થ શરીરથી જૂદો નથી. જેવી રીતે મદિરાના અંગમાંથી એક પ્રકારની મદશકિત ઉત્પન્ન થાય છે, તેમ શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતમાંથી ચૈતન્યશકિત ઉત્પન્ન થાય છે આવી રીતે શરીર રૂપે પરિણમેલા પાંચ ભૂતોમાંથી વિજ્ઞાનનો સમુદાય ઉત્પન્ન થઇને, પછી જયારે શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોનો વિનાશ થાય છે, ત્યારે તે વિજ્ઞાનનો સમુદાય પણ જળમાં પરપોટાની જેમ તે ભૂતોમાં જ લય પામે છે આવી રીતે ભૂતોના સમુદાયરૂપ શરીરમાંથી જ ચૈતન્ય ઉત્પન્ન થતું હોવાથી તે ચૈતન્યનો આધાર શરીર છે લોકો જેને આત્મા શબ્દથી બોલે છે, તે વસ્તુ ખરૂ જોતા શરીર જ છે શરીરથી ભિન્ન એવો કોઇ આત્મા ન હોઇ શકે વેદવાક્યમાં કહ્યું છે કે न प्रेत्यसज्ञास्ति–અર્થાત શરીર અને

આત્માની પૃથક્ સંજ્ઞા નથી. પણ વળી " ભૂતોના સમુદાયરૂપ શરીરથી આત્મા ભિન્ન છે " એવા ભાવાર્થના બીજાં વેદપદો દેખી તને પ્રશ્ન થાય છે કે ત્યારે સત્ય શું હશે ? શરીર એજ આત્મા કે શરીરથી ભિન્ન એવો કોઇ સ્વતંત્ર આત્મા હશે ?

આત્મા શરીરથી ભિન્ન છે, એમ જણાવનારાં નીચેનાં વેદપદો છેઃ—सत्येन लभ्यस्तपसा ह्येष ब्रह्मचर्येण नित्यं ज्योतिर्मयो हि शुद्धो यं पश्यन्ति धीरा यतयः संयतात्मानः અર્થાત્ હંમેશાં જ્યોતિર્મય અને શુદ્ધ એવો આત્મા સત્ય, તપસ્યા અને બ્રહ્મચર્યવડે જણાય છે તે આત્મા ધીર અને સંયમી સાધુઓ જુએ છે. આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદપદોથી સંશય વધતો જાય છે; કોઇ એક ચોક્કસ નિર્ણય ઉપર આવવાનું તારે માટે અશક્ય થઇ પડ્યું છે પણ હવે હું તને 'विज्ञानघन' વાળા વેદવાક્યનો અર્થ સમજાવી, તારી વિષમ સંકટવાળી સ્થિતિ દૂર કરવા માગું છુ. સાંભળ !

विज्ञानघन एव—જે વિશિષ્ટ જ્ઞાન-દર્શનનો ઉપયોગ તે વિજ્ઞાન તે વિજ્ઞાનના સમુદાયરૂપ આત્મા,

एतेभ्यो भूतेभ्यः समुत्थाय—જ્ઞેયપણે-જાણવાયોગ્યપણે પ્રાપ્ત થયેલા આ પૃથ્વી વિગેરે ભૂતો થકી અથવા ઘટ પટ વિગેરે ભૂતોના વિકારો થકી ' આ પૃથ્વી છે, આ ઘડો છે, આ વસ્ત્ર છે,' ઇત્યાદિ પ્રકારે તે તે ભૂતોના ઉપયોગરૂપે ઉત્પન્ન થઇને,

तान्येवाऽनुविनश्यति— તે ઘટ વિગેરે ભૂતોનો જ્ઞેયપણે અભાવ થયા પછી જ આત્મા પણ તેઓના ઉપયોગરૂપે વિનાશ પામે છે, અને બીજા પદાર્થના ઉપયોગરૂપે ઉત્પન્ન થાય છે. અથવા તો સામાન્ય સ્વરૂપે રહે છે

ન પ્રેત્યસંજ્ઞાસ્તિ—આવી રીતે પૂર્વના ઉપયોગરૂપે આત્મા ન રહેલો હોવાથી તે પૂર્વના ઉપયોગરૂપ સંજ્ઞા રહેતી નથી

સારાંશ એ છે કે આત્માના દરેક પ્રદેશે જ્ઞાન-દર્શનના ઉપયોગરૂપ અનંતા પર્યાયો રહેલા છે તે વિજ્ઞાનના સમુદાયથી આત્મા કથંચિત્ અભિન્ન છે, એટલે કે વિજ્ઞાનમય છે જ્યારે ઘટ-પટ વિગેરે ભૂતો જ્ઞેયપણે પ્રાપ્ત થયા હોય ત્યારે તે ઘટ-પટાદિ રૂપ હેતુથી 'આ ઘડો છે, આ વસ્ત્ર છે' ઈત્યાદિ પ્રકારના ઉપયોગરૂપે આત્મા પરિણમે છે કારણ કે આત્માને તે ઉપયોગ રૂપે પરિણમવામાં તે ઘટાદિ વસ્તુનું સાપેક્ષપણું છે વળી જ્યારે તે ઘટ-પટાદિ ભૂતોનો અંતર્ગત પછી જાય, અથવા તેઓનો અભાવ થાય કિંવા બીજા પદાર્થમાં મન ચાલ્યું જાય, ઈત્યાદિ કોઈ પણ કારણથી આત્માનો ઉપયોગ બીજા પદાર્થમાં પ્રવર્તે ત્યારે પહેલા જે ઘટ-પટાદિ પદાર્થો જ્ઞેયપણે હતા તે જ્ઞેયપણે રહેતા નથી, પણ બીજા જે પદાર્થોમાં ઉપયોગ પ્રવર્ત્યો હોય તે પદાર્થો જ્ઞેયપણે પ્રાપ્ત થાય છે આવી રીતે જ્યારે તે ઘટ-પટાદિ જ્ઞેયપણે રહેતા નથી ત્યારે આત્મા પણ 'આ ઘડો છે, આ વસ્ત્ર છે' ઈત્યાદિ પ્રકારના ઉપયોગરૂપે રહેતો નથી તેથીજ વેદ વાક્યમાં કહ્યું છે કે—ન પ્રેત્યસંજ્ઞાઽસ્તિ—એટલે કે બીજા પદાર્થના ઉપયોગ વખતે પૂર્વના ઉપયોગરૂપ સંજ્ઞા રહેતી નથી આવો અર્થ હોવાથી સ્પષ્ટ સમજાય તેમ છે કે શરીરથી આત્મા સાવ ભિન્ન છે

સૂર્યનો ઉદય થતાં, ધુમ્મસ ઉડી જાય તેમ પ્રભુના મુખમાંથી નીકળેલા યુક્તિના પ્રકાશે વાયુભૂતિના અજ્ઞાન વાદળ વિખેરી નાખ્યાં તેણે નિશ્ચય કર્યો કે "ખરેખર, આ આત્મા શરીરથી ભિન્ન છે" સંશય દૂર થતાંજ તે પ્રભુના પાદપદ્મમાં નમી પડ્યો અને પોતાના પાંચસો શિષ્યો સાથે તેજ સમયે દીક્ષા લઈ લીધી

## ચોથા ગણધર-પાંચ ભૂત છે કે નહીં ?

ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ અને વાયુભૂતિ વિગેરે સમર્થ શાસ્ત્રીઓને દીક્ષિત થયેલા સાંભળી ચોથા વ્યક્ત નામના પંડિતે વિચાર્યું કે, જ્યારે ઇન્દ્રભૂતિ જેવા પુરૂષો એ સર્વજ્ઞ પાસે નિરભિમાન બની ગયા અને દીક્ષા સ્વીકારી તો પછી મારે પણ શા માટે તેમની પાસે જઇ. મારી શંકાનું સમાધાન ન મેળવવું ? ઇન્દ્રભૂતિ વિગેરેને તે પોતાના પૂજ્ય માનતો હતો. તેથી તે પ્રભુ પાસે પોતાના પાંચસો શિષ્યો સાથે આવ્યો. પ્રથમની જેમ આ વખતે પણ પ્રભુએ તેને તેના વ્યક્ત નામથી સંબોધન કર્યું અને કહ્યું કે-હે વત્સ ! તને પાંચ ભૂત વિષે શંકા છે ને ? તને એવો ભ્રમ પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદના વાક્યોથીજ થયો છે. વેદમાં કહ્યું છે કે.—येन स्वप्नोपमं वै सकलम् इत्येष ब्रह्मविधिरञ्जसा विज्ञेय. આ પદનો તેં એવો તાત્પર્ય કાઢયો છે કે પાંચ ભૂત જેવી કોઇ વસ્તુ નથી તું તેનો અર્થ આ પ્રમાણે કરે છે:—

येन स्वप्नोपमं वै सकलम्—પૃથ્વી, જળ વિગેરે સમગ્ર જગત્ સ્વપ્ન સમાન છે સ્વપ્નમાં સુવર્ણ, રત્ન, સ્ત્રી, વિગેરે દેખવા છતાં જેમ વસ્તુતઃ કંઇજ નથી હોતું. તેમ પૃથ્વી, જળ વિગેરે ભૂતો દેખવા છતા વસ્તુતઃ તે પદાર્થો નથી બધું સ્વપ્નસૃષ્ટિ જેવું છે

इत्येष ब्रह्मविधिरञ्जसा विज्ञेय—એટલે આ બધું જગત્ સ્વપ્ન જેવું જ છે એ પ્રમાણેનો આ બ્રહ્મવિધિ શીઘ્ર જાણી લેવો-ભાવવો

પણ વળી વેદમાં ઉપર કહ્યાં તેવાં વાક્યોથી જૂદાંજ વાક્યો જડી આવે છે જેમકે-પૃથ્વી દેવતા છે, જળ દેવતા છે,

વિગેરે આ વેદપદોને પૃથ્વી, જળ વિગેરે ભૂતોની સત્તા જણાવ નારા દેખી તુ સશયમા પડયો છે કે—'પાચ ભૂત હશે કે નહીં ?" પર તુ હે વ્યક્ત ! તારો સશય કેટલો નિર્મૂળ છે, તે હવે હુ તને જણાવવા માગુ છુ

આ સકળ જગત્ સ્વપ્ન સમાન છે, એમ જે કહેવામા આવ્યું છે તેની મહાય આત્મચિ તનને વિષે લેવાની છે એટલે કે આત્મવિચારણા કરતા, સ્ત્રી-પુત્ર-પરિવાર-સુવર્ણ વિગેરેનો સયોગ અનિત્ય-સ્વપ્નવત્ છે એમ સમજવાનુ છે સસારના વિષયો અને વિષયોના પદાર્થોનો સયોગ અસ્થિર છે, અસાર છે, કટુવિપાક આપનાર છે માટે તે પદાર્થો ઉપરની આસક્તિ ત્યજીને મુક્તિ માટે યત્ન કરવો એજ તેનો સત્યાર્થ છે વૈરાગ્ય-વૃદ્ધિ માટે સદ્બોધ આપનાર પદોનો અવળો અર્થ કરી તુ નકામો શકાના અધાગમા હેરાન થાય છે ખરુ જોતા કોઇએ પણ પાચ ભૂતોના અસ્તિત્વ વિષે નિષેધ નથી કર્યો

એ પ્રમાણે પ્રભુના વચનોનુ પાન કરતા જ વ્યક્તના વિવેક ચક્ષુ ઉઘડી ગયા તેને પચભૂતના અસ્તિત્વ વિષે નિર્ણય કરતા વધુ વાર ન લાગી આખરે તે પણ પ્રભુના ચરણમા નમી પડયો અને પોતાના પાચસો શિષ્યો સાથે દીક્ષા લઇ ચાલી નીકળ્યો.

## પાચમા ગણધર–પરભવ વિષે

ઇન્દ્રભૂતિ વિગેરે ચાર સમર્થ પડિતોને દીક્ષિત થયેલા સાભળી સુધર્મા નામના પડિતે વિચાર્યું કે ઇદ્રભૂતિ જેવા જેમના શિષ્ય બને તે પુરૂષ મારે પણ વદનીય જ હોવા ઘટે હુ પણ તેમની પાસે જઉં અને મારી શકાઓના સમાધાન મેળવી આવુ એટલે તે પોતાના પાચસો શિષ્યો સાથે પ્રભુ પાસે આવ્યો પ્રભુએ તેને જોતાજ કહ્યું કે –'હે સુધર્મા ! તને એવો

સંશય છે કે જે પ્રાણી જેવો આ ભવમાં હોય તેવોજ પરભવમાં થતો હશે કે તેના સ્વરૂપમા કંઈ ફેર પડતો હશે ?" તારો એ સંશય પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદપદોને આભારી છે.

'पुरुषो वै पुरुषत्वमश्नुते पशव. पशुत्वम्--' એ પ્રકારના વેદ વાક્યમાંથી તેં એવો સાર કાઢયો છે કે જે પ્રાણી જેવો આ ભવમા હોય છે તેવોજ પરભવમાં થાય છે. તેનો અર્થ તારી મતિ પ્રમાણે તુ આવો કરે છે—

पुरुषो वै पुरुषत्वमश्नुते—પુરૂષ મરી ગયા પછી પાછો પરભવમા પણ પુરૂષપણાનેજ પામે છે અને

पशवः पशुत्वम्—ગાય વિગેરે પશુઓ મરી ગયા પછી પરભવમા પાછા પશુપણાને પામે છે

મતલબ કે મનુષ્ય મરીને પાછો પરભવમાં પણ મનુષ્યજ થાય તે દેવ કે પશુયોનીમાં ન જન્મે અને પશુઓ પાછા પરભવમા પશુપણેજ જન્મે. તે મનુષ્ય કે દેવ ન થઇ શકે. હે સુધર્મા ! તેં તારી મતિથી કેટલીક યુક્તિઓ પણ ખોળી કાઢી છે અને એ યુક્તિઓનો આધાર આપી તારા અર્થને તું સાચો ઠરાવવાની કોશીષ કરે છે તારી મુખ્ય યુક્તિ એ છે કે જેવું કારણ હોય તેવુ જ તેનુ કાર્ય સંભવે ચોખાના કણ વાવ્યાં હોય તો તેમાંથી ચોખાજ ઉગે અને ઘઉ વાવ્યા હોય તો ઘઉંજ ઉગે ઘઉમાંથી ચોખા અને ચોખામાથી ઘઉ ન થાય. તેમ મનુષ્ય મરીને પાછો પરભવમાં પણ મનુષ્યજ થાય, મનુષ્યમાંથી દેવ કે પશુ ન થઇ શકે.

પણ તારી એ યુક્તિ, બીજાં વેદવાકયો સાથે મેળ નથી ખાતી, ત્યારે તુ મુંઝાય છે. शृगालो वै एष जायते य सपुरीषो दह्यते—અર્થાત્ કોઇ મરી ગયેલો મનુષ્ય વિષ્ટાયુક્ત હોય અને તેને અગ્નિદાહ કરવામાં આવે તો તે મનુષ્ય પરભવમાં શિયાળ

થાય છે મનુષ્ય પણ પરભવમા શિયાળ થાય એમ આ વેદપદમા કહ્યુ છે ત્યારે આ બે મતવ્યમા સત્ય કયા ?

હે સુધર્મા ! તુ જો જરા સૂક્ષ્મપણે વિચાર કરે તો તારી શકા આપોઆપ ટળી જાય 'पुरुषो वै—' એ વાક્યોનો તુ જે અર્થ કરે છે તે ભૂલભરેલો છે તેનો ખરો અર્થ આ પ્રમાણે છે —

પુરૂષ મરી ગયા પછી પરભવમા પણ પુન પુરૂષપણુ પ્રાપ્ત કરે એ વાત ઠીક છે, પણ તે ક્યારે ? જે મનુષ્ય ભદ્રિક પ્રકૃતિનો હોય, વિનય, સરળતા વિગેરે ગુણોવાળો હોય, અને આ ભવમા મનુષ્ય સબધી આયુષ્યકર્મ બાધીને મરી ગયો હોય તોજ પાછો મનુષ્યત્વ પ્રાપ્ત કરે અને પશુઓ પણ પુન પશુપણુ પ્રાપ્ત કરે, પણ તે ક્યારે કરે ? જે પશુઓ માયા વિગેરે દોષોથી ભરેલા હોય અને આ ભવમા પશુ સબધી આયુષ્યકર્મ બાધીને મરી ગયા હોય તેજ પાછા પશુજન્મ પામે અર્થાત્ સારા કર્મ કરનારા મનુષ્ય મરીને પુન મનુષ્ય થાય અને દુષ્ટ કર્મ કરનારા પશુઓ મરીને પુન પશુ થાય આવી રીતે કર્મની અપેક્ષાએ મનુષ્ય અને પશુઓની ગતિ નિર્ધારિત થાય છે બાકી કોઈ પણ વેદવાક્ય એમ ન કહી શકે કે મનુષ્ય માત્ર મરીને મનુષ્યજ થાય અને પશુમાત્ર મરીને પશુજ થાય આર્જવાદિ ગુણોવાળો મનુષ્ય, ભવાતરમા પણ મનુષ્ય થાય અને પાપી મનુષ્ય મરીને પશુ અથવા નારકીમા પણ જાય તેજ રીતે માયાદિ દોષયુક્ત પશુ ફરીને પણ પશુજન્મ મેળવે અને ભદ્રક પરિણામી પશુ હોય તો મનુષ્ય અથવા દેવ પણ બની શકે પ્રાણીઓની ભિન્ન ભિન્ન ગતિમા ઉત્પત્તિ થવી એ કર્મને આધીન છે અને તેથીજ પ્રાણીઓનુ વિવિધપણુ દેખાય છે તુ એમ માને છે કે જેવુ કારણ હોય તેના જેવુ જ કાર્ય સભવે પણ તારૂ તે માનવુ બરાબર નથી છાણ વિગેરેમાથી વીંછી વિગેરેની ઉત્પત્તિ થાય છે, તે તેના કારણથી

કેટલી બધી વિસદૃશ છે ? કારણ હોય તેવું જ કાર્ય થાય એમ કંઇજ નથી, જગત્માં કારણથી પણ ઘણા વિચિત્ર પ્રકારનાં કાર્યો જોવામા આવે છે.

સુધર્માની જીવનભરની શંકા ક્ષણમાત્રમાં શમી ગઈ. તેણે પણ તેજ વખતે પ્રભુ પાસે પોતાના પાચસો શિષ્યો સાથે દીક્ષા લીધી.

## છઠ્ઠા ગણધર–મંડિત પંડિત–બંધ અને મોક્ષ

છઠ્ઠા મંડિત નામના પંડિતે વિચાર કર્યો કે–" ઇન્દ્રભૂતિ જેવા અગ્રગણ્ય આગેવાન પંડિતો જેની પાસે નમ્ર બની દીક્ષિત થાય તે મારા પણ પૂજ્ય પુરૂષ ગણાય." એટલે તે પણ પોતાની શંકાનો ખુલાસો મેળવવા પ્રભુ પાસે પોતાના સાડા ત્રણસો શિષ્યો સાથે આવી પહોચ્યો. પ્રભુએ તેને કહ્યુ કે—હે મંડિત ! 'આત્માને કર્મનો બંધ તથા કર્મથી મોક્ષ હશે કે નહીં ?' એ શંકા તારા મનમા નિરંતર રમી રહી છે ને ? પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદવાક્યોથી જ એ શંકા તને થઈ છે.

स एष विगुणो विभु र्न वध्यते संसरति वा मुच्यते मोचयति वा न वा एष वाह्याभ्यन्तरं वा वेद--આ વેદપદથી તું એમ માની બેઠો છે કે આત્માને કર્મનો બંધ કે મુક્તિ જેવું કંઇ ન હોઈ શકે તું તે વાક્યનો અર્થ આ પ્રમાણે કરે છે:—

सएष—તે આ આત્મા

विगुणो—સત્વ, રજસ્ અને તમોગુણ રહિત છે,

विभु—સર્વવ્યાપક છે,

न वध्यते—કર્મથી બંધાતો નથી, શુભ અશુભ કર્મના બંધન રહિત છે

न ममरति वा સંસારમા પરિભ્રમણ કરતો નથી કારણ કે કર્મનુ બંધન ન હોય તો પછી પરિભ્રમણ સભવે જ શી રીતે ?

न मुच्यते---આત્મા કર્મથી મુકાતો નથી, કારણ કે જેને બંધ હોય તેને મુક્તિનો સંભવ ખરો, પણ જેને બંધજ ન હોય તેને મુક્તિ કેમ સંભવે ?

न मोचयति वा--- આત્મા કર્મ વિગેરેનો કર્તા ન હોવાથી બીજાઓને કર્મથી મુકાવતો નથી

न वा एप बाह्यमभ्यन्तर वा वेद- આ આત્મા પોતાનાથી ભિન્ન એવા મહાન્ અહંકાર વિગેરે બાહ્ય સ્વરૂપને તથા અભ્યંતર-પોતાના સ્વરૂપને જાણતો નથી કારણ કે જ્ઞાન એ પ્રકૃતિનો ધર્મ છે, આત્માનો નહીં તેથી આત્મા બાહ્ય અને અભ્યંતર સ્વરૂપને જાણતો નથી આથી આત્માને બંધ કે મોક્ષ ન હોય એમ માનવાને તુ તૈયાર થયો છે પણ પાછા બીજા વેદવાકયો જોઈ તુ શંકામા પડયો છે બંધ અને મોક્ષ સ્થાપિત કરનાર વાક્યો કહે છે કે— न ह वै सशरीरस्य प्रिया ऽप्रिययोरपहतिरस्ति, अशरीर वा वसन्त प्रिया ऽप्रिये न स्पृशत न ह वै सशरीरस्य प्रियाप्रिययोरपहतिरस्ति---સશરીરી જીવને-શરીરી આત્માને સુખ કે દુખનો અભાવ નથી-સુખ દુખ ભોગવવા જ પડે છે, કારણ કે તેને સુખ દુખના કારણભૂત શુભાશુભ કર્મો હોય છે

अशरीर वा वसन्त प्रियाप्रिये न स्पृशत - શરીરરહિત -મુક્ત થયેલા-લોકના અગ્રભાગમાં વસતા આત્માને સુખ દુખ સ્પર્શ કરતા નથી કેમકે તે મુકતાત્માને સુખ દુખના કારણભૂત કર્મ હોતા નથી

આ વેદપદોથી સ્પષ્ટ જણાય છે કે આત્માને બંધ અને

મોક્ષ છે. આવી રીતના પરસ્પર વિરૂદ્ધ ભાસતાં વેદપદોથી તું શંકામા ગોથા ખાધા કરે છે પણ હે મંડિત! તારી શંકા અસ્થાને છે તું ' स एष विगुणो '—વાળા વેદપદનો અર્થજ બરાબર નથી સમજી શક્યો. તેનો નિર્મળ અર્થ આ પ્રમાણે છેઃ—

स एष विगुणो विभु.—વિગુણ એટલે છદ્મસ્થપણાના ગુણરહિત, વિભુ એટલે કેવળજ્ઞાન સ્વરૂપે સર્વવ્યાપક એવો તે આ આત્મા–મુક્તાત્મા,

न वध्यते—કર્મથી બધાતો નથી, શુભ–અશુભ કર્મના બધનરહિત છે, કેમકે તે મુક્તાત્માને કર્મબંધનના કારણભૂત મિથ્યાદર્શન વિગેરેનો અભાવ છે,

न संसरति वा—સંસારમા પરિભ્રમણ કરતો નથી, કેમકે કર્મના બધનવાળાને સંસારમાં પરિભ્રમણ સંભવે, પણ મુક્તાત્મા તો કર્મના બધનથી રહિત હોય તેથી સંસારમાં પરિભ્રમણ ન કરે,

न मुच्यते—કર્મથી મુકાતો નથી, કેમકે તેને મુકાવાપણું સંભવતુ જ નથી—પોતે કર્મથી મુક્ત હોય છે જ,

न मोचयति वा—મુક્તાત્મા બીજાને ઉપદેશ આપવા પણ નીચે નથી અવતરતા, તેથી બીજાઓને કર્મથી મુકાવતો પણ નથી

न वा एष वाह्याभ्यन्तरं वा वेद—એવો મુક્તાત્મા, પુષ્પ ચંદન વિગેરેથી ઉપજતા બાહ્ય સુખને તથા અભિમાનથી થતા આંતરિક સુખને–બન્ને પ્રકારનાં સાસારિક સુખને અનુભવવારૂપે જાણતો નથી. અર્થાત્ તે સાસારિક સુખને ભોગવતો નથી

ઉક્ત વેદપદ મુક્તાત્માનું સ્વરૂપ દર્શાવે છે. તેને સંસારી આત્મા પ્રત્યે વટાવવું એ દારૂણ ભ્રમ છે. બાકી સંસારી આત્માને તો કર્મનો બંધ અને કર્મથી મોક્ષ એમ બન્ને છે.

મડિત પડિતના હૃદયનો ભાગ છેક હલકો થઇ ગયો. તેણે પળવારમા બધ-મોક્ષનુ રહસ્ય પ્રભુના શ્રીમુખે સાભળીને સમજી લીધુ આખરે તેણે પણ પોતાના સાડા ત્રણુસો શિષ્યો સાથે પ્રભુ પાસે દીક્ષા લીધી

## સાતમા ગણધર–મૌર્યપુત્ર દેવોનુ અસ્તિત્વ

ઇંદ્રભૂતિ વિગેરે છ જણને દીક્ષિત થયેલા સાભળી સાતમા મૌર્યપુત્ર નામના પડિતે વિચાર્યુ કે ઇંદ્રભૂતિ જેવા છ જણ જેના શિષ્ય હોય તે પુરુષ મને પણ પૂજ્ય જ હોવા જોઇએ માટે હુ પણ તેમની પાસે જઉં અને મારો સશય દૂર કરૂ એટલે તે પણ પોતાના સાડા ત્રણુસો શિષ્યોને લઇ પ્રભુ પાસે આવ્યો.

પ્રભુએ કહ્યુ કે—હે મૌર્યપુત્ર ! દેવોના અસ્તિત્વ વિષે જ તને શકા છે ને ? એ ભ્રમ તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદ પદોથી જ થયો છે को जानाति मायोपमान् गीर्वाणान् इन्द्रयम-वरुणकुबेरादीन्—અર્થાત્ ઇંદ્ર, યમ, વરુણ અને કુબેર વિગેરે માયાસદૃશ દેવોને કોણ જાણે છે ? ઇન્દ્રાદિ દેવો તો માયારૂપ છે જેમ માયા-ઇન્દ્રજાળમા વસ્તુત કઇ નથી હોતુ, તેમ દેવોમા પણ વસ્તુત અસ્તિત્વ જેવુ કઇ નથી હોતુ તુ એમ માને છે ક નારકીઓ તો પરતત્ર અને દુખથી વિહ્વલ હોવાથી અહીં આવી શકતા નથી, તથી તેઓને પ્રત્યક્ષ નીહાળવામા આપણો નિરુપાય હોએ માત્ર શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખી " નારકીઓ છે " એટલુ માની લીધા સિવાય છુટકો નથી પરન્તુ દેવોના વિષયમા એમ નથી તેઓ તો સ્વતત્ર અને પ્રભાવશાલી હોવાથી, ધારે ત્યારે અહીં આવી શકે છે, છતા તેઓ દૃષ્ટિગોચર કેમ નથી થતા ? તેઓ દેખાતા નથી તે ઉપરથી દેવો જ નથી એમ માનવામા શી હરકત છે ?

પણ દેવની સત્તા દર્શાવનારા બીજાં વેદવાક્યો જોઇ તું વિચારમા પડી ગયો છે તુ જાણે છે જ કે—स एष यज्ञायुधी यजमानोऽञ्जसा स्वर्लोकं गच्छति—એટલે કે યજ્ઞરૂપ હથીયારવાળો આ યજમાન જલદી સ્વર્ગલોક–દેવલોકમાં જાય છે. આ વાક્ય દેવોના અસ્તિત્વનુ સ્પષ્ટ સૂચન કરે છે. કારણ કે દેવ ન હોય તો દેવલોક સંભવે જ શી રીતે ? આવી રીતના એક બીજાથી વિરૂદ્ધ જતાં વેદવાક્યો સાંભળી તું મુંઝવણમાં પડી ગયો લાગે છે. પરંતુ હે મૌર્યપુત્ર ! અહીં સમવસરણમાં આવેલા આ દેવોને તું અને હું પ્રત્યક્ષ દેખી શકીએ છીએ. વળી ચન્દ્ર–સૂર્યાદિ જ્યોતિષ્ક દેવોનાં વિમાનોને તો દરેક પ્રાણી પ્રત્યક્ષ દેખે છે જ. જો દેવો ન હોય તો એ વિમાનો કેમ દેખાય ? વેદપદોમા દેવોને જે માયાસદૃશ કહેવામાં આવ્યા છે તે તેમના અનિત્યપણાને અગે છે. મોટા આયુષ્યવાળા દેવો પણ આયુષ્ય પુરૂં થતાં ચ્યવે છે અને તેથી બીજા પદાર્થોની જેમ દેવોનું દેવત્વ પણ અંતવાળુ અને વિનાશી છે સુજ્ઞજનો દેવપણાની આકાંક્ષા રાખવાને બદલે શાશ્વત મોક્ષનો જ વિશેષ વિચાર કરે છે. દેવોનું અનિત્યત્વ પ્રાણીઓને બોધ આપવા માટે સૂચવ્યુ છે બાકી વેદપદો "દેવ નથી" એમ તો બિલકુલ કહેતાં જ નથી તું એવો પ્રશ્ન કરશે કે દેવો સ્વતંત્ર અને પ્રભાવશાલી હોવા છતાં વારંવાર કેમ આ પૃથ્વી ઉપર આવતા નથી ? તેના અનેક કારણો છે. એક તો તેઓ સંગીતાદિ કાર્યોમાં ખૂબ વ્યગ્ર રહ્યા કરે છે તેમનામા દિવ્ય પ્રેમ અને વિષયાસક્તિ પણ વિશેષ પ્રમાણમા હોય છે તે સિવાય મનુષ્યલોકની દુર્ગંધ તેમને અસહ્ય થઇ પડે છે તેથી તેઓ વાતવાતમા અહીં આવી શકતા નથી. બાકી તીર્થંકરોના કલ્યાણક વખતે, ભક્તિથી, પૂર્વભવની પ્રીતથી અથવા પૂર્વભવના દ્વેષથી દેવતાઓ જરૂર અહીં આવે છે.

એ પ્રમાણે પ્રભુના વચનો સાભળી મૌર્યપુત્રનો સશય નષ્ટ થયો દેવોના અસ્તિત્વ વિષે તેને શ્રદ્ધા બેઠી, તે પણ પોતાના સાડાત્રણસો શિષ્યો સાથે દીક્ષા લઈ ચાલી નીકળ્યો

## આઠમા ગણધર-અકપિત-નારકીનુ અસ્તિત્વ

આઠમા અકપિત નામના પડિતે વિચાર્યું કે ઈદ્રભૂતિ જેવા સમર્થ પડિત જે પુરુષના પગે પડયા તે માર પણ પૂજ્ય જ લેખાય અને તેથી મારે મારી પોતાની શકાનુ સમાધાન મેળવવા જવામા વિલબ ન કરવો ઘટે તે પોતાના ત્રણસો શિષ્યો સાથે પ્રભુ સમિપે આવ્યો

પ્રભુએ જ તેને અકપિતના નામથી બોલાવ્યો અને કહ્યુ કે તને નારકી વિષે-નારકીની હૈયાતી વિષે શકા છે ને? આ શકા તને પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદના પદોથી જ થઈ છે न ह वै प्रेत्य नरके नारका सन्ति-અથાત્-કોઈ પણ પ્રાણી મરીને પર ભવમા નારકી થતા નથી કારણ કે પ્રેત્ય-પરલોકમા નરકને વિષે નારકીજ નથી દેવોમા ચ દ્ર સૂર્ય જેવા કેટલાક તો પ્રત્યક્ષ દેખાય છે અને કેટલાક, માનતા માનવાથી તેના ફળ આપે છે અને એ ઉપરથી અનુમાનવડે પણ જણાય છે કે દેવો છે પણ નારકી તો પ્રત્યક્ષ કે અનુમાનથી પણ જણાતા નથી તેથી નારકી હોવા વિષે તને શ્રદ્ધા નથી બીજા બીજા કેટલાક વેદપદો એવા છે કે જે નારકીનુ નિરૂપણ કરે છે દાખલા તરીકે—नारको वै एष जायते य शूद्रान्नम् श्नाति- જે બ્રાહ્મણ શુદ્રનુ અન્ન ખાય તે નારકી થાય છે આ પદમા નારકીની સત્તા સ્પષ્ટ દેખાઈ આવે છે આવી જાતના એકબીજાથી ઉલટા અભિપ્રાય વાચવાથી તારા મનમા કોઈ પણ પ્રકારનો નિશ્ચય બધાતો નથી પરતુ તેમા તારી પોતાની જ ભૂલ છે 'न ह वै प्रेत्य'- વાળા પદનો અર્થ

અકંપિતનો સંશય દૂર થયો નારકીના અસ્તિત્વ વિષે તેને આસ્થા બેઠી અને પોતાના ત્રણસો શિષ્યો સાથે તેજ વખતે પ્રભુ પાસે દીક્ષા લીધી

## નવમા અચલભ્રાતા પુણ્ય પાપ વિષે

ઇન્દ્રભૂતિ વિગેરે આઠે જણને દીક્ષિત થયેલા સાભળી, નવમા અચલભ્રાતા નામના પંડિતે વિચાર્યું કે જેના ઇંદ્રભૂતિ જેવા આઠ શિષ્યો હોય તે પુરૂષ મારે પણ પૂજ્ય જ છે માટે હું પણ તેમની પાસે જઉં અને મારો સંશય દૂર કરૂં તે પોતાના ત્રણસો શિષ્યો સાથે પ્રભુ પાસે આવ્યો પ્રભુએ તેને કહ્યું કે હે અચલભ્રાતા ! તને પાપ-પુણ્ય વિષે સંદેહ છે ને ? આ સંદેહ તને પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદપદોથી જ થયો છે

पुरुष एवेदं ग्नि सर्वं यद् भूत यच्च भाव्यम्

આ વેદપદથી તું એમ જાણે છે કે પુણ્ય-પાપ જેવું કંઇ હોઈ જ ન શકે ! તેનો અર્થ તું આ પ્રમાણે કરે છે -આ પ્રત્યક્ષ દેખાતું ચેતન-અચેતન સ્વરૂપ, જે થયું અને જે થશે તે સર્વ પુરૂષ જ છે-આત્માજ છે આત્મા સિવાય પુણ્ય-પાપ નામના જૂદા પદાર્થ નથી પણ વળી पुण्य पुण्येन कर्मणा, पाप पापेन कर्मणा-એટલે કે શુભકર્મ વડે પ્રાણી પુણ્યશાલી થાય છે અને અશુભ કર્મવડે પાપી થાય છે, એવા કેટલાક વેદવાક્યોમાં પુણ્ય-પાપની સત્તા જોઈ તું શંકાશીલ બને છે કે ત્યારે આમાં સત્ય શું ?

પરન્તુ હે અચલભ્રાતા! તારો સંશય અયોગ્ય છે 'पुरुष एवेद' —એ વેદવાક્યમાં કેવળ આત્માની સ્તુતિ કરવામાં આવી છે તેમાં જે એમ કહ્યું છે કે 'આ પ્રત્યક્ષ જણાતું જગત્—ચેતન અચેતન સ્વરૂપ, જે ભૂતકાળમાં થયું અને ભવિષ્યકાળમાં થશે

તે સવ આત્મા જ છે, તેમા માત્ર આત્માનો પ્રભાવ અને પ્રતાપ સૂચવ્યો છે. બાકી પુણ્ય-પાપ જેવી કોઇ વસ્તુ જ નથી, એવો તેમાંથી બીલકુલ અર્થ નીકળી શકતો નથી. જેવી રીતે विष्णुमयं जगत् ઇત્યાદિ વેદપદોમાં આખા જગતને વિષ્ણુમય કહ્યું છે, પણ તેથી જગતમા બીજી કોઇ વસ્તુની હૈયાતી જ નથી એમ સમજવાનું નથી, તેમ 'જે થયું અને જે થશે તે સર્વ આત્માજ છે' એ વેદપદમાં આત્માનો મહિમા જણાવ્યો છે તેથી આત્મા સિવાય પુણ્ય-પાપ જેવુ કંઇ નથી એમ સમજવાનું નથી. વળી દરેક પ્રાણી જે સુખ-દુ:ખ અનુભવે છે તેનું કંઇ પણ કારણ અવશ્ય હોવું જોઈએ. કેમકે કારણ વિના કાર્ય ન સંભવે અને તે કારણ પુણ્ય-પાપ. ( વિસ્તારથી સમજવા માટે બીજા ગણધર-અગ્નિભૂતિ સાથેનો પ્રસંગ વાંચવો. )

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી, અચલભ્રાતાનો જે સંશય હતો તે તણાઇ ગયો. તેને પાપ-પુણ્ય વિષે પાકી ખાત્રી થઇ ગઇ. તેથી તેમણે પણ પોતાના ત્રણસો શિષ્યો સાથે દીક્ષા લઇ લીધી

## દસમા-મેતાર્ય પંડિતઃ પરલોક છે ?

ઇન્દ્રભૂતિ વિગેરે નવ જણને દીક્ષિત થયેલા સાભળી દસમા મેતાર્ય નામના પંડિતને થયું કે ઇન્દ્રભૂતિ જેવા પંડિત જે પુરૂષને પૂજ્ય માને તે મારે પણ પૂજ્ય જ છે આવો વિચાર કરી, પોતાના સંશયની નિવૃત્તિ કરવાના આશયથી તે મેતાર્ય પંડિત પ્રભુ પાસે આવ્યા. સાથે તેમના ત્રણસો શિષ્યો પણ હતા. પ્રભુએ તેને કહ્યું કે-હે મેતાર્ય ! પરલોક વિષે તને હજી કંઇ ગતાગમ નથી પડતી ને ? તારો આ ભ્રમ પરસ્પર વિરૂદ્ધ લાગતાં કેટલાક વેદ વચનોને આભારી છે. विज्ञानघन एवैतेभ्यो भूतेभ्य: समुत्थाय

तान्येवाऽनु विनश्यति, न प्रेत्यसन्ज्ञाऽस्ति–વિજ્ઞાનનો સમુદાય જ, આ પૃથ્વી વિગેરે પાચ ભૂતોમાથી ઉત્પન્ન થઇને પાછો તે ભૂતોમા જ લય પામે છે તેથી પરલોક જેવી વસ્તુ નથી જેને ચૈતન્ય કહેવામા આવે છે તે પાચ ભૂતોમાથી આપોઆપ ઉત્પન્ન થાય છે અને પાચ ભૂતનો વિનાશ થતાની સાથે જ તે ચૈતન્ય પણ જળબુદબુદવત્ ભૂતોમા લય પામી જાય છે ચૈતન્ય એ ભૂતોનો જ ધર્મ છે ભૂતો નષ્ટ થતા ચૈતન્ય પણ નષ્ટ થયુ જ સમજવુ અને જો ચૈતન્ય જેવી કોઇ સ્વતત્ર વસ્તુ ન હોય તો પરલોક શી રીતે સભવે ? પરતુ એટલેથી જ તારૂ મન શાન્ત નથી થતુ स्वर्गकामोऽग्निहोत्र जुहुयात्–સ્વર્ગની ઇચ્છાવાળો અગ્નિહોત્ર હોમ કરે અને नारको वै एष जायते य शूद्रान्नमश्नाति–જે બ્રાહ્મણ થઇને શૂદ્રનુ અન્ન ખાય તે નરકે જાય, એવા એવા વેદવચનો વાચીને તને પ્રશ્ન થાય છે કે જો વસ્તુત પરલોક ન હોય તો આ સ્વર્ગ–નરકનો અર્થ શુ ? છેલ્લા બે વાકયમા પરલોકની સત્તાનુ સ્પષ્ટ સૂચન છે

પરન્તુ હે મેતાર્ય ! તે विज्ञानघन–જેવા વેદવાકયોનો અર્થ કરવામા ભૂલ કરી છે તેથીજ તારી દ્વિધાભાવવાળી દશા વર્તે છે ' विज्ञानघन '–વાળા વેદવચનનો અર્થ આ પ્રમાણે છે —જ્ઞાન –દર્શનનો ઉપયોગ તે વિજ્ઞાન કહેવાય, તે વિજ્ઞાનના સમુદાય રૂપ જ આત્મા જ્ઞેયપણે એટલે જાણવા યોગ્યપણે પ્રાપ્ત થયેલા આ પૃથ્વી વિગેરે ભૂતો થકી, અથવા ઘટ પટ વિગેરે ભૂતોના વિકારો થકી ' આ પૃથ્વી છે ' ' આ ઘડો છે ' ' આ વસ્ત્ર છે ' ઈત્યાદિ પ્રકારે તે તે ભૂતોના ઉપયોગ રૂપે ઉત્પન્ન થઇને, તે ઘટ વિગેરે ભૂતોનો જ્ઞેયપણે અભાવ થયા પછી જ આત્મા પણ

તેઓના ઉપયોગરૂપે વિનાશ પામે છે. અને બીજા પદાર્થના ઉપયોગ રૂપે ઉત્પન્ન થાય છે-પણ જ્ઞાન સામાન્ય સ્વરૂપે તો રહે છે જ. આવી રીતે પૂર્વના ઉપયોગ રૂપે આત્મા ન રહેલો હોવાથી તેને પૂર્વના ઉપયોગ રૂપ સંજ્ઞા રહેતી નથી. આ વેદપદથી ઘટપટાદિ ભૂતોની અપેક્ષાએ આત્માના ઉપયોગની ઉત્પત્તિ અને વિનાશ સૂચવેલ છે, પણ તેથી ભૂતોમાંથી ચૈતન્ય ઉપજે છે એમ માનવાને જરાયે કારણ નથી. ચૈતન્ય એ ભૂતોનો ધર્મ જ નથી. તે તો આત્માનો જ ધર્મ છે. આત્મા દ્રવ્ય રૂપે નિત્ય છે તેથી તે પરલોકમાં જાય-આવે એ તદ્દન સંભવિત અને યોગ્ય છે. આત્મા અનંતા છે. જે આત્મા જેવા કર્મ કરે તેવી તેને ગતિ મળે. ( આ વિષય વધારે સ્પષ્ટપણે ઇન્દ્રભૂતિ તથા વાયુભૂતિ સાથેની ચર્ચામાં ચર્ચાયો છે. )

મેતાર્ય પંડિતના મનની ઘણીખરી શંકાઓ શમી ગઇ તેની પરલોકને વિષે પુરેપુરી શ્રદ્ધા બેઠી. આખરે તેમણે પણ પોતાના ત્રણસો શિષ્યો સાથે તેજ વખતે પ્રભુ પાસે દીક્ષા લીધી.

## અગીયારમા પ્રભાસ પંડિતઃ મુક્તિ વિષે

ઇન્દ્રભૂતિ વિગેરે દસે જણને દીક્ષિત થયેલા સાંભળી, અગીયારમા પ્રભાસ નામના પંડિતે વિચાર્યું કે જેના ઇન્દ્રભૂતિ જેવા દસે જણ શિષ્ય થયા તે મારે પણ પૂજ્ય છે. માટે હું પણ તેમની પાસે જઈ મારા સંશય દૂર કરી લઉં એટલે તે પણ પોતાના ત્રણસો શિષ્યો સાથે પ્રભુ પાસે આવ્યો પ્રભુએ તેને કહ્યું કેઃ હે પ્રભાસ ! તને મોક્ષ વિષે અશ્રદ્ધા છે ને ? તને આ સંશય પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદપદોથી જ થયો છે. તું જાણે છે કે जरामर्यं वा यदग्निहोत्रम्-યાવજ્જીવન અગ્નિહોત્ર હોમ કરવો. અર્થાત્ જીંદગીની છેલ્લી ઘડી સુધી અગ્નિહોત્રની ક્રિયા કર્યા

કરવી એ ક્રિયાનુ ફળ શુ ? બહુ બહુ તો સ્વર્ગ એ ક્રિયા એવા પ્રકારની છે કે તેમા કેટલાક વધ થાય છે અને કેટલાકને ઉપકાર પણ થાય છે તેથી તે સાવ શુદ્ધ નહીં, પણ દોષમિશ્રિત છે એવી દોષિત ક્રિયા કરનારને મોક્ષ તો સભવેજ કેમ ? જે માણસ જીદગીના છેડા સુધી આવી ક્રિયા કરે તેને મોક્ષરૂપ ફળ આપનારી ક્રિયા કરવાનો મુદ્દલ અવકાશ ન મળે તેથી તેને માટે મોક્ષ અશક્ય બને એટલા ઉપરથી તે એવો નિર્ણય કર્યો છે કે સ્વર્ગ હોઈ શકે, પણ મુક્તિ જેવી કોઇ વસ્તુ ન હોઈ શકે પરન્તુ વળી દ્વે બ્રહ્મણી વદિતવ્યે, પરમ્ અપરચ, તત્ર પર સત્યજ્ઞાનમ્, અનન્તર બ્રહ્મેતિ—અર્થાત્ જે બ્રહ્મ જાણવા, એક પર અને બીજુ અપર, તેઓમા પર સત્યજ્ઞાન છે અને અનતર બ્રહ્મ એટલે મોક્ષ છે આવા મોક્ષ તરફ લક્ષ ખેચનારા વાક્યો પણ મળી આવે છે સૈષા ગુહા દુરવગાહા—સસારને વિષે આસક્ત રહેલા પ્રાણીઓને માટે આ મુક્તિરૂપી ગુફા પ્રવેશ ન થઈ શકે તેવી છે આમા પણ મોક્ષની સત્તાનુ સૂચન છે આવી રીતના પરસ્પર વિરૂદ્ધ ભાસતા વેદપદોથી મોક્ષના અસ્તિત્વ વિષે તને સૂઝ નથી પડતી એ દેખીતુ છે પરતુ હે પ્રભાસ ! તારો સશય અયોગ્ય છે તુ જરામર્ય—વાળા વાક્યનો અર્થજ નથી સમજી શક્યો તેમા જે 'વા' શબ્દ છે તે 'અપિ'—પણના અર્થવાળો છે એટલે તેનો અર્થ એમ થાય કે જીવનપર્યત પણ અગ્નિહોત્ર હોમ કરવો મતલબ કે જે કોઇ સ્વર્ગનોજ અર્થી હોય તે આખી જીંદગી સુધી પણ અગ્નિહોત્ર કરે પરતુ જે મોક્ષાર્થી હોય તેણે તો અગ્નિહોત્ર જેવી ક્રિયાઓ ત્યજી દઈ મોક્ષસાધક ક્રિયામા પુરૂ લક્ષ આપવુ એ જ યોગ્ય છે દરેક પ્રાણીએ મરણ આવે ત્યાસુધી અગ્નિહોત્ર જ કર્યા કરવો એવો એમા નિયમ નથી વસ્તુત સ્વર્ગ અને મોક્ષ બન્ને છે સ્વર્ગપ્રાપ્તિનો વિધિ એટલેજ મોક્ષમાર્ગનો

નિષેધ એમ માનવાની ભયકર ભૂલ કોઈએ પણ ન કરવી જોઈએ શુદ્ધ જ્ઞાન દર્શન અને ચારિત્રવડે કર્મનો ક્ષય થાય છે અને આત્માના સમગ્ર કર્મનો ક્ષય થવો તેનુંજ નામ મોક્ષ.

પંડિત પ્રભાસનો સંશય પણ, પ્રભુની અમૃતમયી વાણી સાંભળતાંજ નષ્ટ થયો. તેને મોક્ષના અસ્તિત્વની સજ્જડ ખાત્રી થઈ. તેથી તેજ વખતે પોતાના ત્રણસો શિષ્યો સાથે પ્રભુ પાસે દીક્ષા લીધી.

## ગણધરપદે સ્થાપના

ઉપર્યુક્ત રીતે ગૌતમ ગોત્રના શ્રી ઈન્દ્રભૂતિથી માંડી, પ્રભાસ પર્યંત અગીયારે પંડિતોએ, પોતાના ચુમ્માલીશસો શિષ્યો સાથે પ્રભુ પાસે દીક્ષા લીધી. તે મુખ્ય અગીયાર જણાએ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય-એટલે કે દરેક પદાર્થ ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને દ્રવ્યરૂપે નિત્ય રહે છે-એ પ્રમાણે પ્રભુ પાસેથી ત્રિપદીનું સ્વરૂપ જાણી, અગીયાર અંગ અને ચૌદ પૂર્વની રચના કરી. પ્રભુએ તેમને ગણધર પદે સ્થાપ્યા.

ગણધરોએ દ્વાદશાંગીની રચના કર્યા બાદ પ્રભુ તેમને તેની અનુજ્ઞા કરે છે અને શક્રેન્દ્ર દિવ્ય ચૂર્ણોનો ભરેલો વજ્રમય દિવ્ય થાળ લઈને પ્રભુ પાસે ઉભો રહે છે. ત્યારપછી પ્રભુ રત્નમય સિંહાસન પરથી ઉઠીને ચૂર્ણની સંપૂર્ણ મુષ્ટિ ભરે છે, તે વખતે ગૌતમ વિગેરે અગીયારે ગણધરો જરા નમીને અનુક્રમે પ્રભુ પાસે ઉભા રહે છે. દેવો વાજીંત્રના ધ્વનિ-ગાયન વિગેરે બંધ કરી મૌન રહે છે અને સઘળું સ્વસ્થ ચિત્તે સાંભળે છે. પછી પરમાત્મા શ્રી મહાવીર બોલ્યા કે-"ગૌતમને દ્રવ્ય, ગુણ અને પર્યાય વડે તીર્થની આજ્ઞા આપું છું." તે પછી પ્રભુએ પ્રથમ

શ્રી ગૌતમસ્વામીના મસ્તક ઉપર અને પછી અનુક્રમે બીજા ઓના મસ્તક ઉપર ચૂર્ણ નાખ્યુ દેવોએ પણ એ પ્રસગે હર્ષિત થઈ, તે અગીઆરે ગણધર ઉપર ચૂર્ણ, પુષ્પ અને સુગધી પદાર્થોની વૃષ્ટિ કરી ત્યારપછી પ્રભુએ સુધર્માસ્વામીને મુનિસમુદાયમા અગ્રેસર સ્થાપી તેમને ગણની અનુજ્ઞા આપી

## પ્રભુના એકદર ચોમાસા

શ્રમણ ભગવાન્ મહાવીરે અસ્થિક ગ્રામને આશ્રીને, વર્ષાકાળમા રહેવા માટે પહેલુ અ તરાવાસ-ચોમાસુ કર્યું ચપા અને પૃષ્ટચપાને આશ્રીને વર્ષાકાળમા રહેવા માટે ત્રણ ચોમાસા કર્યા વૈશાલીનગરી અને વાણિજ્ય ગામને આશ્રીને બાર ચોમાસા કર્યા રાજગૃહનગરની બહાર ઉત્તર દિશામા નાલદ નામના પાડાને આશ્રીને ચૌદ ચોમાસા કર્યા છ ચોમાસા મિથિલા નગરીમા, બે ભદ્રિકાનગરીમા, એક આલભિકાનગરીમા, એક શ્રાવસ્તીનગરીમા, એક વજ્રભૂમિ નામના અનાર્ય દેશમા, અને એક મધ્યમ પાપાનગરીને વિષે હસ્તિપાલ રાજાના કારકુનોની જીર્ણશાળામા અપશ્ચિમ-છેલ્લુ ચોમાસુ કર્યું પાપાનગરીનુ નામ પ્રથમ તો અપાપા હતુ, પણ પ્રભુ તે નગરીમા કાલધર્મ પામ્યા તેથી દેવોએ તેનુ નામ ફેરવીને પાપાપુરી પાડયુ આ રીતે પ્રભુના છદ્મસ્થકાળમા અને કેવલી અવસ્થામા બધા મળીને બેતાલીશ ચોમાસા થયા

## શ્રી મહાવીર પ્રભુ કયા અને ક્યારે નિર્વાણ પામ્યા ?

શ્રમણ ભગવાન્ મહાવીરે જે વર્ષાકાળમા મધ્યમ પાપાપુરીને વિષે હસ્તિપાલ રાજાના કારકુનોની સભામા છેલ્લુ ચોમાસુ વર્ષામા રહેવા માટે કર્યું, તે ચોમાસાનો-વર્ષાકાળનો જે ( આ ) ચોથો મહિનો, વર્ષાકાળનુ સાતમુ પખવાડીયુ, એટલે કે

કાર્તિક માસનું (ગુજરાતી આસો માસનું) કૃષ્ણ પખવાડીયુ, તે કાર્તિક માસના કૃષ્ણ પખવાડીયાના પંદરમે દિવસે (ગુજરાતી આસો માસની અમાસે). પાછલી રાત્રીએ–તે રાત્રિને વિષે કાળધર્મ પામ્યા, કાળસ્થિતિ અને ભવસ્થિતિની જાળથી છુટા થયા, સંસારનો પાર પામી ગયા. સંસારમાં ફરીથી ન આવવું પડે તેવી રીતે લોકાગ્રલક્ષણ ઉંચે સ્થાને પ્રાપ્ત થયા; તેમનાં જન્મ, જરા અને મરણના બંધનો–બંધનના હેતુભૂત કર્મો છેદાઈ ગયા; તેઓ સિદ્ધ થયા, બુદ્ધ થયા, ભવોપગ્રાહિ કર્મોથી મુકત થયા, સકળ દુઃખોથી અંત પામ્યા, સમગ્ર સંતાપથી પર થયા, શરીર અને મન સંબંધી સર્વ દુ:ખોથી અળગા થયા.

શ્રી મહાવીર પ્રભુ જે સંવત્સરમાં–વરસમાં નિર્વાણ પામ્યા તે ચન્દ્ર નામનો બીજો સંવત્સર હતો. તે કાર્તિક માસ પ્રીતિવર્ધન નામનો હતો, નંદિવર્ધન નામનું પખવાડીયુ હતું, અગ્નિવેશ્ય નામનો દિવસ હતો (અગ્નિવેશ્યનુ બીજું નામ ઉપશમ પણ કહેવાય છે) તે અમાવાસ્યાની રાત્રિ દેવાનંદા નામની હતી, (તે રાત્રિનુ બીજું નામ નિરતિ એ પ્રમાણે પણ કહેવાય છે.) તે વખતે અર્ચ નામનો લવ હતો, મુહૂર્ત્ત નામનો પ્રાણ હતો, સિદ્ધ નામનો સ્તોક હતો, નાગ નામનું કરણ હતું, (શકુનિ વિગેરે ચાર સ્થિર કરણોમાં આ કરણ ત્રીજુ છે અને અમાવાસ્યાના ઉત્તરાર્ધમાં આ નાગકરણ જ હોય છે) સર્વાર્થસિદ્ધ નામનું મુહૂર્ત્ત હતું, એ વખતે સ્વાતિ નક્ષત્ર સાથે ચન્દ્રમાનો યોગ પ્રાપ્ત થયે, શ્રમણ ભગવાન્ મહાવીર કાલધર્મ પામ્યા–તેમના શરીર અને મન સંબંધી સર્વ દુ:ખો ક્ષીણ થયાં

## સંવત્સર, માસ, દિવસ, રાત્રિ, મુહૂર્ત્તનાં નામ

સૂર્યપ્રજ્ઞપ્તિ પ્રમાણે સંવત્સર, માસ, દિવસ, રાત્રિ અને

મુહૂર્ત્તના નામ નીચે જણાવીએ છીએ—એક યુગમા પાચ સવત્સર હોય છે—(૧) ચન્દ્ર (૨) ચન્દ્ર (૩) અભિવર્ધન (૪) ચદ્ર અને (૫) અભિવદ્ધિત.

શ્રાવણ માસથી માડીને બાર માસના નામ–(૧) અભિનદન (૨) સુપ્રતિષ્ઠ (૩) વિજય (૪) પ્રીતિવર્દ્ધન (૫) શ્રેયાન (૬) શિશિર (૭) શોભન (૮) હેમવાન (૯) વસત (૧૦) કુસુમસભવ (૧૧) નિદાઘ (૧૨) વનવિરોધી

પદર દિવસના નામ–(૧) પૂર્વાગસિદ્ધ (૨) મનોરમ (૩) મનોહર (૪) યશોભદ્ર (૫) યશોધર (૬) સર્વકામ સમૃદ્ધ (૭) ઇન્દ્ર (૮) મુર્દ્ધાભિષિક્ત (૯) સૌમન (૧૦) ધનજય (૧૧) અર્થસિદ્ધ (૧૨) અભિજિત્ (૧૩) રત્યાશન (૧૪) શતજય (૧૫) અગ્નિવેશ્ય.

પદર રાત્રિના નામ–(૧) ઉત્તમા (૨) સુનક્ષત્રા (૩) એલાપત્યા (૪) યશોધરા (૫) સૌમનસી (૬) શ્રી સભૂતા (૭) વિજય (૮) વૈજયતી (૯) જયતી (૧૦) અપરાજિતા (૧૧) ઇચ્છા (૧૨) સમાહારા (૧૩) તેજા (૧૪) અતિતેજા અને (૧૫) દેવાનદા

ત્રીસ મુહૂર્ત્તના નામ–(૧) રૂદ્ર (૨) શ્રેયાન (૩) મિત્ર (૪) વાયુ (૫) સુપ્રતીન (૬) અભિચન્દ્ર (૭) માહેન્દ્ર (૮) બલવાન (૯) બ્રહ્મા (૧૦) બહુસત્ય (૧૧) ઐશાન (૧૨) ત્વષ્ટા (૧૩) ભાવિતાત્મા (૧૪) વૈશ્રવણ (૧૫) વારૂણ (૧૬) આનદ (૧૭) વિજય (૧૮) વિજયસેન (૧૯) પ્રાજાપત્ય (૨૦) ઉપશમ (૨૧) ગધર્વ (૨૨) અગ્નિવેશ્ય (૨૩) શતવૃષભ (૨૪) આતપવાન્ (૨૫) અર્થવાન (૨૬) ઋણવાન્ (૨૭) ભૌમ (૨૮) વૃષભ (૨૯) સર્વાર્થસિદ્ધ અને (૩૦) રાક્ષસી.

## નિર્વાણવાળી રાત્રીએ શું થયું ?

જે રાત્રિને વિષે શ્રમણ ભગવાન્ મહાવીર કાળધર્મ પામ્યા-યાવત્ સર્વ દુઃખથી મુકત થયા તે રાત્રિએ ઘણા દેવ-દેવીઓ સ્વર્ગમાંથી આવવાં અને પાછાં જવા લાગ્યાં, તેથી આકાશમાં સર્વત્ર ઉદ્યોત ફેલાયો-રાત્રિ પ્રકાશમયી બની ગઈ, સ્વર્ગથી નીચે ઉતરતાં અને ઉંચે ચડતા દેવ-દેવીઓને લીધે રાત્રિ જાણે અતિશય આકુળ થઈ હોયની એવો ભાસ થયો !

તેજ રાત્રિએ ભગવાનના શ્રેષ્ઠ અંતેવાસી-મ્હોટા-પટ્ટધર શિષ્ય ગૌતમ ગોત્રના શ્રી ઈન્દ્રભૂતિ અણુગારને, જ્ઞાતકુલમાં જન્મેલા શ્રી મહાવીર પ્રભુ વિષે જે પ્રેમબંધન હતું તે નષ્ટ થયું અને અનંત વસ્તુના વિષયવાળુ, અવિનાશી, અનુપમ, યાવત્ કોઈ પણ વસ્તુવડે સ્ખલના ન પામે એવું, સમસ્ત આવરણ રહિત, સઘળા પર્યાયે યુકત, સર્વ વસ્તુને જણાવનારૂ, સઘળા અવયવોથી સંપૂર્ણ પ્રધાન કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું.

## શ્રી ગૌતમસ્વામીને કેવી રીતે કેવલજ્ઞાન થયું ?

શ્રી મહાવીર પ્રભુએ ગૌતમને પોતાની ઉપર પ્રશસ્ત સ્નેહરાગ છે એમ જાણી, તે સ્નેહરાગ નિવર્ત્તન કરવા માટે, પોતાના અંત વખતે-અમાવાસ્યાના સંધ્યાકાળ પહેલાં, શ્રી ગૌતમસ્વામીને નજીકના કોઈ ગામમા, દેવશર્મા નામના બ્રાહ્મણને પ્રતિબોધવા મોકલ્યા ગૌતમસ્વામી પ્રભુની આજ્ઞા સ્વીકારી તુરત ત્યાં ગયા અને દેવશર્માને પ્રતિબોધ કરી, પ્રભાતે પાછા આવતાં રસ્તામાં શ્રી મહાવીર પ્રભુનું નિર્વાણ સાભળ્યું. સાંભળતાં જ ક્ષણવાર વજ્રાહત જેવા શૂન્ય થઈ ગયા ! થોડીવાર સ્તબ્ધપણે ઉભા રહી, તેઓ બોલવા લાગ્યા કે-"હે સ્વામી !

આટલો વખત મે આપની સેવા કરી, પણ અંત સમયે જ મને આપના દર્શનથી દૂર કર્યો ?

હે જગત્પતિ ! આજે મિથ્યાત્વરૂપી અંધકાર ફેલાઈ રહ્યો છે, કુતીર્થી રૂપી ઘુવડો ગર્જારવ કરી રહ્યા છે, અને દુકાળ, યુદ્ધ, વૈર વિગેરે રાક્ષસો રાહ જોતા બેઠા છે ! હે પ્રભુ ! તમારા વિના આજનુ ભરતક્ષેત્ર, ચંદ્રને રાહુએ ગળ્યો હોય અને જેવુ આકાશ લાગે તેવુ નિસ્તેજ લાગે છે તમારા વિના સુનુ લાગતુ ભરતક્ષેત્ર, દીપક વિનાના મ્હેલ જેવુ, જાણે ખાવા ધાતુ હોય તેવુ લાગે છે !

હે નાથ ! હુ હવે કોના ચરણકમળમા મારૂ માથુ ઝુકાવી ને વારવાર પદાર્થો વિષે પ્રશ્નો પૂછીશ ? હવે હુ "હે ભગવાન્ !" કહી કોને સંબોધીશ ? મને પણ હવે બીજો કોણ આપ્ત વાણીથી ગૌતમ કહીને બોલાવશે ?

અરેરે ! વીર ! હે વીર ! આપે આ શુ કર્યુ ? આવે ખરે અવસરે જ મને કાં દૂર કર્યો ? હે ભગવન્ ! તમને શુ એમ લાગ્યુ કે હુ એક બાળકની પેઠે આડો પડીને આપનો છેડો ન છોડત ? હુ પાસે હોત તો તમારા કેવળજ્ઞાનમા ભાગ પડાવત ? અને મને કદાચ તમારી સાથે મોક્ષ પર્યંત લાવ્યો હોત તો શુ મોક્ષમા સંકડાશ પડત ? તમને હુ શુ ભારે પડનો હતો કે મને મૂકીને ચાલ્યા ગયા ?" આ પ્રમાણે થોડા વખત સુધી તો તેમના મુખમાથી 'વીર ! વીર !' નામનો જાપ અસ્ખલિતપણે વહેવા લાગ્યો

થોડી વારે તેમની જ્ઞાનદૃષ્ટિ સતેજ થઇ શોકનો આવેગ શમી ગયો તેઓ જ્ઞાનદૃષ્ટિએ વિચારવા લાગ્યા કે-" અરેરે ! હુ કેવી મિથ્યા ભ્રમણામા પડી ગયો ? વીતરાગ તો સ્નેહ વિના

ના જ હોય, એ સત્ય મને કેમ ન સૂઝ્યું ? મારો જ અપરાધ થયો કે મેં તે વખતે શ્રુતનો ઉપયોગ ન દીધો. એ નિર્મોહીને તે વળી મારી પર શાનો મોહ હોય ? ખરેખર હું પોતે જ મોહમાં પડયો છું. મારા આ એકપક્ષી સ્નેહને ધિક્કાર છે ! મારે એવા સ્નેહનો આ ક્ષણે જ ત્યાગ કરવો જોઈએ. વસ્તુતઃ મારૂં કોઈ છે હું એકલો છું, મારૂં કોઈ જ નથી, તેમ હું પણ કોઈનો નથી." આવી રીતે સમભાવના વિષે આરૂઢ થતાં શ્રી ગૌતમ સ્વામીને પણ તત્કાળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

પ્રાતઃકાળમાં ઇંદ્રાદિકે આવી મહોત્સવ કર્યો.

મોક્ષમાર્ગમાં પ્રવર્તેલા સાધકોને, સ્નેહ એ વજ્રની સાંકળ સમાન છે જ્યાં સુધી શ્રી વીર પ્રભુ જીવતા રહ્યા, ત્યાં સુધી તેમના પર સ્નેહ ધરાવનાર શ્રી ગૌતમ સ્વામી કેવલી ન થઈ શક્યા. પરન્તુ એકંદરે ગૌતમસ્વામીને બધું અવળું પડી ગયું એ એક આશ્ચર્યની વાત છે તેમના પ્રગટ ગર્વ-પંડિત્યનું અભિમાન તેમને પ્રભુ પાસે ખેંચી ગયું અને ત્યાં બોધ પામ્યા. એટલે એક રીતે અહંકાર જ તેમને પ્રતિબોધમાં સહાયક નીવડયો, તેમનો રાગ ગુરૂભક્તિમાં પરિણમ્યો અને પ્રભુના વિરહમાંથી ઉદ્ભવેલો ખેદ, કેવળજ્ઞાન પ્રાપ્ત કરાવવામાં સાધનભૂત થયો શ્રી ગૌતમસ્વામી બાર વરસ સુધી કેવલિપર્યાય પાળી, સુધર્મા સ્વામીને લાંબા આયુષ્યવાળા જાણી તેમને ગણ સોંપી મોક્ષે સીધાવ્યા

## દીવાળી અને ભાઈબીજ પર્વ કેમ પ્રવર્ત્યાં ?

જે રાત્રિને વિષે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મ પામ્યા તે રાત્રિએ કાશી દેશના મલ્લકિ જાતિના નવ રાજાઓ, અને કોશલ દેશના લેચ્છકિ જાતિના નવ રાજાઓ, જેઓ ભગવંતના મામા ચેટક રાજાના સામંતો હતા અને જેઓ કાર્યવશાત પાવાપુરીમાં

ગણુને મેળાપ કરવા એકઠા થયા હતા, તેમણે—અઢારે ગણરાજાઓએ અમાવાસ્યાને વિષે, સંસારસમુદ્રથી પાર પહોંચાડનાર-પૌષધોપવાસ કર્યો હતો. અહિં પૌષધોપવાસને અર્થ આહાર ત્યાગ પૌષધરૂપ કરવાનો છે કારણ કે તે સિવાય તેઓને દીવા પ્રકટાવવા ન સંભવે તે અઢારે રાજાઓએ વિચાર્યું કે શ્રમણ ભગવન મહાવીર નિર્વાણ પામ્યા તેથી ભાવ ઉદ્યોત તો ગયો, પણ હવે આપણે દ્રવ્ય ઉદ્યોત કરવો જોઈએ. તેથી તેમણે તે રાત્રિએ દીવા પ્રકટાવ્યા ત્યારથી દીપોત્સવ-દીવાળી નામનું પર્વ શરૂ થયું અને કાર્તિક શુદ એકમને દિવસે દેવોએ શ્રી ગૌતમસ્વામીના કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો ત્યારથી તે દિવસ પણ લોકોમાં આનંદ-ઉત્સવમય ગણાયો પ્રભુના મ્હોટા ભાઈ —નંદિવર્ધન રાજા પ્રભુનું નિર્વાણ થયેલું સાંભળી અત્યંત ખિન્ન થયા, એ ખિન્નતા ટાળવા તેમની બ્હેન સુદર્શનાએ તેમને સમજાવી કાર્તિક શુદ બીજને દિવસે આદર સહિત પોતાને ઘેર બોલાવી ભોજન કરાવ્યું ત્યારથી ' ભાઈ બીજ ' નામનું પર્વ પ્રવર્ત્યું

## તેજ રાત્રિએ ભસ્મરાશિ ગ્રહ બેઠો

જે રાત્રિએ ભગવાન્ કાળધર્મ પામ્યા તેજ રાત્રિએ, ક્રૂર સ્વભાવવાળો અને બેહજાર વર્ષની સ્થિતિવાળો ભસ્મરાશિ નામનો ત્રીશમો મહાગ્રહ ( આ ગ્રહ એક નક્ષત્રમાં બેહજાર વર્ષ પર્યંત રહે છે ) શ્રમણ ભગવાન્ મહાવીરના જન્મ નક્ષત્રમાં ( ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં ) સંક્રાંત થયો

**ગ્રહોના નામ**—ગ્રહો અઠ્યાશી છે ( ૧ ) અંગારક ( ૨ ) વિકાલક ( ૩ ) લોહિતાક્ષ ( ૪ ) શનૈશ્ચર ( ૫ ) આધુનિક ( ૬ ) પ્રાધુનિક ( ૭ ) કણ ( ૮ ) કણક ( ૯ ) કણકણક ( ૧૦ ) કણ વિતાનક ( ૧૧ ) કણસંતાનક ( ૧૨ ) સોમ ( ૧૩ ) સહિત

( ૧૪ ) આશ્વાસન ( ૧૫ ) કાર્યોપગ ( ૧૬ ) કર્બુરક ( ૧૭ ) અજકરક ( ૧૮ ) દુંદુભક ( ૧૯ ) શંખ ( ૨૦ ) શંખનાભ ( ૨૧ ) શંખવર્ણાભ ( ૨૨ ) કંસ ( ૨૩ ) કંસનાભ ( ૨૪ ) કંસવર્ણાભ ( ૨૫ ) નીલ ( ૨૬ ) નીલાવભાસ ( ૨૭ ) રૂપી ( ૨૮ ) રૂપાવભાસ ( ૨૯ ) ભસ્મ ( ૩૦ ) ભસ્મરાશિ ( ૩૧ ) તિલ ( ૩૨ ) તિલપુષ્પવર્ણ ( ૩૩ ) દક ( ૩૪ ) દકવર્ણ ( ૩૫ ) કાર્ય ( ૩૬ ) વન્ધ્ય ( ૩૭ ) ઇન્દ્રાગ્નિ ( ૩૮ ) ધૂમકેતુ ( ૩૯ ) હરિ ( ૪૦ ) પિંગલ ( ૪૧ ) બુધ ( ૪૨ ) શુક્ર ( ૪૩ ) બૃહસ્પતિ ( ૪૪ ) રાહુ ( ૪૫ ) અગસ્તિ ( ૪૬ ) માણવક ( ૪૭ ) કામસ્પર્શ ( ૪૮ ) ધુર ( ૪૯ ) પ્રમુખ ( ૫૦ ) વિકટ ( ૫૧ ) વિસંધિકલ્પ ( ૫૨ ) પ્રકલ્પ ( ૫૩ ) જટાલ ( ૫૪ ) અરૂણ ( ૫૫ ) અગ્નિ ( ૫૬ ) કાલ ( ૫૭ ) મહાકાલ ( ૫૮ ) સ્વસ્તિક ( ૫૯ ) સૌવસ્તિક ( ૬૦ ) વર્ધમાન ( ૬૧ ) પ્રલમ્બ ( ૬૨ ) નિત્યાલોક ( ૬૩ ) નિત્યોદ્યોત ( ૬૪ ) સ્વયંપ્રભ ( ૬૫ ) અવભાસ ( ૬૬ ) શ્રેયસ્કર ( ૬૭ ) ક્ષેમંકર ( ૬૮ ) આભંકર ( ૬૯ ) પ્રભંકર ( ૭૦ ) અરજા ( ૭૧ ) વિરજા ( ૭૨ ) અશોક ( ૭૩ ) વીતશોક ( ૭૪ ) વિતત ( ૭૫ ) વિવસ્ત્ર ( ૭૬ ) વિશાલ ( ૭૭ ) શાલ ( ૭૮ ) સુવ્રત ( ૭૯ ) અનિવૃત્તિ ( ૮૦ ) એકજટી ( ૮૧ ) દ્વિજટી ( ૮૨ ) કર ( ૮૩ ) કરક ( ૮૪ ) રાજા ( ૮૫ ) અર્ગલ ( ૮૬ ) પુષ્પ ( ૮૭ ) ભાવ ( ૮૮ ) કેતુ.

જ્યારથી ભસ્મરાશિ નામનો મહાગ્રહ પ્રભુના જન્મનક્ષત્રમાં સંક્રાન્ત થયો, ત્યારથી માંડીને શ્રમણ તપસ્વીઓ એટલે કે સાધુઓને અને સાધ્વીઓને ઉદિત ઉદિત પૂજા–સત્કાર પ્રવર્ત્તતા નથી, એટલે કે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા અભ્યુત્થાન–વંદનાદિરૂપ પૂજા અને વસ્ત્રદાનાદિ બહુમાન કરવા રૂપ આદર–સત્કાર મોળા પડયા. એજ કારણે પ્રભુના અંત સમયે ઇન્દ્રે પ્રભુને પ્રણામ

કરી-અજલિ જોડી વિનતિ પણ કરેલી કે —"હે સ્વામી! કૃપા કરી ક્ષણવાર આપનુ આયુષ્ય વધારો, જેથી આપના જીવતા આ ક્રૂર ભસ્મરાશિ ગ્રહ આપના જન્મનક્ષત્રમા સક્રમણ થાય તો પછી આપના શાસનને પીડા ન કરી શકે હે કૃપાનિધાન! કૃપા કરીને એક ક્ષણ વાર રહી જાઓ" ત્યારે પ્રભુએ કહ્યુ કે —"હે શક્ર! એવુ કદાપિ થયુ નથી કે ક્ષીણ થયેલા આયુષ્યને તીર્થંકરો પણ વધારી શક્યા હોય તીર્થને જે બાધા અવશ્ય થવાની છે તે તો થશેજ પરતુ બે હજાર વર્ષ પૂર્ણ થશે ત્યારે મારા જન્મનક્ષત્રથી આ ભસ્મરાશિ ગ્રહ અતિક્રાત થતા, છયાસી વર્ષના આયુષ્યવાળા કલ્કી નામના અધર્મી નીચ રાજાને તુ મારી નાખશે અને તે કલ્કીના પુત્ર ધર્મદત્ત નામના રાજાને રાજ્ય ઉપર સ્થાપન કરશે ત્યારથી સાધુ-સાધ્વીઓનો આદર-સત્કાર-પૂજા ઉત્તરોત્તર વૃદ્ધિ પામશે."

## ભસ્મરાશિનો પ્રભાવ

જે રાત્રિને વિષે ભગવાન્ કાલધર્મ પામ્યા તે જ રાત્રિએ, ઉદ્ધરી ન શકાય એટલા બધા અતિ સૂક્ષ્મ કુથુવા નામના જીવડા ઉત્પન્ન થયા તે એવા તો સૂક્ષ્મ હતા કે જો સ્થિર પડી રહ્યા હોય તો છદ્મસ્થ સાધુ-સાધ્વીઓની દૃષ્ટિએ પણ એકદમ ન ચડે બાકી અસ્થિર હોય અને હાલતા-ચાલતા હોય તો જલદી દેખાઇ આવે

સાધુ-સાધ્વીઓના અનશન—આ પ્રમાણે અતિશય જીવોત્પત્તિ થઇ પડેલી જોઇ ઘણા સાધુ-સાધ્વીઓએ અનશન કર્યા ત્યારથી માડીને સયમ દુરારાધ્ય થઇ પડયો, પૃથ્વી જીવ-જતુઓથી ઉભરાવા લાગી, સયમને લાયક ક્ષેત્ર દુર્લભ થઇ પડયુ, અને પાખડીઓનુ પ્રાબલ્ય વધવા લાગ્યુ

## સાધુ-સાધ્વી અને શ્રાવક-શ્રાવિકાની સંપદા

શ્રમણ ભગવાન મહાવીરને ઈન્દ્રભૂતિ વિગેરે ચૌદ હજાર સાધુઓ હતા, આર્ય ચંદનબાલા, વિગેરે છત્રીશ હજાર સાધ્વીઓ હતી. શંખ, શતક વિગેરે એક લાખ અને ઓગણસાઠ હજાર શ્રાવકો હતા. અને સુલસા, રેવતી વિગેરે ત્રણ લાખ અને અઢાર હજાર શ્રાવિકાઓ હતી. સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકાની એટલી ઉત્કૃષ્ટ સંપદા પ્રભુને હતી.

**ચૌદપૂર્વીની સંખ્યા**—ભગવાનને ત્રણસો ચૌદપૂર્વી હતા. ચૌદપૂર્વી અસર્વજ્ઞ હોવા છતાં સર્વજ્ઞ જેવા જ હોય. અક્ષરાદિ સર્વ અક્ષરોના સંયોગોને જાણે, સર્વજ્ઞની જેમ સાચી પ્રરૂપણા કરે. (પ્રજ્ઞાપના સૂત્રમા કેવલી અને શ્રુતકેવલીને તુલ્ય કહેલા છે, તથી સર્વજ્ઞની પેઠે જ સત્ય પ્રરૂપણા કરે.)

**અવધિજ્ઞાનીઓની સંખ્યા**—ભગવાનને અતિશયો એટલે આમર્પોષધી વિગેરે લબ્ધિઓને પ્રાપ્ત થયેલા તેરસો અવધિજ્ઞાનીઓ હતા.

**કેવળજ્ઞાનીઓની સંખ્યા**—સંપૂર્ણ-સંભિન્ન શ્રેષ્ઠ જ્ઞાન અને દર્શનને ધારણ કરનારા સાતસો કેવલજ્ઞાનીઓ હતા.

**વૈક્રિયલબ્ધિવાળા મુનિઓ**—પોતે દેવ ન હોવા છતાં દેવની ઋદ્ધિને પ્રાપ્ત થયેલા-દેવની ઋદ્ધિ વિકુર્વવાને સમર્થ એવા વૈક્રિય લબ્ધિવાળા સાતસો મુનિઓ પ્રભુને હતા.

**મનઃપર્યવજ્ઞાનીની સંખ્યા**—અઢીદ્વીપ અને બે સમુદ્રને વિષે રહેલા પર્યાપ્ત સંજ્ઞા પંચેન્દ્રિયોના મનોગત ભાવને જાણનારા, પાંચસો * વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનીઓ હતા.

---

* મન પર્યવજ્ઞાની બે પ્રકારના હોય છે. એક વિપુલમતિ અને બીજા ઋજુમતિ વિપુલમતિ મતિ પંચેદ્રિયના મનોગત પદાર્થને સર્વ વિશેષપણે

**વાદીઓના સ ખ્યા**—દેવ, મનુષ્ય કે અસુરની સભામા વાદને વિષે પરાજય ન પામે એવા પ્રકારના ચારસો વાદીઓ હતા.

**મોક્ષે ગયેલાની સ ખ્યા**—શ્રમણ ભગવાન્ મહાવીરના સાતસો શિષ્યો અને ચૌદસો સાધ્વીઓ મુક્તિ પામ્ય—યાવત્ સર્વ દુ ખથી મુક્ત થયા

**અનુત્તર વિમાનમા ઉત્પન્ન થનારા મુનિઓ**—ગતિ એટલે આગામી મનુષ્યગતિમા મોક્ષપ્રાપ્તિ રૂપ કલ્યાણ છે જેમને, સ્થિતિ એટલે દેવભવમા પણ પ્રાય વીતરાગપણુ હોવાથી ક યાણ છે જેમને, તથા આગામી ભવમા સિદ્ધ થવાના હોવાથી જેઓને ક યાણ છે એવા આઠસો અનુત્તર વિમાનમા ઉત્પન્ન થનારા મુનિઓની ઉત્કૃષ્ટ સ પદા પ્રભુને થઈ

## યુગાન્તકૃદ્ભૂમિ અને પર્યાયાન્તકૃદ્ભૂમિ

શ્રમણ ભગવાન મહાવીરને બે પ્રકારની *અ તકૃદ્ભૂમિ થઇ, એટલે કે મહાવીર પ્રભુના શાસનમા મોક્ષગામીઓને મોક્ષે જવ નો કાલ બે પ્રકારે થયો —યુગાન્તકૃદ્ભૂમિ અને પર્યાયાન્તકૃદ્ભૂમિ

યુગ એટલે ગુરૂ શિષ્ય પ્રશિષ્યાદિ ક્રમનઃ વર્તતા પટ્ટધર

સહિત જાણે અને ઋજુમતિ સામાન્યસ્વરૂપે જાણે. વિપુલમતિ અઢી અગુલ અધિક એવા મનુષ્ય ક્ષેત્રમા રહેલા સજ્ઞિ પચેન્દ્રિયોના મનોગત પ ર્થને જાણે અને ઋજુમતિ મનુષ્ય ક્ષેત્રમા રહેલા સજ્ઞિ પચેન્દ્રિયોના મનોગત પ ર્થને જાણે વિપુલમતિ અને ઋજુમતિમા એ નો ભે હોય.

* સસારનો નાશ કરે–મોક્ષે જાય તે અતકૃત્ કહેવાય તેઓની ભૂમિ એટલે કાળ

પુરૂષો, તેઓ વડે પ્રમિત-મર્યાદિત જે મોક્ષગામીઓનો મોક્ષે જવાનો કાળ તે [1]યુગાન્તકૃદ્ભૂમિ કહેવાય.

પર્યાય એટલે પ્રભુનો કેવલિપણાનો ઉત્પન્ન થયાનો કાલ, તેને આશ્રીને જે મોક્ષગામીઓનો મોક્ષે જવાનો કાળ તે [2]પર્યાયાન્તકૃદ્ભૂમિ કહેવાય.

શ્રમણ ભગવાન્ મહાવીરને ત્રીજા પુરૂષયુગ સુધી યુગાન્તકૃદ્ભૂમિ થઇ. એટલે કે પ્રભુથી આરંભી તેમના પટ્ટધર ત્રીજા પુરૂષ સુધી-શ્રી જંબુસ્વામી સુધી મોક્ષમાર્ગ ચાલુ રહ્યો હવે પર્યાયાન્ત કૃદ્ભૂમિ વિષે:—ચાર વરસ સુધીનો છે કેવલિપણાનો પર્યાય જેમને એવા શ્રી મહાવીર પ્રભુ થયે છતે કોઇ કેવલીએ સંસારનો અંત કર્યો, એટલે કે શ્રી મહાવીર પરમાત્માને કેવલજ્ઞાન થયા પછી ચાર વર્ષે મોક્ષમાર્ગ ચાલુ થયો.

## પ્રભુના નિર્વાણ સમયની દેશ-કાળ સ્થિતિ

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીર ત્રીશ વર્ષ સુધી ગૃહસ્થાવાસની મધ્યમા રહીને, બાર વરસથી કંઇક અધિક સમય સુધી-બાર વરસ અને સાડા છ મહિના સુધી છદ્મસ્થ પર્યાય પાળીને, ત્રીશ વરસથી કંઇક ઓછા સમય સુધી-

---

૧ તીર્થંકરથી આરંભીને તેમના પટ્ટધર જેટલા પુરૂષો સુધી મોક્ષમાર્ગ ચાલુ રહે-સાધુઓ વિગેરે મોક્ષગામીઓ મોક્ષે જાય તે કાલને યુગાન્તકૃદ્ભૂમિ કહે છે. કાલના અમુક પ્રમાણવિશેષને યુગ કહે છે. તે યુગો ક્રમસર વર્ત્તે છે. તેથી તેઓના સદૃશપણાથી જે ક્રમસર વર્ત્તતા ગુરૂ શિષ્ય પ્રશિષ્યાદિકરૂપ પટ્ટધર પુરૂષો, તેઓ પણ યુગ કહેવાય. તે ક્રમસર વર્ત્તવાવાળા પટ્ટધર પુરૂષો વડે પ્રમિત-મર્યાદિત એવા જે મોક્ષગામીઓનો મોક્ષે જવાનો કાળ તે યુગાન્તકૃદ્ભૂમિ કહેવાય ૨ તીર્થંકરને કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી જેટલા કાળે મોક્ષમાર્ગ ચાલુ થાય તે કાલને પર્યાયાન્તકૃદ્ભૂમિ કહે છે.

ઓગણત્રીશ વરસ અને સાડા પાચ મહિના સુધી કેવલિ પર્યાય પાળીને, એકદર બે તાલીશ વરસ સુધી શ્રામણ્યપર્યાય-ચારિત્ર પર્યાય પાળીને, સર્વ મળી કુલ બ્હોતેર વરસ સુધી, પોતાનુ સર્વ આયુષ્ય પાળીને, વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચાર ભવોપગ્રાહી કર્મો ક્ષીણ થયે, આ અવસર્પિણીમા દુષમાસુષમા નામનો ચોથો આરો ઘણોખરો ગયા બાદ-ચોથા આરાના ત્રણ વરસ અને સાડા આઠ માસ બાકી રહેતા મધ્યમ પાપાનગરી વિષે, હસ્તિપાલ નામના રાજાના કારકુનોની સભામા રાગ-દ્વેષરહિત હોવાથી એકલા, અદ્વિતીયપણે—ઋષભદેવાદિ તીર્થંકરો દસ હજાર વિગેરે પરિવાર સાથે મોક્ષે ગયા, તેમ બીજા કોઈની સાથે નહીં, પણ એકાકીપણે, નિર્જલ છઠ્ઠ તપ વડે યુક્ત થઈને, સ્વાતિ નક્ષત્ર સાથે ચદ્રમાનો યોગ પ્રાપ્ત થયે, પ્રભાતકાળરૂપ અવસરને વિષે-ચાર ઘડી રાત્રિ અવશેષ હેતા, સમ્યક્ પ્રકારે પદ્માસને બેઠા, પુણ્યના ફલવિપાકવાળા પચાવન અધ્યયનો, પાપના ફલવિપાકવાળા પચાવન અધ્યાયો, અને કોઈના પૂછ્યા વિના છત્રીસ ઉત્તરો કહીને, પ્રધાન નામનુ મરૂદેવીનુ એક અધ્યયન ભાવતા ભાવતા, કાળધર્મ પામ્યા-સસાર સમુદ્રનો પાર પામ્યા, સસારમા ફરીથી ન આવવુ પડે તેમ સમ્યક્ પ્રકારે ઉર્ધ્વપ્રદેશમા ગયા-તેમના જન્મ-જરા-મરણના કારણભૂત કર્મો છેદાઇ ગયા, તેમના સર્વ અર્થ સિદ્ધ થયા, તત્વના અર્થ બરાબર પામી ગયા, ભવોપગ્રાહી કર્મોથી છુટા થયા, સર્વ દુ ખોનો અત પામ્યા, સર્વ પ્રકારના સતાપોથી અળગા થયા અને શરીર તથા મન સબધી સર્વદુ ખો છુટી ગયા.

## આ કલ્પસૂત્ર ક્યારે લખાયુ તથા વચાયુ ?

સૂત્રપાઠ પ્રમાણે —શ્રમણ ભગવાન્ મહાવીરના નિર્વાણ કાળથી નવસો વરસ વ્યતીત થયા અને દસમા સૈકાનો આ એંશી

મો સંવત્સર કાળ જાય છે. વળી વાચનાંતરમાં દસમા સૈકાનો આ ત્રાણુંમો સંવત્સર જતો જણાય છે.

એ સૂત્રપાઠનો ભાવાર્થ બરાબર સ્પષ્ટપણે સમજાતો નથી. તોપણ પૂર્વ ટીકાકારોએ તેની જેવી વ્યાખ્યા કરી છે તે પ્રમાણે અમે પણ તેનો અર્થ નીચે આપીએ છીએ:—

આ સૂત્રપાઠ માટે કેટલાક કહે છે કે " શ્રી કલ્પસૂત્ર પુસ્તક-રૂપે ક્યારે લખાયું ? તે સમય સૂચવવા માટે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમા-શ્રમણે આ સૂત્રપાઠ લખ્યો છે. તેથી એ પાઠનો અર્થ આ પ્રમાણે કરવો:—શ્રી વીરનિર્વાણથી નવસો એંશી વરસ વ્યતીત થતાં સિદ્ધાંત પુસ્તકારૂઢ થયા તે વખતે આ કલ્પસૂત્ર પણ પુસ્તકારૂઢ થયું. એટલે કે શ્રી વીર નિર્વાણથી નવસો એંશીમે વરસે વલ્લભીપુર નગરમા દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ વિગેરે સકળ સંઘે મળી આગમ લખ્યા ત્યારે શ્રી કલ્પસૂત્ર પણ લખાયું. પણ વાચનાંતરમાં એટલે બીજી પ્રતિમાં નવસો ત્રાણુંમો સંવત્સર કાળ જાય છે એમ દેખાય છે તાત્પર્ય કે કોઈ પુસ્તકમા લખ્યું છે કે શ્રી વીરનિર્વાણથી નવસો એંશી વરસ વ્યતીત થતાં કલ્પસૂત્ર પુસ્તક રૂપે લખાયું અને કોઈ બીજા પુસ્તકમાં લખ્યું છે કે નવસો ત્રાણું વરસ વ્યતીત થતાં કલ્પસૂત્ર પુસ્તક રૂપે લખાયું.

કેટલાક એમ પણ કહે છેકે –શ્રી વીરનિર્વાણથી નવસો એંશી વરસ વ્યતીત થતા, કલ્પસૂત્રની વાચના સભા સમક્ષ થઇ એમ જણાવવાને આ સૂત્રપાઠ મૂક્યો છે એટલે કે શ્રી વીરનિર્વાણથી નવસો એંશી વરસ વ્યનીત થતાં, આનદપુરની અંદર, પુત્રના મ-રણથી શોકગ્રસ્ત થયેલા ધ્રુવસેન રાજાના શોકને દૂર કરવા માટે, મહોત્સવપૂર્વક સંઘસમક્ષ કલ્પસૂત્ર વાંચવું શરૂ કર્યું. પણ વળી બીજી પ્રતિમાં–વાચનાંતરમાં નવસો ત્રાણુમો સવત્સર કાલ

દેખાય છે તાત્પર્ય કે કોઇ પુસ્તકમા લખ્યુ છે કે શ્રી વીરનિર્વાણથી નવસો એશી વ્યતીત થતા ક પસૂત્રની વાચના સભા સમક્ષ શરૂ થઈ અને કોઈ બીજા પુસ્તકમા લખ્યુ છે કે નવસોત્રાણ વ સ વ્યતીત થતા ક પસૂત્રની વાચના સભા સમક્ષ શરૂ થઈ

કેટલાક એ સૂત્રપાઠનો એવો પણ અર્થ કરે છે કે-એ સૂત્ર મા બે વાકયો છે એક વાકય ક પસૂત્ર લખાયાનો સમય દર્શાવે છે, જ્યારે બીજુ વાકય સભા સમક્ષ વ ચાયાનો સમય સૂચવે છે એટલે કે શ્રી વીરનિર્વાણથી નવસો એ શીમો સ વત્સરકાળ જાય છે, કલ્પસૂત્ર લખવાનો હેતુભૂત એવો નવસો એ શીમો સ વત્સર કાળ જાય છે, આ વાકયથી કલ્પસૂત્રને લખવારૂપ વાચનાનો સમય જણા યો વળી વાચનાતરમા એટલે ક પસૂત્રને લખવારૂપ વા ચનાથી સભા સમક્ષ વાચવારૂપ બીજી વાચનામા નવસો ત્રાણુમો સ વત્સર કાલ જાય છે આ વાકયથી ક પસૂત્રને સભા સમક્ષ વાચવારૂપ વાચનાનો સમય જણાવ્યો તાત્પર્ય કે શ્રી વીરનિર્વા ણથી નવસોએ શીમે વરસે ક પસૂત્ર પુસ્તગરૂઢ થયુ અને નવસો ત્રાણુમે વરસે સભા સમક્ષ વ ચાયુ એ રીતે જુદા જુદા આચાર્યો ના ભિન્ન ભિન્ન મત જાણવા ખરૂ શુ તે તો કેવલિભગવાન્ જાણે



# સપ્તમ વ્યાખ્યાન

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ ચરિત્ર

હવે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ વાચનાએ કરીને શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ ચરિત્ર કહેવામાં આવે છે:

હવે તે કાળ અને તે સમયને વિષે પુરૂષપ્રધાન શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં પાંચે કલ્યાણકો વિશાખા નક્ષત્રમાં થયાં. ( ૧ ) પ્રભુ વિશાખા નક્ષત્રમા દેવલોકથી ચ્યવ્યા અને માતાના ગર્ભમા ઉત્પન્ન થયા ( ૨ ) વિશાખા નક્ષત્રમાંજ પ્રભુનો જન્મ થયો. ( ૩ ) વિશાખા નક્ષત્રમાં જ પ્રભુએ દ્રવ્ય તથા ભાવથી મુંડ થઇને-ઘરબાર ત્યજીને દીક્ષા ગ્રહણ કરી ( ૪ ) વિશાખા નક્ષત્રમાં જ તેઓ અનંત, અનુપમ, નિર્વ્યાઘાત, નિરાવરણ અને સઘળા પર્યાય સહિત સર્વ વસ્તુને જણાવનારૂં, સઘળા અવયવોથી સંપૂર્ણ, પ્રધાન કેવળજ્ઞાન તથા કેવળદર્શન પામ્યા. ( ૫ ) વિશાખા નક્ષત્રમાં જ તેઓ મોક્ષે ગયા.

તે કાળે અને તે સમયે પુરૂષપ્રધાન અર્હન્ શ્રી પાર્શ્વનાથ, ગ્રીષ્મકાળના પહેલા માસમા, ગ્રીષ્મ કાળના પહેલા પખવાડીયામાં—અર્થાત્ ચૈત્ર માસના ( ગુજરાતી ફાગણ માસ ) કૃષ્ણ પખવાડીયામા, ચોથની રાત્રિને વિષે, વીશ સાગરોપમની સ્થિતિવાળા પ્રાણુત નામના દશમા દેવલોકથી આતરા વિના ચ્યવીને, આ જ જંબુદ્વીપ નામના દ્વીપને વિષે, ભરતક્ષેત્રમાં વારાણસી નામની નગરીને વિષે, અશ્વસેન નામના રાજાની વામાદેવી નામની પટરાણીની કુખને વિષે, મધ્યરાત્રીએ વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતા, દેવ સંબંધી આહાર, ભવ અને શરીરનો ત્યાગ કરી, ગર્ભપણે ઉત્પન્ન થયા.

તે પુરૂષપ્રધાન, અર્હન્ શ્રી પાર્શ્વનાથ પ્રભુ ગર્ભમાં જ મતિ, શ્રુત અને અવધિ એ ત્રણે જ્ઞાન સહિત હતા પોતાનું દેવ વિમાનમાંથી ચ્યવન થવાનું હતું ત્યારે 'હું સ્વર્ગથી ચ્યવીશ,' એમ જાણે ખરા, પણ "હું ચ્યવું છું" એ પ્રમાણે જાણતા નથી, કારણકે વર્તમાન કાળ-એક સમયનો અતિ સૂક્ષ્મ હોય છે અહીં વામાદેવી ચૌદ સ્વપ્ન જુવે છે, સ્વપ્ન પાઠકોને સ્વપ્નના ફળ પૂછાય છે વિગેરે પૂર્વોક્ત પાઠ પ્રમાણે સર્વ સમજવું જેમ શ્રી મહાવીરસ્વામી ગર્ભમાં આવતા ત્રિશલા ક્ષત્રિયાણીએ ચૌદ સ્વપ્ન જોયા હતા તેમ શ્રી પાર્શ્વનાથ પ્રભુનો જીવ ગર્ભમાં આવતાં વામાદેવીએ ચૌદ સ્વપ્ન જોયાં વામાદેવીએ અશ્વસેન રાજા પાસે જઈ તે કહી સંભળાવ્યા, સ્વપ્નપાઠકોએ સ્વપ્નના ફળ કહ્યા વિગેરે સમજવું વામાદેવી, ગર્ભને હિતકારી એવા આહાર આદિ વડે ગર્ભનું સારી પેઠે પાલન કરવા લાગ્યા

તે કાળે અને તે સમયે હેમન્તઋતુનો બીજો માસ, હેમન્ત ઋતુનું ત્રીજું પખવાડીયું-પોષ માસનું કૃષ્ણ પખવાડીયું વર્તતું હતું, તે પોષ માસના કૃષ્ણ પખવાડીયાની દશમની તિથિને વિષે (ગુજરાતી માગશર વદિ દશમની તિથિ) નવ માસ બરાબર પૂર્ણ થતા અને સાડા સાત દિવસ જતા, મધ્ય રાત્રિને વિષે વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતાં, આરોગ્યવાળી તે વામાદેવીએ આરોગ્યસહિત પુત્રનો જન્મ આપ્યો.

જે રાત્રિને વિષે પુરૂષપ્રધાન અર્હન્ શ્રી પાર્શ્વનાથ પ્રભુ જન્મ્યા તે રાત્રિ, ઘણા દેવ-દેવીઓના અવર-જવરને લીધે અતિશય આકુળ થઇ, અને તેમના આનંદજન્ય અવ્યક્ત શબ્દોથી કોલાહલમય બની ગઇ

## "પાર્શ્વ" નામ પાડવાનું કારણ

પાર્શ્વનાથ પ્રભુનો જન્મોત્સવ વિગેરે વૃત્તાન્ત શ્રી વીરપ્રભુની

પેઠે જાણી લેવો. ફેર માત્ર એટલો કે શ્રી મહાવીર પ્રભુને બદલે પાર્શ્વનાથ પ્રભુનું નામ મૂકવું. પુત્રજન્મને બારમે દિવસે સગાં-સંબંધી તથા જ્ઞાતિજનોને આમંત્રી, ભોજન કરાવી, અશ્વસેન રાજાએ તેમને સંબોધીને કહ્યું કે:-"હે દેવાનુપ્રિયો ! અમારો આ બાળક ગર્ભમા હતો ત્યારે શય્યામાં રહેલી તેની માતાએ રાત્રે અ ધકારમા પણ 'પાર્શ્વ' એટલે પડખેથી જતા કાળસર્પને જોયો હતો, તેથી અમે આ કુમારનું 'પાર્શ્વ' એવું નામ પાડીએ છીએ " ઇન્દ્ર પાસેથી આજ્ઞા પામેલી ધાત્રીઓ, જગત્પતિ શ્રી પાર્શ્વનાથ પ્રભુનું લાલન પાલન કરવા લાગી. તેઓ બીજના ચન્દ્રમાની પેઠે વૃદ્ધિ પામતાં અનુક્રમે નવ હાથ ઉંચી કાયાવાળી યૌવન અવસ્થાને પ્રાપ્ત થયા, અને કુશસ્થલ નગરના પ્રસેનજીત રાજાની પ્રભાવતી નામની કન્યા સાથે માતાપિતાએ આગ્રહથી તેમનો વિવાહ પણ કર્યો

## પંચાગ્નિતપ તપતો તાપસ-કમઠ

એક વાર ભગવાન્ શ્રી પાર્શ્વનાથ પોતાના મહેલના ઝરૂખામાં બેસી વારાણસી નગરીનું અવલોકન કરી રહ્યા હતા. એટલામાં કેટલાક માણસો, હાથમાં પુષ્પ વિગેરે પૂજાની સામગ્રી લઇ એક દિશા તરફ જતાં તેમની દૃષ્ટિએ પડ્યા. પોતાના એક સેવકને પૂછ્યું:-" આ નગરજનો ક્યાં જાય છે ?" સેવકે જવાબ આપ્યો: " પ્રભુ! કોઈ એક ગામડામા કમઠ નામનો એક દરિદ્ર બ્રાહ્મણપુત્ર રહેતો હતો નાનપણમાંજ તેનાં માબાપ મરી ગયા હતાં તેથી ગામના માણસો તેને દરિદ્ર અને નિરાધાર માની ઉછેરતા એક વખતે રત્નજડિત ઘરેણાથી શણગારાયેલા નગરજનોને જોઇ તે કમઠે વિચાર્યું કે-" મને ખાવાને અન્ન તથા પહેરવાને વસ્ત્રનાં પણ ફાંફાં છે અને આ લોકોના વૈભવનો તો કંઇ પારજ નથી પણ એમાં કોઇનો દોષ શું કહાડવો ? એ લોકોએ પૂર્વજન્મમાં

## કલ્પસૂત્ર.



" તેમાથી તરત જ તાપ વડે આકુળ-વ્યાકુળ થયેલો અને મરણપ્રાય થયેલો એક સર્પ નીકળ્યો. ' પૃ (૩૧૧)

Krishna Art Works, Bombay 2

Megh Hira, Bombay 3

તપ કર્યું છે તેથી જ આ સઘળી ઋદ્ધિ તેઓ આ ભવમા મેળવી શક્યા છે હુ પણ તાપસ થઈ તપ કરૂ તો મને પણ કાળાતરે એવી ઋદ્ધિ જરૂર મળે ” આવો વિચાર કરી તે પચાગ્નિતપ વિગેરે કષ્ટ ક્રિયાઓ કરવા લાગ્યો હે સ્વામી ! તેજ કમઠ તાપસ ફરતો ફરતો આજે નગરીની બ્હાર આવી ચડયો છે જે લોકોના ટોળા જતા જુઓ છો તે બધા તેની જ પૂજા કરવા માટે જાઇ રહ્યા છે ” પ્રભુ પણ તેને જોવા પરિવાર સહિત નીકળ્યા. તીવ્ર પચાગ્નિના તાપથી તપતા કમઠને પ્રભુએ જોયો, એટલુ જ નહી પણ પાસેના અગ્નિકુડમા નાખેલા એક કાષ્ઠની અદર એક મ્હોટા સર્પને પણ બળતો તેમણે પોતાના જ્ઞાનબળથી નીહાળ્યો કરૂણા સમુદ્ર પ્રભુ બો યા “ હે મૂઢ તપસ્વી ! દયા વિના ફોકટનુ આ કષ્ટ શા સારૂ વેઠે છે ? જે ધર્મમા દયા નથી તે તારૂ શુ હિત કરવાનો હતો ? બધા ધર્મો, ખરૂ જોતા, દયારૂપી મ્હોટી નદીના કાંઠે ઉગેલા તૃણના અકુરા જેવા જ જાણવા, દયારૂપી નદી સૂકાઇ જાય તો પેલા અકુરા કેટલી વાર ટકી શકે ? માટે હે તપસ્વી ! આ કલેશકારક–દયારહિત કષ્ટક્રિયા કરવી મૂકી દે !'

પ્રભુના વચન સાભળી ક્રોધાયમાન થયેલો કમઠ તાપસ કહેવા લાગ્યો –“ હું જાણુ છુ કે તમે એક રાજપુત્ર છો, અને રાજપુત્રો તો કેવળ હાથી–ઘોડાજ ખેલી જાણે ! ધર્મનુ સાચુ તત્ત્વ કેવળ અમે તપોધન જ જાણીએ તમારા મોજશોખ તમને મુબારક હો, અમારા તપની વચમા તમે વ્યર્થ માથુ ન મારો ! ”

## સળગતો સાપ ઉદ્ધર્યો !

ક્ષમાસાગર પ્રભુએ આ વખતે વધારે વાદ ન કરતા, પોતાના એક નોકર પાસે પેલુ સળગતું કાષ્ઠ બહાર કઢાવ્યુ અને તેને કુહાડાવતી યતનાપૂર્વક ફડા યુ તેમાથી તરત જ તાપ વડે આકુળ–વ્યાકુળ થયેલો અને મરણપ્રાય થયેલો એક સર્પ નીકળ્યો

પ્રભુની આજ્ઞાથી તેમના એક સેવકે સર્પને નવકારમંત્ર તથા પ્રત્યાખ્યાન સંભળાવ્યું. તે સાંભળી સર્પ તરતજ મૃત્યુ પામી નાગાધિપ ધરણેંદ્ર થયો. લોકોએ પણ પ્રભુના જ્ઞાનની ભારે પ્રશંસા કરી તે પછી પ્રભુ પોતાના મહેલે પધાર્યા અને કમઠ તાપસ લોકોનો તિરસ્કાર પામી, ભગવંત પ્રત્યે દ્વેષભાવ રાખતો બીજે સ્થળે ચાલ્યો ગયો તે તપ તપી મરણ પામીને ભવનવાસી મેઘકુમાર દેવોમાં મેઘમાલી નામે દેવ થયો.

## લોકાન્તિક દેવોનું અભિનંદન

સર્વ કળાઓમાં કુશળ, હિતકર પ્રતિજ્ઞાનો સમ્યક્ પ્રકારે નિર્વાહ કરનાર, અત્યંત સૌંદર્યવાન, સર્વ પ્રકારના ગુણવાન, સરળ, વિનયી અને પુરૂષપ્રધાન શ્રી પાર્શ્વનાથ પ્રભુ ત્રીસ વર્ષ સુધી ગૃહસ્થાવાસમા રહ્યા. દીક્ષા લેવાને એક વરસ બાકી રહ્યું ત્યારે લોકાંતિક દેવોએ, પોતાના શાશ્વત આચાર પ્રમાણે, પ્રભુને પ્રિય લાગે એવી વાણીમાં અભિનંદતાં કહ્યું કેઃ—"હે સમૃદ્ધિશાલી! આપ જય પામો! હે કલ્યાણવંત! આપ જયવંતા વર્તો! આપનું કલ્યાણ થાઓ! હે ભગવન્! આપ બોધ પામો-દીક્ષા સ્વીકારો! સકળ જગત્‌ના જીવોને હિતકર થાય એવું ધર્મતીર્થ પ્રવર્ત્તાવો!" વિગેરે.

મનુષ્યને ઉચિત એવા ગૃહસ્થધર્મ એટલે વિવાહાદિની પહેલા પણ શ્રી પાર્શ્વનાથ પ્રભુને અભ્યંતર અવધિ હોવાથી, ઉત્કૃષ્ટ અને ઉપયોગવાળું અવધિજ્ઞાન તથા અવધિદર્શન હતું; તે સર્વ પૂર્વની જેમ-શ્રી મહાવીર સ્વામીની પેઠે કહેવું. પ્રભુએ પોતાનો દીક્ષા કાળ જાણીને સુવર્ણાદિ સર્વ પ્રકારનું ધન યાચકોને આપવા માંડ્યું, અને એ રીતે દીક્ષા ગ્રહણ કરવાની તૈયારી કરી.

## દીક્ષાનો સમય અને સ્થળ

પ્રભુ દીક્ષા લેવાને નીકળ્યા તે વાર હેમતઋતુનો બીજો માસ, હેમતઋતુનું ત્રીજુ પખવાડીયુ–પોષ માસનું કૃષ્ણ પખવાડીયુ વર્ત્તતુ હતુ તે પોષ માસના કૃષ્ણ પખવાડીયાની અગીઆરશને દિવસે ( ગુજરાતી માગશર વદિ અગીયારશ ) પહેલા પહોરને વિષે, વિશાલા નામની પાલખીમા રત્નજડિત સુવર્ણના સિંહાસન પર પૂર્વદિશા સન્મુખ બેસીને દીક્ષા લેવા નીકળ્યા વીર પ્રભુની પેઠે શ્રી પાર્શ્વનાથ પ્રભુની દીક્ષા વખતે પણ દેવો, મનુષ્યો અને અસુરોના સમુદાયો તેમની આગળ ચાલતા હતા તે સર્વ પૂર્વની જેમ જાણી લેવુ એટલુ વિશેષ કે શ્રી પાર્શ્વનાથ પ્રભુ વારાણસી નગરીની મધ્યમા થઈને, આશ્રમપદ નામના ઉદ્યાનમા, અશોક નામના ઉત્તમ વૃક્ષ પાસે આ યા અને અશોક વૃક્ષ નીચે પાલખી સ્થાપન કરાવી, નીચે ઉતર્યા પછી પોતાની મેળેજ પોતાના આભરણ વિગેર ઉતાર્યા, પોતાની મેળેજ પચમુષ્ટિ લોચ કર્યો અને નિર્જલ અટ્ઠમ તપ કરીને, વિશાખા નક્ષત્રમા ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતા, એક દેવદૂષ્ય વસ્ત્ર ગ્રહણ કરીને, ત્રણસો પુરૂષોની સાથે, મુ ડ થઈને, ગૃહવાસથી નીકળી દીક્ષા ગ્રહણ કરી

## ઉપસર્ગો

શ્રી પાર્શ્વનાથ પ્રભુએ દીક્ષા લીધા પછી ત્યાશી દિવસ સુધી કદિ કાયાની શુશ્રુષા ન કરી, શરીર નત્યેની મમતાનો સર્વથા ત્યાગ કર્યો અને દેવ દેવીઓ, મનુષ્યો અને તિર્યંચોએ કરેલા અનુકૂળ તેમજ પ્રતિકૂળ ઉપસર્ગો નિર્ભયપણે અને ક્રોધરહિતપણે સહન કર્યા તેમા દેવે કરેલ કમઠ સબધી ઉપસર્ગ આ પ્રમાણે છે —

## મેઘમાલીનો મેઘાડમ્બર

શ્રી પાર્શ્વનાથ પ્રભુ દીક્ષા સ્વીકારી, વિચરતા થકા, એકવાર

કોઇ એક તાપસના આશ્રમમાં આવી ચડ્યા. ત્યાં રાત્રિને વિષે એક કૂવાની નજીકમાંજ વડવૃક્ષ નીચે પ્રતિમાધ્યાને સ્થિર થયા. પેલો કમઠ નામનો તાપસ, કે જે મરીને મેઘમાલી નામનો દેવ થયો હતો તેણે આ અવસરે પ્રભુને ધ્યાનમગ્ન થયેલા જોયા. જોતાંની સાથેજ તેને પોતાના પૂર્વભવનું વેર યાદ આવ્યું, અને પ્રભુને ઉપદ્રવ કરવા તૈયાર થયો. પ્રથમ તો તેણે સિંહ, વિંછી, સર્પ વિગેરે પ્રકારના જૂદાં જૂદાં રૂપ વિકુર્વી, ત્રાસ આપવાની અજમાયશ કરી જોઈ પણ પ્રભુ તેનાથી લેશમાત્ર પણ ક્ષોભ ન પામ્યા. પ્રભુની દૃઢતા જોઇ તેનો ક્રોધ ક્રમે ક્રમે ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા લાગ્યો તેણે આકાશમાં કાળરાત્રિ જેવા ભયંકર મેઘ વિકુર્વ્યો. યમદેવની જીહ્વા જેવી વિજળીઓ ચારે દિશામાં ચમકાવવા માંડી, અને બ્રહ્માંડને ચીરી નાખે એવી ઘોર ગર્જનાઓ કરી. કલ્પાંત કાળના મેઘની પેઠે વરસાદ વરસાવવા લાગ્યો આકાશ અને પૃથ્વી પણ જળમય જેવાં બની ગયા. પૂરવેગથી વહેતા જળપ્રવાહમાં મોટાં મોટાં વૃક્ષો પણ ઉખડી પડી તણાવા લાગ્યાં પાણીનો જોસબંધ પ્રવાહ પ્રભુના ઘુંટણ પર્યન્ત પહોંચ્યો, ક્ષણવારમાં પ્રભુની કેડ સુધી પાણી પહોંચ્યું અને જોતજોતામાં કંઠની ઉપર વટ થઇ નાસિકાના અગ્રભાગ સુધી પાણી ફરી વળ્યું. છતાં પ્રભુ તો અચળ અને અડગજ રહ્યા. એ અવસરે ધરણેન્દ્રનું આસન કંપ્યું. તેણે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકી જોયું તો પરમ ઉપકારી ભગવંતને ભયંકર ઉપદ્રવ થતો જોવામાં આવ્યો. તત્કાળ ધરણેન્દ્ર પોતાની પટ્ટરાણીઓ સહિત પ્રભુ પાસે આવ્યો અને પ્રભુને ભક્તિભાવભર્યો નમસ્કાર કરી, પ્રભુના ચરણ નીચે કમળ સ્થાપન કરી, તેમના મસ્તક ઉપર ફણાઓ રૂપી છત્ર ધરી રાખ્યું. છતાં ખુબી એ હતી કે પેલા મેઘમાલી અને ધરણેન્દ્ર પ્રત્યે પ્રભુ તો સમભાવમયજ રહ્યા. ધરણેન્દ્રે તેમની ભક્તિ કરી તોપણ

તેના પ્રત્યે પ્રસન્નતા નહીં અને કમઠે ઉપસર્ગ કર્યો તોપણ તેના પ્રત્યે ક્રોધ નહી ! અમર્ષ સહિત વરસતા મેઘમાલીને ધરણેન્દ્રે પોતાના અવધિજ્ઞાનથી જોયો અને ધમકાવ્યો તેણે કમઠને કહ્યુ "અરે દુર્મતિ ! પ્રભુને નુકશાન કરવાને બદલે ઉલટો તુ પોતેજ તારૂ બગાડી રહ્યો છે તેનુ તને કંઈ ભાન છે? આ પરમ કૃપાળુ પુરૂષેજ મને કાષ્ટમા બળતો ઉગારી નવકારમંત્ર સંભળાવી ઈન્દ્રપદનો અધિકારી બનાવ્યો અને તને પણ મહા પાપમાથી બચાવી લીધો એવા ઉપકારી પ્રત્યે પણ તુ શા સારૂ નિષ્કારણ શત્રુતા ધરાવી રહ્યો છે? પ્રભુને બુડાડવા જતા તુ પોતે જ ભવસાગરમા બુડી રહ્યો છે તેનો કંઈક તો વિચાર કર" ધરણેન્દ્રના આવા વચન સાભળી, ભયભીત બનેલો મેઘમાલી તત્કાળ સર્વ જળ સહરી લઈ પ્રભુના ચરણમા નમી પડ્યો અને અંજલિ જોડી, પોતાના અપરાધ ખમાવી સ્વસ્થાને ચાલ્યો ગયો ધરણેન્દ્ર પણ નાટક વિગેરેથી પ્રભુપૂજા કરી પોતાને સ્થાને ગયો એરીતે દેવાદિએ કરેલા ઉપસર્ગો પ્રભુએ નિર્ભયપણે સહી લીધા

## અણગાર અને અર્હન્

એવી રીતના ઉપસર્ગો સ્હેવાથી શ્રી પાર્શ્વનાથ ભગવાન અણગાર થયા તેમણે હાલવા-ચાલવામા કોઇપણ જીવની વિરાધના ન થાય તેવી ઇર્યાસમિતિ પાળી, તેવીજ રીતે ભાષાસમિતિ, એષણાસમિતિ મનગુપ્તિ, વચનગુપ્તિ, અને કાયગુપ્તિ પણ બરાબર પાળી, નવવાડોવાળુ યત્નપૂર્વક બ્રહ્મચર્ય પાળ્યુ અંતર બાહ્ય શાતિ અને સર્વત્ર સમાનદૃષ્ટિ રાખી તેઓ વિચરવા લાગ્યા એ રીતે અનુપમ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ અસાધારણ ગુણો વડે પોતાના આત્માને ભાવતા, પ્રભુને ત્યાશી દિવસ વીતી ગયા. ચોરાશીમા દિવસને વિષે, ગ્રીષ્મકાળના પહેલા મહિનામા ગ્રીષ્મકાળના પહેલા પખવાડીયામા એટલે કે ચૈત્રમાસના કૃષ્ણ

પખવાડીયામાં, ચોથની તિથિને વિષે, પ્રભાતકાળ સમયે, પહેલા પહોરે, ધાતકી નામના વૃક્ષની નીચે, નિર્જળ છટ્ઠ તપ વડે યુક્ત થકે, વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતાં, શુક્લ ધ્યાનના ચાર ભેદોને વિષે પ્રથમના બે ભેદોમા વર્તતા શ્રી પાર્શ્વનાથ પ્રભુને અનંત વસ્તુના વિષયવાળું-અવિનાશી, અનુપમ એવું પ્રધાન કેવળજ્ઞાન તથા કેવળદર્શન ઉત્પન્ન થયું. ત્યારપછી શ્રી પાર્શ્વનાથ પ્રભુ અર્હન્ થયા, અશોકવૃક્ષાદિ પ્રાતિહાર્યની પૂજાને યોગ્ય થયા, પદાર્થોના સઘળા વિશેષ ધર્મોને અને સઘળા સામાન્ય ધર્મોને જાણનારા થયા, અને સર્વ લોકને વિષે તે તે કાળે મન વચન અને કાયયોગમાં યથાયોગ્ય વર્તતા એવા સર્વ જીવોના અને ધર્માસ્તિકાય વિગેરે સર્વ અજીવોના સમગ્ર પર્યાયોને જાણતા તથા દેખતા થકા વિચરવા લાગ્યા

## પ્રભુના ગણધર અને પરિવાર

પુરૂષપ્રધાન અર્હન્ શ્રી પાર્શ્વનાથને આઠ ગણ અને આઠ ગણધરો હતા એકવાચનાવાળા સાધુઓના સમુદાયને 'ગણ' કહેવાય અને તેમના નાયક તે ગણધર *આઠ ગણધરના નામ આ પ્રમાણે—

(૧) શુભ (૨) આર્યઘોષ (૩) વશિષ્ઠ (૪) બ્રહ્મચારી (૫) સોમ (૬) શ્રીધર (૭) વીરભદ્ર અને (૮) યશસ્વી.

પ્રભુને આર્યદિન્ન આદિ સોળ હજાર સાધુઓની, પુષ્પચુલા પ્રમુખ આડત્રીશ હજાર સાધ્વીઓની, સુવ્રત આદિ એક લાખ અને ચોસઠ હજાર શ્રાવકોની, સુનંદા આદિ ત્રણ લાખ અને સત્તાવીશ હજાર શ્રાવિકાઓની, કેવલી નહીં છતા અક્ષરાદિ સર્વ

---

* આવશ્યકસૂત્રમા દસ ગણ અને દસ ગણધર હોવાનુ કહ્યું છે. પણ તેઓમા બે અલ્પ આયુષ્યવાળા હોવાથી આ કલ્પસૂત્રમા તથા શ્રી સ્થાનાગ સૂત્રમા તેમનો ઉલ્લેખ કર્યો નથી, એમ ટીપ્પણમા કહ્યુ છે

અક્ષ૨ાના સ ચોગોને જાણુવાવાળા-સર્વજ્ઞની પેઠે સાચી પ્ર૨પણુા કરનારા સાડા ત્રણુસો ચૌદપૂર્વીઓની, ચૌદસો અવધિજ્ઞાનીઓના, એક હજાર કેવળજ્ઞાનીઓની, અગીયારસો વૈક્રિયલબ્ધિવાળા મુનિઓની, અને છસો મન પર્યવજ્ઞાનીઓની ઉત્કૃષ્ટ સ પદા થઈ તેમજ એક હજાર સાધુઓ અને બે હજાર સાધ્વીઓ મોક્ષે ગયા વળી સાડા સાતસો વિપુલમતિ-મન પર્યવ જ્ઞાનીઓની, છસો વાદીઓની અને અનુત્તર વિમાનમા ઉત્પન્ન થનારા બારસો મુનિઓની ઉત્કૃષ્ટ સ પદા થઈ

શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનમા મોક્ષગામીઓને મોક્ષે જવાના કાલની મર્યાદા બે પ્રકારે થઈ —(૧) યુગાતકૃદ્ભૂમિ અને (૨) પર્યાયાતકૃદ્ભૂમિ યુગ એટલે ગુરુ, શિષ્ય, પ્રશિષ્યાદિ ક્રમ સર વર્ત્તતા પટ્ટધર પુરૂષો વડે મર્યાદિત જે મોક્ષગામીઓનો મોક્ષે જવાનો કાળ તે યુગાતકૃદ્ભૂમિ કહેવાય અને પર્યાય એટલે પ્રભુનો કેવલિપણાનો કાળ, તેને આશ્રીને જે મોક્ષગામીઓનો મોક્ષે જવાનો કાળ તે પર્યાયાતકૃદ્ભૂમિ કહેવાય શ્રી પાર્શ્વનાથ પ્રભુથી આરભીને ચાર પાટ-ચોથા પટ્ટધર પુરુષ સુધી મોક્ષ માર્ગ ચાલુ રહ્યો તે યુગાતકૃદ્ભૂમિ અને પ્રભુને કેવળજ્ઞાન થયા પછી ત્રણ વર્ષે કોઈક મુનિ મોક્ષે ગયા તેથી ત્રણ વર્ષથી જ મોક્ષ માર્ગ ચાલુ થયો તે પર્યાયાતકૃદ્ભૂમિ ગણાય

## મોક્ષગમન સ બધી સ્થળ-કાળ વિગેરે

શ્રી પાર્શ્વનાથ પ્રભુ ત્રીશ વર્ષ ગૃહસ્થાવસ્થામા રહ્યા ચ્યાશી દિવસ છદ્મસ્થ પર્યાય પાળ્યો અને ચ્યાશી દિવસ ઉણા સીત્તેર વર્ષ કેવલિપર્યાય પાળ્યો એવી રીતે એક દરે પરિપૂર્ણ સીત્તેર વર્ષ ચારિત્રપર્યાય પાળીને તથા સર્વ મળી કુલ એકસો વર્ષનુ સર્વ આયુષ્ય પૂર્ણ કરીને, વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચાર ભવોપગ્રાહી કર્મો ક્ષીણ થતા, આ અવસર્પિણીમા, દુષમ-

સુષમ નામનો ચોથો આરો ઘણોખરો વીતી ગયા બાદ, વર્ષાકાળના પહેલા મહિનામા, વર્ષાકાળના બીજા પખવાડીયામાં-શ્રાવણ માસના શુકલ પખવાડીયાની આઠમને દીવસે, સમ્મેત નામના પર્વતના શીખર ઉપર, તેત્રીસ બીજા મુનિવરો સાથે, જળરહિત માસ ક્ષપણનું તપ કરીને, વિશાખા નક્ષત્રમાં ચંદ્રમાનો યોગ પ્રાપ્ત થતા, પહેલા પ્રહરને વિષે, બન્ને હાથ લાંબા કરી કાઉસગ્ગ ધ્યાનમા રહીને મોક્ષે ગયા-સંસાર સમુદ્રનો પાર પામ્યા-શરીર તથા મન સંબંધી સર્વ દુઃખો ઓળંગી ગયા

અર્હન્ શ્રી પાર્શ્વનાથના નિર્વાણકાલ પછી બારસો વર્ષ વીતી ગયા. તેરમા સૈકાનું આ ત્રીશમું વષ જાય છે. અર્થાત્ શ્રી પાર્શ્વનાથ પ્રભુના નિર્વાણ પછી બારસો ત્રીશમે વર્ષે કલ્પસૂત્ર પુસ્તકારૂઢ થયું-કિંવા વંચાયું. શ્રી પાર્શ્વનાથ પ્રભુના નિર્વાણ પછી અઢીસો વર્ષે શ્રી મહાવીરસ્વામીનું નિર્વાણ થયું અને શ્રી મહાવીર પ્રભુના નિર્વાણ પછી નવસો એ શીમે વર્ષે આ કલ્પસૂત્ર પુસ્તકારૂઢ થયું.

## શ્રી નેમિનાથ ચરિત્ર.

હવે શ્રી નેમિનાથનું ચરિત્ર જઘન્યાદિ વાચનાથી કહેવામાં આવે છે. તે કાળે અને તે સમયે શ્રી નેમિનાથ પભુનાં પાંચે કલ્યાણક ચિત્રા નક્ષત્રમા થયા:-પ્રભુ ચિત્રા નક્ષત્રમાં દેવલોકથી ચ્યવ્યા, અને ચ્યવીને ગર્ભમા ઉત્પન્ન થયા, ચિત્રા નક્ષત્રમાં જન્મ્યા, ચિત્રા નક્ષત્રમા દીક્ષા લીધી અને ચિત્રા નક્ષત્રમા કેવલજ્ઞાન તથા કેવલદર્શન પામી મોક્ષે ગયા

શ્રી નેમિનાથ પ્રભુ વર્ષાકાલના ચોથા માસમાં, વર્ષાકાલના સાતમા પખવાડીયામાં-કાર્ત્તિક માસના કૃષ્ણ પખવાડીયાની બારશની તિથિને વિષે ( ગુજરાતી આસો વદિ બારસ ), બત્રીસ સાગરોપમની સ્થિતિવાળા અપરાજિત નામના મહાવિમાનથી

આતશરહિત ચ્યવીને આ જબૂદ્વીપ નામના દ્વીપને વિષે ભરત ક્ષેત્રમા શૌર્યપુર નામના નગરમા, સમુદ્રવિજય નામના રાજાની શિવાદેવી નામની રાણીની કુખમા, મધ્યરાત્રિએ, ચિત્રા નક્ષત્રમા ચદ્રમાનો યોગ પ્રાપ્ત થતા ગર્ભપણે ઉત્પન્ન થયા અહીં શિવાદેવી માતાએ ચૌદ સ્વપ્ન જોયા તથા વ્યતરદેવોએ મહાનિધાનો આપ્યા વિગેરે વૃત્તાત શ્રી વીરપ્રભુની પેઠે જાણી લેવો

તે કાળે અને તે સમયે વર્ષાકાળના પહેલા મહિનામા, બીજા પક્ષમા—શ્રાવણ માસના શુકલ પક્ષની પાચમની રાત્રીને વિષે, નવ માસ બરાબર સપૂર્ણ થતા, ચિત્રા નક્ષત્રમા ચદ્રમાનો યોગ થતા, આરોગ્યવાળી શિવાદેવીએ આરોગ્ય પુત્રનો જન્મ આપ્યો. અહીં જન્મમહોત્સવ વિગેરે સર્વ શ્રી મહાવીર પ્રભુની પેઠે સમજવુ સમુદ્રવિજય રાજાએ સગાસબધી તથા જ્ઞાતિજનોને આમત્રણ કરી ભોજન કરાવ્યુ અને તેમને સર્વને સબોધીને કહ્યુ કે—" હે દેવાનુપ્રિયો ! અમારો આ બાળક ગર્ભમા હતો ત્યારે તેની માતાએ સ્વપ્નમા રિષ્ટ રત્નમય નેમિ નિહાળી હતી તેથી અમે આ કુમારનુ નામ 'અરિષ્ટનેમી' પાડીએ છીએ '*

## કુમાર અરિષ્ટનેમિનુ અનન્ય બાહુબળ

શ્રી અરિષ્ટનેમિ પ્રભુ પરણ્યા નથી તેથી તેઓ કુમાર કહેવાય છે તેઓ કેમ ન પરણ્યા તે વિષે આગળ કહેવામા આવશે જ્યારે તેઓ યુવાવસ્થાને પ્રાપ્ત થયા ત્યારે શિવાદેવી માતાએ એકવાર કહ્યુ કે ' હે વત્સ ! તુ વિવાહ કર અને અમારા

* રિષ્ટ ' શબ્દ અમગળવાચી હોવાથી અમગળના પરિહાર અર્થે અ અક્ષર ઉમેરી પ્રભુનુ નામ અરિષ્ટનેમિ રાખવામા આવ્યુ નેમિ એટલે ચક્રની ધાર. અરિષ્ટ-અશુભનો ધ્વસ કરવામા ચક્રની ધાર સમાન તે અરિષ્ટનેમિ તેમનુ બીજુ નામ નેમિનાથ પણ છે

મનોરથ સંપૂર્ણ કર '' પ્રભુએ જવાબ આપ્યો કે:–" માતાજી ! યોગ્ય કન્યા પ્રાપ્ત થતા હું વિવાહ કરીશ "

જો કે પ્રભુ પોતે તો કૌતુકરહિત હતા છતા એકવાર મિત્રોની પ્રેરણાથી, કેવળ ક્રિડાની ખાતર કૃષ્ણવાસુદેવની આયુધશાળામાં જઇ ચડ્યા. ત્યાં કૌતુક જોવાની ઉત્સુકતાવાળા કેટલાક મિત્રોની વિનતિથી શ્રી નેમિકુમારે કૃષ્ણના ચક્રને આંગળીના ટેરવા ઉપર રાખી, કુંભારના ચાકડાની પેઠે ફેરવવા માડ્યું. શાર્ઙ્ગ નામનું ધનુષ્ય કમળના નાળચાની પેઠે વાંકુ વાળી દીધું અને કૌમુદિકી નામની ગદા લાકડીની પેઠે ઉપાડી ખભા ઉપર મૂકી દીધી પાંચજન્ય નામનો શંખ તો એવા જોરથી ફુંક્યો કે મ્હોટા મ્હોટા ગજેન્દ્રો બંધનસ્તંભને ઉખેડી નાખી, સાંકળો તોડી–ફોડી, ઘરોની પંક્તિને ભાગતા–તોડતા નાસાનાસ કરવા લાગ્યા, કૃષ્ણના ઘોડાઓ પણ ખીલા તોડીને આમતેમ દોડવા લાગ્યા, આખુ શહેર જાણે બ્હેરૂં થઈ ગયું હોય એવો ભાસ થવા લાગ્યો, નગરજનો ત્રાસથી થરથરવા લાગ્યાં અને શસ્ત્રશાલાના રક્ષકો તો બિચારા મરવા પડ્યા હોય એવા થઇ ગયા.

કૃષ્ણનું ચિત્ત પણ એ શંખધ્વનિ સાંભળતા જ શંકા અને ભયના હિંદોળે ચડ્યુ તેને લાગ્યું કે—"જરૂર, મારો કોઇ મહા વૈરી અથવા પ્રતિસ્પર્ધી ઉત્પન્ન થયો તે સિવાય આમ ન બને." તે તત્કાળ પોતાની આયુધશાળામાં આવ્યા

પોતાના ભુજબળની સાથે તુલના કરવાના ઇરાદાથી કૃષ્ણે નેમિકુમારને કહ્યું.—"બંધુ, ચાલો આપણે આપણા બાહુબળની પરીક્ષા કરી જોઇએ.' નેમિકુમારે નિ:શંકપણે એ આવ્હાન સ્વીકાર્યું અને બન્ને જણા મલ્લના અખાડામાં આવ્યા

નેમિકુમારનુ હૃદય પ્રથમથી જ કોમળ હતુ. તેમને વિચાર થયો કે "જો હું છાતીથી, ભુજાથી કે ચરણથી કૃષ્ણને દબાવીશ



કુમાર અરિષ્ટનેમિ પાંચજન્ય શંખ ફુંકે છે। (પૃ ૩૨૦)

તો તેના આ નાજુક દેહના બેહાલ થઈ જવાના, પણ હુ મલ્લ યુદ્ધ કરવાની ના પાડુ તો તેમા મારી નબળાઇ ગણાય મારા બાહુબળનો પ્રભાવ તો મારે તેને બતાવવો જ જોઇએ ” આ અરે નેમિકુમારે એક વચલો માર્ગ શોધી કાઢયો તેમણે કૃષ્ણને કહ્યુ કે—“બધુ ! કોઇને જમીન ઉપર નાખી દેવો અને તેને પૃથ્વી ઉપર રગદોળવો એ તો સાધારણ માણસનુ યુદ્ધ ગણાય. આપણે તો બળની પરીક્ષાજ કરવી હોય તો પરસ્પરની ભુજાને કોણ કેટલી નમાવે છે તે ઉપરથી પૂરતી ખાત્રી થઇ શકે એમ છે ” કૃષ્ણે એ વાત કબુલી અને તરત જ પોતાનો હાથ લબાવ્યો કૃષ્ણે લાબા કરેલા બાહુને નેમિકુમારે તો નેતરની સોટીની પેઠે જોતજોતામા વાળી નાખ્યો પછી નેમિકુમારે પોતાનો ડાબો હાથ લબાવ્યો. વૃક્ષની શાખા જેવા શ્રી નેમિજિનના બાહુને વિષે શ્રીકૃષ્ણ વાદરાની જેમ લટકી રહ્યા આથી તેમને બહુ ખેદ થયો અને તેમનુ શ્યામ મુખ શરમને લીધે વધારે શ્યામ થયુ, ત્યારથી તેમનુ ‘ હરિ ’ ( કૃષ્ણ ) નામ, હરિ ( વાદરો ) તરીકે યથાર્થ થયુ

## કૃષ્ણની ચિતા અને ચાલાકી

બીજી પણ અનેક રીતે કૃષ્ણે પોતાનુ બળ અજમાવ્યુ છતાં તેમા તે ન ફાવ્યા પોતાની શરમને ઢાકવા અને નેમિકુમારને સારૂ લગાડવા તેમણે નેમિકુમારને પોતાની છાતી સરસા ચાપ્યા અને કહ્યુ કે,—“ પ્રિય બધુ ! જેમ બળભદ્ર મારા બળને લીધે જગતને તૃણવત્ લેખે છે તેમ હુ પણ હવે તમારા બળથી જગત્ ને તૃણ સમાન લેખુ છુ ” તે પછી તેમણે નેમિકુમારને રજા આપી

એકાતમા બેસી કૃષ્ણ વિચારવા લાગ્યા કે—“ આ મહા

બળવાન્ નેમિકુમાર ધારે તો રમતવાતમાં મારૂં રાજ્ય પડાવી લે. મેં મહા મહેનતે પ્રાપ્ત કરેલું રાજ્ય તે જોતજોતામાં પડાવી લે એવો સમર્થ દેખાય છે. માટે મારે હવે કંઇક ચાલાકી વાપરી, અત્યારથી જ સાવચેત બનવું જોઇએ. આ જગતમાં બધે બુદ્ધિમાન પુરૂષો જ વિજય પામે છે અને સ્થૂલ બુદ્ધિવાળા તો હાથ ઘસતા બેસી રહે છે. દાંખલા તરીકે દાંત મહા મુશીબતે ચાવે છે, પણ તેનો રસ તો જીભ ચોરી જાય છે."

" તે પછી તેઓ બળભદ્ર પાસે જઇ કહેવા લાગ્યા કેઃ— "ભાઈ! હું તમને વાત કહેતા પણ શરમાઉં છું. મારા જેવો બળવાન વાસુદેવ જ્યારે નેમિકુમારની ભુજા સાથે એક પંખીની જેમ લટકી રહે ત્યારે હવે મારે મારી શરમ ક્યાં જઈ છુપાવવી? એ મહાબલિષ્ટ નેમિકુમાર કોઈક દિવસ પણ આપણું રાજ્ય પડાવી લેશે અને આપણને રઝળતા કરી મૂકશે તેથી આપણે જો ડાહ્યા હોઈએ તો એ કાંટો અત્યારથીજ ખેંચી કાઢવાની તજવીજ કરવી જોઈએ." આ પ્રમાણે વાતચીત કરે છે એટલામાં જ આકાશમાંથી દેવવાણી થઇ કે—" હે હરિ ! તમારે ચિંતા કરવાનું કંઇ જ કારણ નથી ! પૂર્વે શ્રી નમિનાથ તીર્થંકરે કહ્યું હતું તેમ શ્રી નેમિનાથ નામના બાવીશમા તીર્થંકર કુમાર અવસ્થામાંજ દીક્ષા લેશે." આ વાણી સાંભળી કૃષ્ણ કિંચિત્ અંશે નિશ્ચિંત થયા.

## ગોપીઓ સાથે જળક્રિડા

કૃષ્ણે એક બીજો દાવ રચ્યો. તેઓ પોતાના અંતઃપુરની ગોપીઓ સાથે નેમિકુમારને રૈવતાચલના ઉદ્યાનમાં જલક્રિડા કરવા લઈ ગયા. કૃષ્ણે પ્રેમથી પ્રભુનો હાથ ઝાલી સરોવરની અંદર ઉતાર્યા અને સુવર્ણની પીચકારીમાં કેસરવાળું જળ ભરી પ્રભુ ઉપર સિંચવા માંડયું. તેમણે પોતાની રૂકિમણી વિગેરે ગોપીઓને

પણ આગળથી જ કહી ગખ્યુ હતુ કે —" તમારે નેમિકુમાર સાથે નિ શ કપણે જળક્રિડા કરવી અને કોઈપણ રીતે તેની વિવાહ કરવાની ઇચ્છા થાય તેમ કરવુ "

પોતાના પતિની આજ્ઞા મળવાથી ગોપીઓ પણ પ્રભુની સાથે છૂટથી ક્રિડા કરવા લાગી કોઇએ પ્રભુ ઉપર કેસરમિશ્રિત સુગ ધી જળ છાટયુ, કોઈએ પુષ્પોના ગુચ્છા પ્રભુના વક્ષ સ્થળ ઉપર નાખ્યા, કેટલીક સ્રીઓ હૃદયભેદી તીક્ષ્ણ કટાક્ષબાણથી પ્રભુના ચિત્તને વિ ધવાનો પ્રયત્ન કરવા લાગી, કામકળામા ચતુર એવી કેટલીક સ્રીઓ હાવભાવ અને હાસ્યાદિથી પ્રભુને વિસ્મિત કરવા લાગી, અને કેટલીક નારીઓ એકીસાથે મળી ઉપરાઉપરી ર ગની પીચકારીઓ ભરી ભરી ફે કવા લાગી અને અ દર અ દર ખૂબ હસવા લાગી આટલુ છતા પ્રભુની ઉપર તેની કશી જ અસર ન થઇ આકાશવાણીમા પણ એજ ઉદ્ગાર પ્રકટ થયા કે —" હે સ્રીઓ, તમે કેટલી બધી ભોળી છો ? પ્રભુની બાલ્યાવસ્થામાજ ચોસઠ ઇન્દ્રોએ મળી એક યોજન જેટલા મ્હોળા મુખવાળા— મ્હોટા હજારો કળશોથી પર્વત ઉપર તેમનો અભિષેક કર્યો હતો, છતા પણ તેઓ જરાય વ્યાકુળ થયા ન્હોતા તો શુ તમે તમારી ક્રિડાથી તેમને વ્યાકૂલ કરી શકવાના હતા ? " ગોપીઓ પોતાના હાથ હેઠા પડવાથી શરમાઇ ગઇ તે પછી પ્રભુએ લાગ સાધી કૃષ્ણ તથા સર્વ ગોપીઓ તરફ જળથી ભરેલી પીચકારીએ છોડી, અને પુષ્પના ગુચ્છા પણ ફે કયા ગોપીઓ વિગેરે થાકયા એટલે તેમણે સરોવરના કિનારે આવી, નેમિકુમારને સુવર્ણના સિહાસન ઉપર બેસાર્યા અને પોત તેમની આસપાસ વી ટળાઇને ઉભી રહી

## ભોજાઇઓના મ્હેણા

રુકિમણી નેમિકુમારને વ ન કરવા લલચાવવા સારુ બોલી

કે:—" હે નેમિકુમાર ! તમારા ભાઈ તો બત્રીસ હજાર સ્ત્રીઓ સાથે પરણ્યા છે અને તમે તો સ્ત્રી પુત્રાદિનુ પેટ ભરવું પડશે એવા ભયથી એક સ્ત્રી પણ પરણુતા નથી એ કેટલી બધી કાયરતા ગણાય ? એ હિસાબે તો તમારા કરતાં તમારા ભાઈ હજાર ગણા વધારે સમર્થ લેખાય. પણ એ વાત જવા દ્યો. તમે તમારી સ્ત્રી–પરિવારનું પાલન–પોષણ નહીં કરી શકો તોપણ તમારા ભાઈ જે પોતે એકલા બત્રીસ હજારને પાળે છે તેઓ શું તમારી સ્ત્રીને નહીં પાળી શકે ? માટે એવી એવી નકામી ચિંતાઓ ત્યજી દઈ વિવાહ કરવાનું કબુલી લ્યો."

સત્યભામાએ કહ્યું:—" તમે કંઈ નવા જ મોક્ષગામી થયા લાગો છો ! ઋષભદેવ વગેરે તીર્થંકરોએ પણ વિવાહ તો કર્યોજ હતો, રાજ્ય પણ ચલાવ્યું હતું, પુત્રો પણ થયા હતા સંસાર પણ પૂરેપૂરો ભોગવ્યો હતો અને છેવટે મોક્ષે પણ ગયા હતા. તમે ન પરણવાની હઠ છોડી દ્યો. ગૃહસ્થાવાસની મનોહરતાનો એકવાર અનુભવ લઈ જુઓ, લગ્ન કરી બન્ધુ–બાંધવોના મનને શાંત કરો, પછી ક્યાં બ્રહ્મચર્ય નથી પળાતું ? અસાધારણ રૂપલાવણ્યથી ખીલી નીકળેલા તમારા યૌવનને અરણ્યમાં ઉગેલા પુષ્પની જેમ શાસારૂ નિષ્ફળ ગુમાવી દ્યો છો ?"

જાંબવતીએ કહ્યું:—" હે કુમાર ! હું તમને એક બીજો દાખલો આપું અને તે તમારાજ વંશનો. વિભૂષણ સમાન મુનિસુવ્રત નામના તીર્થંકર તમારાજ વંશમાં થઈ ગયા છે, તેઓ ગૃહસ્થાવાસમાં રહ્યા હતા, પુત્ર પણ થયો હતો અને પછી મોક્ષે પણ ગયા હતા. વિવાહ કરવાથી મોક્ષે નથી જવાતું એવું ઉંધું તમને કોણે કહ્યુ ? એકવાર વિવાહ કરો, પછી તમારે ત્યાગી થવું હોય તો કોણ ના પાડે છે ? "

પદ્માવતીએ કહ્યું —" આખું જગત્ જોઇ લ્યો. સ્ત્રી વગરના

પુરૂષની આ સંસારમાં કશી પણ કીમત નથી વાહાઓનો વિશ્વાસ પણ કોઇ ન કરે સ્ત્રી વિનાનો પુરૂષ ધૂર્ત્તની ગણતરીમાં લેખાય છે માટે દિયરજી ! જરા લાંબો વિચાર કરી વિવાહની અનુમતિ આપો એટલે પત્યું ”

ગાધારી બોલી —“ બીજું બધું તો ઠીક, પણ ધારો કે તમારે ત્યાં કોઇ મિત્ર કે સગા-સ્નેહી આવ્યા તો, તમારી સ્ત્રી સિવાય તેમની સારસંભાળ કોણ લેશે ? પર્વના ઉત્સવો, મેળા વડા, વિવાહની ધામધૂમ, ઉજેણી, પોખણ વિગેરેમાં તમે એકલા જઇને ઉભા રહેશો તો શરમને લીધે ઉંચુ મ્હો પણ નહીં કરી શકો આ સંસારમાં સ્ત્રીની તો ડગલે ને પગલે જરૂર પડે છે, માટે સાનમાં સમજી વિવાહ કરો ”

ગૌરીએ કહ્યું —“ માણસ જાતની વાત એક બાજુ રહેવા દ્યો. પશુ પંખી પણ આખો દિવસ ભટકી ભટકીને જ્યારે સાઝે ઘેર આવે છે અને પોતાની સ્ત્રી વિગેરેને મળે છે ત્યારેજ તેનો જીવ હેઠો બેસે છે તમે એક પંખી કરતા પણ નમાલા ગણાવા લાગો છો ? એકવાર પરણવામાં કઈ મ્હોટી હાનિ થઇ જવાની હતી ? ”

લક્ષ્મણા બોલી —“ ખરૂ જુઓ તો આ સંસારમાં સૌદર્યના અર્કરૂપ, વિચક્ષણ, પ્રેમથી મનોહર, વિશ્વાસપાત્ર અને દુઃખમાં એક માત્ર સહાયક કોઇ હોય તો તે માત્ર સ્ત્રીજ છે તેની અવગણના કરવાથી તમે સારા સંસારની અવગણના કરશો તેનો કઇક તો વિચાર કરો ”

સુસીમાએ કહ્યુ —“ બીજું તો ઠીક, પણ તમારે ત્યાં કોઇ અતિથિ કે કોઇ મુનિરાજ આવી ચડે તો તમે સ્ત્રીની મદદ વિના તેની સેવાભક્તિ શીરીતે કરી શકો ? સ્ત્રી વિનાના પુરૂષને

આ જગત્માં ક્યાંઇ સ્થાન નથી. એકલો પુરૂષ કશી બીસાતમાં ગણાતો નથી. માટે દિયરજી, સમજો, સમજો અને પરણીને ગૃહસ્થાવાસને શોભાવો ”

એ પ્રમાણે બીજી પણ અનેક ગોપીઓએ યુક્તિ-પ્રયુક્તિવડે નેમિકુમારના ચિત્તને ભીંજવવા પ્રયત્ન કર્યો ગોપીઓ અને યદુઓના આગ્રહથી, મૌન બેઠેલા પ્રભુ જરા હસી પડ્યા. તેમને હસતા જોઇ “ अनिषिद्धम् अनुमतम् ” અર્થાત્ ચોખ્ખી ના ન પાડી તેથી તેમને કબુલ છે એવો અર્થ કરી સૌ ગોપીઓ આનંદમય સ્વરોમાં એકદમ બોલી ઉઠી કે:—“ નેમિકુમાર લગ્ન કરવા તૈયાર છે. ” આ વાત જોતજોતામાં દ્વારકાનગરીમાં ઘેર ઘેર ફેલાઇ ગઇ.

## લગ્નની તૈયારી

કૃષ્ણ વાસુદેવ ઉગ્રસેન રાજા પાસે જઈ તેની પુત્રી રાજીમતીનું માગું કરી આવ્યા અને ઉગ્રસેને પણ તે ઘણી જ ખુશીથી સ્વીકાર્યું. કૃષ્ણે સમુદ્રવિજયને તે સમાચાર આપ્યા. મહારાજા સમુદ્રવિજયના હર્ષનું તો પૂછવું જ શું ? તેમણે કહ્યું—“ હે વત્સ ! તમારી પિતૃભક્તિ અને ભ્રાતૃવાત્સલ્ય જોઈ મને પરમ આનંદ થાય છે. તમે નેમિકુમારને વિવાહ કરવાનું કબૂલાવી અમારી ચિંતા હમેશને માટે દૂર કરી છે. ” મહારાજા સમુદ્રવિજયે તત્કાલ ક્રોષ્ટુકી નામના જોષીને બોલાવી લગ્નનો શુભ દિવસ પૂછયો. જોષીએ જવાબ આપ્યો કે:—“ વર્ષાકાળમાં શુભ કાર્યો થઇ શકતાં નથી, તો પછી ગૃહસ્થીઓનું મુખ્ય અને મહત્વનું કાર્ય-વિવાહ તો થઇ જ કેમ શકે ? ” સમુદ્રવિજયે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરતાં કહ્યું કે—“ અમે માંડમાંડ નેમિકુમારને વિવાહ માટે મનાવ્યા છે. હવે જો વિવાહ લંબાય તો મોટું વિઘ્ન આવી પડવાનો ટરેટ સંભવ છે. માટે ગમે તેમ કરી

નજીકનો કોઇ દિવસ નકકી કર્યા સિવાય બીજો ઇલાજ નથી ” ક્રોષ્ટુકિએ ન છુટકે શ્રાવણ શુદ છઠ્ઠનો દિવસ નક્કી કર્યો. ઉગ્રસેન રાજાને પણ એ મુહૂર્ત વિષે ખબર આપી દીધા. બન્ને સ્થળે વિવાહની ધામધૂમને લગતી મ્હોટી તૈયારીઓ થવા લાગી કૃષ્ણે આખા શહેરને શણગારી સ્વર્ગ જેવુ સુશોભિત બનાવી દીધુ એમ કરતા લગ્નનો દિવસ પણ આવીને ઉભો રહ્યો.

લગ્નને દિવસે શ્રી નેમિકુમારને ઉગ્રસેનને ઘેર લઈ જવા તૈયાર કર્યા. તેમના અગ ઉપર ઉત્તમ શૃગાર પહેરાવ્યાં, એક સરસ શ્વેત અશ્વ ઉપર બેસાડ્યા, મસ્તક ઉપર એક છત્ર ધર્યું, બન્ને પડખે ચામર વિઝાવા લાગ્યા, અને તેમની પાછળના અશ્વોના હણહણાટથી દિશાઓ ગર્જી રહી નેમિકુમારની પાછળ બીજા અનેક રાજકુમારો અશ્વ ઉપર સ્વાર થઈ ચાલવા લાગ્યા સમુદ્રવિજ્યાદિ દશાર્હો, કૃષ્ણ અને બલભદ્ર વિગેરે આત્મીય પરિવાર પણ સાથે જ ચાલવા લાગ્યો. શિવાદેવી માતા અને સત્યભામા વિગેરે અત પુરવાસિની સ્ત્રીઓ પણ મહા મૂલ્યવાળી પાલખીમા બેસી મગળગીત ગાવા લાગી

એટલામા શ્રી નેમિકુમારની નજર એક સફેદ મહેલ તરફ ગઈ તેમણે પોતાના સારથિને પૂછ્યુ —“ મગલના સમુહથી શોભતો આ શ્વેત મહેલ કોનો હશે ? ” સારથિએ તે મહેલ તરફ આગળી ચીંધી કહ્યુ —“ સ્વામી ! કૈલાસના શિખર સમો એ આલીશાન મહેલ, બીજા કોઈનો નહીં, પણ આપના સસરા- ઉગ્રસેન રાજાનો જ છે અને આ સામે જે બે સ્ત્રીઓ અદર અદર વાતચીત કરી રહી છે તે આપની સ્ત્રી–રાજિમતિની ચન્દ્રાનના તથા મૃગલોચના નામની સખીઓ છે ’

## પ્રથમ દર્શન

શ્રી નેમિકુમારને જોઈ મૃગલોચના બોલી ઉઠી —“ સખી

ચંદ્રાનના ! સમસ્ત સ્ત્રી જગતમાં આજે રાજીમતી જેવી ભાગ્યશાલી સ્ત્રી બીજી કોઈ નહીં હોય ! જેને આવો સુંદર વર મળે તેના અહોભાગ્યનું તો પૂછવું જ શું ?”

ચન્દ્રાનનાએ કહ્યું—“ અદ્‌ભૂત રૂપથી મનોહર બનેલી રાજીમતીને જો આવો વર વિધાતા ન મેળવી આપે તો તેમાં વિધાતાની પોતાની જ હાસી થાય. એટલે કે વિધાતાએ પોતે જ આ જોડી ગોઠવી રાખી છે.” એટલામાં વાજીત્રોના શબ્દ સાંભળી, રાજીમતી એકદમ પોતાની ઉભા સખીઓ વચ્ચે આવીને ઉભી રહી. તેણીએ કહ્યું:—“ મોટી ધામધૂમથી આવતા વરરાજાને નીરખવાના શું તમને એકલાને જ કોડ હશે કે ?” એટલું બોલતામા તો તેણીએ સખીઓને બળથી હઠસેલી પોતાનો માર્ગ કરી લીધો સ્વાભાવિક સૌંદર્ય અને રત્નજડિત આભૂષણોથી તેજોમય જેવા જણાતા નેમિકુમારને જોતાં જ રાજીમતી આશ્ચર્યથી દિગ્મૂઢ જેવી બની ગઈ. તે પોતાના મનમાં જ વિચારવા લાગી કે:—“ આ તે પાતાલકુમાર હશે કે સાક્ષાત્ કામદેવ પુરૂષનો વેષ લઈ આ તરફ આવતા હશે કે સુરેંદ્ર પોતે આ પૃથ્વી ઉપર ઉતરી આવ્યા હશે ? જે વિધાતાએ આવા અનુપમ અને અદ્વિતીય પુરૂષને બનાવ્યો તેને પણ ધન્ય છે !” રાજીમતીની દૃષ્ટિ નેમિકુમાર તરફ જ વળેલી હતી. પાસે ઉભેલી સખીઓ તેણીના મનોભાવ સમજી ગઈ, તેથી મૃગલોચનાએ હસતાં હસતાં જ ટકોર કરી કે:—“ બ્હેન ચન્દ્રાનના ! જો કે આ વર સંપૂર્ણ ગુણોથી ભરેલો છે, છતાં સાવ ખામી–વિનાનો છે, એમ પણ ન કહી શકાય પરન્તુ રાજીમતીની હાજરીમાં તેની ખામી બતાવવી એ ઠીક નહીં, તેથી હમણા તો હું નથી બોલતી.” ચન્દ્રાનનાએ તેને ટેકો આપ્યો અને કહ્યું:—“ તારી વાત સાચી છે. પણ અત્યારે તો મુંગા રહેવામાં જ માલ છે.”

## રૂપચર્ચા

એ રીતે પોતાની હાંસી કરતી સખીઓની વાતચીત સાભળી રાજીમતી શરમાઈ તેણી પોતાનુ મધ્યસ્થપણુ દેખાડતી બોલી કે —" સખીઓ ! આવા અદભૂત ભાગ્ય અને સૌભાગ્યવાળો વર, ગમે તે કન્યાનો ભર્તાર થાય, પરન્તુ આવા સુ દર નરમા પણ દૂષણ શોધવુ એ તો દૂધમાથી પોરા કાઢવા જેવુ અસભવિત જ છે જેમ ક્ષીરસમુદ્રમા ખારાશ, ક પવૃક્ષમા કૃપણુતા, ચ દન વૃક્ષમા દુર્ગ ધ, સૂર્યમા અ ધકાર, સુવર્ણમા શ્યામતા, લક્ષ્મીમા દારિદ્રય અને સરસ્વતીમા મૂર્ખતા કોઈ કાળે ન સભવે તેમ આ અનુપમ વરમા એક પણ દૂષણ મ ભવતુ નથી " બન્ને સખીએ હસી પડી તેમણે વિનોદપૂર્વક કહ્યુ —" રાજીમતિ ! બીજા ગુણો તો પરિચય પછી જણાય, પણ વર્ણ તો સૌ પ્રથમ જણાઈ આવે આ વરરાજાનો વર્ણ જ કાજળના રગ જેવો ગૌર છે ! ભલે તેનામા બીજા ઘણા ગુણો હશે તેની અમે ના નથી પાડતા, પણ તેની શ્યામતાજ એ બધા ગુણ ઉપર પાણી ફેરવી દે છે ! "

રાજીમતિની આખમા ઈર્ષા તરી આવી તેણી બોલી — "સખીઓ, તમે મહા ચતુર અને ડાહી છો એવો મને જે આજ સુધી ભ્રમ હતો તે અત્યારે ભાગી ગયો જે શ્યામપણુ અનેક ગુણોના કારણરૂપ અને ભૂષણરૂપ છે તેને જ તમે દૂષણરૂપ ગણા વો છો તે જોઇ મને નવાઈ લાગે છે શ્યામપણામા અને શ્યામ વસ્તુનો આશ્રય કરવામા કેટલા ગુણો રહેલા છે તથા કેવલ ગૌર પણામાં કેટલા દોષો રહેલા છે તેના, તમે સાભળી સાભળીને થાકી જાઓ એટલા દ્રષ્ટાન્તો આપી શકુ છુ સાભળો ! ભૂમિ, ચિત્રવેલી, અગર, કસ્તુરી, મેઘ, આખની કીકી, કેશ, કસોટી, મષી અને રાત્રિ એ સર્વ શ્યામ છે, પણ તેના અણમૂલા ફળથી આ જગત્મા કોણ અજાણ્યુ છે ? નેત્રમા કીકી, કપૂરમા અ ગારો,

ચન્દ્રમાં ચિન્હ, ભોજનમાં મરી અને ચિત્રમાં રેખા એ સર્વે શ્યામ પદાર્થો મૂળ વસ્તુને કેવી મનોહર બનાવે છે? શ્યામ વસ્તુના આશ્રયથી જ એ વસ્તુઓ નયન અને મનને આનંદ આપે છે. હવે ગૌરવર્ણવાળી વસ્તુઓની વિગત તપાસીએ. પોતે શ્વેત છતાં લવણ ખારૂં છે, હીમ દહન કરે છે, અતિ સફેદ શરીરવાળો રોગી ગણાય છે અને ચુનો તો પરવશ ગુણવાળો છે. ગૌરપણામાં તો કેવળ અવગુણો જ વસે છે એ વાત શું હજીયે વધારે વિસ્તારથી કહેવાની જરૂર છે?"

## "સારથિ ! રથ પાછો વાળો !"

સખીઓ એ રીતે વાર્તાલાપ કરતી હતી તેટલામાં કોણ જાણે ક્યાંથી, અચાનક નેમિકુમારના કાને પશુઓનો આર્ત્તસ્વર અથડાયો. નેમિકુમાર એ સ્વર સાંભળતાં જ ઘવાયા. તેથી પોતાના સારથીને અત્યંત આતુરતાપૂર્વક પૂછ્યું:—" આ ભયંકર સ્વર ક્યાંથી આવે છે?"

" એમાં ગભરાવાનું કંઇજ કારણ નથી. આપના વિવાહ નિમિત્ત ભોજન માટે એકઠા કરેલા પશુઓનો જ એ દુર્બળ સ્વર છે " સારથીએ ખુલાસો કર્યો.

નેમિકુમાર વિચારવા લાગ્યા કે:—" જે વિવાહોત્સવ નિમિત્તે આટલાં બધાં પશુ-પંખીઓનો સંહાર થવાનો હોય તેને લગ્નમહોત્સવ કહેવો કે મૃત્યુમહોત્સવ કહેવો તેજ સમજાતું નથી. એવા હિંસામય વિવાહને પણ ધિક્કાર હો !"

એટલામાં રાજીમતિનું જમણું નેત્ર ફરક્યું. કંઇક અમંગળ થવાનું છે એમ તેને લાગ્યું, તેથી તે એકદમ પોતાની સખીઓને ઉદ્દેશી બોલી ઉઠી:—

" પણ આ મારૂં જમણું નેત્ર કેમ ફરકતું હશે?" બોલતાં

બોલતા તેણીની આખમાથી અશ્રુની ધાર વહી નીકળી, તેના વદન ઉપર સતાપની ઘનઘોર છાયા ફરી વળી

સખીઓ શાત્વન આપતી કહેવા લાગી —" બ્હેન ! પાપ શાત થાઓ, અમગળનો નાશ થાઓ ! કુલદેવીઓ તમારૂ કલ્યાણ કરો "

નેમિકુમાર વિચારમાથી જાગૃત થયા અને સારથિને કહ્યું — " સારથિ ! રથ પાછો વાળો." એ વખતે એક હરણ શ્રી નેમિનાથની સામે જોતો અને પોતાની ગરદનથી હરણીની ગરદનને ઢાકી દેતો ઉભો હતો. અહીં કવિ કહે છે કે, પ્રભુને જોઈને હરણ પોતાની મુગી વાણીમા જાણે કહેવા લાગ્યો કે —

मा पहरसु मा पहरसु एय मह हिययहारिणिं हरिणिं
सामी अम्ह मरणा वि दुस्सहो पियतमा विरहो ॥

અર્થાત્—હે સ્વામી ! મારા હૃદયને હરનારી આ હરણીને તમે ન મારતા, ન મારતા, કેમકે મારા મરણ કરતાય મારી પ્રિયતમાનો વિરહ મને અસહ્ય છે

હરણી પણ એજ વખતે શ્રી નેમિનાથની સામે જોઈ પોતાના પતિને જાણે સલાહ આપતી હોય તેમ કહેવા લાગી —

एसो पसन्न वयणो तिहुअणसामी अकारणो बन्धु
ता विण्णवेसु वल्लह रक्खत्थ सव्व जीवाण ॥

અર્થાત્—આ પ્રસન્નમુખવાળા તો ત્રણ ભુવનના સ્વામી છે, નિષ્કારણ બધુ છે, માટે હે વલ્લભ ! સર્વ જીવોનુ રક્ષણ કરવાની તેમને પ્રાર્થના કરો.

પત્નીથી પ્રેરાયેલો હરણ પ્રભુને કહેવા લાગ્યો —

निज्झरणनीरपाणं अरण्णतण भक्खणं च वणवासो
अम्हाण निरवराहाण, जीवियं रक्ख रक्ख पहो ॥

અર્થાત્—હે પ્રભુ ! અમે ઝરણાનું પાણી પીને જીવીએ છીએ, જંગલના ઘાસનું ભક્ષણ કરી પેટ ભરીએ છીએ, અને વનમાંજ પડ્યા રહીએ છીએ. અમારા જેવા નિરપરાધી પ્રાણીઓનું રક્ષણ તમારે જ કરવું ઘટે.

એવી રીતે સઘળા પશુપ્રાણીઓએ પોતપોતાની અવ્યક્ત વાણીમાં પ્રભુને પ્રાર્થના કરી. પ્રભુએ પશુના રક્ષકને કહ્યું.—"હે પશુરક્ષકો ! આ પશુ પ્રાણીઓને છોડી દ્યો, છોડી દ્યો; કારણ કે હું વિવાહ કરવા નથી માગતો." તેમની આજ્ઞા થતાં જ પશુના પહેરગીરે સૌ જીવોને છોડી દીધાં, સારથીએ પણ રથ પાછો વાળ્યો. અહિં કવિ કહે છે કે.—

हेतुरिन्दो कलङ्क यो विरहे राममीतयो.
नेमे राजीमती त्यागे कुरङ्ग सत्यमेव म.

અર્થાત્—ચન્દ્રમાં કલંક લગાડનાર પણ હરણ, રામ અને સીતાનો વિયોગ કરાવવામાં પણ હરણ ( કુરંગ ) અને રાજીમતી તથા નેમિનાથને છુટા પાડનાર પણ કુરંગ જ; રંગમાં ભંગ પાડનાર કુરંગ એ નામ ખરેખર સાર્થક જ છે !

## માતાનાં મનામણાં

નેમિકુમારને પાછા વળતાં જોઇ, સમુદ્રવિજય, શિવાદેવી વિગેરે સ્વજનો તુરતજ રથ પાસે પહોંચી ગયા અને તેમણે રથને અટકાવી, આંખમાં આંસુ આણી કહ્યું:—" હે જનનીવલ્લભ વત્સ ! હું તને પ્રાર્થના કરીને કહું છું કે તું કોઇ પણ રીતે વિવાહ કર અને મને પુત્રવધુનું મ્હોં જોવાનું સદ્ભાગ્ય આપ ! હે પુત્ર ! મારી લાંબા વખતની આશા ફલીભૂત કર."

નેમિકુમારે વિનયપૂર્વક ઉત્તર આપ્યો—" માતાજી ! તમે એ આગ્રહ મૂકી દો મારૂં મન મનુષ્યલોકની સ્ત્રીઓથી તદ્દન ઉઠી ગયુ છે, અને કેવળ મુક્તિરૂપી નારીમા જ આસક્તિ રાખી રહ્યો છુ તમે જ વિચાર કરો કે જે સ્ત્રીઓ રાગીને વિષે પણ રાગ રહિત છે તેને કોણ સેવે ? એક માત્ર મુક્તિરૂપી નારી જ એવી છે કે જે વિરાગીને વિષે રાગ રાખી રહી છે, હુ પણ તેની જ ઇચ્છા રાખુ છુ "

## રાજીમતીનુ રૂદન

એ ખબર સાભળી, વૃક્ષ પડી જતા વેલડી જેમ મૂર્છા પામે તેમ રાજીમતી પણ દૈવને ઉપાલભ આપતી ધરણી ઉપર ઢળી પડી ! ભયભીત બનેલી સખીઓ અને દાસીઓ એકદમ ત્યા આવી શીતળ જળ છાટવા, પખાથી પવન વીંઝવા અને ચદનરસનુ વિલેપન કરવા લાગી થોડીવારે, મહામુશ્કેલીએ રાજીમતી શુદ્ધિમા આવી શુદ્ધિમા આવવા છતા નેત્રમાથી ચોધાર અશ્રુ વર્ષાવતી, મોટા સ્વરે વિલાપ કરવા લાગી કે —" હે યાદવ કુળમા સૂર્ય સમાન ? હે નાથ ? જો આપના જેવા ટેકીલા પુરૂષો પણ પોતાની પ્રતિજ્ઞાનો ભગ કરે તો સમુદ્રે પણ શા સારૂ પોતાની મર્યાદા પાળવી જોઈએ ? " વળી, પોતાના આત્માને ઠપકો આપતી હોય તેમ કહેવા લાગી કે " અરે ! કઠોર અને નિર્લજ્જ હૃદય ? જ્યારે આપણા સ્વામીએ આપણી ઉપરનો રાગ ઉતારી, અન્યને વિષે રાગ સ્થાપ્યો છે તો પછી હવે આપણે જીવવાનુ શુ પ્રયોજન છે ? " રાજીમતિના હૃદયના ઉંડા ભાગમાથી ઉપરા ઉપરી દીર્ઘ નિશ્વાસ નીકળવા લાગ્યા પોતાના સ્વામીને ઉપાલભ આપતા તે બોલી કે —" હે ધૂર્ત્ત ? સમગ્ર સિદ્ધોએ ભોગવેલી મુક્તિરૂપી ગણિકામાજ જો તમે આસક્ત હતા, તો પછી આવી રીતે વિવાહનુ બ્હાનુ બતાવી મને શા સારૂ છેતરી ? "

## સખીઓનું આશ્વાસન

રાજીમતીનું હૃદયભેદક રૂદન સાંભળી, આસપાસ ઉભેલી સખીઓની આંખમાં પણ ક્રોધની રક્તિમા પ્રકટ થઈ. એક સખી બોલી ઉઠી:—"દુનિયામાં કહેવત છે કે કાળા નર ભાગ્યે જ સરળ હોય છે! કદાચિત્ કાળાશ ને સરળતા બન્ને સાથે દેખાય તો સમજવું કે જરૂર વિધાતાએ ભૂલ કરી હશે. શ્યામ મનુષ્યો મ્હોટે ભાગે વક્રજ હોય છે! હે પ્રિય સખિ? આવા નગુણા અને પ્રીતિ રહિત પુરૂષ વિષેનો તમારો પ્રેમભાવ ત્યજી દ્યો. તમારે તેની સાથે કંઇજ સંબંધ નથી એમ માનો. એવા સ્નેહ વગરના, વ્યવહારવિમુખ, ઘરમાં રહેવા છતાં જંગલી પ્રાણીની જેમ ઘર માંડવામાં કાયર, દાક્ષિણ્ય વગરના અને સ્વેચ્છાચારી નેમિકુમાર કદિ અહિંથી ચાલ્યા જાય તો પણ શું થઇ ગયું? એક રીતે તો એ ઠીકજ થયું કે આપણને તેના આવા સ્વભાવની પ્રથમથીજ ખબર પડી, નહિંતર પરણ્યા પછી મમતારહિત થયા હોત તો શું કરત? ઉંડા કૂવામાં ઉતાર્યા પછી દોરડું કાપી નાખત તો તારી શી દશા થાત? હે બ્હેન! જે થયું તે સારૂં જ થયું. તમે તો નેમિકુમારને માત્ર સંકલ્પ વડેજ અપાયા હતાં, એટલે જ્યાંસુધી તમારૂં પાણીગ્રહણ નથી કર્યું ત્યાં સુધી તો તમે કુંવારિકા કન્યા સમાન ગણાઓ, અને કન્યાને વળી આટલો બધો વલોપાત શા સારૂ હોવો જોઇએ? પ્રીતિને વિષે તત્પર એવો બીજો કોઇ ભર્તાર તમારે માટે અમે ખુશીથી શોધી કાઢશું. માટે નિશ્ચિંત થાઓ, ગઈ ગુજરી ભૂલી જાઓ."

## રાજીમતીનો નિશ્ચય

સખીઓનાં વચન સાંભળી રાજીમતીએ લજ્જાથી માથું નીચું નમાવ્યું, કાન આડા હાથ ધર્યા અને કહ્યું:– "તમે મને

ન સભળાવવા લાયક વાક્યો શા સારૂ સભળાવો છો ? મારા પવિત્ર કુળને કલંક લાગે અને કુલટાના કુળને છાજે એવા શબ્દો શા સારૂ ઉચ્ચારો છો ? સૂર્ય પશ્ચિમમા ઉગે, સમુદ્ર મર્યાદા છોડે અને પૃથ્વી પાતાળમા પેસી જાય તો પણ નેમિકુમાર સિવાય અન્ય કોઈ વરને હુ ન વરૂ મન અને વચનથી તો હુ તેમને ક્યારનીયે વરી ચુકી છુ, તેની તમને ક્યાથી ખબર હોય ! ”

નેમિકુમારને ઉદ્દેશી તે બોલી –‘ હે જગત્‌ના અધીશ ? આપ ની પાસે આવનારા યાચકોને તો આપ તેમની ઇચ્છા ઉપરાત આપો છો, પણ મે એવો તે શુ અપરાધ કર્યો કે, આપની પ્રાર્થના કરવા છતા મારા હસ્ત ઉપર આપનો હસ્ત પણ ન મૂકયો ? એટલુ બોલી તે ઉંડા વિચારમા પડી પછી, કઇ માર્ગ જડયો હોય તેમ બોલી –” ત્રૈલોક્યશ્રેષ્ઠ–શ્રી નેમિકુમારનો હસ્ત લગ્નમ હોત્સવમા, મારા હસ્તને વિષે ન પડયો તેથી શુ થઇ ગયુ ? દીક્ષામહોત્સવ સમયે તો તેમનો હસ્ત, વાસક્ષેપ નાખવાના નિમિત્તે મારા મસ્તક ઉપર જરૂર પડવાનો ! ”

## પિતાનો યુક્તિવાદ

એટલામાં સમુદ્રવિજય રાજા પણ પરિવાર સહિત ત્યા આવી પહોચ્યા હતા, તેઓ નેમિકુમારને ધીમે ધીમે સમજાવવા લાગ્યા કે –“ હે વત્સ ! ન પરણેલાજ મોક્ષે જઈ શકે અને બાકીના રઝળી પડે એવો નિશ્ચયવાદ ક્યાઇ જોવામાં આવતો નથી પૂર્વે થઈ ગયેલા શ્રી ઋષભદેવાદિ તીર્થંકરો પણ વિવાહ કરીને, સંસારનો લ્હાવો લઈને–ભોગ ભોગવીને, દીક્ષા સ્વીકારી મોક્ષે ગયા હતા તમે બ્રહ્મચારી શુ તેમના કરતા પણ ઉંચી પદવીએ પહોચવા માગો છો ? પરણેલાને માટે મોક્ષ નથી એ વાત મન માથી કહાડી નાખો અને હે પિતૃવત્સલ ! વિવાહ કરી અમારા મનોરથ પૂર્ણ કરો ! ”

અતિ શાંત સ્વરોમાં નેમિનાથે જવાબ વાળ્યો કેઃ- "હે તાત ! ઋષભદેવાદિ તિર્થંકરોએ વિવાહ કર્યો હતો એ વાત મને પણ મંજુર છે, પરંતુ તેમને પોતાના ભોગાવલી કર્મો ભોગવવા માટેજ વિવાહ કરવો પડયો હતો–એ વાત કેમ ભૂલી જાઓ છો? મારાં ભોગાવલી કર્મો તો ક્ષીણ થઇ ગયાં છે. છતાં અનંત જંતુઓના સંહારક અને સંસારને દુઃખમય કરનારા એક સ્ત્રીના સંગ્રહવાળા વિવાહને માટે આપ શા સારૂ આગ્રહ કરી રહ્યા છો?"

અહી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કેઃ–

मन्येऽङ्गनाविरक्तः परिणयनमिषेण नेमिरागत्य ।
राजीमती पूर्वभव प्रेम्णा संकेतयद् मुक्त्यै ॥

અર્થાત્–હું એમ માનું છું કે સ્ત્રીઓથી વિરક્ત એવા શ્રી નેમિનાથ પ્રભુ, પરણવાના બ્હાનાથી અહીં આવીને, પૂર્વભવના પ્રેમથી રાજીમતીને મોક્ષ માટેનો સંકેત કરી ગયા.

## દીક્ષાની તૈયારી

સર્વ કળાઓમા કુશળ, ભદ્રક પ્રકૃતિવાળા અને વડિલોનો વિનય કરનારા શ્રી નેમિનાથ પ્રભુ ત્રણસો વરસ સુધી કુમારપણે ગૃહસ્થાવાસમાં રહ્યા. એટલામાં લોકાંતિક દેવોએ પોતાના આચાર પ્રમાણે, દીક્ષા લેવાને એક વરસ બાકી રહ્યું ત્યારે પ્રભુને અભિનંદન આપતાં સૂચવ્યું કેઃ—"હે કામદેવને જીતનાર તથા સમસ્ત જંતુઓને અભયદાન આપનાર પ્રભુ ! આપ જયવંતા વર્તો અને હમેશના મહોત્સવ માટે આપ ધર્મતીર્થ પ્રવર્ત્તાવો !" (ઇત્યાદિ સર્વ પ્રથમની પેઠે અહી કહેવું.)

શ્રી નેમિનાથ પ્રભુને પ્હેલેથી અનુપમ એવું અવધિજ્ઞાન અને અવધિદર્શન હતુ, તે વડે પ્રભુ પોતાનો દીક્ષાકાળ જાણીને

સુવર્ણાદિ સર્વ પ્રકારનુ ધન યાચકોને વહેચી, સઘળાઓને સંતુષ્ટ કરી દીક્ષા લેવા નીકળ્યા

## દીક્ષાનો સમય અને સ્થળ

વર્ષાકાળના પહેલા મહીનામા, વર્ષાકાળના બીજા પખવાડી યામા—શ્રાવણ માસના શુકલ પખવાડીયાની છઠ્ઠની તિથિને વિષે, પુર્વાહ્નકાલ સમયે, ઉત્તરકુરા નામની પાલખીમા રત્નજડિત સુવર્ણના સિંહાસન ઉપર વિરાજી, દેવો, મનુષ્યો, અસુરો તથા મંગલપાઠકો, ભાટ-ચારણો, સ્વજનો અને કુલના વડિલ પુરૂષોથી પરિવરી, દ્વારિકા નગરીના મધ્ય ભાગમાથી નીકળી, રૈવતક નામના ઉદ્યાનમા પધાર્યા ત્યા અશોક નામના વૃક્ષની નીચે પાલખી ઉતરાવી, નીચે ઉતરી, પોતાની મેળેજ પોતાના આભૂષણ, માળા, અલંકારો વિગેરે ઉતારી નાખ્યા અને પોતાની મેળેજ પંચમુષ્ઠિ લોચ કર્યો. તે પછી નિર્જલ છઠ્ઠનો તપ કરી, ચિત્રા નક્ષત્રમા ચંદ્રમાનો યોગ પ્રાપ્ત થતા, એક દેવદૃષ્ય વસ્ત્ર ગ્રહણ કરીને એક હજાર પુરૂષોની સાથે, દ્રવ્ય અને ભાવથી મુંડ થઈ, ગૃહવાસથી નીકળી દીક્ષા લઇ ચાલી નીકળ્યા

અર્હન્ શ્રી અરિષ્ટનેમિ દીક્ષા લીધા પછી ચાપન અહોરાત્ર સુધી કાયાને વોસરાવીને રહ્યા ( અહીં પૂર્વે શ્રી મહાવીર સ્વામીના સબંધમા આવેલા પાઠ પ્રમાણે સર્વ કહેવુ ) પચાવનમા દિવસની મધ્યમા વર્ત્તતા શ્રી અરિષ્ટનેમિ પ્રભુને, વર્ષાકાલના ત્રીજા મહીનામા, વર્ષાકાલના પાચમા પખવાડીયામા—આસો મામના કૃષ્ણ પખવાડીયામા, અમાસને દિવસે ( ગુજરાતી ભાદરવા વદિ અમાસે ) પાછલા પહોરે ગિરનાર પર્વતના શિખર ઉપર વેતસ નામના વૃક્ષ નીચે, જળરહિત અઠ્ઠમના તપ વિષે, ચિત્રા

નક્ષત્રમાં ચન્દ્રમાનો યોગ પ્રાપ્ત થતા, શુકલધ્યાનના પ્રથમના બે ભેદનું ધ્યાન ધરતા, અનંત વસ્તુના વિષયવાળુ-અવિનાશી અને અનુપમ પ્રધાન કેવળજ્ઞાન તથા કેવલદર્શન ઉત્પન્ન થયાં-યાવત્ સર્વ ભાવોને જાણતાં અને જોતાં તેઓ વિચરવા લાગ્યા.

## કૃષ્ણજીજ્ઞાસા-રાજીમતીના પૂર્વભવ

ગિરનાર ઉપર સહસ્ર આમ્રવન નામના ઉદ્યાનમાં શ્રી નેમિનાથ પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તે વખતે ઉદ્યાનપાલકે તત્કાળ કૃષ્ણ-વાસુદેવ પાસે જઈ આ શુભ વધામણી આપી. કૃષ્ણને એ સમાચાર સાભળી ઘણો આનંદ થયો, અને એ વધામણીના બદલામા સાડી બાર ક્રોડ જેટલું દ્રવ્ય અર્પી દીધું. તે પછી તેઓ પોતાની મ્હોટી સમૃદ્ધિ સાથે પ્રભુને વંદન કરવા આવ્યા. રાજીમતી પણ બરાબર તે જ પ્રસંગે ત્યા પ્રભુને વંદન કરવા આવી. પ્રભુની દેશના સાંભળી પ્રતિબોધ પામેલા વરદત્ત નામના રાજાએ બે હજાર રાજાઓ સાથે પ્રભુ પાસે દીક્ષા અંગીકાર કરી. કૃષ્ણે અંજલિ જોડી પ્રભુને પૂછ્યુ કે:—"હે સ્વામી ! આપને વિષે રાજીમતી આવો અપૂર્વ સ્નેહ ધરાવે છે તેનું શું કારણ હશે ?"

કૃષ્ણની જીજ્ઞાસા તૃપ્ત કરવા પ્રભુએ ધનવતીના ભવથી આરંભીને નવ ભવનો તેની સાથેનો પોતાનો સબંધ નીચે પ્રમાણે કહી સંભળાવ્યો.

"(૧) પહેલા ભવમાં હું ધન નામે રાજપુત્ર હતો અને તે (રાજીમતિનો જીવ) ધનવતી નામની મારી પત્ની હતી.

(૨) બીજા ભવમાં અમે બન્ને પહેલા દેવલોકમાં દેવ અને દેવી થયા હતા.

(૩) ત્રીજા ભવમા હું ચિત્રગતિ નામે વિદ્યાધર થયો હતો, અને તે રત્નવતી નામની મારી સ્ત્રી થઈ હતી.

( ૪ ) ચોથા ભવમા અમે બન્ને ચોથા દેવલોકમા દેવ થયા હતા

( ૫ ) પાચમા ભવમા હુ અપરાજિત નામે રાજા થયો હતો અને એ મારી પ્રિયતમા રાણી થઈ હતી

( ૬ ) છઠ્ઠા ભવમા અમે બન્ને અગીયારમા દેવલોકમા દેવ થયા હતા.

( ૭ ) સાતમા ભવમા હુ શખ નામે રાજા થયો હતો અને તે યશોમતી નામની મારી રાણી થઇ હતી

( ૮ ) આઠમા ભવમા અમે બન્ને અપરાજિત દેવલોકમા દેવ થયા હતા

( ૯ ) અને આ નવમા ભવમા હુ નેમિનાથ તીર્થંકર છુ અને એ રાજીમતી છે એટલે હે હરિ! અમારા પૂર્વભવના સબધ ઉપરથી જ રાજીમતીના સ્નેહનુ મૂળ કારણ તમે સમજી શકશો ” ત્યારપછી પ્રભુએ ત્યાથી વિહાર કર્યો અને જૂદે જૂદે સ્થળે અનેક ભવ્યોને પ્રતિબોધી અનુક્રમે રૈવતક પર્વત પર સમોસર્યા, તે વખતે અનેક રાજકન્યાઓ સહિત રાજીમતીએ અને પ્રભુના ભાઇ રથનેમિએ પણ પ્રભુ પાસે દીક્ષા સ્વીકારી હતી

## કામદેવની લીલા!

એક વખતે સાધ્વી રાજીમતી બીજી સાધ્વીઓ સાથે પ્રભુને વદન કરવા ગિરનાર ઉપર જતી હતી, એટલામ અચાનક વરસાદ વરસવા લાગ્યો બીજી સાધ્વીઓ વરસાદથી બચવા જૂદે જૂદે સ્થળે વીખરાઈ ગઈ ભીંજાએલા વસ્ત્રવાળી રાજીમતી પણ જળના ઉપદ્રવથી બચવા પાસેની એક ગુફામા દોડી ગઇ, અને ગુફામા જતા જ પોતાના ભીંજાયેલા વસ્ત્રો સૂકાવવા માટે ચોતરફ પાથરી દીધા ઉતાવળમા ને ઉતાવળમા ગુફામા બીજુ

કોણ છે કે નહીં તેની પૂરતી સંભાળ તે ન લઇ શકી જો તેણીએ ધારીને જોયું હોત તો ત્યાં રથનેમિને તે જોઈ શકત, કારણ કે તેઓ પહેલેથી જ એ ગુફામાં આવીને ગયા હતા

દેવાંગનાઓના રૂપની પણ હાસી કરે એવા સૌંદર્યવાળી અને સાક્ષાત્ કામદેવની સ્ત્રી જેવી અતિશય રમણીય રાજીમતીને જોઇ રથનેમિ કામવશ થયા, પોતાનું મુનિપણું ભૂલી ગયા શ્રી નેમિનાથ પાસે તિરસ્કાર પામેલો કામદેવ, તેમના ભાઇ-રથનેમિ પાસે પોતાના વૈરનો બદલો લેવા, પોતાનાં શસ્ત્ર સાથે ચડી આવ્યો. રથનેમિનું મન તેમના અંકુશમાં ન રહ્યું. તેઓ પોતાની કુળલજ્જા તથા ધૈર્ય છોડી રાજીમતી પાસે આવી કરગરવા લાગ્યા કે:—

" अयि सुन्दरि ! किं देहं शोष्यते तपसा त्वया
सर्वाङ्ग भोग संयोग योग्य सौभाग्यसेवधिं ।
आगच्छ स्वेच्छया भद्रे ! कुर्वहे सफलं जनुः
आवामुभावपि प्रान्ते चरिष्यावस्तपोविधिम् " ॥

હે સુન્દરી ! સર્વ અંગના ભોગ-સંયોગને યોગ્ય અને સૌભાગ્યના ખજાનારૂપ આ તારા અનુપમ દેહને શા સારૂ શોષવી નાખે છે ? હે ભદ્રે ! તું તારી ઇચ્છાથી જ અહીં આવ અને આપણે જન્મ સફળ કરીએ; પછી છેવટની અવસ્થામાં આપણે બન્ને તપ કરી સંયમ સાધી શકીશું."

રાજીમતીએ તત્કાળ વસ્ત્રોવડે પોતાનુ શરીર ઢાંકી દીધું. તેણીએ અદ્ભૂત ધૈર્યનો પરિચય આપતા કહ્યું કે:—

" महानुभाव कोऽयं तेऽभिलापो नरकाध्वनं ?
सर्वं सावद्यमुत्सृज्य पुनर्वाञ्छन्न लज्जसे ?

अगन्धनकुले जाताग्नियचा ये भुजगमा
नेऽपिनो वान्तमिच्छन्ति च नीर किं ततोप्यसि ?"

હે મહાનુભાવ ! આના નરકમ લઈ જનારો અભિલાષ તમને કેમ થયો ? સર્વ સાવદ્ય ત્યાગી પાછા તેની વાછના કરતા તમે શરમાતા નથી ? અરે ! વિશેષ શુ કહુ ? અગધન કુળમા ઉત્પન્ન થયેલા નિર્યચ જાતિના સર્પો પણ પ્રાણાત થઈ ચૂકવા છતાય એકવાર વમેલુ પાછુ ખાવા ઇચ્છતા નથી, તો પછી શુ તમે તિર્યંચથી પણ નીચ છો ?

તમે જાણો છો કે તમારા ભાઈએ મને વમન કરી દીધી છે, છતા મારો ઉપભોગ કરવાનો વિચાર કરતા તમને કઈ જ લજ્જા નથી આવતી ? રથનેમિ ! બુદ્ધિને ઠેકાણે રાખી મહા ભાગ્યયોગે પ્રાપ્ત થયેલા આ મુનિવ્રતનુ ભાન ન ભૂલો "

રાજીમતીના બાણ જેવા વચનો સાભળી રથનેમિનુ હૃદય વીંધાયુ તેઓ પાછા પોતાના શુભ ધ્યાનમા સ્થિર થયા અને શ્રી નેમિનાથ પ્રભુ પાસે પ્રાયશ્ચિત્ત આલોચી તીવ્ર તપ તપી મોક્ષે ગયા

રાજીમતી પણ વિશુદ્ધ ભાવથી દીક્ષા આરાધી અતે મોક્ષ લક્ષ્મી પામ્યા અને ઘણા કાળથી ઇચ્છેલા શ્રી નેમિનાથના શાશ્વત સયોગને પ્રાપ્ત થયા. મહાસતી રાજિમતી ચારસો વર્ષ ગૃહવાસમા રહ્યા, એક વરસ છદ્મસ્થપણામા રહ્યા અને પાચસો વર્ષ કેવલિપર્યાય પાળી મોક્ષે ગયા

## નેમિનાથ પ્રભુનો સાધુ સાધ્વી આદિ પરિવાર

અરિહત શ્રી નેમિનાથ પ્રભુને અઢાર ગણ અને અઢાર ગણધરો હતા, વરદત્ત આદિ અઢાર હજાર સાધુઓ હતા, યક્ષિણી

આદિ ચાલીશ હજાર આર્યાઓ હતી, નંદ વિગેરે એક લાખ ઓગણોતેર હજાર શ્રાવકો હતા અને મહાસુવ્રતા આદિ ત્રણ લાખ છત્રીશ હજાર શ્રાવિકાઓ હતી. તેમજ કેવલી નહીં પણ કેવલીતુલ્ય ચારસો ચૌદપૂર્વધારીઓ, પંદરસો અવધિજ્ઞાનીઓ, પંદરસો કેવલજ્ઞાનીઓ, પંદરસો વૈક્રિય લબ્ધીવાળા, એક હજાર વિપુલમતિ–મનઃપર્યવજ્ઞાનીઓ, આઠસો વાદીઓ અને સોળસો અનુત્તર વિમાનમા ઉત્પન્ન થનારા સાધુઓની ઉત્કૃષ્ટ સંપદા થઈ, તથા પંદરસો સાધુ અને ત્રણ હજાર સાધ્વીઓ મુક્તિ પામી.

શ્રી નેમિનાથ પ્રભુને બે પ્રકારની અંતકૃદ્‌ભૂમિ થઈ, (૧) યુગાંતકૃદ્‌ભુમિ અને (૨) પર્યાયાંતકૃદ્‌ભૂમિ. પ્રભુની પછી આઠ પટ્ટધર સુધી મોક્ષમાર્ગ ચાલુ રહ્યો તે યુગાંતકૃદ્‌ભૂમિ અને પ્રભુને કેવળજ્ઞાન થયા પછી બે વર્ષે મોક્ષમાર્ગ ચાલુ થયો તે પર્યાયાંતકૃદ્‌ભૂમિ.

## નિર્વાણ સમય, સ્થાન તથા સ્થિતિ

તે કાળ અને તે સમયને વિષે અર્હંત્ શ્રી નેમિનાથ પ્રભુ ત્રણસો વરસ સુધી કુમાર અવસ્થામાં રહીને, ચોપન દિવસ સુધી છદ્મસ્થપર્યાય પાળીને, દેશઉણા સાતસો વરસ સુધી–એટલે ચોપન દિવસ ઓછા સાતસો વરસ સુધી કેવલીપર્યાય પાળીને, એકંદરે પરિપૂર્ણ સાતસો વરસ સુધી ચારિત્રપર્યાય પાળીને અને એ રીતે એક હજાર વર્ષનું સર્વ આયુષ્ય પાળીને વેદનીય, આયુ, નામ અને ગોત્રકર્મનો ક્ષય થતાં, આ અવસર્પિણીમાં, દુષમ સુષમા નામનો ચોથો આરો ઘણોખરો ગયા બાદ આ ગ્રીષ્મકાળના ચોથા માસમાં, આઠમા પક્ષમાં–અષાઢ માસના શુક્લ પખવાડીયાની આઠમે, ગિરનાર નામના પર્વતના શિખર ઉપર, પાંચશો છત્રીશ સાધુઓ સાથે નિર્જલ એક મહિનાનું અનશન

કરીને ચિત્રા નક્ષત્રમા ચ દ્રનો યોગ પ્રાપ્ત થતા, મધ્યરાત્રિને વિષે પદ્માસને બેઠા થકા નિર્વાણ પામ્યા-સર્વ દુ ખથી મુક્ત થયા

### ગ્ર થ રચનાનો કાળ

શ્રી અરિષ્ટનેમિના નિર્વાણકાળથી ચોરાશી હજાર વર્ષ વ્ય તીત થયા, પચાશીમા હજાર વર્ષના પણ નવસો વરસ વ્યતીત થયા, અને પચાશીમા હજારના દસમા સૈકાનો આ એશીમો સ વત્સર કાળ જાય છે એટલે કે શ્રી નેમિનાથના નિર્વાણ પછી ચોરાશી હજાર નવસો એશીમે વરસે શ્રી કલ્પસૂત્ર પુસ્તકારૂઢ થયુ શ્રી નેમિનાથના નિર્વાણ પછી ચારાશી હજાર વર્ષે શ્રી મહાવીરપ્રભુનુ નિર્વાણ થયુ અને તે પછી નવસો એશીમે વર્ષે પુસ્તકવાચનાદિ થયુ

### શેષ જીનેશ્વરોનો અ તરકાલ

ગ્ર થવિસ્તારના ભયથી શ્રી નેમિનાથથી લઇ શ્રી અજિત નાથ સુધીના જિનેશ્વરોના માત્ર અ તરકાળનુ પ્રમાણ નીચે આપીએ છીએ

(૨૧ મા જીનેશ્વર) શ્રી નમિનાથના નિર્વાણકાળથી પાચ લાખ ચોરાસી હજાર અને નવસો વરસ વ્યતીત થયા અને પચાશીમા હજારના દસમા સૈકાનો આ એશીમો સ વત્સરકાળ જાય છે એટલે શ્રી નમિનાથના નિર્વાણ પછી પાચ લાખ વરસે શ્રી નેમિનાથનુ નિર્વાણ થયુ ત્યારપછી ચોરાશી હજાર નવસો એશી વર્ષે પુસ્તક વાચના થઈ

( ૨૦ મા જીનેશ્વર ) શ્રી મુનિસુવ્રતના નિર્વાણકાળથી અગીયાર લાખ ચોરાશી હજાર અને નવસો વરસ વ્યતીત થયા, અને દસમા સૈકાનો આ એશીમો સ વત્સરકાળ જાય છે ( શ્રી મુનિસુવ્રતના નિર્વાણ પછી છ લાખ વરસે શ્રીનમિનાથનુ નિર્વાણ થયુ, ત્યારપછી પાંચ લાખ ચોરાશી

હજાર વરસે શ્રી મહાવીરનુ નિર્વાણ થયુ અને ત્યારપછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઇ અહીં મુનિસુવ્રતના નિર્વાણથી પુસ્તકવાચનાદિના આંતરાના વરસની એકંદર કુલ સંખ્યા ગણતાં અગીયાર લાખ ચોરાશી હજાર નવસો એંશી વરસ થયા; તે કુલ સંખ્યા સૂત્રકારે દર્શાવી છે, એવી રીતે દરેક ઠેકાણે સમજી લેવું.) એટલે શ્રી મુનિસુવ્રતના નિર્વાણ પછી છ લાખ વરસે શ્રી નમિનાથનું નિર્વાણ થયું, ત્યારબાદ પાચ લાખ, ચોરાશી હજાર નવસો એંશી વરસે પુસ્તકવાચના થઇ.

(૧૯ મા જીનેશ્વર) શ્રી મલ્લિનાથના નિર્વાણકાળથી પાસઠ લાખ ચોરાશી હજાર અને નવસો વરસ વ્યતીત થયા અને દસમા સૈકાનો આ એંશીમો સંવત્સરકાળ જાય છે. એટલે શ્રી મલ્લિ-નાથના નિર્વાણ પછી ચોપન લાખ વરસે શ્રી મુનિસુવ્રતનું નિર્વાણ થયું. ત્યારપછી અગીયાર લાખ ચોરાશી હજાર નવસો એંશી વરસે પુસ્તકવાચના થઇ.

(૧૮ મા જીનેશ્વર) શ્રી અરનાથના નિર્વાણકાળથી એક હજાર કોટી વરસ વ્યતીત થયા, બાકીના કાળનો પાઠ શ્રી મલ્લિ-નાથ પેઠે સમજવો, અને તે આ પ્રમાણે:—શ્રી અરનાથના નિર્વાણ પછી એક હજાર કોટિ, પાંસઠ લાખ અને ચોરાશી હજાર વરસ વ્યતીત થયાં, તે સમયે શ્રી મહાવીર નિર્વાણ પામ્યા. ત્યારપછી નવસો વરસ વીતી ગયા, અને દસમા સૈકાનો આ એંશીમો સંવત્સરકાળ જાય છે- આ પ્રમાણે પાઠનો ક્રમ અગાડીના સૂત્રો-મા પણ શ્રી શ્રેયાંસનાથ સુધી સમજવો તાત્પર્ય એ છે કે શ્રી અરનાથના નિર્વાણ પછી એક હજાર ક્રોટી વરસે શ્રી મલ્લિનાથનું નિર્વાણ થયું, ત્યારપછી પાંસઠ લાખ ચોરાશી હજાર નવસો એંશી વરસે પુસ્તકવાચના થઇ.

(૧૭ મા જિનેશ્વર) શ્રી કુંથુનાથના નિર્વાણકાળથી એક

ય ચોપમનો ચોથો ભાગ વીતી જાને, ત્યારપછી પાસઠ લાખ વરસ વિગેરે પાઠ શ્રી મલ્લિનાથ પેઠે સમજને-અર્થાત્ શ્રી કુંથુનાથના નિર્વાણુ બા૦ એક હજાર કોટી વરસ ન્યૂન એવો એક પ યોપમનો ચોથો ભાગ વ્યતીત થયો, ત્યારે શ્રી અરનાથનુ નિર્વાણુ થયુ, અને ત્યારપછી એક હજાર કોટિ પાસઠ લાખ ચોરાશી હજાર નવસો એશી વરસે પુસ્તકવાચના થઈ

( ૧૬ મા જીનેશ્વર ) શ્રી શાંતિનાથના નિર્વાણુ પછી અર્ધ પ યોપમ વ્યતીત થતા શ્રી કુંથુનાથનુ નિર્વાણુ થયુ ત્યારપછી પ યોપમનો ચોથો ભાગ તથા પાસઠ લાખ ચોરાશી હજાર નવસો એશી વરસે પુસ્તકવાચના થઈ

( ૧૫ મા તીર્થંકર ) શ્રી ધર્મનાથના નિર્વાણુ પછી પોણા પ યોપમ ન્યૂન એવા ત્રણ સાગરોપમ વ્યતીત થયા ત્યારે શ્રી શાંતિનાથનુ નિર્વાણુ થયુ, અને ત્યારપછી પોણો પ યોપમ તથા પાસઠ લાખ ચોરાશી હજાર નવસો એશી વરસે પુસ્તકવાચના થઈ

( ૧૪ મા તીર્થંકર ) શ્રી અનંતનાથના નિર્વાણ પછી ચાર સાગરોપમ વ્યતીત થયા ત્યારે શ્રી ધર્મનાથનુ નિર્વાણુ થયુ, અને ત્યારપછી ત્રણ સાગરોપમ તથા પાસઠ લાખ ચોરાશી હજાર નવસો એશી વરસે પુસ્તકવાચના થઈ

( ૧૩ મા તીર્થંકર ) શ્રી વિમલનાથના નિર્વાણુ પછી, નવ સાગરોપમ વ્યતીત થયા ત્યારે શ્રી અનંતનાથનુ નિર્વાણુ થયુ અને ત્યારપછી સાત સાગરોપમ તથા પાસઠ લાખ ચોરાશી હજાર નવસો એશી વરસે પુસ્તકવાચના થઈ

( ૧૨ મા તીર્થંકર ) શ્રી વાસુપૂજ્યના નિર્વાણુ પછી, ત્રીશ સાગરોપમે શ્રી વિમલનાથનુ નિર્વાણુ થયુ, અને ત્યારપછી સોળ

સાગરોપમ તથા પાંસઠ લાખ ચોરાસી હજાર નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ.

( ૧૧ મા જીનેશ્વર ) શ્રી શ્રેયાંસનાથના નિર્વાણ પછી ચોપન સાગરોપમ વ્યતીત થયા ત્યારે શ્રી વાસુપૂજ્યનું નિર્વાણ થયું, ત્યારપછી છેંતાલીશ સાગરોપમ તથા પાંસઠ લાખ ચોરાશી હજાર નવસો એંશી વરસે પુસ્તકવાચનાદિ થયા.

( ૧૦ મા જીનેશ્વર ) શ્રી શીતલનાથના નિર્વાણ પછી સો સાગરોપમ છાસઠ લાખ અને છવ્વીસ હજાર વરસ ન્યૂન એવા એક કોટિ સાગરોપમે શ્રી શ્રેયાસનાથનું નિર્વાણ થયું અને બેંતાલીસ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા સો સાગરોપમ છાસઠ લાખ અને છવ્વીસ હજાર વરસે શ્રી મહાવીરનું નિર્વાણ થયું અને ત્યારપછી નવસો એંશી વરસે પુસ્તકવાચનાદિ થયાં. ( અર્થાત્ શ્રી શ્રેયાંસનાથના નિર્વાણ પછી ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા સો સાગરોપમ પાંસઠ લાખ અને ચોરાશી હજાર વરસે શ્રીમહાવીરનું નિર્વાણ થયું. )

( ૯ મા જીનેશ્વર ) શ્રી સુવિધિનાથના નિર્વાણ પછી નવ કોટિ સાગરોપમે શ્રી શીતલનાથનું નિર્વાણ થયું, ત્યારપછી બેતાલીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા એક કોટિ સાગરોપમે શ્રી મહાવીરનું નિર્વાણ થયું, ત્યારપછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ.

( ૮ મા જીનેશ્વર ) શ્રી ચન્દ્રપ્રભના નિર્વાણ પછી નેવું કોટિ સાગરોપમે શ્રી સુવિધિનાથનું નિર્વાણ થયું, ત્યારપછી બેંતાલીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા દસ કોટી સાગરોપમે શ્રી મહાવીરનું નિર્વાણ થયું, ત્યારપછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ.

( ૭ મા જિનેશ્વ- ) શ્રી સુપાર્શ્વના નિર્વાણ પછી નવસો કોટિ સાગરોપમે શ્રી ચન્દ્રપ્રભનુ નિર્વાણ થયુ, ત્યારપછી બેતાલીસ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા એકસો કોટિ સાગરોપમે શ્રી મહાવીરનુ નિર્વાણ થયુ ત્યારપછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ

( ૬ ઠ્ઠા જીનેશ્વર) શ્રી પદ્મપ્રભના નિર્વાણ પછી નવ હજાર કોટિ સાગરોપમે શ્રી સુપાર્શ્વનાથનુ નિર્વાણ થયુ, ત્યારપછી બેતાલીસ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા એક હજાર કોટિ સાગરોપમે શ્રી મહાવીરનુ નિર્વાણ થયુ અને તે પછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ

( ૫ મા જીનેશ્વર ) શ્રી સુમતિનાથના નિર્વાણ પછી નેવુ હજાર કોટિ સાગરોપમે શ્રી પદ્મપ્રભનુ નિર્વાણ થયુ, ત્યારપછી બેતાલીસ હજાર ત્રણ વરસ અને સાડાઆઠ માસ ન્યૂન એવા દસ હજાર કોટિ સાગરોપમે શ્રી મહાવીરનુ નિર્વાણ થયુ અને તે પછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઇ

( ૪ થા જીનેશ્વર ) શ્રી અભિનન્દનના નિર્વાણ પછી નવ લાખ કોટિ સાગરોપમે શ્રી સુમતિનાથનુ નિર્વાણ થયુ ત્યાર પછી બેતાલીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા એક લાખ કોટિ સાગરોપમે શ્રી મહાવીરનુ નિર્વાણ થયુ ત્યારપછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ

( ૩ જા જીનેશ્વર ) શ્રી સંભવનાથના નિર્વાણ પછી દસ લાખ કોટિ સાગરોપમે શ્રી અભિનન્દનનુ નિર્વાણ થયુ, ત્યારપછી બેતાલીસ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા દસ લાખ કોટિ સાગરોપમે શ્રી મહાવીરનુ નિર્વાણ થયુ અને ત્યાર પછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ

( ૨ જા જિનેશ્વર ) શ્રી અજિતનાથના નિર્વાણ પછી ત્રીસ લાખ કોટિ સાગરોપમે શ્રી સંભવનાથનું નિર્વાણ થયું. ત્યારપછી બેંતાલીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ ન્યૂન એવા વીશ લાખ કોટિ સાગરોપમે શ્રી મહાવીરનુ નિર્વાણ થયું અને તે પછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ.

( ૧ લા જીનેશ્વર ) શ્રી ઋષભદેવના નિર્વાણ પછી ત્રણ વરસ અને સાડા આઠ માસ અધિક એવા પચાસ લાખ કોટિ સાગરોપમે શ્રી અજિતનાથનુ નિર્વાણ થયું, ત્યારપછી બેંતાલીશ હજાર ત્રણ વરસ અને સાડાઆઠ માસ ન્યૂન એવા પચાસ લાખ કોટિ સાગરોપમે શ્રી મહાવીરનું નિર્વાણ થયું; ત્યારપછી નવસો એંશી વરસે પુસ્તકવાચના થઈ.

## શ્રી ઋષભદેવ ચરિત્ર

આ અવસર્પિણી કાળમા ધર્મના પ્રથમ પ્રવર્ત્તક. પરમ ઉપકારી શ્રી ઋષભદેવ પ્રભુનું ચરિત્ર કિંચિત્ વિસ્તારથી કહેવામા આવે છે

તે કાળ અને તે સમયને વિષે કોશલિક ( કોશલ એટલે અયોધ્યા અને કોશલ દેશમાં જન્મ થવાથી કૌશલિક ) શ્રી ઋષભદેવ પ્રભુના ચાર કલ્યાણક ઉત્તરાષાઢા નક્ષત્રમાં થયાં અને પાચમું કલ્યાણક અભિજિત્ નક્ષત્રમાં થયું; ને આ પ્રમાણે:– ( ૧ ) ઉત્તરાષાઢા નક્ષત્રમાં પ્રભુ સર્વાર્થસિદ્ધ નામના પાચમા અનુત્તર મહાવિમાનમાથી ચ્યવ્યા અને ચ્યવીને ગર્ભમાં આવ્યા, ( ૨ ) ઉત્તરાષાઢા નક્ષત્રમાં જન્મ્યા, ( ૩ ) ઉત્તરાષાઢામા દીક્ષા લીધી, ( ૪ ) ઉત્તરાષાઢામા જ કેવળજ્ઞાન તથા કેવલદર્શન થયું અને ( ૫ ) અભિજિત્ નક્ષત્રમા નિર્વાણ પામ્યા

તે કાળે અને તે સમયે અર્હન કોશલિક શ્રી ઋષભદેવ પ્રભુ,

આ ઉનાળાના ચોથા મહિનામાં ઉનાળાના સાતમા પખવાડીયામાં—આષાઢ માસના કૃષ્ણપક્ષની ચોથને દિવસે (ગુજરાતી જેઠ વદિ ૪) તેત્રીસ સાગરોપમની સ્થિતિવાળા સર્વાર્થસિદ્ધ નામના મહાવિમાનમાંથી અંતરહિત ચ્યવીને, આ જંબુદ્વીપ નામના દ્વીપને વિષે, ભરતક્ષેત્રમાં, ઇક્ષ્વાકુભૂમિમાં, નાભિનામના કુલકરની મરૂદેવા નામની સ્ત્રીની કુક્ષિને વિષે, મધ્યરાત્રિએ, દિવ્ય આહારનો ત્યાગ કરીને ગર્ભપણે ઉત્પન્ન થયા

અર્હન્ કૌશલિક શ્રી ઋષભદેવ મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન સહિત હતા પોતાનું દેવવિમાનમાંથી ચ્યવન થવાનું હતું ત્યારે "હું ચ્યવીશ" એમ પોતે જાણે, પણ "હું ચ્યવું છું" એ પ્રમાણે જાણતા નથી કારણ કે વર્તમાનકાળ એક સમયનો અતિ સૂક્ષ્મ છે "હું ચ્યવ્યો" એમ જાણે જે રાત્રિને વિષે શ્રી ઋષભદેવનો જીવ મરૂદેવાની કુક્ષિમાં આવ્યો તે રાત્રિએ મરૂદેવા માતાએ ચૌદ સ્વપ્ન જોયાં (અહીં ગજ, વૃષભ વગેરે ચૌદ સ્વપ્ન સંબંધી ગાથા કહેવી અને શ્રી મહાવીરના સંબંધમાં આવેલ પાઠ પ્રમાણે બધું સમજવું) વિશેષમાં એટલું કે શ્રી મરૂદેવા માતા પહેલે સ્વપ્ને પોતાના મુખમાં પ્રવેશ કરતા વૃષભને દેખે છે બીજા તીર્થંકરોની માતાઓ પહેલે સ્વપ્ને હાથીને દેખે છે અને શ્રી મહાવીર પ્રભુની માતાએ પહેલે સ્વપ્ને સિંહ જોયો હતો મરુદેવા તે ચૌદ સ્વપ્ન દેખીને જાગી ઉઠ્યા અને તે નાભિ કુલકરને કહી સંભળાવ્યા તે વખતે સ્વપ્નપાઠકો ન હતા તેથી નાભિકુલકરે પોતેજ તે સ્વપ્નોના ફળ વર્ણવ્યા

તે કાળે અને તે સમયે આ ગ્રીષ્મ કાળના પહેલા માસમાં, પહેલા પખવાડીયામાં—ચૈત્ર માસના કૃષ્ણપક્ષની આઠમને દિવસે, (ગુજરાતી ફાગણ વદિ આઠમે) બરાબર નવ માસ અને સાડા સાત દિવસ વીતતા મધ્યરાત્રિએ ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો

યોગ પ્રાપ્ત થતા, આરોગ્યવાળી મરૂદેવી માતાએ આરોગ્ય પુત્રનો જન્મ આપ્યો. શ્રી ઋષભદેવનો જન્મ થતા, છપ્પન દિક્કુમારીઓનું આવવું, ચોસઠ ઇન્દ્રોએ મળી પ્રભુનો જન્માભિષેક કરવો, વિગેરે સર્વ શ્રી મહાવીર પ્રભુની પેઠે સમજવું માત્ર કેદખાનાની શુદ્ધિ કરવી—અર્થાત્ સર્વ કેદીઓને છોડી મૂકવા, માપનો વધારો કરવો—જકાત માફ કરવી, કુળમર્યાદા પાળવી, હળ-ખેડ-ગાડી વિગેરે આરંભના કાર્યો બંધ રખાવવાં ઇત્યાદિ અધિકાર છોડી દેવો. ( કારણ કે તે વખતે કેદખાનું અને વ્યાપાર પ્રવૃત્તિ વિગેરે હોવાનો સંભવ નથી. )

જન્મથીજ શ્રી ઋષભદેવ પ્રભુ અદ્‌ભૂત સૌંદર્યવાળા હતા. અનેક દેવ-દેવીઓથી પરિવરેલા તથા યુગલિક મનુષ્યોથી પરમ ઉત્કૃષ્ટ એવા પ્રભુ અનુક્રમે વધવા લાગ્યા. બાલ્યાવસ્થામા તેમને જ્યારે આહારની અભિલાષા થતી ત્યારે દેવે સંક્રમાવેલા અમૃતના રસવાળા અંગુઠાને મુખમાં નાખતા. એ રીતે બીજા તીર્થંકરો પણ બાલ્યાવસ્થામાં આહારની અભિલાષા થતાં દેવે સંક્રમાવેલા અમૃતના રસવાળા અંગુઠાને પોતાના મુખમાં નાખે શ્રી ઋષભદેવે દીક્ષા લીધી ત્યાંસુધી દેવોએ આણેલાં ઉત્તર કુરૂક્ષેત્રના કલ્પવૃક્ષનાં ફળોનુંજ તેમણે ભોજન કર્યું, જ્યારે બીજા તીર્થંકરો બાલ્યાવસ્થા વ્યતીત થતા અગ્નિથી પકાવેલા આહારનું ભોજન કરતા.

## ઇક્ષ્વાકુ વંશની સ્થાપના

પ્રભુની ઉમ્મર એક વરસથી કંઇક ઓછી હતી ત્યારે શક્રને વિચાર થયો કે " પ્રથમ તીર્થંકરના વંશની સ્થાપના કરવી એ મારો આચાર છે " પણ ભગવંતની પાસે ખાલી હાથે કેમ જવાય ? એટલે શક્રેન્દ્ર એક મ્હોટો શેરડીનો સાંઠો ( ઇક્ષુ યષ્ટિ )

લઈને, નાભિ કુલકરના ખોળામાં બેઠેલા પ્રભુ પાસે આવી ઉભો રહ્યો. ઈક્ષુ યષ્ટિ જોઈ પ્રમત્ત થયેલા વદનવાળા પ્રભુએ પોતાનો હાથ લંબાવ્યો. પ્રભુના મનોભાવ જાણનારા ઈંદ્રે પ્રણામ કરી ભેટણાની પેઠે ઈક્ષુલતા તેમના ચરણ પાસે ધરી ત્યારપછી "પ્રભુને ઈક્ષુનો અભિલાષ થવાથી તેમનો વંશ ઈક્ષ્વાકુ નામથી ઓળખાઓ તથા તેમના પૂર્વજોને ઈક્ષુનો અભિલાષ થવાથી તેમનું ગોત્ર કાશ્યપ તરીકે પ્રખ્યાત થાઓ" એમ કહી શક્રેન્દ્રે પ્રભુના વંશની સ્થાપના કરી.

## વિવાહ અને સંતતિ

બાલ્યાવસ્થાવાળા કોઈ એક પુત્ર અને કન્યાના યુગલ (જોડલા) ને તેના માતા પિતા એક તાડવૃક્ષ નીચે મૂકી ક્રિડા કરવા દૂર નીકળી ગયા. એટલામાં દૈવયોગે તે તાડનું મ્હોટું ફળ તૂટયું અને તે જોડલામાંના બાળક ઉપર પડ્યું બાળક તત્કાળ મૃત્યુ પામ્યો. આ અકાલ મરણ સૌ પ્રથમ થયું માતાપિતાએ આવીને જોયું તો બાળક મૃત્યુ પામ્યું હતું, તેથી તેઓ એકલી બાળિકાને જ ઉછેરવા લાગ્યા તે બાળિકાનું નામ સુનંદા રાખવામાં આવ્યું થોડા દિવસે સુનંદાના માતા પિતા મરણ પામ્યા સુનંદા એકલી વનદેવી પેઠે વનમાં ભમવા લાગી તેનું સૌંદર્ય અને લાવણ્ય પણ ખીલી નીકળ્યા યુગલીયાઓ તે સુંદર સ્ત્રીને નાભિ કુલકર પાસે લઈ આવ્યા નાભિરાજાએ "આ સુનંદા નામની મનોહર કન્યા ઋષભદેવની પત્ની થશે" એમ કહી લોકોને વિદાય કર્યા અને સુનંદાને પોતાને ત્યાં રાખી હવે સુનંદા અને સુમંગલાની* સાથે વૃદ્ધિ પામતા પ્રભુ યૌવન વય પામ્યા તેવખતે "પ્રથમ

* પ્રભુ જ ત્યાં ત્યાસુધી યુગલિક પ્રવૃત્તિ હોવાથી સુમંગલાનો જન્મ પણ પ્રભુ સાથેજ થયો હતો

એ ઉત્તર સાંભળી યુગલીયાઓને ઘણો જ આનંદ થયો. તેમણે પ્રભુ પાસે જઈ એ વાત કહી સંભળાવી. કેટલાક, પ્રભુનો રાજ્યાભિષેક કરવા સારૂ પાણી લેવા સરોવર તરફ ગયા. એ વખતે શક્રેન્દ્રનુ સિંહાસન કંપ્યું. તેણે અવધિજ્ઞાનથી પ્રભુનો રાજ્યાભિષેક જાણ્યો અને પ્રથમ તીર્થંકરનો રાજ્યાભિષેક કરવાનો પોતાનો આચાર સમજાતાં તે દેવો સહિત પ્રભુ પાસે પહોંચ્યો.

પછી સૌધર્મેન્દ્રે એક વેદિકા રચી તેની ઉપર સિંહાસન સ્થાપ્યું, દેવોએ આણેલા તીર્થજળ વડે પ્રભુને સ્નાન કરાવ્યું, દિવ્ય વસ્ત્રો પહેરાવ્યાં, અંગે આભૂષણો સજાવ્યાં અને મસ્તક ઉપર મુકુટ મુકી પ્રભુનો રાજ્યાભિષેક કર્યો.

એટલામાં પાણી લેવા સરોવર તરફ ગયેલા યુગલીયાઓ કમળના પત્રમાં પાણી લઇ પાછા ફર્યા. પ્રભુને દિવ્ય વસ્ત્રો તથા આભૂષણોથી અલંકારેલા અને સિંહાસન ઉપર બેઠેલા જોઈ તેમને ઘણી નવાઈ લાગી. કમલપત્રમાંનું પાણી ક્યાં કેવી રીતે નાખવું તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. દિવ્ય વસ્ત્રો તથા આભૂષણોવાળા પ્રભુના મસ્તક ઉપર જળ નાખવું એ તો ઠીક નહીં, એમ વિચારી તેમણે તે જળ પ્રભુના ચરણ ઉપર જ ઢોળી દીધું. આ દૃશ્ય જોઇ દેવોને ભારે સંતોષ થયો. ઈન્દ્રે કહ્યું:-"ખરે-ખર, આ માણસો કેટલા બધા વિનયવાળા છે ?" પછી તેણે કુબેરને આજ્ઞા કરી કે:-"અહિંઆ બાર યોજન લાંબી, નવ યોજન પહોળી એવી વિનીતા નામની નગરી વસાવો." કુબેરને આજ્ઞા કરી ઇન્દ્ર પોતાના સ્થાને ગયો. કુબેરે આજ્ઞા પ્રમાણે તેટલીજ લંબાઇ પ્હોળાઈવાળી, રત્ન અને સુવર્ણમય હવેલીઓ-વાળી તથા સરસ કિલ્લાવાળી વિનીતા નગરી વસાવી.

## આદિ રાજતંત્ર.

સર્વ રાજાઓમાં પ્રથમ શ્રી ઋષભદેવ પ્રભુ પોતાના સંતાનની

જેમ પ્રજાનુ પાલન કરવા લાગ્યા, પ્રજાને બધબેસતુ થાય તેવુ વ્યવસ્થિત રાજતત્ર ગોઠવી દીધુ, તેમજ ઉચી જાતના ઘોડા, હાથી, બળદ અને ગાયો વિગેરેનો પણ સગ્રહ કરવા માડયો તેમણે રાજવ્યવસ્થા માટે ઉગ્ર, ભોગ, રાજન્ય અને ક્ષત્રિય એમ ચાર કુળ સ્થાપ્યા જેઓ ઉગ્ર દડ કરનારા હતા તેઓ ઉગ્ર કૂળમા ગણાયા અને તેઓ આરક્ષસ્થાનીય-કોટવાળના નામથી સબોધા યા જેઓ ભોગને યોગ્ય હતા તેમને ભોગકૂળમા સ્થાપ્યા અને તે ગુરૂસ્થાનીય ગણાના. જેઓ સમાન વયના હતા તેમને રાજન્યકૂળમા મૂકયા અને તે મિત્રસ્થાનીય લેખાયા બાકીના પ્રધાન પ્રજાજનોને ક્ષત્રિયકૂળમા સ્થાપ્યા.

## ૨ ધનકળાનો ક્રમવિકાસ

ઉત્તરોત્તર વિષમ કાળ આવવાથી શ્રી ઋષભદેવ પ્રભુના વખતમા કલ્પવૃક્ષના ફળ મળવા દુર્લભ થઇ પડયા, તેથી ઇક્ષ્વાકુવશના માણસો શેરડી ખાઈને રહેવા લાગ્યા તેમજ બીજાઓ પ્રાય વૃક્ષના પત્ર તથા ફળફુલ ખાઈને ચલાવવા લાગ્યા તે વખતે હજી અગ્નિની શોધ થઈ ન્હોતી તેથી લોકો ચોખા વિગેરે ધાન્ય કાચુ જ ખાતા પણ કાળના પ્રભાવે કાચા ચોખા પચવા ભારે થઇ પડયા તેથી તેમણે થોડા થોડા આહાર કરવા માડયો. થોડુ થોડુ ખાવા છતાય ખાધેલુ ધાન્ય પુરેપુરૂ ન પચે એવી સ્થિતિ પ્રાપ્ત થઈ એટલે પ્રભુના કહેવા પ્રમાણે ચોખા જેવા ધાન્યને હાથથી મસળી, ફોતરા કાઢી નાખી તેનો આહાર કરવા લાગ્યા. તે પણ ન પચવાથી પ્રભુના કહેવા પ્રમાણે ધાન્યને હાથથી મસળી, ફોતરા કાઢી નાખી, પાદડાના પડીયામા પાણીથી ભીંજાવી ખાવા લાગ્યા, તે પણ ન પચવાથી પહેલાની જેમ સાફ કરી, પાણીમા ભીંજાવી, થોડો વખત મુઠીમા રાખી, મુઠીની ગરમીથી ગરમ કરી ખાવા લાગ્યા. તે પણ ન પચવાથી પૂર્વે

કહેલા વિધિ પ્રમાણે પાણીમા ભીંજાવી, કાખની ગરમી લાગે તેમ રાખી ખાવા લાગ્યા. એ રીતે ખાધેલું ધાન્ય સ્હેલાઈથી પચી જાય તેટલા સારૂ તેમણે ઘણા ઘણા ઉપાયો કરી જોયા. એટલામા એકવાર એ વૃક્ષ ઘસાવાથી નવોજ અગ્નિ ઉત્પન્ન થયો. એ અગ્નિ, ઘાસ તથા લાકડાં વિગેરેને બાળી નાખતો આગળ વધવા લાગ્યો. યુગલીયાઓએ પ્રથમ કોઇ વાર અગ્નિ જોયો ન્હોતો, તેથી તેમને આ દૃશ્ય જોઈ ભારે અજાયબી લાગી. તેઓ અગ્નિને કોઈ અદ્‌ભૂત પ્રકારનું રત્ન સમજી, તેને ગ્રહણ કરવા પોતાના હાથ લંબાવવા લાગ્યા ! પણ દાઝવાથી તેઓ નિરાશ થઈ ગયા. તેમણે પ્રભુ પાસે આવી એ વાતની ફ્ર્યાદ કરી. પ્રભુએ અગ્નિની ઉત્પત્તિ જાણી કહ્યું:—“હે યુગલિકો ! એ અગ્નિ ઉત્પન્ન થયો છે. હવે તમે તે અગ્નિમા ચોખા વિગેરે ધાન્ય સ્થાપન કરીને પછી ખાશો તો તે સ્હેલાઈથી પચાવી શકશો.”

## આદિ કલા–કુંભકારની કલા

પ્રભુનાં વચનો સાભળી, અજીર્ણથી કંટાળેલા યુગલીયા બહુ હર્ષ પામ્યા. તેમણે ચોખા તથા બીજું ધાન્ય અગ્નિમાં હોમી દઈ, કલ્પવૃક્ષની પાસે ફળ યાચવામાં આવે તેવી રીતે અગ્નિ પાસે ઉભા રહી પકવ અન્નની પ્રાર્થના કરી. પણ અગ્નિદેવે યુગલીયાની પ્રાર્થના વિષે મુદ્દલ લક્ષ ન આપ્યું. તેણે તો પોતાના સ્વભાવ પ્રમાણે ધાન્યને બાળી ભસ્મ કરી દીધું. પોતાના ધાન્યને તદ્દન બળી ગયેલું જોઈ તેમને અગ્નિ વિષે બહુ માઠું લાગ્યું તેમને થયું કે “ અરે ! આ તો કોઈ રાક્ષસ જેવો લાગે છે ! અમારૂ આટલું બધું ધાન્ય ખાઇ જાય છે છતાં તૃપ્ત જ નથી થતો ! અમને કઈ પાછું પણ નથી આપતો ! આપણા પ્રભુને કહી તેને ( અગ્નિને ) સખ્ત સજા કરાવવી પડશે.” અગ્નિ પાસેથી અન્યાય પામેલા યુગલીયા

પ્રભુ પાસે જવા તૈયાર થયા એટલામા પ્રભુને જ સામેથી હાથી ઉપર બેસી આવતા જોઇ તેઓ બોલી ઉઠયા કે —"હે સ્વામિન્! આ અગ્નિ તો પેટભરા-ભૂખાળવાની જેમ અમે જે કંઇ નાખીએ છીએ તે બધુ પોતે જ સ્વાહા કરી જાય છે! અમને જરા જેટલુ પણ પાછુ નથી આપતો " પ્રભુએ કહ્યુ કે, "તમારે અગ્નિ અને ધાન્યની વચમા કંઇક વ્યવધાન (આતરો) રાખવો જોઇએ એટલે જો તમે અગ્નિ ઉપર વાસણ મૂકી તેમા ધાન્ય મૂકશો તો તેને સારી રીતે પકાવી શકશો "

પછી તો પ્રભુએ પોતે જ યુગલિકો પાસે ભીની માટીનો પિંડ મગાવ્યો અને તે પિંડને હાથીના કુંભસ્થળ ઉપર મૂકાવી મહાવત પાસે તેનુ વાસણ બનાવરાવ્યુ એ રીતે પ્રભુએ પોતે સૌ પ્રથમ કુંભારની કળા પ્રકટ કરી

પેલુ માટીનુ વાસણ બતાવી યુગલીયાને પ્રભુએ કહ્યુ કે — આવી રીતે તમે બીજા પાત્રો પણ બનાવો અને તેને અગ્નિ ઉપર રાખી તેમા ધાન્યોને પકાવી ભક્ષણ કરજો." પ્રભુએ બતાવેલી કળા બરોબર ધ્યાનમા લઇ યુગલીયા તે પ્રમાણે વાસણ બનાવવા લાગ્યા. કુંભારની કળા પ્રકટ કર્યા પછી પ્રભુએ લુહારની, ચિતારાની, વણકરની અને નાપિત (વાળંદ) ની એમ બીજી ચાર કળાઓ પ્રકટ કરી આ પાચ મૂળ શિલ્પના- પ્રત્યેકના વીશ ભેદ થવાથી એકદરે સો શિલ્પ થયા

## વિશ્વોપકારક પ્રભુ

અર્હન્ કૌશલિક શ્રી ઋષભદેવ પ્રભુ સર્વ કળાઓમા કુશળ હતા, તે સાથે પ્રતિજ્ઞાનો સમ્યક્ પ્રકારે નિર્વાહ કરનાર, અત્યત સૌંદર્યવાન, સર્વ ગુણવડે અલકૃત, સરળ પ્રકૃતિવાળા અને વડિલોનો વિનય કરનાર હતા એ પ્રમરના વિશેષણોથી

વિભૂષિત પ્રભુ વીશ લાખ પૂર્વ સુધી કુમાર અવસ્થાની મધ્યમાં રહ્યા, ત્રેસઠ લાખ પૂર્વ સુધી રાજ્ય અવસ્થામા રહ્યા અને પુરૂષોપયોગી લેખન આદિ કળાઓ, ગણિત વિગેરે પ્રધાન વિષયો અને છેલ્લે પક્ષીની ભાષા જાણવાની કળા ( શકુનરૂત ) સુદ્ધાં ( બોંતેર કળાઓ ) પ્રકટ કરી. તે ઉપરાંત સ્ત્રીઓના ચોસઠ કળાઓનો પણ ઉપદેશ કર્યો. આચાર્યના ઉપદેશ વગર ઉત્પન્ન થાય તે કર્મ અને આચાર્યના ઉપદેશથી થાય તે શિલ્પ સમજવાં, કર્મ અને શિલ્પ વચ્ચેનો એ ભેદ સમજી લેવો. કર્મો એટલે કૃષિ-વાણિજ્યાદિ જીવનને ઉપયોગી થાય તે કર્મ તો અનુક્રમે પોતાની મેળેજ ઉત્પન્ન થયાં છે, પ્રભુએ તો માત્ર શિલ્પશાસ્ત્ર જ શીખવ્યું છે. અર્થાત્ પુરૂષની બોંતેર કળાઓ, સ્ત્રીઓની ચોસઠ કળાઓ અને સો શિલ્પો એ ત્રણ વસ્તુનો પ્રભુએ પ્રજાના હિતને માટે-વિશ્વના ઉપકારને માટે ઉપદેશ કર્યો.

## પુરૂષની બોંતેર કળાઓ

પુરૂષની બોંતેર કળાઓ આ પ્રમાણેઃ—( ૧ ) લેખન ( ૨ ) ગણિત, ( ૩ ) ગીત ( ૪ ) નૃત્ય ( ૫ ) વાદ્ય ( ૬ ) પઠન ( ૭ ) શિક્ષા ( ૮ ) જ્યોતિષ ( ૯ ) છંદ ( ૧૦ ) અલંકાર ( ૧૧ ) વ્યાકરણ ( ૧૨ ) નિરૂક્તિ ( ૧૩ ) કાવ્ય ( ૧૪ ) કાત્યાયન ( ૧૫ ) નિઘંટુ ( શબ્દ કોષ ) ( ૧૬ ) અશ્વારોહણ ( ૧૭ ) ગજારોહણ ( ૧૮ ) હાથી-ઘોડા કેળવવાની વિદ્યા ( ૧૯ ) શાસ્ત્રાભ્યાસ ( ૨૦ ) રસ ( ૨૧ ) મંત્ર ( ૨૨ ) યંત્ર ( ૨૩ ) વિષ ( ૨૪ ) ખનીજ પદાર્થ મેળવવાની વિદ્યા ( ૨૫ ) ગંધવાદ ( ૨૬ ) પ્રાકૃત ( ૨૭ ) સંસ્કૃત ( ૨૮ ) પૈશાચિક ( ૨૯ ) અપભ્રંશ ( ૩૦ ) સ્મૃતિ ( ૩૧ ) પુરાણ ( ૩૨ ) અનુષ્ઠાન શાસ્ત્ર ( વિધિ ) ( ૩૩ ) સિદ્ધાન્ત ( ૩૪ ) તર્ક ( ૩૫ ) વૈદ્યક ( ૩૬ ) વેદ ( ૩૭ ) આગમ ( ૩૮ ) સંહિતા ( ૩૯ ) ઇતિહાસ

( ૪૦ ) સામુદ્રિક ( ૪૧ ) વિજ્ઞાન ( ૪૨ ) આચાર્યક વિદ્યા ( ૪૩ ) રસાયન ( ૪૪ ) કપટ ( ૪૫ ) વિદ્યાનુવાદ ( ૪૬ ) દર્શન સંસ્કાર ( ૪૭ ) ધૂર્તશંબલક ( ૪૮ ) મણિકર્મ ( ૪૯ ) વૃક્ષના રોગનુ ઓસડ જાણુવાની વિદ્યા ( ૫૦ ) ખેચરી કલા ( ૫૧ ) અમરીકલા ( ૫૨ ) ઇન્દ્રજાળ ( ૫૩ ) પાતાલસિદ્ધિ ( ૫૪ ) યંત્રક ( ૫૫ ) રસવતી ( ૫૬ ) સર્વકરણી ( ૫૭ ) ઘર-મંદિરાદિનુ શુભાશુભ લક્ષણ જાણુવાની વિદ્યા-પ્રાસાદલક્ષણ ( ૫૮ ) જુગાર-પણ ( ૫૯ ) ચિત્રોપલ ( ૬૦ ) લેપ ( ૬૧ ) ચર્મકર્મ ( ૬૨ ) ધારેલુ પત્ર છેદવાની વિદ્યા-પત્રચ્છેદ ( ૬૩ ) નખચ્છેદ ( ૬૪ ) પત્ર પરીક્ષા ( ૬૫ ) વશીકરણ ( ૬૬ ) કાષ્ઠઘન ( ૬૭ ) દેશભાષા ( ૬૮ ) ગારુડ ( ૬૯ ) યોગાગ ( ૭૦ ) ધાતુકર્મ ( ૭૧ ) કેવલિવિધિ ( ૭૨ ) શકુનરૂત. હવે લેખનમા હસવિધિ વિગેરે અઢાર જાતની વિધિનો સમાવેશ થાય છે અને તેનુ વિધાન પ્રભુએ જમણે હાથે બ્રાહ્મીને શીખવ્યુ, તથા એક, દસ, સો, હજાર, દસ હજાર, લાખ, દસ લાખ, કરોડ, દસ કરોડ, અબજ, ખર્વ, નિખર્વ, મહાપદ્મ, શંકુ, જલધિ, અન્ત્ય, મધ્ય, અને પરાર્ધ એવી રીતે અનુક્રમે દસ દસગણી સખ્યાવાળુ ગણિત પ્રભુએ ડાબે હાથે સુદરીને શીખવ્યુ કાષ્ઠકર્માદિરૂપ કર્મ ભરતને અને પુરૂષાદિ લક્ષણો બાહુબલિને શીખવ્યા

## સ્ત્રીઓની ચોસઠ કળા

( ૧ ) નૃત્ય ( ૨ ) આ ર આપવાની કળા-ઔચિત્ય ( ૩ ) ચિત્ર, ( ૪ ) વાદિત્ર (૫) મત્ર ( ૬ ) તત્ર ( ૭ ) ધનવૃષ્ટિ ( ૮ ) ફલાકૃષ્ટિ-ફળ તોડવાની કળા ( ૯ ) સસ્કૃતજલ્પ ( ૧૦ ) ક્રિયાકલ્પ ( ૧૧ ) જ્ઞાન ( ૧૨ ) વિજ્ઞાન ( ૧૩ ) દભ ( ૧૪ ) પાણી થભાવવાની કળા ( ૧૫ ) ગીતમાન ( ૧૬ ) તાલમાન ( ૧૭ ) આકારગોપન ( ૧૮ ) બગીચો બનાવવાની કળા ( ૧૯ ) કાવ્યશક્તિ

(૨૦) વક્રોક્તિ (૨૧) નરલક્ષણ (૨૨) હાથી-ઘોડાની પરીક્ષા (૨૩) વાસ્તુસિદ્ધિ (૨૪) તીવ્રબુદ્ધિ (૨૫) શકુન વિચાર (૨૬) ધર્માચાર (૨૭) અંજનયોગ (૨૮) ચુર્ણયોગ (૨૯) ગૃહિધર્મ (૩૦) સુપ્રસાદન કર્મ (રાજી રાખવાની કળા) (૩૧) કનકસિદ્ધિ (૩૨) વર્ણિકાવૃદ્ધિ-સૌંદર્યવૃદ્ધિ (૩૩) વાક્પાટવ (૩૪) કરલાઘવ-હાથ ચાલાકી (૩૫) લલિત ચરણ (૩૬) તૈલસુરભિતાકરણ-સુગંધી તેલ બનાવવાની કળા (૩૭) ભૃત્યોપચાર (૩૮) ગેહાચાર (૩૯) વ્યાકરણ (૪૦) પરનિરાકરણ (૪૧) વીણાનાદ (૪૨) વિતંડાવાદ (૪૩) અંકસ્થિતિ (૪૪) જનાચાર (૪૫) કુંભભ્રમ (૪૬) સારિશ્રમ (૪૭) રત્નમણિભેદ (૪૮) લિપિ પરિચ્છેદ (૪૯) વૈદ્યક્રિયા (૫૦) કામાવિષ્કરણ (૫૧) રંધન (૫૨) ચિકુરબંધ-કેશ બાંધવાની કળા (૫૩) શાલીખંડન (૫૪) મુખમંડન (૫૫) કથાકથન (૫૬) કુસુમ ગ્રથન-ફુલ ગુંથવા (૫૭) વરવેષ (૫૮) સર્વભાષા વિશેષ (૫૯) વાણિજ્ય (૬૦) ભોજ્ય (૬૧) અભિધાન પરિજ્ઞાન (૬૨) આભૂષણ યથાસ્થાન વિવિધ પરિધાન (૬૩) અંત્યક્ષરિકા અને (૬૪) પ્રશ્ન પ્રહેલિકા.

એ પ્રમાણે શ્રી ઋષભદેવ પ્રભુએ પુરૂષની બ્હોતેર કળાઓ, સ્ત્રીઓની ચોસઠ કળાઓ અને સો શિલ્પો એ ત્રણ વસ્તુઓનો પ્રજાના હિતને માટે ઉપદેશ કર્યો, અને પોતાના સો પુત્રોનો સો રાજ્યો ઉપર અભિષેક કર્યો. ભરતને વિનીતા નગરીનુ મુખ્ય રાજ્ય સોંપ્યું, બાહુબલિને બહુલીદેશમાં તક્ષશીલા નગરીનુ રાજ્ય સોપ્યું અને બાકીના અઠ્ઠાણુ પુત્રોને જૂદા જૂદા દેશો વહેંચી આપ્યા.

## પ્રભુના સો પુત્રોનાં નામ

(૧) ભરત (૨) બાહુબલિ (૩) શંખ (૪) વિશ્વકર્મા (૫) વિમલ (૬) સુલક્ષણ (૭) અમલ (૮) ચિત્રાંગ (૯) ખ્યાતકીર્ત્તિ

( ૧૦ ) વરદત્ત ( ૧૧ ) સાગર ( ૧૨ ) યશોધર ( ૧૩ ) અમર ( ૧૪ ) રથવર ( ૧૫ ) કામદેવ ( ૧૬ ) ધ્રુવ ( ૧૭ ) વત્સ ( ૧૮ ) નંદ ( ૧૯ ) સુર ( ૨૦ ) સુનંદ ( ૨૧ ) કુરૂ ( ૨૨ ) અંગ ( ૨૩ ) વંગ ( ૨૪ ) કોશલ ( ૨૫ ) વીર ( ૨૬ ) કલિંગ ( ૨૭ ) માગધ ( ૨૮ ) વિદેહ ( ૨૯ ) સંગમ ( ૩૦ ) દશાર્ણ ( ૩૧ ) ગંભીર ( ૩૨ ) વસુવર્મા ( ૩૩ ) સુવર્મા ( ૩૪ ) રાષ્ટ્ર ( ૩૫ ) સુરાષ્ટ્ર ( ૩૬ ) બુદ્ધિકર ( ૩૭ ) વિવિધકર ( ૩૮ ) સુયશા ( ૩૯ ) યશ કીર્તિ ( ૪૦ ) યશસ્કર ( ૪૧ ) કીર્તિકર ( ૪૨ ) સૂરણ ( ૪૩ ) બ્રહ્મસેન ( ૪૪ ) વિક્રાન્ત ( ૪૫ ) નરોત્તમ ( ૪૬ ) પુરૂષોત્તમ ( ૪૭ ) ચન્દ્રસેન ( ૪૮ ) મહાસેન ( ૪૯ ) નભસેન ( ૫૦ ) ભાનુ ( ૫૧ ) સુકાંત ( ૫૨ ) પુષ્પયુત ( ૫૩ ) શ્રીધર ( ૫૪ ) દુર્ધર્ષ ( ૫૫ ) સુસુમાર ( ૫૬ ) દુર્જય ( ૫૭ ) અજેયમાન ( ૫૮ ) સુધર્મા ( ૫૯ ) ધર્મસેન ( ૬૦ ) આનંદન ( ૬૧ ) આનંદ ( ૬૨ ) નંદ ( ૬૩ ) અપરાજિત ( ૬૪ ) વિશ્વસેન ( ૬૫ ) હરિષેણ ( ૬૬ ) જય ( ૬૭ ) વિજય ( ૬૮ ) વિજયંત ( ૬૯ ) પ્રભાકર ( ૭૦ ) અરિદમન ( ૭૧ ) માન ( ૭૨ ) મહાબાહુ ( ૭૩ ) દીર્ઘબાહુ ( ૭૪ ) મેઘ ( ૭૫ ) સુઘોષ ( ૭૬ ) વિશ્વ ( ૭૭ ) વરાહ ( ૭૮ ) સુસેન ( ૭૯ ) સેનાપતિ ( ૮૦ ) કપિલ ( ૮૧ ) શૈલવિચારી ( ૮૨ ) અરિંજય ( ૮૩ ) કુંજર બલ ( ૮૪ ) જયદેવ ( ૮૫ ) નાગદત્ત ( ૮૬ ) કાશ્યપ ( ૮૭ ) બલ ( ૮૮ ) ધીર ( ૮૯ ) શુભમતિ ( ૯૦ ) સુમતિ ( ૯૧ ) પદ્મનાભ ( ૯૨ ) સિંહ ( ૯૩ ) સુજાતિ ( ૯૪ ) સંજય ( ૯૫ ) સુનાભ ( ૯ ) નરદેવ ( ૯૭ ) ચિત્તહર ( ૯૮ ) સુરવર ( ૯૯ ) દૃઢરથ અને ( ૧૦૦ ) પ્રભંજન.

રાજ્યોના દેશોના નામ —( ૧ ) અંગ ( ૨ ) વંગ ( ૩ ) કલિંગ ( ૪ ) ગૌડ ( ૫ ) ચૌડ ( ૬ ) કર્ણાટ ( ૭ ) લાટ ( ૮ ) સૌરાષ્ટ્ર ( ૯ ) કાશ્મીર ( ૧૦ ) સૌવીર ( ૧૧ ) આભીર ( ૧૨ )

ચીણુ ( ૧૩ ) મહાચીણ ( ૧૪ ) ગુર્જર ( ૧૫ ) બંગાલ ( ૧૬ ) શ્રીપાલ ( ૧૭ ) નેપાલ ( ૧૮ ) જહાલ ( ૧૯ ) કૌશલ ( ૨૦ ) માલવ ( ૨૧ ) સિંહલ ( ૨૨ ) મરૂસ્થળ.

## દીક્ષા

શ્રી ઋષભદેવે પોતાના સો પુત્રોને રાજ્યો સોંપી દીક્ષા લેવાની તૈયારી કરી. દીક્ષાને એક વર્ષ બાકી રહ્યું એટલે લોકાંતિક દેવોએ પોતાના શાશ્વત આચાર પ્રમાણે પ્રભુને અભિનંદતા, ઇષ્ટ અને મિષ્ટ વાણીમાં કહ્યું:—" હે પ્રભુ ! આપ જય પામો ! હે ભગવન્ ! આપ બોધ પામો—દીક્ષા સ્વીકારો ! હે લોકોના નાથ ! સકળ જગતના જીવોને હિતકર થાય તેવું ધર્મતીર્થ પ્રવર્ત્તાવો ! " ( ઇત્યાદિ સર્વ શ્રી મહાવીર સ્વામીના સંબંધમાં આવેલા પાઠ પ્રમાણે કહેવું.) પ્રભુએ અવધિજ્ઞાન અને અવધિદર્શનવડે પોતાનો દીક્ષાકાળ જાણી વાર્ષિકદાન આપ્યું, અને ચૈત્ર માસના કૃષ્ણ પખવાડીયામા આઠમની તિથિને વિષે, દિવસના પાછલા પહોરે સુદર્શના નામની પાલખીમાં રત્નજડિત સુવર્ણસિંહાસન પર પૂર્વ દિશા સંમુખ બેસી, દેવો મનુષ્યો તથા અસુરોની પર્ષદા સાથે દીક્ષા લેવા નીકળ્યા. કુળના વડિલોએ તથા સ્વજનોએ જય જયના ધ્વની કર્યા. તેઓ વિનીતા રાજધાનીના મધ્ય ભાગમાં થઈને, સિદ્ધાર્થવન નામના ઉદ્યાનમા અશોકવૃક્ષની નીચે, પાલખી સ્થાપન કરાવી નીચે ઉતર્યા અને અલંકારો ઉતારી ચાર મુષ્ટિવડે પોતાના કેશનો લોચ કર્યો. એક મુષ્ટિ બાકી રહી ત્યારે તે એક મુષ્ટિ કેશલતા, પ્રભુના સુવર્ણ સરખા કાંતિમય ખભા ઉપર સુવર્ણના કળશ ઉપર નીલકમલની માળા શોભે તેવી રીતે દીપી નીકળી. તે કેશલતા જોઈ ઇન્દ્રને બહુજ આનંદ થયો. તેણે પ્રભુને વિનતિ કરી કે:—" હે સ્વામી ! કૃપા કરી હવે એટલા કેશ રહેવા દ્યો તો સારૂં," શક્રના આગ્રહથી પ્રભુએ તેટલા કેશ રહેવા દીધા.

એ રીતે ચાર મુષ્ટિ લોચ કરીને નિર્જળ છઠ્ઠ તપ વિષે ઉત્તરાષાઢા નક્ષત્રમા ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતા, ઉગ્ર ભોગ રાજન્ય અને ક્ષત્રિય કુળના કચ્છ મહાકચ્છ વિગેરે ચાર હજાર પુરૂષો કે જેઓ પ્રભુના પગલે ચાલવાના મનોરથ રાખતા હતા તેઓની સાથે, એક દેવદૂષ્ય વસ્ત્ર ગ્રહણ કરીને, દ્રવ અને ભાવથી મુંડ થઇને-ગૃહવાસથી નીકળીને અનગારપણાની-સાધુપણાની દીક્ષા અગીકાર કરી

## તાપસની ઉત્પત્તિ

દીક્ષા લીધા પછી એક હજાર વરસ સુધી, હમેશને માટે કાયાની સુશ્રુષા ત્યજી દીધેલી હોવાથી અને શરીર વિષે લેશ પણ મમત્વ નહીં હોવાથી તેમણે ઘણા ઘણા ઉપસર્ગો સહન કર્યા

પ્રભુના સમયના લોકો અત્યત સમૃદ્ધ હોવાથી ભિક્ષા એટલે શુ અને ભિક્ષાચર કેવો હોય તે વિષે જરા પણ માહિતગાર ન હતા. આવી સ્થિતિમા પ્રભુ ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા પ્રભુને પોતાને તો કઇ ન લાગ્યું પણ તેમની સાથે જેમણે દીક્ષા લીધી હતી અને જેઓ પ્રભુના પગલે પગલે ચાલવાની આશા રાખી રહ્યા હતા તેઓ ભિક્ષા ન મળવાથી, આખરે અકળાયા, અને પ્રભુને આહારનો ઉપાય પૂછવા લાગ્યા મૌનધારી પ્રભુએ તેનો કઇ ઉત્તર ન આપ્યો ત્યાથી નિરાશ થઇ તેઓ કચ્છ અને મહાકચ્છ પાસે ગયા તેમણે ઉત્તર આપ્યા કે —" જેમ તમે કઇ જાણતા નથી તેમ અમે પણ આહારનો વિધિ નથી જાણતા આપણે દીક્ષા લેતી વખતે પ્રભુને પહેલેથી ન પૂછી રાખ્યુ તે આપણી ભૂલ થઇ હવે તો પ્રભુએ મૌનવ્રત ધાર્યું છે એટલે તેઓ જવાબ પણ શી રીતે આપી શકે ? બીજી તરફ આહાર વિના શુ કરવુ એ મ્હોટી મુઝવણ થઇ પડી છે ભરતની લજ્જાથી પાછુ ઘેર જવુ એ પણ ઠીક નહીં હવે તો

આપણુ માટે એક જ માર્ગ દેખાય છે આપણે વનવાસ સેવવો એજ કલ્યાણકારી છે.”

કચ્છ અને મહાકચ્છનો માર્ગ તેમને રૂચ્યો. તેમણે એકમત થઇ પ્રભુનું જ ધ્યાન ધરતા, ગંગા નદીને કાંઠે વનમા રહેવાનું પસંદ કર્યું. ત્યાં તેઓ વૃક્ષો પરથી નીચે પડનાં પાકાં ફળ-ફૂલ પત્ર વિગેરે ખાઇને રહેવા લાગ્યા, અને પોતાના મસ્તક, દાઢી તથા મૂછના કેશને સાફ ન કરતા હોવાથી જટાધારી તાપસ તરીકે તેમની ગણતરી થવા લાગી

## પ્રભુભક્તિનો પ્રતાપ

પ્રભુએ દીક્ષા લીધી તે પહેલાં તેમણે પોતાના સર્વ પુત્રોને જુદા જુદા દેશનાં રાજ્ય વ્હેંચી આપ્યા હતાં પણ કચ્છ અને મહાકચ્છના નમિ અને વિનમિ નામના પુત્રો કે જેમને પ્રભુએ પોતાના પુત્રની પેઠે રાખ્યા હતા, તેઓ કાર્ય પ્રસંગે બ્હારગામ ગયેલા હોવાથી, રાજ્યોની વ્હેંચણી વખતે હાજર રહી શક્યા નહીં. પ્રભુએ દીક્ષા લીધા પછી તેઓ પાછા આવ્યા અને ભરત રાજા પાસેથી પોતાના ભાગનો હિસ્સો માગ્યો ભરતે થોડો ભાગ આપવા માડયો, પણ તેટલાથી તેમને સંતોષ ન થયો તેઓ પિતાના વચનથી પ્રભુ પાસે ગયા અને કાઉસગ્ગધ્યાનમાં રહેલા પ્રભુની અંતઃકરણપૂર્વક ભક્તિ કરવા લાગ્યા “પ્રભુ તો નિઃસંગ છે” અને તેથી તેઓ રાજ્ય આપી શકે નહીં એ વાતનું તેમને સુદ્દલ લક્ષ ન હતુ. તેઓ હમેશ પ્રભુના સમિપ ભાગમાં રહેલી ધૂળ વાળી નાખે, કમળપત્રમા જળ લાવી ચારે તરફ છંટકાવ કરે, અને પ્રભુની પાસે જાનુપ્રમાણ સુગંધી પુષ્પો પાથરી પંચાંગ પ્રણામ કરી “હે પ્રભુ! અમને રજા આપો!” એ પ્રમાણે પ્રાર્થના કર્યા કરે!

એવામાં એક વખતે ધરણેન્દ્ર ભક્તિભાવપૂર્વક પ્રભુને વંદન કરવા આવ્યો. તેણે પ્રભુની સેવા કરતા તથા પ્રભુ પાસે રાજ્યની માગણી કરતા નમિ અને વિનમિને જોઇ, સંતુષ્ટ થઈ કહ્યું કે—"હે ભદ્રો! પ્રભુ તો નિઃસંગ છે, તેમની પાસે રાજ્યની માગણી ન થઈ શકે. પ્રભુની આજસુધીમાં તમે જે સેવાભક્તિ કરી છે તેના બદલામાં હું પોતે જ તમને રાજ્ય આપી શકીશ." તે પછી ધરણેન્દ્રે તેમને અડતાલીશ હજાર વિદ્યાઓ આપી, તેમાં ગૌરી, ગાંધારી, રોહિણી અને પ્રજ્ઞપ્તિ નામની ચાર મહાવિદ્યા પાઠસિદ્ધ આપી. વિશેષમાં ધરણેન્દ્રે કહ્યું કે —"આ વિદ્યાઓ વડે તમે વિદ્યાધરની ઋદ્ધિ પામ્યા છો, એટલે હવે તમે સ્વજન-પરિવારને લઈને સુખેથી વૈતાઢ્ય પર્વત ઉપર જાઓ, ત્યાં દક્ષિણશ્રેણિમાં ગૌરેય-ગાંધાર વિગેરે આઠ નિકાયો-જાતિઓ અને રથનૂપુર ચક્રવાલાદિ પચાસ નગર વસાવો, તથા ઉત્તરશ્રેણિમાં પંડક વંશાલય વિગેરે આઠ નિકાયો અને ગગનવલ્લભ આદિ સાઠ નગરો વસાવો." કૃતાર્થ થયેલા નમિ વિનમિએ પોતાના પિતા અને ભરત પાસે જઇ સઘળી હકીકત નિવેદન કરી અને વૈતાઢ્ય પર્વતની દક્ષિણશ્રેણિમાં નમિએ તથા ઉત્તરશ્રેણિમાં વિનમિએ વાસ કર્યો.

### ત્રણ સ્વપ્નનો મેળવાળો

શ્રી ઋષભદેવ પ્રભુએ દીક્ષા લીધી તે વખતે લોકો અતિશય સમૃદ્ધિશાલી અને ભદ્રિક હોવાથી દાનમાં અન્ન-પાણી આપવા જોઇએ તે વાત સમજતા નહોતા તેથી ભિક્ષા માટે પ્રભુ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં લોકો તેમને પ્રથમની જેમ રાજા સમજી હીરા મોતી વસ્ત્રો-ઘરેણા કન્યા વિગેરેની ભેટ મૂકે અને પોતાને ત્યાં પધારવાનું નિમંત્રણ કરે. એ રીતે યોગ્ય ભીક્ષા ન મળવા છતાં દીનતારહિત મનવાળા પ્રભુ ગ્રામાનુગ્રામ વિચરતા હતા. એકવાર

કુરૂ દેશના હસ્તિનાગપુર નામના નગરમાં પધાર્યા. ત્યાં બાહુબલિનો પુત્ર—સોમપ્રભ નામનો રાજા રાજ્ય કરતો હતો, અને સોમપ્રભનો શ્રેયાંસ નામે પુત્ર યુવરાજપદે હતો. તે શ્રેયાંસકુમારે રાત્રીએ " જાણે પોતે શ્યામવર્ણવાળા મેરૂ પર્વતને અમૃતભરેલા કળશ વડે સીંચ્યો હોય અને તેથી તે અત્યંત દીપી નીકળ્યો હોય" એવું સ્વપ્ન જોયું. તેજ નગરના સુબુદ્ધિ નામના નગરશેઠે પણ તેજ રાત્રિએ શ્રેયાંસકુમારને સૂર્યમંડળનાં ખરી પડેલાં કિરણો પુનઃ તેમાં સ્થાપતો સ્વપ્નમા જોયો. રાજાએ પણ પોતાના સ્વપ્નમા શત્રુના લશ્કર સાથે લડતા કોઇ મહાપુરૂષને શ્રેયાંસની સહાયથી વિજય પામતો નીહાળ્યો. સવારમાં રાજસભામાં તે ત્રણે જણ એકઠા થયા. તેમણે પોતપોતાનાં સ્વપ્ન પરસ્પરને કહ્યાં એટલે રાજાએ તે ત્રણે સ્વપ્નનો સરવાળો કરી નિર્ણય કર્યો કે—" શ્રેયાંસને કોઇ પણ મહાન્ લાભ થવો જોઇએ. " તે પછી સભા વિસર્જન કરવામાં આવી.

## વેષદર્શનથી જાતિસ્મરણ

શ્રેયાંસ કુમાર પોતાના મહેલમાં પધાર્યા. મહેલના ઝરૂખામા બેસી જોયું તો કેટલાક માણસો અંદર અંદર પૂછતા અને કંઈક વિચારતા હોય તેમ લાગ્યું. તેમના સર્વના મુખમાંથી એકજ અર્થના ઉદ્ગાર નીકળતા હતા. તેઓ કહેતા હતા કે " પ્રભુ કંઇ પણ લેતા નથી. " એટલામાં શ્રેયાંસને પ્રભુના દર્શન થયાં પ્રભુને અને પ્રભુના વેષને જોતાં જ તેને લાગ્યું કે:—" મેં પહેલાં પણ કયાંઇક આવો વેષ જોયો છે ! " એ વિષે ઉંડા વિચાર કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. એ જ્ઞાનના પ્રતાપે તે સ્પષ્ટપણે જોઇ શકયો કે:—"અહો ! પૂર્વે પૂર્વવિદેહક્ષેત્રમાં આ ભગવંત વજ્રનાભ નામના ચક્રવર્ત્તી હતા અને તે વખતે હું તેમનો સારથી હતો, તેજ ભવમાં સ્વા-



ઈક્ષુ રસપાન (પૃ ૩૬૭)

Kirshna Art Works, Bombay 2

મીના પિતા વજ્રસેન નામના હતા તેમને મે આવા તીર્થ કરના ચિન્હવાળા જોયા હતા. વજ્રસેન તીર્થ કર પાસે વજ્રનાભ ચક્રવર્તીએ દીક્ષા લીધી ત્યારે મે પણ તેમની સાથે જ દીક્ષા લીધી હતી, તે વખતે તીર્થ કર શ્રી વજ્રસેનના મુખથી જ મે સાભળ્યુ હતુ કે આ વજ્રનાભ ભરતક્ષેત્રમા પ્રથમ તીર્થ કર થશે, અને સદ્ભાગ્યની વાત છે કે તેજ આ પ્રભુ આજે સર્વ જગતનો અને મારો પણ ઉપકાર કરવા અહીં આવી ચડયા છે!"

આવો વિચાર કરે છે એટલામા એક માણસે શ્રેયાંસની પાસે આવી, ઉત્તમ શેરડીના રસથી સપૂર્ણ ભરેલા ઘડા હર્ષપૂર્વક ભેટ ધર્યા. જાતિસ્મરણ જ્ઞાનથી નિર્દોષ ભિક્ષા દેવાનો વિધિ સ્પષ્ટ થયો, તેમણે પ્રભુને વિનતિ કરી કહ્યુ કે —"ભગવન્! આ કલ્પનીય ભિક્ષા ગ્રહણ કરો"

## પ્રભુ ઇક્ષુરસ વ્હોરે છે

પ્રભુએ પણ બેઉ હાથની પસલી કરી, હસ્તરૂપી પાત્ર તેની આગળ ધર્યું શ્રેયાસકુમારે રસના ભરેલા ઘડા એક પછી એક ઠલવવા માડયા. અનુક્રમે સર્વ ઘડાનો રસ રેડી દીધો છતા ખુબી તો એ હતી કે રસનુ એક પણ ટીપુ નીચે ન પડતા રસની શિખા ઉપર વધવા લાગી. કહ્યુ છે કે —

" માઈજ્જ ઘડસહસ્સા અહવા માઇજ્જ સાગરા સવ્વે
જસ્સેયારિસ લદ્ધી સો પાણિપડિગ્ગહી હોઇ "

અર્થાત્—જેમના હાથની અદર હજારો ઘડ સમાઇ જાય અથવા સમગ્ર સમુદ્રો સમાઈ જાય એવી જેને લબ્ધિ પ્રાપ્ત થાય તે હસ્તપાત્રી જ હોય

અહિ કવિ ઉત્પ્રેક્ષા કરે છે —

## શ્રેયાંસનો આઠ ભવનો સંબંધ

લોકોએ શ્રેયાંસકુમારને પૂછયું:-" એવી રીતેજ દાન અપાય એમ તમે શી રીતે જાણ્યું ?" એટલે શ્રેયાંસે પ્રભુ સાથેનો પોતાનો આઠ ભવનો સંબંધ નીચે પ્રમાણે કહી સંભળાવ્યો:— (૧) પૂર્વ ભવમા આ પ્રભુ જયારે ઈશાન દેવલોકમાં લલિતાંગ નામે દેવ હતા ત્યારે હું * સ્વયંપ્રભા નામની તેમની દેવી હતી. (૨) પૂર્વ વિદેહમા પુષ્કલાવતી વિજયને વિષે લોહાર્ગલ નામના નગરમાં પ્રભુ વજ્રજંઘ નામના રાજા હતા, તે વખતે હું તેમની શ્રીમતી નામે રાણી હતી. (૩) ઉત્તરકુરૂમાં પ્રભુ યુગલિક થયા ત્યારે હું તેમની યુગલિની હતી. (૪) ત્યાંથી અમે બન્ને સૌધર્મ દેવલોકમાં મિત્રદેવ થયા. (૫) પ્રભુ અપરવિદેહમાં વૈદ્યના પુત્ર થયા અને હું જીર્ણશેઠનો પુત્ર કેશવ નામે તેમનો મિત્ર થયો. (૬) ત્યારપછી અમે બન્ને અચ્યુત દેવલોકમાં દેવ થયા. (૭) ત્યાંથી પુંડરીકિણી નગરીમાં પ્રભુ વજ્રનાભ નામે ચક્રવર્તી થયા અને હું તેમનો સારથી થયો. તે ભવમા પ્રભુએ વજ્રસેન તીર્થંકર પાસે દીક્ષા લીધી હતી અને મેં પણ તેમની સાથેજ દીક્ષા લીધેલી. અત્યારે ભગવંતને જોવાથી તે વખતનો વેષ મને યાદ આવ્યો, તે ઉપરથી મેં જાણ્યું કે આ તીર્થંકર પ્રભુ ભિક્ષા માટેજ ભમી રહ્યા છે અને તેમને આવી રીતેજ શુધ્ધ આહાર આપી શકાય. (૮) ત્યાર પછી અમે બન્ને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થયા હતા. ત્યાંથી ચ્યવીને તેઓ અહીં તીર્થંકર થયા છે અને હું તેમનો પ્રપૌત્ર થયો છું."

એ પ્રમાણે શ્રેયાંસકુમારના મુખથી વૃતાંત સાંભળી લોકો કહેવા લાગ્યા કે:—

---

* નાગિલ નામે એક દરિદ્રી કુટુંબી હતો, તેને નિર્નામિકા નામની પુત્રી હતી. તે નિર્નામિકા મરીને લલિતાંગ દેવની સ્વયંપ્રભા નામે દેવી થઈ.

रिसहेसर सम पत्त निरवज्ज इक्खुरससम दाण ।
सेअस समो भावो हविज्ज जइ मग्गिअ हुज्जा ॥

અર્થાત્ જો રૂપભદેવ સમાન પાત્ર, શેરડીના રસ જેવુ નિરવદ્ય દાન અને શ્રેયાંસ જેવો ભાવ હોય તો ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય એમા આશ્ચર્ય જેવુ જ શુ હોય ? એટલે કે એવુ ઉત્તમ સુપાત્ર, એવુ નિર્દોષ દાન અને એવો અદ્વિતીય ભાવ એ ત્રણે વસ્તુ મહાભાગ્યના યોગેજ પ્રાપ્ત થાય છે એ પ્રમાણે સ્તુતિ કરતા કરતા લોકો પોતપોતાના સ્થાને ગયા ભગવતે જે સ્થાને પારણુ કર્યું તે સ્થાન કોઇ ન ઉલ્લઘે તે સારૂ શ્રેયાસકુમારે ત્યા રત્નમય પીઠ બનાવ્યુ શ્રેયાસકુમાર નિત્ય બન્ને સધ્યા સમયે ભક્તિથી તેની પૂજા કરે અને પ્રાત કાળે તો પૂજા પછીજ જમે.

## બાહુબલિએ લાભ ગુમાવ્યો

એકવાર પ્રભુ વિચરતા વિચરતા એક સાય કાળે બહલી દેશમા તક્ષશિલા નગરીની સમિપમા પધાર્યા, અને નગરની બહાર એક ઉદ્યાનમા કાઉસગ્ગધ્યાને રહ્યા. ઉદ્યાનપાલકે તત્કાળ આવીને બાહુબલિને વધામણી આપી પ્રભુના આગમનના સમાચાર સાભળી તેને અતિશય આનદ તો થયો, છતા તેણે વિચાર કર્યો કે અત્યારે એમને એમ જઉ તે કરતા સવારમા સર્વ સમૃદ્ધિ સાથે જઈ જિનાજીને વદન કરૂ તો કેવુ સારૂ ! એવા ઉત્સાહમા ને ઉત્સાહમા જ આખી રાત્રી મહેલમા વ્યતિત કરી દીધી. પ્રાત કાળ થતા પ્રભુ પ્રતિમાસ્થિતિ સમાપ્ત કરીને ત્યાથી વિહાર કરી ગયા. બાહુબલિએ આડબર પૂર્વક સવારી કાઢી અને ભારે ધામધુમ સાથે પ્રભુને વદન કરવા ઉદ્યાન તરફ ચાલ્યો. ત્યા આવીને જોયુ તો પોતાના આવ્યા પહેલા જ પ્રભુ વિહાર કરી ગયા હતા. આથી બાહુબલિને ઘણો

જ પશ્ચાત્તાપ થયો. તેણે પ્રભુના ચરણારવિંદને કોઈ ઉલ્લંઘે નહીં તે સારૂ, પ્રભુ જ્યાં પ્રતિમાધ્યાને રહ્યા હતા ત્યાં એક રત્નમય ધર્મચક્ર સ્થાપ્યું. તેની બરાબર રક્ષા કરવા થોડા માણસો પણ નીમી દીધા. પછી તે ધર્મચક્રને ભક્તિભાવપૂર્વક વંદન કરી પોતાની નગરીમાં પાછો ફર્યો.

## કેવળજ્ઞાન

એ પ્રમાણે અસ્ખલિત વિહાર કરતાં શ્રી ઋષભદેવ પ્રભુને એક હજાર વરસ પર્યંત છદ્મસ્થપણું રહ્યું. તેમાં બધો મળી એક અહોરાત્રનો પ્રમાદકાળ જાણવો.

એવી રીતે યાવત્ જ્ઞાન દર્શન ચારિત્રાદિ અસાધારણ ગુણો-વડે પોતાના આત્માને ભાવતા શ્રી ઋષભદેવ પ્રભુને એક હજાર વરસ વીતી ગયાં. ત્યારપછી શીતકાળના ચોથા મહિનામાં-સાતમા પખવાડીયામાં-ફાગણ માસના કૃષ્ણ પખવાડીયામાં અગીયારશને દિવસે ( ગુજરાતી માઘ વદી ૧૧ ) સવારના વખતે *પુરિમતાલ નામના નગરની બ્હાર, શકટમુખ નામના ઉદ્યાનમાં, ન્યગ્રોધ ( વડ ) નામના ઉત્તમ વૃક્ષની નીચે, જળરહિત અઠ્ઠમ તપ કરીને ઉત્તરાષાઢા નક્ષત્રમા ચંદ્રનો યોગ પ્રાપ્ત થતાં, શુકલધ્યાનના પ્રથમના બે ભેદોમાં વર્ત્તતા શ્રી ઋષભદેવ પ્રભુને અનંત વસ્તુના વિષયવાળું પ્રધાન કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયુ. સર્વ પ્રાણીઓના અને ધર્માસ્તિકાય વિગેરે સર્વ અજીવોના સમગ્ર પર્યાયને જાણતાં-જોતાં પ્રભુ વિચરવા લાગ્યા.

## પહેલી પૂજા કોની કરવી ?

પ્રભુને વિનીતા નગરીના પુરિમતાલ નામના શાખાપુરમાં

* અયોધ્યા ( વિનીતા ) નગરીના એક પરાનુ નામ પુરિમતાલ હતુ.

જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ, ત્યારે એક પુરૂષે આવી ભરત મહારાજાને એ વિષે વધામણી આપી તેજ વખતે બીજા એક પુરૂષે આવી બીજી વધામણી આપી કે —"મહારાજ ! આપની આયુધશાળામા ચક્રરત્ન ઉત્પન્ન થયુ છે " આવી રીતે એકી વખતે બે વધામણી સાભળવાથી ભરત રાજા વિચાર કરવા લાગ્યા કે—"મારે પહેલા પિતાજીની પૂજા કરવી કે ચક્રરત્નની પૂજા કરવી ? " એકાદ ક્ષણ વિચાર કરી તેમણે નિર્ણય કર્યો કે "ચક્ર તો માત્ર આ ભવનુ જ સુખ આપી શકે, જ્યારે પિતાજીની પૂજા આ લોક અને પરલોકનુ પણ કલ્યાણ કરી શકે એટલે પિતાજીની પૂજામા ચક્રરત્નની પણ પૂજા આવી જ જાય છે " એ પ્રમાણે વિવેકબુદ્ધિથી નિર્ણય કરી ભરત મહારાજાએ પ્રભુને વાદવા જવાની તૈયારી કરવા માડી

## માતા મરૂદેવાનો સ્નેહ

પ્રભુએ જ્યારથી દીક્ષા લીધી ત્યારથી મરૂદેવા માતા પુત્રના વિરહને લીધે હમેશા રૂદન કર્યા કરતા અને અવિશ્રાત અશ્રુ પાડવાથી તેમના નેત્રમા પડળ પણ આવી ગયા હતા તેઓ ઘણીવાર ભરતને સખ્ત શબ્દોમા કહેતા પણ ખરા કે—"હે પૌત્ર ભરત ! મારો કોમળ પુત્ર રાજ્યલક્ષ્મીને છોડી ચાલી નીકળ્યો, તેને કોણ જાણે કેવા આકરા કષ્ટ વેઠવા પડતા હશે ? તુ તો રાજ્યના સુખમા મગ્ન બન્યો છે એટલે તને તેની શી ચિ તા હોય ? એકવાર ભલો થઇ તેમની તપાસ તો કર "

ભરત મહારાજાએ મરૂદેવા માતાને પણ પોતાની સાથે લીધા અને તેમને હાથી ઉપર બેસાર્યા. સર્વ ઋદ્ધિ અને સમૃદ્ધિ વાળી ભરતરાજાની સ્વારી પ્રભુને વાદવા આગળ ચાલવા લાગી સમવસરણની નજીક આવતા જ ભરતે માતા મરૂદેવાને કહ્યુ —

"માતાજી! આપના પુત્રની દૈવી ઋદ્ધિ સામે એકવાર દૃષ્ટિ તો કરો! દેવોએ રચેલા સમવસરણને વિષે વિરાજેલા, ચોત્રીશ અતિશયથી શોભી રહેલા, સુવર્ણના સિંહાસન ઉપર બેઠેલા, સુરેન્દ્રોથી પૂજાતા અને સુરનરોથી વીંટળાયેલા આ આપના પુત્ર કેવી સુંદર દેશના આપી રહ્યા છે? પ્રભુના ચરણકમલ સેવનારા દેવોના જયધ્વનિથી દિશાઓ પણ કેવી આનંદમા આવી ગઈ છે? સ્વામીના દર્શનથી પરમ સંતોષ પામેલા દેવોનું સિંહનાદ સમુ ગર્જન કેવું મોહક લાગે છે?"

ભરતના આનંદોદ્‌ગાર સાભળી મરૂદેવા માતાના અંગેઅંગ રોમાંચિત થયા. પાણીના પ્રવાહથી જેવી રીતે કાદવ ધોવાઇ જાય તેવી રીતે આનંદાશ્રુવડે તેમનાં પડળ પણ ધોવાઈ ગયાં. પ્રભુની છત્ર-ચામર વિગેરે પ્રાતિહાર્યની લક્ષ્મી નીરખી માતા વિચારવા લાગ્યાં કે:—

"ખરેખર, મોહથી વિહ્‌વળ અને અંધ બનેલા પ્રાણીઓને ધિક્કાર છે! પોતાનો સ્વાર્થ હોય ત્યા સુધીજ સૌ સ્નેહ બતાવે છે! આ ઋષભના દુઃખની નકામી ચિંતા કરી કરીને અને રડી રડીને આંધળી થઇ છતાં સુર-અસુરથી સેવાતા અને આવી અનુપમ સમૃદ્ધિ ભોગવતા આ ઋષભે મને સુખસમાચારનો સંદેશો પણ ન મોકલ્યો! આવા સુખમાં માતા શેની યાદ આવે? એવા સ્વાર્થી સ્નેહને હજારોવાર ધિક્કાર હો!" એવી ભાવના ભાવતાં મરૂદેવા માતાને કેવળજ્ઞાન ઉત્પન થયુ અને તેજ ક્ષણે આયુષ્યનો ક્ષય થવાથી તેઓ મુક્તિ પામ્યાં.

## પુત્ર પહેલાં જ માતા કેમ ગયાં?

અહીં કવિ ઘટના કરે છે કે:—

पुत्रो युगादीशसमो न विश्वे भ्रान्त्वा क्षितौ येन शरत् सहस्रम् ।
यदर्जितं केवल रत्नमन्यं स्नेहात् तदेवाप्यंत मातुराशु ॥

જગતમા યુગાદીશ સમો પુત્ર કોઈ નહીં હોય, પોતે એક હજાર વરસ સુધી પૃથ્વી ઉપર ભમી ભમીને જે કેવળજ્ઞાનરૂપી ઉત્તમ રત્ન મેળવ્યુ હતુ તે સ્નેહવડે પ્રથમ પોતાની માતાનેજ અર્પણ કરી દીધુ વળી —

मरुदेवासमा नाम्बा याऽगात् पूर्वं किलेक्षितुम् ॥
मुक्तिकन्या तनुनाथ शिवमार्गमपि स्फुटम् ॥

જગતમા મરૂદેવા સમા માતા પણ નહીં હોય, પોતાના પુત્ર માટે મુક્તિરૂપી કન્યા જોવા અને શિવમાર્ગ સ્ફુટ હોવા છતા તે જોવા આગળથીજ ચાલી નીકળ્યા

## ચતુર્વિધ સઘની સ્થાપના

સમવસરણમા પ્રભુએ જે ધર્મદેશના આપી તેની એવી અસર થઈ કે ભરતના ઋષભસેન વિગેરે પાચસો પુત્રો અને સાતસો પૌત્રો એ પ્રતિબોધ પામી પ્રભુ પાસે દીક્ષા લીધી તેમા પ્રભુએ ઋષભ સેન વિગેરે ચોરાશી ગણધર સ્થાપ્યા બ્રાહ્મીએ પણ દીક્ષા લીધી અને તે મુખ્ય સાધ્વી થઇ ભરત રાજા શ્રાવક થયા સુદરી પણ દીક્ષા લેવાની ભાવના ધરાવતી હતી પરતુ તેણીને અત્યત રૂપ વતી જાણીને સ્ત્રીરત્ન સ્થાપવા માટે ભરતે દીક્ષા લેવાની આજ્ઞા ન આપી, તેથી તે શ્રાવિકા થઇ પ્રભુને કેવળજ્ઞાન થયેલુ જાણી કચ્છ અને મહાકચ્છ સિવાયના બધા તાપસોએ આવી પ્રભુ પાસે ફરીથી દીક્ષા લીધી મરૂદેવાના નિર્વાણથી શોકગ્રસ્ત થયેલા ભરતને ઈન્દ્રે સમજાવી શોક નિવારણ કર્યો. પછી ભરત મહારાજા પ્રભુને વદન કરી પોતાના સ્થાને ગયા ત્યારપછી તેઓ ચક્ર રત્નની પૂજા કરી, શુભ દિવસે પ્રયાણ કરી સાઠ હજાર વરસે ભરત ક્ષેત્રના છ ખડ સાધી પોતાના ઘરે આવ્યા. ઘરે આવીને પોતાના સબધીઓની સભાળ લીધી તો સુદરી અતિશય કૃશ અને

નબળી થઇ ગયેલી જોવામાં આવી. પોતાના અધિકારીઓને બોલાવી પૂછ્યું કે:-"અરે! આ સુંદરી આમ સાવ સુકાઇ કેમ ગઇ? મારા ગયા પછી કોઇએ તેની સંભાળજ ન લીધી કે શું?"

અધિકારીઓએ નમન કરી ઉત્તર આપ્યો.—"મહારાજા! જ્યારથી આપ દિગ્વિજય કરવા નિકળ્યા, ત્યારથી આ સુંદરી માત્ર પ્રાણ ટકાવી રાખવા ખાતર જ આયંબિલ તપ કરે છે. આપે તેમને દીક્ષા લેવાની આજ્ઞા ન આપી તેથી તેઓ ભાવદીક્ષિત થઇને પોતાના દિવસો ગાળે છે."

સુંદરીનો દીક્ષા લેવાનો દૃઢ મનોરથ જાણી ભરત મહારાજાએ કહ્યું કે.—"અરેરે! બ્હેન, આટલા વખત સુધી હું જ તમારા વ્રતમાં વિઘ્નભૂત થયો! તમે આવા નાજુક શરીરથી પણ મોક્ષરૂપી ફળ ઉત્પન્ન કરવા માગો છો અને તે સારૂ દીક્ષા ગ્રહણ કરવા તૈયાર છો એ વિષે તમને જેટલો ધન્યવાદ અપાય તેટલો ઓછો જ છે!" એ પ્રમાણે સુંદરીની પ્રશંસા કરી તેને દીક્ષા લેવાની રજા આપવામાં આવી. ત્યારબાદ સુંદરીએ અષ્ટાપદ પર્વત ઉપર જઇ શ્રી ઋષભદેવ પ્રભુ પાસે દીક્ષા સ્વીકારી.

## બાર વરસનું ભયંકર યુદ્ધ

હવે ભરતક્ષેત્રના છ ખંડ સાધવા છતાં ચક્ર તો આયુધશાળામાં ન પેસતાં બ્હારજ રહ્યું. તેથી ભરત મહારાજાએ પોતાના અઠ્ઠાણું ભાઇઓને પોતાની આજ્ઞામાં રહેવાનું દૂત મારફતે કહેણ મોકલ્યું. બધા ભાઇઓ એકઠા થયા અને "આપણે ભરતની આજ્ઞા માનવી કે તેની સામે યુદ્ધ કરવું" એ વિષે ખુલાસો મેળવવા પ્રભુ પાસે ગયા. પ્રભુએ તેમને વૈતાલીય નામના અધ્યયનની પ્રરૂપણા વડે પ્રતિબોધ પમાડી દીક્ષા આપી. તે પછી મહારાજાએ બાહુબલિ પાસે એક દૂત મોકલ્યો. અતુલ બળ ધરાવનાર બાહુ-

બલિ એવા ભય માત્રથીજ શરણે જાય એ અસંભવિત હતુ તેણે ભરતની આજ્ઞાનો તિરસ્કાર કરી યુદ્ધની તૈયારી કરી ભરત અને બાહુબલિ વચ્ચે બાર વરસ સુધી ભયકર યુદ્ધ ચાલ્યુ તેમા પુષ્કળ માણસો મરાયા, છતા બેમાથી એકેની જીત ન થઇ

માણસોનો કચ્ચરઘાણ નીકળી જતો હોવાથી શક્રે આવી તેમને સમજાવવા માડયા કે —"તમે બન્ને ભાઇઓ સૌજન્યથી સુશોભિત છો, છતા જગતના દુર્ભાગ્યને લીધેજ આવુ યુદ્ધ ઉપસ્થિત થયુ છે હવે તમારે અદર અદર સમજીને એ યુદ્ધ બધ કરવુ જોઇએ એટલુ છતા એક બીજા ઉપર વિજય મેળવ્યા સિવાય ન જ અટકવુ એવો નિશ્ચય હોય તો મારી સલાહ છે કે તમે બન્ને પડે પરસ્પર ઉચિત યુદ્ધથી લડો તમારા યુદ્ધમા સખ્યાબધ પ્રાણીઓનો ઘાત થાય તે તો કોઇ રીતે યોગ્ય ન ગણાય"

શક્રની સલાહ તેમણે માન્ય કરી પછી શક્રે દષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, મુષ્ટિયુદ્ધ, અને દડયુદ્ધ એમ ચાર પ્રકારના યુદ્ધથી પરસ્પર લડવાનુ ઠરાવી આપ્યુ એ ચારે યુદ્ધમા આખરે બળવાન બાહુબલિનો જ વિજય થયો, ભરતની હાર થઇ ભરત મહારાજાએ પોતાની શાતિ ગુમાવી દીધી તેમણે એકદમ ક્રોધમા આવી બાહુબલિનો નાશ કરવા પોતાનુ ચક્ર છોડયુ ! પરતુ બાહુબલિ સમાનગોત્રના હોવાથી તે ચક્ર કઇ પણ ન કરી શકયુ

## યુદ્ધ કરતા ઉપજેલુ જ્ઞાન

બાહુબલિએ વિચાર કર્યો કે—"અત્યાર સુધી કેવળ ભ્રાતૃભાવને લીધે જ ભરતની સામે મે કઇ આકરો ઇલાજ નથી લીધો, છતા તે પોતાનો દુષ્ટ સ્વભાવ તજતો નથી માટે હવે તો તેને સખતમા સખત સજા કરવી જોઇએ હુ ધારુ તો અત્યારે ને અત્યારે જ એક મુઠ્ઠી મારી તેના ભુક્કા ઉડાડી મુકુ એમ છુ"

તરત જ તેણે ક્રોધાવેશમા મુઠી ઉગામી ભરતને મારવા દોટ મૂકી. દોટ તો મૂકી પણ થોડે દૂર જતાં જ બૃહસ્પતિ સમાન તેની વિવેક-બુદ્ધિએ તેને વાર્યો. તે પુનઃ વિચારવા લાગ્યો કેઃ—"અરેરે ! આ હું કોને મારવા દોડી જઉં છું ? મોટા ભાઈ તો પિતા તુલ્ય ગણાય ! તેમને મારાથી શી રીતે હણી શકાય ? પરન્તુ મારી ઉગામેલી આ મુઠી નિષ્ફળ જાય એ પણ કેમ ખમાય ?" પણ એ મુંઝવણ વધારેવાર ન રહી. તેમણે તે મુઠીવડે પોતાના મસ્તક પરના વાળનો લોચ કરી નાંખ્યો અને સર્વ સાવદ્ય કર્મ તજી દઈ કાઉસગ્ગધ્યાન ધર્યું. પછી ભરત મહારાજાએ તેમની પાસે જઇ ભક્તિપૂર્વક વંદન કર્યું અને પોતાનો અપરાધ ખમાવી સ્વસ્થાને ચાલ્યા ગયા.

## "વીરા ! ગજ થકી હેઠા ઉતરો !"

સર્વ સાવદ્યનો ત્યાગ થયો, પણ બાહુબલિ મુનિ અભિમાનનો ત્યાગ ન કરી શક્યા. તેમને વિચાર થયો કે "જો હું હમણા ને હમણા જ પ્રભુ પાસે જઈશ તો મારે મારા ન્હાના, પણ દીક્ષા પર્યાયથી મ્હોટા ગણાતા ભાઇઓને વંદન કરવું પડશે. હું આવો મ્હોટો છતા ન્હાના ભાઈઓને વંદન કરૂં એ કેમ બને ? એટલે હવે જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે જ પ્રભુ પાસે જવાનું રાખીશ." આવા અહંકારમાં ને અહંકારમાં જ એક વરસ પર્યંત કાઉસગ્ગધ્યાનમા ઉભા રહ્યા વરસને અંતે પ્રભુએ મોકલેલી બ્રાહ્મી અને સુંદરી નામની તેમની બ્હેનોએ આવીને કહ્યું કે "હે વીરા ! અભિમાનરૂપી હાથીથો નીચે ઉતરો." બાહુબલિ મુનિવરના હૃદય ઉપર એ પ્રતિબોધની તત્ક્ષણ અસર થઇ અને અહંકારરૂપી ગજથી નીચે ઉતરી જેવો પગ ઉપાડયો કે તે જ વેળા તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ. ત્યારબાદ પ્રભુ પાસે જઈ ઘણો વખત વિચરી પ્રભુ સાથે જ મોક્ષે સીધાવ્યા. મહારાજા ભરતે પણ

તરત જ તેણે ક્રોધાવેશમા મુઠી ઉગામી ભરતને મારવા દોટ મૂકી. દોટ તો મૂકી પણ થોડે દૂર જતાં જ બૃહસ્પતિ સમાન તેની વિવેક-બુદ્ધિએ તેને વાર્યો. તે પુનઃ વિચારવા લાગ્યો કેઃ—"અરેરે! આ હું કોને મારવા દોડી જઉં છું? મોટા ભાઈ તો પિતા તુલ્ય ગણાય! તેમને મારાથી શી રીતે હણી શકાય? પરન્તુ મારી ઉગામેલી આ મુઠી નિષ્ફળ જાય એ પણ કેમ ખમાય?" પણ એ મુંઝવણ વધારેવાર ન રહી. તેમણે તે મુઠીવડે પોતાના મસ્તક પરના વાળનો લોચ કરી નાંખ્યો અને સર્વ સાવદ્ય કર્મ તજી દઈ કાઉસગ્ગધ્યાન ધર્યું. પછી ભરત મહારાજાએ તેમની પાસે જઈ ભક્તિપૂર્વક વંદન કર્યું અને પોતાનો અપરાધ ખમાવી સ્વસ્થાને ચાલ્યા ગયા.

## "વીરા! ગજ થકી હેઠા ઉતરો!"

સર્વ સાવદ્યનો ત્યાગ થયો, પણ બાહુબલિ મુનિ અભિમાનનો ત્યાગ ન કરી શક્યા. તેમને વિચાર થયો કે "જો હું હમણાં ને હમણાં જ પ્રભુ પાસે જઈશ તો મારે મારા ન્હાના, પણ દીક્ષા પર્યાયથી મ્હોટા ગણાતા ભાઈઓને વંદન કરવું પડશે. હું આવો મ્હોટો છતા ન્હાના ભાઈઓને વંદન કરૂં એ કેમ બને? એટલે હવે જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે જ પ્રભુ પાસે જવાનું રાખીશ." આવા અહંકારમા ને અહંકારમાં જ એક વરસ પર્યંત કાઉસગ્ગધ્યાનમા ઉભા રહ્યા વરસને અંતે પ્રભુએ મોકલેલી બ્રાહ્મી અને સુંદરી નામની તેમની બ્હેનોએ આવીને કહ્યું કે "હે વીરા! અભિમાનરૂપી હાથીથી નીચે ઉતરો." બાહુબલિ મુનિવરના હૃદય ઉપર એ પ્રતિબોધની તત્ક્ષણ અસર થઇ અને અહંકારરૂપી ગજથી નીચે ઉતરી જેવો પગ ઉપાડયો કે તે જ વેળા તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારબાદ પ્રભુ પાસે જઈ ઘણો વખત વિચરી પ્રભુ સાથે જ મોક્ષે સીધાવ્યા. મહારાજા ભરતે પણ

તરત જ તેણે ક્રોધાવેશમા મુઠી ઉગામી ભરતને મારવા દોટ મૂકી. દોટ તો મૂકી પણ થોડે દૂર જતાં જ બૃહસ્પતિ સમાન તેની વિવેક-બુદ્ધિએ તેને વાર્યો. તે પુનઃ વિચારવા લાગ્યો કેઃ—“ અરેરે ! આ હું કોને મારવા દોડી જઉં છું ? મોટા ભાઈ તો પિતા તુલ્ય ગણાય ! તેમને મારાથી શી રીતે હણી શકાય ? પરન્તુ મારી ઉગામેલી આ મુઠી નિષ્ફળ જાય એ પણ કેમ ખમાય ? ” પણ એ મુંઝવણ વધારેવાર ન રહી. તેમણે તે મુઠીવડે પોતાના મસ્તક પરના વાળનો લોચ કરી નાંખ્યો અને સર્વ સાવદ્ય કર્મ તજી દઈ કાઉસગ્ગધ્યાન ધર્યું. પછી ભરત મહારાજાએ તેમની પાસે જઇ ભક્તિપૂર્વક વંદન કર્યું અને પોતાનો અપરાધ ખમાવી સ્વસ્થાને ચાલ્યા ગયા.

## “ વીરા ! ગજ થકી હેઠા ઉતરો ! ”

સર્વ સાવદ્યનો ત્યાગ થયો, પણ બાહુબલિ મુનિ અભિમા-નનો ત્યાગ ન કરી શક્યા. તેમને વિચાર થયો કે “જો હું હમણાં ને હમણા જ પ્રભુ પાસે જઈશ તો મારે મારા ન્હાના, પણ દીક્ષા પર્યાયથી મ્હોટા ગણાતા ભાઇઓને વંદન કરવું પડશે. હું આવો મ્હોટો છતાં ન્હાના ભાઈઓને વંદન કરૂં એ કેમ બને ? એટલે હવે જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે જ પ્રભુ પાસે જવાનું રા-ખીશ. ” આવા અહંકારમા ને અહંકારમાં જ એક વરસ પર્યંત કાઉસગ્ગધ્યાનમા ઉભા રહ્યા. વરસને અંતે પ્રભુએ મોકલેલી બ્રાહ્મી અને સુંદરી નામની તેમની બ્હેનોએ આવીને કહ્યું કે “હે વીરા ! અભિમાનરૂપી હાથીથી નીચે ઉતરો.” બાહુબલિ મુનિવરના હૃદય ઉપર એ પ્રતિબોધની તત્ક્ષણ અસર થઇ અને અહંકારરૂપી ગજથી નીચે ઉતરી જેવો પગ ઉપાડયો કે તે જ વેળા તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારબાદ પ્રભુ પાસે જઈ ઘણો વખત વિચરી પ્રભુ સાથે જ મોક્ષે સીધાવ્યા. મહારાજા ભરતે પણ

લાખ વખત સુધી ચક્રવર્તીની લક્ષ્મી ભોગવી એક દિવસ અરિસાભુવનમા વીંટીવિનાની પોતાની આગળીને જોઇ તેમને સસારની અનિત્યભાવના સ્ફુરી આવી અને એ વિષે ભાવના ભાવતા કેવળજ્ઞાન મેળવી, દશ હજાર રાજાઓ સાથે, દેવતાઓએ આપેલા મુનિવેષને ગ્રહણ કરી ઘણો કાળ વિચરી મોક્ષે ગયા

## પ્રભુનો પરિવાર

અર્હન્ કૌશલિક શ્રી ઋષભદેવને ચોરાશી ગણ અને ચોરાશી ગણધર હતા ઋષભસેન વિગેરે ચોરાશી હજાર સાધુઓ હતા, બ્રાહ્મી અને સુદરી આદિ ત્રણ લાખ સાધ્વીઓ હતી શ્રેયાસ પ્રમુખ ત્રણ લાખ ને પાચ હજાર શ્રાવકો હતા, સુભદ્રા આદિ પાચ લાખ અને ચોપન હજાર શ્રાવિકાઓ હતી, કેવલી નહીં હોવા છતા કેવલીતુ ય ચાર હજાર સાતસો ને પચાસ ચૌદ પૂર્વધર હતા, નવ હજાર અવધિજ્ઞાનીઓ, વીસ હજાર કેવલ જ્ઞાનીઓ, વીસ હજાર ને છસો વૈક્રિય લબ્ધિવાળા મુનિઓ, બાર હજાર છસો ને પચાસ વિપુલમતિ–મન પર્યવજ્ઞાનીઓ ( અઢી દ્વીપ અને બે સમુદ્રને વિષે રહેલા પર્યાપ્તા સજ્ઞી પચેન્દ્રિયોના મનોગત ભાવોને જાણે તે ) અને બાર હજાર છસો ને પચાસ વાદીઓની ઉત્કૃષ્ટ સપદા થઇ શ્રી ઋષભદેવ પ્રભુના વીશ હજાર શિષ્યો ( સાધુઓ ) અને ચાલીશ હજાર સાધ્વીઓ મોક્ષે ગયા અનુત્તર વિમાનમા ઉત્પન્ન થનારા અને આગામી મનુષ્યગતિમા મોક્ષે જનારા બાવીશ હજાર અને નવસો મુનિઓ હતા

## અતકૃત્ ભૂમિ

શ્રી ઋષભદેવ પ્રભુની બે પ્રકારની અતકૃદ્ભૂમિ થઇ (૧) યુગાતકૃદ્ભૂમિ અને (૨) પર્યાયાતકૃદ્ભૂમિ ભગવાન્ પછી અનુક્રમે અસખ્યાતા પુરૂષયુગ મોક્ષે ગયા તે યુગાતકૃદ્ભૂમિ અને

અને ચીતામાં સ્થાપન કર્યું. બીજા દેવોએ ગણધરો અને મુનિઓના શરીરનો એજ પ્રમાણે સત્કાર કર્યો. ઇંદ્રના હુકમથી, નિરાનંદ અને નિરૂત્સાહ જેવા જણાતા અગ્નિકુમારોએ ચીતામા અગ્નિ પ્રદિપ્ત કર્યો, વાયુકુમારોએ વાયુ વિકુર્વ્યો અને બાકીના દેવોએ તે ચીતાઓમાં કાળો અગરૂ, ચંદન વિગેરે ઉત્તમ કાષ્ઠ નાખ્યાં, મધ અને ઘીનાં ઘડા સીંચ્યાં અને જ્યારે તેમના શરીરનાં માત્ર અવશેષ રહ્યાં ત્યારે ઇંદ્રની આજ્ઞાથી મેઘકુમાર દેવોએ તે ચીતાઓને પોતાના જળથી ઠારી.

પછી સૌધર્મ ઇન્દ્રે પ્રભુની ઉપરની જમણી દાઢા, ઇશાનેંદ્રે ઉપરની ડાબી દાઢા, ચમરેંદ્રે નીચેની જમણી દાઢા અને બલીંદ્રે નીચેની ડાબી દાઢા ગ્રહણ કરી. બાકીના દેવોમાંથી કેટલાકે જિનભક્તિથી પ્રેરાઇ, કેટલાકોએ પોતાનો આચાર સમજી અને કેટલાકોએ ધર્મ વિચારી બાકી રહેલાં અંગોપાંગનાં અસ્થિ ગ્રહણ કર્યાં. ત્યારબાદ ઇંદ્રે એક જિનેશ્વર ભગવાનનો, એક ગણધરનો અને એક બાકીના મુનિઓનો એમ ત્રણ રત્નમય સ્તૂપ ( દેરી અને પગલાં ) કરાવ્યા. ચક્ર આદિ દેવોએ નંદીશ્વર આદિ દ્વીપમાં જઇ અઠ્ઠાઇ મહોત્સવ કરાવ્યો અને પોતપોતાના વિમાનમાં જઇ પોતપોતાની સભામા વજ્રમય ડાબલામાં જિન દાઢાને મૂકી ગંધ, માલ્ય વિગેરેવડે તેના પૂજા કરવા લાગ્યા.

સર્વ દુઃખથી છુટા થયેલા અર્હન્ કૌશલિક શ્રી ઋષભદેવના નિર્વાણ પછી ત્રણ વર્ષ અને સાડા આઠ માસ વ્યતીત થયા, ત્યારે બેતાલીસ હજાર વરસ તથા ત્રણ વરસ અને સાડા આઠ માસ અધિક એટલો કાળ ઓછો એવી એક સાગરોપમ કોટાકોટી ગઇ, તે સમયે શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા. ત્યારપછી નવસો વર્ષ ગયા અને દશમા સૈકાનું આ એશીસું વર્ષ જાય છે, તે સમયે આ પુસ્તકવાચના થઇ.

**ઇતિ શ્રી ઋષભદેવ ચરિત્ર.**

---

# અષ્ટમ વ્યાખ્યાન

## સ્થવિરાવલી

તે કાળ અને તે સમયને વિષે શ્રમણ ભગવત શ્રી મહાવીર પ્રભુને નવ ગણ અને અગીયાર ગણધર થયા શિષ્ય પ્રશ્ન કરે છે કે —

"ભગવન્! બીજા જીનેશ્વરોને વિષે તો "જેટલા જેને ગણ તેટલા તેને ગણધર" એમ કહેવાય છે, એટલે કે ગણ અને ગણધરની સંખ્યા એકસરખી હોય છે, તો પછી શ્રમણ ભગવત શ્રી મહાવીરને નવ ગણ અને અગીયાર ગણધર શી રીતે ઘટી શકે?"

આચાર્ય મહારાજ ઉત્તર આપે છે કે —"શ્રી મહાવીર પ્રભુના (૧) ગૌતમ ગોત્રવાળા મોટા ઇંદ્રભૂતિ નામના અણગાર પાંચસો સાધુઓને વાચના આપતા હતા* (૨) ગૌતમ ગોત્ર વાળા વચલા અગ્નિભૂતિ નામના અણગાર પાંચસો સાધુઓને વાચના આપતા હતા. (૩) ગૌતમ ગોત્રવાળા નાના વાયુભૂતિ નામના અણગાર પાંચસો સાધુઓને વાચના આપતા હતા. (૪) ભારદ્વાજ ગોત્રવાળા આર્યવ્યક્ત નામના સ્થવિર પાંચસો સાધુ ઓને વાચના આપતા હતા (૫) અગ્નિવેશ્યાયન ગોત્રવાળા સ્થવિર આર્યસુધર્મા પાંચસો સાધુઓને વાચના આપતા હતા. (૬) વસિષ્ઠ ગોત્રવાળા સ્થવિર મંડિતપુત્ર સાડા ત્રણસો સાધુઓને વાચના આપતા હતા (૭) કાશ્યપગોત્રવાળા સ્થવિર મૌર્યપુત્ર સાડા ત્રણસો સાધુઓને વાચના આપતા હતા. (૮) ગૌતમ

---

* અને તેટલા તેમના મુખ્ય શિષ્યો હતા એમ બધે સમજી લેવું

ગોત્રવાળા સ્થવિર અકમ્પિત અને (૯) હરિતાયન ગોત્રવાળા સ્થવિર અચલભ્રાતા એ બંને સ્થવિર ત્રણસો ત્રણસો સાધુઓને વાચના આપતા હતા તથા (૧૦) કૌડિન્ય ગોત્રવાળા સ્થવિર મેતાર્ય અને (૧૧) સ્થવિર પ્રભાસ એ બંને સ્થવિર ત્રણસો ત્રણસો સાધુઓને વાચના આપતા હતા. એટલે જ હે આર્ય! મહાવીર પ્રભુને નવ ગણ અને અગીયાર ગણધર હતા એમ કહેવાનું પ્રાપ્ત થાય છે. કારણકે અકમ્પિત અને અચલભ્રાતાની તથા મેતાર્ય અને પ્રભાસની એક જ વાચના હતી. એક વાચનાવાળા યતિ સમુદાયને ગણ કહી શકાય છે. મંડિત અને મૌર્યપુત્રની માતા એક હતી, પણ બન્ને ભાઈઓના ગોત્ર જુદા જુદા પિતાની અપેક્ષાએ જુદા જુદા કહેલા છે. મંડિતના પિતાનું નામ ધનદેવ અને મૌર્યપુત્રના પિતાનું નામ મૌર્ય. તે દેશમાં તે કાળે એક પતિ ગુજરી જાય એટલે બીજો પતિ થઈ શકતો હશે એવો વૃદ્ધ આચાર્યોનો મત છે."

## ગણધરોનું અદ્‌ભુત જ્ઞાન

ઇંદ્રભૂતિ વિગેરે પ્રભુના અગીયારે ગણધરોનું જ્ઞાન પણ અદ્‌ભૂત હતું. તેઓ દ્વાદશાંગી—એટલે કે આચારાંગથી માંડી દૃષ્ટિવાદ પર્યંત બારે અંગનું જ્ઞાન ધરાવતા હતા, કારણ કે પોતે જ તેના રચનાર હતા. વળી તેઓ ચૌદ પૂર્વના પણ જ્ઞાતા હતા. કોઈ પૂછે કે, દ્વાદશાંગીના જ્ઞાતા કહેવાથી ચૌદ પૂર્વ તો તેમા આવી જ જાય, છતાં ચૌદ પૂર્વના જ્ઞાતા હોવાનો જૂદો ઉલ્લેખ કેમ કર્યો છો? ઉત્તરમા કહેવાનું કે અંગોમાં ચૌદપૂર્વની પ્રધાનતા જણાવવા અર્થે જ એટલો ઉલ્લેખ કર્યો છે. વળી કોઈ પ્રશ્ન કરે કે ચૌદપૂર્વની પ્રધાનતા શી રીતે? તેનું સમાધાન આ પ્રમાણે છેઃ—એક તો તે સૌ પ્રથમ રચાયા છે, અનેક વિદ્યા અને મંત્ર વિગેરે તેમાં ભર્યા છે અને તે ઉપરાંત તેનું પ્રમાણ પણ

ઘણુ મ્હોટુ છે જો કે માત્ર સૂત્રના જ્ઞાતા કહેવાથી પણ દ્વાદશાગી પણ અને ચૌદપૂર્વિપણુ આવી જાય છે, પણ વિશેષ ચોખવટ કરવાના હેતુથી એમ પણ કહેવામા આવે છે કે સમસ્ત ગણધરો ગણિપિટકને ધારણ કરના ા હતા. ' ગણ ' જેને હોય તે ગણી એટલે કે ભાવાચાર્ય અને પિટક એટલે પેટી

તે અગીયારે ગણધરો રાજગૃહ નગરમા જળરહિત માસ ભક્તના તપથી, એટલે કે એક માસ સુધી ભોજનનું પ્રત્યાખ્યાન કરીને પાદપોગમન અનશનવડે મોક્ષે ગયા છે શ્રી મહાવીર પ્રભુ મોક્ષ પામ્યા પછી સ્થવિર ઇંદ્રભૂતિ અને સ્થવિર આર્ય સુધર્મા એ બંને મોક્ષ પામ્યા, એટલે અગીયાર ગણધરમાથી નવ ગણધર તો ભગવતના જીવતા જ મોક્ષે ગયા. ઇંદ્રભૂતિ અને આર્યસુધર્મા ભગવતના નિર્વાણ પછી મોક્ષ પામ્યા હમણા જે નિર્ગ્રંથ સાધુઓ વિહાર કરી રહ્યા છે તે સર્વેને આર્યસુધર્મા અણગારના શિષ્ય સતાન જાણવા. બાકીના ગણધરો શિષ્યસતાન રહિત છે કારણ કે પોતપોતાના અવસાનના અવસરે પોતાના ગણ સુધર્માસ્વામીને તેમણે સોંપ્યા હતા

## શ્રી સુધર્માસ્વામી

શ્રમણ ભગવત શ્રી મહાવીર પ્રભુ કાશ્યપગોત્રના હતા. તેમને અગ્નિવૈશ્યાયન ગોત્રવાળા આર્યસુધર્મા નામે સ્થવિર શિષ્ય હતા. શ્રી વીર પ્રભુની પાટે સુધર્માસ્વામી પાચમા ગણધર હતા તેમનો જ મ કુ લાગ સન્નિવેશમા થયો હતો, તેમના પિતા ધમ્મિલ નામના બ્રાહ્મણ હતા અને માતાનુ નામ ભદ્દિલા હતુ સુધર્માસ્વામીએ પચાસ વર્ષને અ તે, ચૌદ વિદ્યાના પાર ગામી થઈને દીક્ષા લીધી હતી અને ત્રીસ વરસ સુધી વીર પ્રભુની સેવા કરી હતી વીર પ્રભુના નિર્વાણ પછી બાર વર્ષના

અંતે-એકંદરે બાણુમા વરસના અંતે તેમને કેવલજ્ઞાન ઉપજ્યું. ત્યારપછી આઠ વરસ સુધી કેવલીપણું પાળીને, સો વરસનું આયુષ્ય પુરૂં કરીને અને પોતાની પાટે જંબુસ્વામીને સ્થાપી મોક્ષે ગયા.

## શ્રી જમ્બૂસ્વામી

આર્યસુધર્માને કાશ્યપ ગોત્રવાળા આર્યજમ્બૂ નામે સ્થવિર શિષ્ય હતા. તેમનો જન્મ રાજગૃહ નામના નગરમાં થયો હતો. તેમના પિતાનું નામ ઋષભ અને માતાનું નામ ધારિણી હતું. પાંચમા દેવલોકથી ચ્યવેલા શ્રી જંબૂ, શ્રી સુધર્માસ્વામી પાસે ધર્મ સાંભળવા જતા. પરિણામે તેઓ શીલ ( બ્રહ્મચર્ય ) અને સમ્યક્ત્વ પામ્યા. છતાં માતા પિતાના દ્રઢ આગ્રહને વશ થઈ તેઓ આઠ કન્યાઓ પરણ્યા. પરણવા છતા તેમની સ્નેહભરી વાણીથી તેઓ મુગ્ધ ન થયા. કારણ કે:—

> सम्यक्त्वशीलतुंवाभ्या भवाब्धिस्तीर्यते सुखम्
>
> ते दधानो मुनिर्जम्बूः स्त्रीनदीषु कथं ब्रुडेत् ?

સમ્યક્ત્વ અને શીલરૂપ જે બે તુંબડાઓથી ભવસમુદ્ર તરી શકાય તે તુંબડાઓને ધારણ કરનાર જંબુમુનિ સ્ત્રીરૂપી નદીમાં શી રીતે બુડે ?

લગ્નની જ રાત્રીએ તેઓ પોતાની સ્ત્રીઓને પ્રતિબોધ આપી રહ્યા હતા. તે વખતે ચારસો નવાણું ચોરના પરિવારવાળો સરદાર પ્રભવ પણ ત્યાં આવ્યો હતો. જમ્બૂકુમારનો ઉપદેશ સાંભળી તે સર્વ પ્રતિબોધ પામ્યા અને સવાર પડતાં જ પાચસો ચોર, આઠ નવવિવાહિત સ્ત્રીઓ, તે સ્ત્રીઓનાં માબાપ, અને પોતાના માબાપ એ રીતે એકંદરે પાંચસો છવીસની સાથે શ્રી આર્યજમ્બૂએ નવાણું ક્રોડ સોનૈયા તજી દીક્ષા લીધી. અનુક્રમે

તેઓ કેવલી થયા અને સોળ વરસ ગૃહસ્થપણામાં, વીશ વરસ છદ્મસ્થપણામાં અને ચુમાલીસ વરસ કેવલીપણામાં ગાળી, એક દરે એંશી વરસનું આયુ પુરૂ કરી, શ્રી પ્રભવસ્વામીને પોતાની પાટે સ્થાપી મોક્ષે ગયા કવિ કહે છે કે —

जम्बू समम्नगारस्तो न मूतो न भविष्यति
शिवाध्वगाहकान् साधून् चौरानपि चकार य ॥
प्रभवोऽपि प्रभुर्जीया–च्चौर्येण हरता धनम्
लेभे ऽनर्घ्याचौर्यंहर रत्नत्रितयमद्भुतम् ॥

શ્રી જમ્બૂસ્વામી જેવો કોટવાળ કોઈ થયો નથી અને થશે પણ નહી, જેણે ચોરોને પણ મોક્ષમાર્ગવાહક સાધુઓ બનાવ્યા. પ્રભવ પ્રભુ પણ જયવંતા વર્તો, જેણે ધન ચોરવા જતા અમૂલ્ય અને ચોરોથી પણ હરાય નહી એવું અદ્ભુત રત્નત્રયરૂપી ધન મેળવી લીધુ

## દશ વસ્તુઓનો વિચ્છેદ

શ્રી વીરપ્રભુના નિર્વાણ પછી બાર વર્ષે ગૌતમ સ્વામી, વીસ વર્ષે સુધર્મા સ્વામી અને ચોસઠ વર્ષે શ્રી જમ્બુસ્વામી મોક્ષે ગયા ત્યારપછી દશ વસ્તુઓ વિચ્છેદ ગઈ –(૧) મન પર્યવજ્ઞાન (૨) પરમાવધિ કે જેના ઉત્પન્ન થયા પછી એક અંતર્મુહૂર્તની અંદર કેવળજ્ઞાનની ઉત્પત્તિ થાય છે, (૩) પુલાક લબ્ધિ, જેનાથી ચક્રવર્તીના સૈન્યનો પણ ચૂરો કરી શકાય (૪) આહારક શરીર લબ્ધિ (૫) ક્ષપકશ્રેણી (૬) ઉપશમશ્રેણી (૭) જિનકલ્પ (૮) સંયમત્રિક–પરિહાર વિશુદ્ધિ સૂક્ષ્મ સંપરાય અને યથાખ્યાત ચારિત્ર લક્ષણ, (૯) કેવળજ્ઞાન અને (૧૦) મોક્ષમાર્ગ

અહી કવિ કહે છે કે —

लोकोत्तर हि सौभाग्यजम्बूस्वामि महामुने,
अद्यापि य पतिं प्राप्य शिवश्रीर्नान्यमिच्छति ॥

ખરેખર, જંબૂસ્વામીનું સૌભાગ્ય લોકોત્તરજ ગણાય. તેમના જેવો પતિ પામ્યા પછી મુક્તિરૂપી સ્ત્રીને પણ બીજો કોઈ પતિ ગમતો નથી.

## શય્યંભવ ભટ્ટ

કાશ્યપ ગોત્રવાળા સ્થવિર આર્યજંબૂને કાત્યાયન ગોત્રવાળા સ્થવિર આર્યપ્રભવ શિષ્ય થયા. આર્યપ્રભવને વચ્છ ગોત્રવાળા મનકપિતા સ્થવિર આર્યશય્યંભવ શિષ્ય થયા.

એક દિવસે પ્રભવ પ્રભુએ પોતાની પાટે સ્થાપવાને યોગ્ય કોઈ પોતાના ગણમાં કે સંઘમાં છે કે નહીં? તે જાણવા ઉપયોગ મૂક્યો, પણ તેવો કોઈ યોગ્ય પુરૂષ ન દેખાયો. તેથી પરતીર્થમા ઉપયોગ મૂકતાં રાજગૃહમાં યજ્ઞ કરતા શય્યંભવભટ્ટ તેમના જોવામા આવ્યા. પછી તેમની પ્રેરણાથી બે સાધુઓ ત્યાં ગયા અને બોલ્યા કે.—" अहो कष्टमहो कष्ट तत्वं न ज्ञायते परं " એટલે કે ખરેખર આ તો કષ્ટજ છે, કષ્ટજ છે, શ્રેષ્ઠ તત્વ કંઈ જણાતું જ નથી! તે પછી ખડ્ગથી ભયભીત બનેલા તેના બ્રાહ્મણ ગુરૂએ યજ્ઞ સ્તંભ નીચેની શ્રી શાંતિનાથની પ્રતિમા દેખાડી. એ પ્રતિમાના દર્શનથી તેઓ પ્રતિબોધ પામ્યા અને પ્રભવસ્વામી પાસે દીક્ષા ગહણ કરી. પ્રભવ પ્રભુ શ્રી શય્યંભવને પોતાની પાટે સ્થાપી સ્વર્ગે સચર્યા

શ્રી શય્યંભવે જ્યારે દીક્ષા લીધી ત્યારે તેમની સ્ત્રી સગર્ભા હતી, તેણીએ મનક નામના પુત્રને જન્મ આપ્યો. પુત્રના કલ્યાણાર્થે શ્રી શય્યંભવે દશવૈકાલિક રચ્યું અને અનુક્રમે શ્રી યશોભદ્રને પોતાની પાટે સ્થાપી, શ્રી વીરપ્રભુથી અઠ્ઠાણું વર્ષે સ્વર્ગે ગયા.

વચ્છ ગોત્રવાળા મનકપિતા-સ્થવિર આર્ય શય્યંભવને તુગિકાયન ગોત્રવાળા સ્થવિર આર્યયશોભદ્ર શિષ્ય હતા યશોભદ્ર સૂરિ પણ શ્રી ભદ્રબાહુ અને સંભૂતિવિજય નામના બે શિષ્યને પોતાની પાટે સ્થાપી સ્વર્ગ લોકે ગયા

## શ્રી ભદ્રબાહુ

અહીં પ્રથમ સંક્ષિપ્ત વાચનાથી સ્થવિરાવલી કહેવામા આવે છે તુંગિકાયન ગોત્રવાળા સ્થવિર આર્યયશોભદ્રને બે સ્થવિર શિષ્ય હતા એક માઢર ગોત્રવાળા સંભૂતિવિજય અને બીજા પ્રાચીન ગોત્રવાળા સ્થવિર આર્યભદ્રબાહુ શ્રી યશોભદ્રની પાટે શ્રી સંભૂતિવિજય અને શ્રી ભદ્રબાહુ નામે બે પટ્ટધર થયા

પ્રતિષ્ઠાનપુરમા વરાહમિહિર અને ભદ્રબાહુ નામના બે બ્રાહ્મણોએ દીક્ષા લીધી તેમા ભદ્રબાહુને આચાર્યપદ મળવાથી વરાહમિહિરને ભારે ક્રોધ ચઢ્યો તેથી તેણે બ્રહ્મણનો વેષ પહેરી પોતાના નામની વારાહીસંહિતા બનાવી, લોકોના નિમિત્ત જોવાનુ બહાર કરી પોતાની આજીવિકા ચલાવવા માંડી પોતાની ઉપર નક્ષત્રનો રાજા સૂર્ય બહુ પ્રસન્ન રહે છે એવુ બતાવવા તે કહેવા લાગ્યો કે-" અરણ્યમા કોઈ એક સ્થાને શીલાની ઉપર મે સિંહલગ્ન ચીતર્યું હતુ પણ સૂતી વખતે તે લગ્ન ભૂસવાનુ ભૂલી ગયો, મને તે વાત યાદ આવી એટલે લગ્ન પ્રત્યેની ભક્તિથી પ્રેરાઈ તે ભૂસી નાખવા તૈયાર થયો. પરન્તુ ત્યા આવીને જોયુ તો એ શિલા ઉપર મોટો વનરાજ સિંહ બેઠો હતો મે સિંહના દરકાર કર્યા વિના તેની નીચે હાથ નાખી લગ્ન ભૂસી નાખ્યુ આથી સિંહલગ્નનો અધિપતિ સૂર્ય મારી આગળ આવી હાજર થયો અને પોતાના મંડળમા લઈ જઈ ગ્રહની સર્વ ગતિ મને બતાવી દીધી. '

એક દિવસે વરાહે રાજાની આગળ કહ્યુ કે-" આ ... કુ

કાળુ કરવામાં આવ્યું છે તેની વચમાં બાવન પલના પ્રમાણવાળો મત્સ્ય આકાશમાંથી પડશે.”

ભદ્રબાહુ સ્વામીએ કહ્યું કે:–“માર્ગમાં અર્ધપલ શોષાઈ જવાથી સાડીએકાવન પલના પ્રમાણવાળો અને કુંડાળાની વચમા નહીં પણ છેડે પડશે.”

વરાહનું કથન ખોટું પડયું અને શ્રી ભદ્રબાહુ સ્વામીનું ભવિષ્ય ખરૂ પડયું.

એક વાર રાજાને ત્યાં કુમાર અવતર્યો. વરાહે કહ્યું કે:–“આ કુમારનું આયુષ્ય સો વર્ષનું છે.” ભદ્રબાહુ વારાહની જેમ રાજકુમારને જોવા પણ ન ગયા. તેથી વરાહે કહેવા માંડયું કે “ભદ્રબાહુને વ્યવહારનું જરાએ ભાન નથી. રાજાના કુમારને જોવા પણ ન આવ્યા.” આથી લોકોમાં જૈનોની નિંદા થવા લાગી. એટલે ભદ્રબાહુ સ્વામીએ કહેવડાવ્યું કે–“રાજકુમારનું મૃત્યુ આજથી સાતમે દહાડે બીલાડીથી થવાનું છે” રાજાએ શહેરમાંથી સર્વ બિલાડીઓ કાઢી મુકાવી. સાતમે દિવસે કુમાર ધાવતો હતો, તેટલામાં જ બિલાડીના આકારવાળો આગળીયો ઉપરથી પડયો અને કુમારના પ્રાણ ઉડી ગયા.

વરાહમિહિર લોકોમાં બહુ હલકો પડયો. ઠેકઠેકાણે ભદ્રબાહુ સ્વામીના અસાધારણ જ્ઞાનના વખાણ થવા લાગ્યા વરાહમિહિર ક્રોધથી વ્યંતર થયો અને રોગચાળા મોકલી લોકોને ત્રાસ આપવા લાગ્યો. શ્રી ભદ્રબાહુ સ્વામીએ ઉપસર્ગહર સ્તોત્ર રચીને ઉપદ્રવ કરનાર વ્યંતરને દૂર કર્યો કહ્યું છે—“જેણે ભારે કરૂણા આણી ઉપસર્ગહર સ્તોત્ર રચ્યુ અને સઘનું કલ્યાણ કર્યું તે ભદ્રબાહુ સ્વામી જયવંતા વર્ત્તો.”

## સ્થૂલભદ્ર

માઢર ગોત્રવાળા સ્થવિર આર્યસંભૂતિવિજયને ગૌતમ

ગોત્રવાળા સ્થવિર આર્યસ્થૂલભદ્ર શિષ્ય હતા તેઓ પાટલીપુર ના શકટાલ મ ત્રીના પુત્ર હતા બાર વર્ષ કોશા નામની વેશ્યાને ત્યાજ રહ્યા હતા. વરરૂચિ નામના એક બ્રાહ્મણના પ્રપ ચથી શકટાલ મ ત્રી મૃત્યુ પામ્યા. એટલે ન દ રાજાએ સ્થૂલભદ્રને બો લાવી મ ત્રીપદ આપવાનુ સૂચવ્યુ પિતાના મૃત્યુને લીધે તેમનુ હૃદય ભીજાયુ, અને સ સારને વિષે વૈરાગ્ય પામી દીક્ષા સ્વીકારી

વ્રત આદિ ગ્રહણ કરી, ગુરુની આજ્ઞા લઈ તેઓ કોશાના ઘરમા ચોમાસુ રહ્યા. ચોમાસાને અ તે બહુ હાવભાવ કરનારી વેશ્યાને પણ પ્રતિબોધ પમાડી પોતે ગુરૂ પાસે આવ્યા ગુરૂએ તેમને જોઈ " दुष्करदुष्करकारक " એ પ્રમાણે સ ઘસમક્ષ કહ્યુ

એ સમયે સિ હની ગુફા પાસે, સર્પના દર પાસે અને કુવાના કાષ્ટ ઉપર ચોમાસુ રહી આવનાર ત્રણે મુનિઓ હાજર હતા. તેમને સ્થૂલભદ્રની પ્રશ સા સાંભળી બહુ ખેદ થયો કારણ કે તેઓ પોતાના સ યમ અને તપની સૌથી વધારે કીંમત આકતા હતા

સિ હની ગુફા પાસે ચાતુર્માસ રહી આવનાર મુનિ બીજુ ચોમાસું કોશાને ત્યા ગાળવા ગયા. ગુરૂએ તેમને ઘણા સમજાવ્યા, પણ ન માન્યુ કોશા વેશ્યાનુ દિવ્ય રૂપ જોતા જ તેમનુ ચિત્ત ચળી ગયુ તેમણે ગુરૂ પાસે આવી કહ્યુ –" આટલા બધા સા ધુઓમા સ્થલભદ્ર તો એકજ છે, ગુરૂએ દુષ્કરદુષ્કરકારક એવુ જે પદ આપ્યુ તે યથાર્થ જ છે પુષ્પ, ફળ દારૂ, માસ અને મહિલાના રસને જાણવા છતા જેઓ તેનાથી વિરક્ત થઈ શક્યા છે તેવા દુષ્કરકારકને હુ વદુ છુ '

સ્થૂલભદ્રના ઉપદેશથી પ્રતિબોધ પામેલી કોશાને ત્યા એક કામી રથકારે આવી, પોતાનુ કૌશ ય બતાવવા સારૂ, બાણના મૂળના ભાગમા બીજુ અને બીજા બાણના મૂળના ભાગમા ત્રીજુ એમ કેટલાક બાણ મારી, દૂર રહેલ આબાની લુબ

તોડી નાખી. રથકારના એ ગર્વને તોડવા કોશાએ સરસવના ઢગલા ઉપર સોય અને સોયના અગ્રભાગ ઉપર ફુલ મુકાવી તેની ઉપર નૃત્ય કરી બતાવ્યું. એવું અદ્‌ભૂત નૃત્ય કરવા છતાં તેણીએ કહ્યું કેઃ—

" આંબાની લુંબ તોડવી એમા કંઈજ દુષ્કર નથી, સરસવ ઉપર નાચવું એ પણ એટલું બધું દુષ્કર નથી, પરન્તુ જે મહાનુભાવ મુનિએ પ્રમદારૂપી વનમા પણ નિર્મોહિપણું દાખવ્યું તે તો દુષ્કરમા પણ દુષ્કર ગણાય," કવિઓ પણ કહે છે કેઃ—

" પર્વતમા, ગુફામા કે નિર્જન વનમાં વાસ કરનારા અને ઇંદ્રિયોને સયમમા રાખનારા હજારો મુનિઓ થઈ ગયા, પણ અતિ મનોહર યુવતી સાથે વસવા છતા જેઓ ઇંદ્રિયોને વશમાં રાખી શકયા એવા તો એક શકટાલનંદન-સ્થૂલભદ્ર જ છે.

" તેમણે અગ્નિમા પ્રવેશ કર્યો છતાં ઉની આંચ ન લાગવા દીધી, તરવારની ધાર ઉપર ચાલવા છતા છેદ લાગવા ન દીધો, કાળા સાપના દરમા રહેવા છતા ડંખ ન લાગવા દીધો અને કાજળની કોટડીમા રહેવા છતાં ડાઘ ન લાગવા દીધો. માટે જ

वेश्या रागवती सदा तदनुगा पड्मी रसैर्भोजनं,
शुभ्रं धाम मनोहरं वपुरहो नव्यो वय संगगः
कालोऽयं जलदाविलस्तदपि या. कामं जिगायादरात् ।
तं वदे युवतीप्रवोध कुशलं श्री स्थूलभद्रं मुनिम् ॥

અર્થાત્ " વેશ્યા રાગવાળી હતી, હંમેશાં પોતાના કહેવા પ્રમાણે જ વર્ત્તનારી હતી, ષડ્ રસથી ભરેલા-ભાવતાં ભોજનો મળતા હતા, સુંદર ચિત્રશાળા હતી, મનોહર શરીર હતું, યુવાની ખીલતી જતી હતી અને કાળા મેઘથી છવાયેલી વર્ષાઋતુ હતી, એટલું છતાં જેમણે આદરપૂર્વક કામને પોતાના કાબુમાં

રાખ્યો એવા યુવતીજનોને બોધ દેવામા કુશળ શ્રી સ્થૂલભદ્ર મુનિને હુ વદન કરૂ છુ ” કામદેવને સબોધી કવિ કહે છે કે —

“ હે કામદેવ ! મનોહર નેત્રવાળી સ્ત્રી તે તો તારૂ મુખ્ય શસ્ત્ર છે, વસતઋતુ, કોકીલાનો પચમ સ્વર તથા ચદ્ર વિગેરે તો તારા મુખ્ય યોદ્ધાઓ છે અને વિષ્ણુ બ્રહ્મા તથા શિવ જેવા તો તારા સેવકો છે, છતા અરે હનાશ ! તુ આવા એક મુનિથી શી રીતે હણાયો ! તે એટલુ પણ ન જાણ્યુ કે ગ્રુસથામમા તને મારીને આ મુનિ તો નેમિનાથ, જબુસ્વામી અને સુદર્શન શેઠ ની પછી ચોથા પુરૂષ થવાના છે ? ” છેવટે શ્રી નેમિનાથ અને શ્રી સ્થૂલભદ્રની સરખામણી કરી કવિ કહે છે કે —

“ શ્રી નેમિનાથ અને શકટાલસુતનો વિચાર કરતા અમે એકને જ વીર પુરૂષ માનીએ છીએ કારણ કે શ્રી નેમિનાથ જીએ તો પર્વત ઉપર જઈને મોહને જીત્યો અને આ મુનિએ તો મોહના ઘરમા દાખલ થઈને મોહને માર્યો ”

એક વખતે બાર વરસના દુષ્કાળના અતે સઘના આગ્રહથી શ્રી ભદ્રબાહુ સ્વામી પાચસો સાધુઓને દ્રષ્ટિવાદની હમેશા સાત વાચના આપતા હતા, સાત વાચનાથી પણ અતૃપ્ત રહેતા બીજા સાધુઓ ઉદ્વિગ્ન થઇ વિહાર કરી ગયા, માત્ર સ્થૂલભદ્ર એકલા રહ્યા. તેઓ બે વસ્તુએ ઓછા-દશ પૂર્વ ભણ્યા. એક વાર વદન કરવા આવેલા યક્ષા સાધ્વી વિગેર પોતાની બ્હેનોને શ્રી સ્થૂલભદ્રે પોતાની વિદ્યાના જોરથી પોતાનુ સિહ રૂપ દેખાડ્યુ જ્યારે શ્રી ભદ્રબાહુ સ્વામીએ આ હકીકત સાભળી ત્યારે તેમને ઘણી દિલગીરી થઇ તેમણે કહ્યુ કે—“ હવે તમે વાચના માટે અયોગ્ય છો. ” પરન્તુ સઘના અતિ આગ્રહથી “ બીજાને તમારે વાચના આપવી નહી ” એવી શરતે બાકીના ચાર પૂર્વની સૂત્રથી સ્થૂલભદ્રને વાચના આપી કહ્યુ છે કે —“જબુસ્વામી છેલ્લા

કેવલી થયા અને પ્રભવપ્રભુ, શય્યંભવ, યશોભદ્ર, સંભૂતિવિજય, ભદ્રબાહુ તેમજ સ્થૂલભદ્ર એ છ શ્રુતકેવલી થયા. ”

## આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિ

ગૌતમ ગોત્રવાળા સ્થવિર આર્ય સ્થૂલભદ્રને બે સ્થવિર શિષ્ય હતા. એક એલાપત્ય ગોત્રવાળા સ્થવિર આર્ય મહાગિરિ અને બીજા વસિષ્ઠ ગોત્રવાળા સ્થવિર આર્ય સુહસ્તિ.

જિનકલ્પ વિચ્છેદ જવા છતાં પણ જે ધીર પુરૂષોએ જિનકલ્પની તુલના કરી તે મુનિઓને વિષે ઋષભ સમાન અને શ્રેષ્ઠ ચારિત્રને ધારણ કરનાર આર્ય મહાગિરિ તો અવશ્ય વંદનીય જ છે. અને જેમણે જિનકલ્પની તુલના કરી તથા આર્યસુહસ્તિએ શ્રેષ્ઠીના ઘરમાં જેમની સ્તવના કરી તે આર્યમહાગિરિને પણ હુ વંદન કરૂં છું.

એક વાર સાધુઓની પાસે ભિક્ષા માગવા આવેલ એક ભિક્ષુકને આર્યસુહસ્તિ મહારાજે દીક્ષા આપી. તે ભિક્ષુક મરણ પામીને સંપ્રતિ નામે રાજા થયો, સંપ્રતિ રાજાનો પૈતૃક સંબંધ નીચે પ્રમાણે જાણવો —

શ્રેણિકનો પુત્ર કોણિક, તેનો પુત્ર ઉદાયી, તેની પાટે નવ નંદ, તેની પાટે ચંદ્રગુપ્ત, તેનો પુત્ર બિંદુસાર, તેનો પુત્ર અશોકશ્રી તેનો પુત્ર કુણાલ અને તેનો પુત્ર સંપ્રતિ.

સંપ્રતિને જન્મતાં જ તેના દાદાએ રાજ્ય સુપ્રત કર્યું. એક વાર શ્રી આર્યસુહસ્તિને રથયાત્રામાં પ્રવૃત્ત થયેલા જોઈને સંપ્રતિ રાજાને પોતાનું જાતિસ્મરણ જ્ઞાન થયું. તે પછી તેણે સવા લાખ જિનાલય, સવા કરોડ નવીન જિનબિમ્બ, છત્રીસ હજાર જીર્ણોદ્ધાર, પંચાણુ હજાર પીતલની પ્રતિમા તથા હજારો દાન-

શાળાઓથી ત્રણ ખંડ પૃથ્વીને પણ વિભૂષિત કરી* અનાર્ય દેશો ને પણ કરથી મુક્ત કર્યા અને સાધુવેષ ધારણ કરનાર સેવકોને પ્રથમ મોકલી સાધુઓને વિહાર કરવાનુ યોગ્ય ક્ષેત્ર તૈયાર કરાવ્યુ પોતાના સેવક રાજાઓને જૈનધર્મને વિષે રસ લેતા કર્યા વિચરતા સાધુઓને વસ્ત્ર, પાત્ર આદિ પ્રાસુક વસ્તુઓ મળી શકે એવી બધે વ્યવસ્થા કરી

## સુસ્થિત અને સુપ્રતિબુદ્ધથી લઇ આર્યતાપસ પર્યંત

વસિષ્ઠ ગોત્રવાળા સ્થવિર આર્યસુહસ્તિને વ્યાઘ્રાપત્ય ગોત્ર વાળા સુસ્થિત અને સુપ્રતિબુદ્ધ નામના કોટિક અને કાકંદિક એવા બે સ્થવિર શિષ્ય થયા એક કરોડ વાર સૂરિમંત્રનો જાપ કરવાથી સુસ્થિત મુનિ કોટિક કહેવાતા અને કાકંદીનગરીમા જન્મેલા હોવાથી સુપ્રતિબુદ્ધ કાકંદિક કહેવાતા તેમને કૌશિક ગોત્રવાળા સ્થવિર આર્યઇંદ્રદિન્ન શિષ્ય થયા આર્ય ઈંદ્રદિન્નના શિષ્ય ગૌતમ ગોત્રવાળા આર્યદિન્ન, આર્યદિન્નના શિષ્ય કૌશિક ગોત્રવાળા અને જાતિસ્મરણ જ્ઞાનવાળા આર્યસિંહગિરિ, આર્ય સિંહગિરિના શિષ્ય ગૌતમગોત્રવાળા સ્થવિર આર્યવજ્ર, આર્ય વજ્રના શિષ્ય ઉત્કૌશિક ગોત્રવાળા સ્થવિર આર્ય વજ્રસેન, આર્ય વજ્રસેનના ચાર સ્થવિર શિષ્ય –(૧) સ્થવિર આર્યનાગિલ (૨) સ્થવિર આર્યપોમિલ (૩) સ્થવિર આર્યજયન્ત અને (૪) સ્થવિર આર્ય તાપસ સ્થવિર આર્યનાગિલથી આર્યનાગિલા શાખા નિકળી, સ્થવિર આર્યપોમિલથી આર્ય પોમિલા શાખા નિકળી, સ્થવિર આર્ય જયન્તથી આર્યજયન્તી શાખા નિકળી અને સ્થવિર આર્યતાપસથી આર્યતાપસી શાખા નીકળી

---

* ત્રિખંડાધિપતિ સવા ક્રોડ જિનભવન કર્યાં છે તે વિચારવા જેવુ છે કારણ કે અન્તર્વાચ્યાદિમા નવા ચૈત્ય એટલે નવા લાખ એમ દેખાય છે

## કુળ તથા શાખા વિષે

હવે વિસ્તારવાળી વાચનામા આર્યયશોભદ્રથી માંડીને સ્થવિરાવલી કહેવામા આવે છે. તેમા ઘણા ભેદો તો લેખકદોષના હેતુભૂત જાણવા. બાકી સ્થવિરોની શાખા તથા કુલો પ્રાયઃ કરીને એક પણ હાલ જાણાતા નથી. કદાચ તે બીજા નામોથી તિરોહિત થયેલાં હોય કુલ એટલે એક આચાર્યનો પરિવાર અને ગણ એટલે એક વાચના લેનાર મુનિ સમુદાય. કહ્યુ છે કે એક આચાર્યની સંતતિ તે કુલ અને બે અથવા તેથી વધારે આચાર્યના મુનિઓ એકબીજાથી સાપેક્ષ વર્ત્તતા હોય તેમનો એક ગણ જાણવો શાખા એટલે એક આચાર્યની સંતતીમાંજ ઉત્તમ પુરૂષોના જૂદા જૂદા અન્વય ( વંશ ), અથવા વિવક્ષિત આદ્ય પુરૂષની સંતતી. જેમ કે વઇર નામના સૂરિથી વઇર શાખા નીકળી તેમ શિષ્યના જૂદા જૂદા અન્વય તે કુલ, જેમ કે ચાદ્રકુલ નાગેદ્રકુલ, ઈત્યાદિ.

## સ્થવિરોનાં કુળ તથા શાખા.

તુંગિકાયન ગોત્રવાળા સ્થવિર આર્ય યશોભદ્રને આ બે સ્થવિર શિષ્ય *પુત્રસમાન પ્રસિદ્ધ હતા. (૧) સ્થવિર આર્યભદ્રબાહુ પ્રાચીન ગોત્રવાળા અને (૨) સ્થવિર આર્યસંભૂતિવિજય માઢર ગોત્રવાળા.

સ્થવિર આર્યભદ્રબાહુ ને આ ચાર સ્થવિર શિષ્ય પુત્ર સમાન હતા –(૧) સ્થવિર ગોદાસ (૨) સ્થવિર અગ્નિદત્ત (૩) સ્થવીર યજ્ઞદત્ત અને (૪) સ્થવિર સોમદત્ત. તે ચારે કાશ્યપ ગોત્રના હતા.

સ્થવિર ગોદાસથી ગોદાસ નામનો ગણ નીકળ્યો. તેની

---

* જેમના ઉત્પન્ન થવાથી પૂર્વજો દુર્ગતિ અથવા અપયશરૂપી નરકમા ન પડે તે પુત્ર—અપત્ય, અને તેના જેવા તે યથાપત્ય—પુત્ર સમાન

ચાર શાખાઓ –(૧) તામલિપ્તિકા (૨) કોટિવાર્ષિકા (૩) પુણ્ડ્ર વર્ધનિકા અને (૪) દાસીખર્બટિકા

સ્થવિર આર્ય સંભૂતિવિજયને બાર સ્થવિર શિષ્ય પુત્ર સમાન હતા —(૧) નંદનભદ્ર (૨) ઉપનંદ (૩) તિષ્યભદ્ર (૪) યશોભદ્ર (૫) સુમનોભદ્ર (૬) મણિભદ્ર (૭) પૂર્ણભદ્ર (૮) સ્થૂલભદ્ર (૯) ઋજુમતિ (૧૦) જંબુ (૧૧) દીર્ઘભદ્ર અને (૧૨) પાંડુભદ્ર

સ્થવિર આર્યસંભૂતિવિજયને સાત શિષ્યા પુત્રી સમાન હતી —(૧) યક્ષા (૨) યક્ષદિન્ના (૩) ભૂતા (૪) ભૂતદિન્ના (૫) સેણા (૬) વેણા (૭) રેણા એ સાતે સ્થૂલભદ્રની બ્હેનો હતી

સ્થવિર આર્યસ્થૂલભદ્રને બે સ્થવિર શિષ્ય પુત્ર સમાન હતા —(૧) એલાપત્ય ગોત્રવાળા સ્થવિર આર્યમહાગિરિ અને (૨) વસિષ્ઠ ગોત્રવાળા સ્થવિર આર્ય સુહસ્તિ.

સ્થવિર આર્યમહાગિરિને આઠ સ્થવિર શિષ્ય પુત્ર સમાન હતા -(૧) સ્થવિર ઉત્તર (૨) સ્થવિર બલિસ્સહ (૩) સ્થવિર ધનાઢ્ય (૪) સ્થવિર શ્રી ભદ્ર (૫) સ્થવિર કૌડિન્ય (૬) સ્થવિર નાગ (૭) સ્થવિર નાગમિત્ર અને (૮) કૌશિક ગોત્રવાળા સ્થવિર ષડુલૂક રોહગુપ્ત

## કૌશિક અને ત્રૈરાશિકની ઉત્પત્તિ

દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ પદાર્થ પ્રરૂપવાથી ષડ, અને ઉલૂક ગોત્રમાં ઉત્પન્ન થવાથી ઉલૂક, એ ષડ અને ઉલૂકનો કર્મધારય સમાસ થવાથી ષડુલૂક તેનો પ્રાકૃત પ્રયોગ છડુલૂએ થાય છે તેથી સૂત્રમાં તેમને કૌશિકગોત્રી કહેલ છે ઉલૂક અને કૌશિક એ બંને શબ્દનો એકજ અર્થ છે કૌશિક ગોત્રવાળા સ્થવિર છડુલૂક રોહગુપ્તથી ત્રૈરાશિક નિકળ્યા તેની ઉત્પત્તિનો ઇતિહાસ આ પ્રમાણે જાણવો —

શ્રીવીરપ્રભુના નિર્વાણ પછી પાંચસો ચુમાલીસમા વરસે અંતરંજિકા નામની નગરીમાં ભૂતગૃહ જેવા વ્યંતરના ચૈત્યમાં રહેલા શ્રી ગુપ્ત આચાર્યને વાંદવા માટે, તેમના શિષ્ય રોહગુપ્ત બીજા ગામથી આવતા હતા માર્ગમાં તેમણે એક પટહ વાગતો સાંભળ્યો એ પટહ એક વાદીનો હતો. રોહગુપ્તે તે પટહને સ્પર્શ કરી પેલા વાદી સાથે વાદ કરવાનું કહેણ મોકલ્યું. પછી ગુરુ પાસે એ વાત નિવેદન કરી.

વાદી એક પરિવ્રાજક હતો. તેની પાસે વીંછી, સર્પ, ઉંદર, મૃગી, વરાહી, કાકી અને શકુનિકા નામની વિદ્યાઓ હતી; પરંતુ તેની સર્વ વિદ્યાઓને ઉપઘાત કરે એવી મયૂરી, નકુલી, બિલાડી, વ્યાઘ્રી, સિંહી, ઉલૂકી અને શ્યેની વિગેરે સાત વિદ્યાઓ રોહગુપ્તે પોતાના આચાર્ય પાસેથી મેળવી લીધી. તે ઉપરાત સર્વ ઉપદ્રવનો નાશ કરવામાં સમર્થ એવો રજોહરણ પણ પોતાની પાસે રાખ્યો. પછી બળશ્રી નામના રાજાની સભામા આવી પોટ્ટશાળ નામના પરિવ્રાજકની સાથે ભારે વાદ કર્યો પરિવ્રાજકે પોતાના વાદમા જીવ, અજીવ, સુખ દુઃખ આદિ બે રાશીનું સ્થાપન કર્યું. તેની સામે રોહગુપ્તે ત્રણ દેવ, ત્રણ અગ્નિ, ત્રણ શક્તિ, ત્રણ સ્વર, ત્રણ લોક, ત્રણ પદ, ત્રણ પુષ્કર, ત્રણ બ્રહ્મ, ત્રણ વર્ણ, ત્રણ ગુણ, ત્રણ પુરુષ, ત્રણ સંધ્યા, ત્રણ વચન અને ત્રણ અર્થનો વાદ ઉભો કર્યો. ત્રણ જીવનું સમર્થન કરતાં તેમણે જીવ, અજીવ અને નોજીવ એ પ્રમાણે ત્રણ રાશિની સભામાં સ્થાપના કરી પરિવ્રાજકની વિદ્યાઓને પોતાની વિદ્યાઓના બળથી જીતી લીધી છેલ્લે પરિવ્રાજકે ગર્દભી વિદ્યાનો પ્રયોગ કર્યો, તે પણ પોતાના રજોહરણના બળથી જીતી લીધો. પરિવ્રાજક ઝંખવાણો પડી ગયો. રોહગુપ્તે મહોત્સવપૂર્વક પોતાના ગુરુ પાસે આવી પોતાના વિજયનો વૃત્તાંત કહી સંભ

જાણ્યો ગુરૂજી શિષ્યે મેળવેલા વિજયથી પ્રસન્ન તો થયા, પરન્તુ તેમણે કહ્યું કે —"હે વત્સ! તેં વાદીને જીત્યો એ તો બહુ સારૂં કર્યું, પણ તેં જાણી જોઈને જીવ, અજીવ અને નોજીવ એ પ્રમાણે ત્રણ રાશિની સ્થાપના કરી એ તો સ્પષ્ટ ઉત્સૂત્ર જ છે માટે ત્યાં સભામાં જઈને મિથ્યાદુષ્કૃત આપી આવ." હવે જે સભામાં પોતે આવો મહાન્ વિજય મેળવ્યો હોય તે સભામાં જઈ પોતાનું બોલેલું મિથ્યા કરવું એ રોહગુપ્તને ન રૂચ્યું તેણે અભિમાનને વશ થઈ ઉત્સૂત્ર વિષે પણ મિથ્યાદુષ્કૃત ન આપ્યું ગુરૂએ તેને સમજાવવા છ માસ સુધી રાજસભામાં તેની સાથે વાદ કર્યો છેવટે રાજકુળમાં દેવાધિષ્ઠિત કુત્રિકાપણ-જ્યાં ત્રણે લોકની તમામ વસ્તુઓ મળી શકે-ત્યાંથી નોજીવ નામની વસ્તુ આણી આપવાની માગણી કરી ત્યાં તે વસ્તુ ન મળવાથી શિષ્ય શરમાઈ ગયો. પછી ગુરૂજીએ ચુમાળી શમો પ્રશ્નવડે તેને પરાસ્ત કર્યો. છતાં તેણે પોતાનો આગ્રહ ન છોડયો. આખરે ગુરૂજીએ શુંખ્વાના પાત્રમાંથી તેના મસ્તક ઉપર ક્રોધપૂર્વક ભસ્મ ફેંકી અને તેને સંઘ બહાર મૂક્યો. ત્યારપછી તે ત્રૈરાશિક છઠ્ઠા નિન્હવે અનુક્રમે વૈશેષિક દર્શન પ્રકટ કર્યું જો કે સૂત્રમાં રોહગુપ્તને આર્ય મહાગિરિનો શિષ્ય કહેલ છે, પણ ઉત્તરાધ્યયન વૃત્તિ અને સ્થાનાંગવૃત્તિ વિગેરેમાં તેને શ્રી ગુપ્તાચાર્યનો શિષ્ય ગણ્યો છે, એટલે અમે પણ શ્રી ગુપ્તાચાર્યના શિષ્ય તરીકે જ ઓળખાવ્યો છે બાકી તેમ તત્ત્વ શું છે તે તો બહુશ્રુતો જાણે

## ગચ્છ-ગણ, તેની શાખાઓ અને કુળો

સ્થવિર ઉત્તર બલિસ્સહથી ઉત્તર બલિસ્સહ નામનો ગણ નીકળ્યો, તેની ચાર શાખાઓ —(૧) કૌશામ્બિકા (૨) સૌર્તિકા (૩) કૌડંબિની અને (૪) ચંદનાગરી

વસિષ્ઠ ગોત્રવાળા સ્થવિર આર્યસુહસ્તિને બાર સ્થવિર શિષ્ય પુત્ર સમાન હતાઃ—(૧) સ્થવિર આર્યરોહણ (૨) ભદ્રયશ (૩) મેઘ (૪) કામર્દ્ધિ (૫) સુસ્થિત (૬) સુપ્રતિબુદ્ધ (૭) રક્ષિત (૮) રોહગુપ્ત (૯) ઋષિગુપ્ત (૧૦) શ્રી ગુપ્ત (૧૧) બ્રહ્મા અને (૧૨) સોમ.

કાશ્યપ ગોત્રવાળા સ્થવિર આર્યરોહણથી ઉદ્દેહ નામનો ગણ નીકળ્યો. તેમાંથી ચાર શાખા અને ૭ કુળ નીકળ્યાં. તેમાં શાખાઓ આ પ્રમાણેઃ—(૧) ઉદુંબરિકા (૨) માસપૂરિકા (૩) મતિપત્રિકા અને પૂર્ણપત્રિકા. કુળ નીચે પ્રમાણેઃ—(૧) નાગભૂત (૨) સોમભૂત (૩) ઉલ્લગચ્છ (૪) હસ્તલિપ્ત (૫) નંદિજ્ય અને (૬) પારિહાસક

હારિત ગોત્રવાળા સ્થવિર શ્રીગુપ્તથી ચારણ નામનો ગણ નીકળ્યો. તેની ચાર શાખા અને સાત કુલ આ પ્રમાણે. તેમાં શાખાઓ.—(૧) હારિત માલાગરી (૨) સંકાશીકા (૩) ગવેધુકા અને (૪) વજ્રનાગરી. કુલો.—(૧) વત્સલિપ્ત (૨) પ્રીતિધર્મિક (૩) હાલિજ્ય (૪) પુષ્પમિત્ર (૫) માલિજ્ય (૬) આર્યવેટકકુલ અને (૮) કૃષ્ણસખ

ભારદ્વાજ ગોત્રવાળા સ્થવિર ભદ્રયશથી ઉડુવાટીય નામનો ગણ નીકળો તેની ચાર શાખાઓ અને ત્રણ કુળ થયાઃ—તેમાં શાખાઓ (૧) ચંપિજ્જિકા (૨) ભદ્રાર્જિકા (૪) કાકંદિકા અને (૪) મેખલાર્જિકા. કુળ.—(૧) ભદ્રયશિક (૨) ભદ્રગુપ્તિક અને (૩) યશોભદ્ર.

સ્થવિર કામર્દ્ધિથી વેસવાટિક ગણ નીકળ્યો તેની ચાર શાખા અને ચાર કુલ થયાં. તેમાં શાખાઓઃ—(૧) શ્રાવસ્તિકા (૨) રાજ્યપાલિકા (૩) અંતરંજિકા અને (૪) ક્ષેમલિજ્જિકા. કુલોઃ—(૧) ગણિક (૨) મેઘિક (૩) કામર્દ્ધિક અને ઇંદ્રપૂરક.

વસિષ્ઠ ગોત્રવાળ સ્થવિર ઋષિગુપ્ત કાકંદિકથી માણુવ નામનો ગણ નીકળ્યો તેની ચાર શાખાઓ અને ત્રણ કુલ થયા શાખાઓ —(૧) કાસવર્જિકા (૨) ગૌતમાર્જિકા (૩) વાસિષ્ઠિકા અને (૪) સોરાષ્ટ્રિકા કુલો —(૧) ઋષિગુપ્ત (૨) ઋષિદત્ત અને (૩) અભિજયંત

વ્યાઘ્રાપત્ય ગોત્રવાળા સ્થવિર સુસ્થિત અને સ્થવિર સુપ્રતિબુદ્ધથી અને કૌટિક તથા કાકંદિક મુનિથી કૌટિક નામનો ગણ નીકળ્યો તેની ચાર શાખા અને ચાર કુલો થયા તેમા શાખા — (૧) ઉચ્ચ નાગરી (૨) વિદ્યાધરી (૩) વજ્રી અને (૪) મધ્યમા. કુલ —(૧) બ્રહ્મલિપ્ત (૨) વત્સલિપ્ત (૩) વાણિજ્ય અને (૪) પ્રશ્નવાહન. વ્યાઘ્રાપત્ય ગોત્રવાળા સુસ્થિત અને સુપ્રતિબુદ્ધ તથા કૌટિક અને કાકંદિકના આ પાચ શિષ્યો પુત્રસમાન પ્રસિદ્ધ હતા —(૧) સ્થવિર આર્યઇંદ્રદિન્ન (૨) સ્થવિર પ્રિયગ્રંથ (૩) કાશ્યપ ગોત્રવાળા સ્થવિર વિદ્યાધર ગોપાળ, (૪) સ્થવિર ઋષિદત્ત અને (૫) સ્થવિર અર્હદત્ત

## પ્રિયગ્રંથ મુનિની પ્રભાવિકતા

અજમેરની નજીકમા હર્ષપુર નામના નગરમા સુભટપાળ રાજા રાજ્ય કરતો હતો તેના રાજ્યમા ત્રણસો જિનભવન, ચારસો લૌકિક પ્રાસાદ, અઢારસો બ્રાહ્મણના ઘર, છત્રીશસો વણિકના ઘર, નવસો બગીચા, સાતસો વાવ, બસો કૂવા અને સાતસો દાનશાળાઓ હતી એક વખત તે નગરમા પ્રિયગ્રંથ સૂરિ પધાર્યા. એ યદા બ્રાહ્મણોએ એક યજ્ઞ રચી તેમા બકરાનુ બલિદાન આપવાનો ઠરાવ કર્યો પ્રિયગ્રંથસૂરિએ શ્રાવકના હાથમા વાસક્ષેપ આપી તે બકરા ઉપર છટાવ્યો અને તરતજ તેમા અંબિકાદેવી અધિષ્ઠિત થયા બકરો આકાશમા અદ્ધર રહી બોલવા

લાગ્યો કે—"હે બ્રાહ્મણો! તમે મને બાંધીને લાવ્યા છો અને આ યજ્ઞમાં મને મારી નાખવા માગો છો તે હું જાણું છું. તમારી જેમ જો હું પણ નિર્દય થઉં તો એક ક્ષણવારમાં તમને સૌને મારી નાખી શકું છું કોપ પામેલા હનુમાને જેમ લંકામાં જઈ રાક્ષસોમાં ત્રાસ વર્તાવ્યો હતો તેમ હું પણ કરી શકું તેમ છું; પરંતુ શું કરૂં! મને દયા-ધર્મ આડે આવે છે કૃષ્ણે પોતે શું કહ્યું છે તે તમે ભૂલી ગયા લાગો છો! તે કહે છે કે "હે ભારત! એક પશુના શરીરને વિષે જેટલા રોમકૂપ છે, તેટલા હજાર વર્ષ સુધી પશુનો ઘાત કરનારા નરકમાં સડે છે. જો કોઇ સોનાનો મેરૂ બનાવી દાનમાં આપે અથવા આખી પૃથ્વીનું દાન કરે, તો પણ અભયદાનની ટોચે આવી શકતુ નથી, જીવિત આપનાર-અભયદાન આપનાર સર્વ પ્રકારના દાનીઓમાં શ્રેષ્ઠ છે, બીજાં દાનોનું ફળ તો ક્રમે કરીને ક્ષીણ થાય છે, પણ અભયદાન આપનારના પુણ્યનો ક્ષય કદિ પણ થતો નથી"

"પણ તુ કોણ છે?" એમ લોકો પૂછવા લાગ્યા એટલે બકરાએ જવાબ આપ્યો કે "હુ અગ્નિ છુ, મારા વાહનરૂપ આ પશુનો તમે શા સારૂ વ્યર્થ વધ કરો છો? ધર્મની ખાતર જ જો કરતા હો તો અહીં પધારેલા પ્રિયગ્રંથ સૂરીંદ્રને જઇને પૂછો, એટલે તેઓ તમને શુદ્ધ ધર્મ સમજાવશે એ જ ધર્મનું શુદ્ધિપૂર્વક આચરણ કરો, જેમ નરેન્દ્રોને વિષે ચક્રી અને ધનુષ્યધારીઓને વિષે ધનંજય-અર્જુન શ્રેષ્ઠ છે, તેમ સત્યવાદીઓને વિષે એ આચાર્ય પણ અદ્વિતીય છે." બ્રાહ્મણોએ એ ઉપદેશ સ્વીકાર્યો અને સુખી થયા.

## મધ્યમા, વિદ્યાધરી, ઉચ્ચ નાગરી, આર્યસેનિકા આદિ શાખાઓ

સ્થવિર પ્રિયગ્રંથથી મધ્યમા શાખા નીકળી. કાશ્યપગોત્રવાળા



બકરો આકાશમાં અદ્ધર રહી બોલવા લાગ્યો કે— હે બ્રાહ્મણો! તમે મને બાંધીને લાવ્યા છો અને આ યજ્ઞમાં મને મારી નાખવા માગો છો તે હું જાણું છું ૫ (૪૦૨)

સ્થવિર વિદ્યાધર ગોપાલથી વિદ્યાધરી શાખા નીકળી કાશ્યપગો ત્રવાળા સ્થવિર આર્યઈદ્રદિન્નને ગૌતમ ગોત્રવાળા સ્થવિર આ ર્યદિન્ન શિષ્ય હતા એ આર્યદિન્નને બે સ્થવિર શિષ્ય પુત્રસમાન પ્રસિદ્ધ હતા, એક માઢર ગોત્રવાળા સ્થવિર આર્યશાંતિ સેનિક અને બીજા જાતિસ્મરણ જ્ઞાનવાળા તથા કૌશિક ગોત્રવાળા આર્ય સિંહગિરિ તેમા આર્યશાતિ સેનિકથી ઉચ્ચનાગરી શાખા નીકળી. તેમને પુત્ર સમાન ચાર સ્થવિર શિષ્ય હતા — (૧) સ્થવિર આર્યસેનિક (૨) સ્થવિર આર્યતાપસ (૩) સ્થવિર આર્યકુબેર અને સ્થવિર આર્યઋષિપાલિત આર્ય સેનિકથી તેમના નામની આર્યસેનિકા શાખા નીકળી, આર્ય તાપસથી આર્યતાપસી શાખા નીકળી, આર્ય કુબેરથી આર્ય કુબેરી શાખા નીકળી અને આ ર્યઋષિપાલિતથી આર્યઋષિપાલિતા શાખા નીકળી જાતિ સ્મર ણજ્ઞાનવાળા અને કૌશિક ગોત્રવાળા આર્યસિંહગિરિને પુત્રવત્ ચાર સ્થવિર શિષ્ય હતા -(૧) સ્થવિર ધનગિરિ (૨) સ્થવિર આર્યવજ્ર, (૩) સ્થવિર આર્યસમિત અને (૪) સ્થવિર અર્હદ્દિન્ન.

## સ્થવિર આર્યવજ્રનો પુણ્યપ્રભાવ

ધનગિરિ અને તેમની સ્ત્રી સુનંદા તુબવન નામના ગામમા રહેતા હતા સુનંદાને ગર્ભવતી અવસ્થામા ત્યજી દઈને ધનગિરિ એ દીક્ષા લીધી પાછળથી સુનંદાએ એક પુત્રને જન્મ આપ્યો. તે પુત્રે જ માતાની સાથે એવુ સાભળ્યુ કે પોતાના પિતાએ તો દીક્ષા લીધી છે કે તરત જ તેને જાતિસ્મરણ જ્ઞાન થયુ મા તાને પોતાની ઉપર જરાય મોહ ન થાય એવા સારૂ તે હમેશા રડીરડીને માતાને કંટાળો આપવા લાગ્યા તેથી તેમની માતાએ તે છ માસનો થયો ત્યારેજ ધનગિરિને વહોરાવી દીધો તેમણે ગુરૂના હાથમા સોપ્યો ગુરૂએ બહુ ભાર હોવાને લીધે તેનુ વજ્ર નામ

પાડયું. તે પારણામાં રહ્યો રહ્યો માત્ર સાંભળી સાંભળીનેજ અગીયાર અંગ ભણ્યો.

પછી જ્યારે તે બાળક ત્રણ વરસનું થયું ત્યારે રાજાની સમક્ષ માતાએ અનેક સ્વાદિષ્ટ પદાર્થો તથા રમકડાં મુકી તેને લલચાવવાનો પ્રયત્ન કર્યો. પણ તેટલાથી તે બાળક ન ભોળવાયો, અને ઉલટું ધનગિરિએ આપેલું રજોહરણ જ લઈ લીધું. ત્યારપછી માતાએ અને વજ્રે પણ ગુરૂ પાસે દીક્ષા લીધી.

આઠ વર્ષ પુરા થયાં એટલે એક વાર વજ્ર ઉજ્જયિનીમાં ભીક્ષા લેવા નીકળ્યા. વરસાદ હજી હમણાં જ વિરામ પામ્યો હતો. પૂર્વભવના મિત્ર જૃંભક દેવોએ વજ્રસ્વામીને કુષ્માંડ—સાકરકોળાની ભીક્ષા આપવા માંડી. વજ્રસ્વામીએ ધારીને જોયું તો ભીક્ષા વ્હોરાવનારની આંખ મટકું મારતી ન દેખાઈ, અર્થાત અનિમિષપણું દેખાયું. દેવો સિવાય એવાં અનિમિષ નેત્ર બીજા કોઈનાં ન હોય અને એવો દેવપિંડ મુનિને ન કલ્પે; એવો વિચાર કરી વજ્રસ્વામીએ તે ન વહોર્યું. આ દૃશ્ય જોઇ દેવોને ભારે સંતોષ થયો અને તેમણે વજ્રસ્વામીને વૈક્રિયલબ્ધિ આપી. તેવી જ રીતે બીજી વાર પણ ઘેબર નહીં વ્હોરવાથી દેવોએ તેમને આકાશગામિની વિદ્યા આપી.

વજ્રમુનિને પાટલીપુત્રના એક ધનશ્રેષ્ઠીએ કરોડ ધન સાથે પોતાની પુત્રી પરણાવવા માગી; અને પેલી પુત્રી પણ સાધ્વીઓ પાસેથી વજ્રમુનિના ગુણો સાભળી એટલી બધી મુગ્ધ બની હતી કે "હું વરૂં તો વજ્રનેજ વરૂં" એવો નિશ્ચય કરી બેઠી હતી, છતાં વજ્રમુનિ એ મોહમાં ન ફસાયા અને પેલી રૂક્મિણી નામની કન્યાને પ્રતિબોધી દીક્ષા અપાવી! અહિં કવિ કહે છે કે—"જે વજ્રઋષિ બાલ્યાવસ્થામા જ સહેજે મોહરૂપી સમુદ્રનો એક ઘુંટડો કરી પી ગયા તેને એક સ્રીરૂપી નદીનું સ્નેહપૂર શી રીતે ભીંજવી શકે!"

એક વખત દેશમા ભારે સખત દુકાળ પડવાથી શ્રી સઘને પોતાના વસ્ત્ર ઉપર બેસાડી એક સુકાળવાળા ક્ષેત્રમા લઈ ગયા ત્યા બૌદ્ધ રાજાનુ રાજ્ય ચાલતુ હોવાથી તેણે જિન મંદિરોમા પુષ્પ લાવવાની સખત મનાઈ કરી હતી પર્યુષણ પર્વ સમયે શ્રાવકોએ વજ્રમુનિને એ બાબત વિજ્ઞપ્તિ કરી, એટલે તેઓ આકાશગામિની વિદ્યાના પ્રભાવે માહેશ્વરીપુરીમા પહોચ્યા અને પોતાના એક મિત્ર-માળીને પુષ્પ એકઠા કરવાનુ કહ્યુ ત્યાથી તેઓ પોતે હિમવાન પર્વત ઉપર ગયા અને લક્ષ્મીદેવી પાસેથી મહાપદ્મ તથા હુતાશન વનમાથી વીશ લાખ પુષ્પ મેળવ્યા. તે પછી જૃભક દેવોએ વિકુર્વેલા વિમાનમા બેસી મહોત્સવપૂર્વક ત્યા આવ્યા અને જિનશાસનની ભારે પ્રભાવના કરી બૌદ્ધ રાજાના આશ્ચર્યનો પાર ન રહ્યો આખરે તેણે પણ શ્રાવકધર્મ સ્વીકાર્યો.

એક વખત વજ્રસ્વામીએ કફના ઉપશમ માટે, ભોજન પછી ખાવા સારૂ એક સુઠનો ટકડો કાનપર ચઢાવી રાખ્યો પછી તે ટકડો ખાવાનુ વિસ્મરણ થઈ ગયુ અને છેક સાઝે જ્યારે પ્રતિક્રમણ કરતી વખતે કાન ઉપરનો ટકડો નીચે પડ્યો ત્યારે તેમને પોતાને કેટલો પ્રમાદ થયો તેની સૂઝ પડી એ પ્રમાદ ઉપરથી પોતાનુ મૃત્યુ નજીક આવી પહોચેલુ હોવુ જોઈએ એમ ધાર્યુ એટલે તેમણે વજ્રસેન નામના પોતાના શિષ્યને કહ્યુ કે—" હવે બાર વરસનો દુષ્કાળ પડવાનો અને જે દિવસે લક્ષમૂલ્યવાળા ચોખામાથી તને ભીક્ષા મળે તે દિવસ પછી બીજેજ દિવસે સુકાળ થવાનો એમ જાણી લેજે " એટલુ કહીને તેઓ પોતાની સાથે રહેલા સાધુઓને લઇ રથાવર્ત પર્વત ઉપર ગયા અને અનશન કરી દેવલોક પામ્યા પેલા શિષ્ય પણ અન્યત્ર વિહાર કરી ગયા વજ્રમુનિ દેવલોક પામ્યા તે વખતે સઘયણ ચતુષ્ક અને દશપુર્વ વિચ્છેદ ગયા ત્યારપછી બાર

જે લેપના પ્રતાપથી તાપસ નદીના પાણી ઉપર થઈને ચાલી શકતો હતો તે લેપ ધોવાઈ ગયેલો હતો, છતા જાણે કઈ બન્યુ જ નથી એવી ધૃષ્ટતા સાથે તાપસે નદીમા ઝૂકાવ્યુ નદીમા પગ મૂકતાજ તે ડુબવા લાગ્યો અને સૌ કોઇ તેની મશ્કરી કરવા લાગ્યા

એટલામા આર્યસમિત સૂરિજી ત્યા પધાર્યા તેમણે કેવળ લોકોને ખરી વસ્તુસ્થિતિનુ ભાન કરાવવા માટે પોતાના હાથમાનુ યોગચૂર્ણ નદીમા નાખ્યુ અને કહ્યુ કે –"હે બેના! મને પેલે પાર જવા દે!" એટલુ કહેતામાજ નદીના બન્ને કાંઠા મળી ગયા! સૂરિજીની આવી અદ્ભૂત શક્તિ જોઇ લોકો ભારે આશ્ચર્ય પામ્યા. પછી તેમણે તાપસોના આશ્રમમા જઈ તેમને પ્રતિબોધ્યા અને દીક્ષા આપી ત્યારપછી તેઓની શાખા બ્રહ્મદીપિકા શાખાના નામથી પ્રસિદ્ધ થઇ

## યુગપ્રધાનો તથા આર્યવજ્રી વિગેરે શાખાઓ

આર્યમહાગિરિ, આર્ય સુહસ્તી, શ્રી ગુણસુ દર સૂરિ, શ્યામાર્ય, સ્કન્દિલાચાર્ય, રેવતીમિત્ર સૂરિશ્વર, શ્રી ધર્મ, ભદ્રગુપ્ત શ્રી ગુપ્ત અને વજ્ર સૂરીશ્વર એ દશ દશપૂર્વીઓ તથા શ્રેષ્ઠ યુગપ્રધાન પુરૂષો થઇ ગયા

ગૌતમ ગોત્રવાળા સ્થવિર આર્યવજ્રથી આર્યવજ્રી શાખા નીકળી શ્રીઆર્યવજ્રને ત્રણ સ્થવિર શિષ્ય પુત્રવત્ પ્રસિદ્ધ હતા – (૧) સ્થવિર આર્યવજ્રસેન (૨) સ્થવિર આર્યપદ્મ (૩) સ્થવિર આર્યરથ

આર્યવજ્રસેનથી આર્યનાઇલી શાખા નીકળી, આર્યપદ્મથી આર્યપદ્મા શાખા નીકળી અને આર્યરથથી આર્યજયતી શાખા નીકળી.

વત્સ ગોત્રવાળા સ્થવિર આર્યરથને કૌશિક ગોત્રવાળા સ્થવિર આર્યપુષ્પગિરિ શિષ્ય હતા, આર્યપુષ્પગિરિને ગૌતમ

ગોત્રવાળા સ્થવિર આર્યફલ્ગુમિત્ર શિષ્ય હતા, આર્યફલ્ગુમિત્રને વશિષ્ઠ ગોત્રવાળા સ્થવિર આર્યધનગિરિ શિષ્ય હતા, આર્યધનગિરિને કુચ્છગોત્રવાળા સ્થવિર આર્યશિવભૂતિ શિષ્ય હતા, આર્યશિવભૂતિને કાશ્યપગોત્રવાળા સ્થવિર આર્યભદ્ર શિષ્ય હતા. સ્થવિર આર્યભદ્રને કાશ્યપગોત્રવાળા સ્થવિર આર્યરક્ષ શિષ્ય હતા. (આ સ્થળે કિરણાવલીકાર જેવા બહુશ્રુત ગણાતા વિદ્વાન્ પુરૂષે આર્યરક્ષિત અને આર્યરક્ષ એ બે સ્થવિર પુરૂષનાં નામનો ગોટાળો કરી નાખ્યો છે અને બન્ને સ્થવિર ભિન્ન ભિન્ન હોવા છતાં તેમને એકજ માની લીધા છે. આર્યરક્ષિત તો તોસલીપુત્ર આચાર્યના શિષ્ય હતા અને વજ્રસ્વામીની પાસે સાડા નવ પૂર્વ ભણ્યા હતા, જ્યારે આર્યરક્ષ તો શ્રી વજ્રસ્વામીથી શિષ્ય પ્રશિષ્યની ગણનાએ નવમી પાટે થયેલ છે.)

સ્થવિર આર્યરક્ષને ગૌતમ ગોત્રવાળા સ્થવિર આર્યનાગ શિષ્ય હતા. આર્યનાગને વશિષ્ઠગોત્રવાળા સ્થવિર આર્યજેહિલ શિષ્ય હતા, આર્ય જેહિલને માઢર ગોત્રવાળા સ્થવિર આર્યવિષ્ણુ શિષ્ય હતા, આર્યવિષ્ણુને ગૌતમ ગોત્રવાળા સ્થવિર આર્યકાલિક શિષ્ય હતા, આર્યકાલિકને ગૌતમ ગોત્રવાળા સ્થવિર આર્યસંપલિત તથા સ્થવિર આર્યભદ્ર નામના બે શિષ્ય હતા. આ બે સ્થવિરોને ગૌતમ ગોત્રવાળા સ્થવિર આર્યવૃદ્ધ શિષ્ય હતા, સ્થવિર આર્યવૃદ્ધને ગૌતમ ગોત્રવાળા સ્થવિર આર્યસંઘપાલિત શિષ્ય હતા. આર્યસંઘપાલિતને કાશ્યપગોત્રવાળા સ્થવિર આર્યહસ્તી શિષ્ય હતા, સ્થવિર આર્યહસ્તીને સુવ્રત ગોત્રવાળા સ્થવિર આર્યધર્મ શિષ્ય હતા, આર્યધર્મને કાશ્યપ ગોત્રવાળા સ્થવિર આર્યસિંહ શિષ્ય હતા. આર્યસિંહને કાશ્યપગોત્રવાળા સ્થવિર આર્યધર્મ શિષ્ય હતા અને શ્રી આર્યધર્મને સ્થવિર આર્યસંડિલ શિષ્ય હતા.

એજ હકીકતને પદ્યમા નીચે પ્રમાણે સગ્રહિત કરવામા આવી છે —

ગૌતમ ગોત્રવાળા ફલ્ગુમિત્રને, વસિષ્ઠ ગોત્રવાળા ધનગિરિને, કુચ્છગોત્રવાળા શિવભૂતિને તથા કૌશિક ગોત્રવાળા દુર્જય કૃષ્ણને વદુ છુ (૧). તેમને શિરવડે નમીને કાશ્યપ ગોત્રવાળા ભદ્રને, કાશ્યપ ગોત્રવાળા નક્ષત્રને અને કાશ્યપ ગોત્રવાળા રક્ષને પણ વદુ છુ (૨) ગૌતમ ગોત્રવાળા આર્યનાગને, વસિષ્ઠ ગોત્રવાળા જેહિલને, માઢર ગોત્રવાળા વિષ્ણુને અને ગૌતમ ગોત્રવાળા કાલિકને વદુ છુ (૩) ગૌતમ ગોત્રવાળા કુમાર સપલિત તથા આર્યભદ્રને નમુ છુ, તેમજ ગૌતમગોત્રવાળા સ્થવિર આર્યવૃદ્ધિને પણ વદુ છુ (૪) તેમને મસ્તકવડે નમીને સ્થિરસત્ત્વ, ચારિત્ર જ્ઞાનસપન્ન, કાશ્યપ ગોત્રવાળા સ્થવિર સઘપાલિતને નમુ છુ (૫) ક્ષમાના સાગર, ધીર અને ફાલ્ગુન માસના શુકલ પક્ષમા કાળ ધર્મ પામેલ, કાશ્યપ ગોત્રવાળા આર્યહસ્તિને વદુ છુ (૬) શીલલબ્ધીથી સપન્ન અને જેમના દીક્ષામહોત્સવમા દેવોએ ઉત્તમ છત્ર ધારણ કર્યું હતુ તે સુવ્રત ગોત્રવાળા આર્યધર્મને હુ વદુ છુ (૭) કાશ્યપગોત્રવાળા આર્યહસ્તીને તથા મોક્ષસાધક આર્યધર્મને તેમજ કાશ્યપ ગોત્રવાળા આર્યસિહને અને કાશ્યપગોત્રવાળા આર્યધર્મને પણ વદુ છુ (૮). તેમને મસ્તક વડે વદીને સ્થિરસત્ત્વ, ચારિત્ર જ્ઞાનસપન્ન ગૌતમ ગોત્રવાળા સ્થવિર આર્યજબને વદુ છુ (૯) મૃદુ-મધુર સરળ, માયારહિત તથા જ્ઞાન દર્શન અને ચારિત્રયુક્ત, કાશ્યપ ગોત્રવાળા સ્થવિર નદિતને પણ વદુ છુ (૧૦) સ્થિર ચારિત્રવાળા અને ઉત્તમ સમ્યકૃત્વ તેમજ સત્ત્વશીલ, માઢર ગોત્રવાળા દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણને વદુ છુ (૧૧) અનુયોગના ધારક, ધીર, મતિના સાગર અને મહા સત્ત્વવતા, વચ્છ ગોત્રવાળા

સ્થિર, ગુપ્ત ક્ષમાશ્રમણને વંદું છું. ( ૧૨ ). જ્ઞાન દર્શન અને ચારિત્રને વિષે સુસ્થિત, ગુણથી મહાન્ અને ગુણવંત એવા સ્થવિર કુમાર ધર્મગણિને વંદુ છુ. (૧૩). સૂત્રાર્થ રૂપ રત્નોથી ભરેલા અને શમ, દમ તથા માર્દવ આદિ ગુણસંપન્ન, કાશ્યપ ગોત્રવાળા દેવર્દ્ધિ ક્ષમાશ્રમણને પણ વંદું છું.



# નવમ વ્યાખ્યાન

## સમાચારી રૂપ ત્રીજી વાચના પર્યુપણા કયારે કરવી ?

તે કાળ અને તે સમયને વિષે વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા બાદ શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરે ચોમાસામા પર્યુષણાપર્વ કર્યું છે

અહિ શિષ્ય પ્રશ્ન કરે છે કે —"વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા બાદ શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરે ચાતુર્માસમા પર્યુષણાપર્વ કર્યું છે, એમ કહેવામા આપનો શો હેતુ છે ?"

ગુરૂ તેનો ઉત્તર આપે છે —(૧) "કારણ કે તે સમયે ગૃહસ્થોના ઘર પ્રાય સાદડીથી ઢંકિલા હોય છે, ચુનાથી ધોળેલા હોય છે, ઘાસ વિગેરેથી આચ્છાદિત કરેલા હોય છે, છાણ આદિથી લીંપેલા હોય છે, વાડ વિગેરેથી રક્ષાયેલા હોય છે, ખાડા–ખડીયા વાળી વિષમભૂમિ ખોદીને સમાન કરેલી હોય છે, પાષાણના કટકાથી ઘસીને કોમલ કરેલા હોય છે, ધૂપથી સુગધિત કરેલા હોય છે, પગનાલ ગોઠવીને પાણીને જવાના માર્ગ કરેલા હોય છે અને ખાળો પણ બરાબર તૈયાર થઇ ગઇ હોય છે એ રીતે ગૃહસ્થોએ પોતાને માટે પોતાના ઘર અચિત્ત કરી રાખ્યા હોય છે, એટલાજ માટે એમ કહેવાય છે કે વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા પછી શ્રમણ ભગવાન શ્રી મહાવીરે ચોમાસામા પર્યુષણા પર્વ કયુ " (એક માસ ને વીસ દિવસ પછી પર્યુષણા કરવી, એટલે ત્યા ચોમાસાનો બાકીનો કાળ સ્થિતિ કરવાનુ કહેવુ, જેથી તે આરભના નિમિત્ત મુનિ ન થાય, એ રહસ્ય છે )

(૨) "તેવીજ રીતે ગણધરોએ પણ વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા બાદ ચોમાસામા પર્યુષણાપર્વ કર્યું છે "

( ૩ ) " તેવીજ રીતે ગણધરોના શિષ્યોએ પણ વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા બાદ પર્યુષણાપર્વ કર્યું છે."

( ૪ ) " તેવી જ રીતે સ્થવિરોએ પણ વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા બાદ પર્યુષણાપર્વ કર્યું છે "

( ૫ ) " તેવી જ રીતે આર્યપણાએ કરીને અથવા વ્રત-સ્થવિરપણાએ કરી વર્તતા આધુનિક શ્રમણ નિર્ગ્રંથો જે વિહાર કરી રહ્યા છે તે પણ વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા બાદ પર્યુષણાપર્વ કરે છે. "

( ૬ ) " તેવી જ રીતે અમારા આચાર્યો અને ઉપાધ્યાયો પણ વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા બાદ પર્યુષણાપર્વ કરે છે. "

( ૭ ) " તેવી જ રીતે અમે પણ વર્ષાકાળનો એક માસ અને વીસ દિવસ ગયા બાદ ચોમાસામાં પર્યુષણાપર્વ કરીએ છીએ. " અર્થાત્ ભાદરવા શુદિ ૫ ની પહેલાં પણ પર્યુષણાપર્વ કરવું કલ્પે છે, પરંતુ ભાદરવા શુદિ ૫ ની રાત્રી ઉલ્લંઘવી કલ્પે નહીં. ( અહીં પર્યુષણા એટલે વાર્ષિક પર્વ સમજવું. )

## અધિક માસની ચર્ચા

પર્યુષણમા પરિ અને ઉપણા એમ બે શબ્દ છે. પરિ એટલે સર્વ પ્રકારે અને ઉપણ એટલે વસવું. પર્યુષણા બે પ્રકારની છેઃ- એક ગૃહિજ્ઞાતા-ગૃહસ્થોએ જાણેલી અને બીજી ગૃહઅજ્ઞાતા-ગૃહસ્થોએ નહીં જાણેલી. તેમાં ગૃહઅજ્ઞાતા એ કહેવાય કે જેમાં વર્ષા ( ચોમાસા ) ને યોગ્ય પીઠ ( પાટલો ) ફલક ( પાટ ) આદિ પ્રાપ્ત કર્યે છતે કલ્પમાં ( બૃહત્ કલ્પ ) કહેલ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવરૂપ સ્થાપના કરવામાં આવે છે અને તે આષાઢ પૂર્ણિમાની અંદર કરવામાં આવે છે. પરંતુ યોગ્ય ક્ષેત્રના અભાવે

પાચ પાચ દિવસની વૃદ્ધિથી દસ પર્વતિથિના ક્રમ વડે શ્રાવણ વદિ અમાસ સુધી જ કરવામા આવે છે ગૃહજ્ઞાતા પણ બે પ્રકારની છે એક સાવત્સરિક કૃત્ય વિશિષ્ઠા–સાવત્સરિક કૃત્યોએ કરીને યુક્ત અને બીજી ગૃહિજ્ઞાત માત્રા એટલે માત્ર ગૃહસ્થોએ જાણેલી તેમા સાવત્સરિક પ્રતિક્રમણ, લોચ, અઠમનો તપ, સર્વ જીનેશ્વરોની ભક્તિપૂજા અને સઘનુ પરસ્પર ખમવુ વિગેરે સાવત્સરિક કૃત્યો છે અને તે કૃત્યોએ કરીને યુક્ત એવી પર્યુષણા ભાદરવા શુદિ પચમીને દિવસે જ અને કાલિકાચાર્યના આદેશથી ચતુર્થીને દિવસે પણ કરવામા આવે છે

માત્ર ગૃહસ્થોએ જાણેલી તે એ છે કે જે વર્ષમા અધિક માસ હોય તે વર્ષમા ચોમાસાના દિવસથી માડીને વીશ દિવસે મુનિ ‘ અમે અહીં રહ્યા છીએ ’ એમ પ્રશ્ન કરનાર ગૃહસ્થોની આગળ કહે, તે પણ જૈન ટીપણાને અનુસારે કારણ કે યુગની મધ્યમા પોષ તથા યુગને અત આષાઢ માસની વૃદ્ધિ થાય છે, પણ બીજા કોઇ માસની વૃદ્ધિ થતી નથી તે ટીપણુ પણ હમણા તદ્દન જણાતુ નથી તેથી ( અષાઢ પૂર્ણિમાથી ) પચાસ દિવસેજ પર્યુષણા કરવી યુક્ત છે એમ વૃદ્ધ આચાર્યો કહે છે અહીં કોઇ શકા કરે કે “શ્રાવણ માસની વૃદ્ધિ હોય ત્યારે ( બીજા ) શ્રાવણ શુદિ ચતુર્થીને દિવસેજ પર્યુષણા કરવી યુક્ત છે, પણ ભાદરવા શુદિ ચતુર્થીને દિવસે યુક્ત નથી, કેમકે તેથી એશી દિવસ થવાથી ‘ वासाण सवीसइराए मासे विइक्कते ’ એટલે વર્ષાકાલના એક માસ અને વીશ દિવસ ગયા બાદ એ વચનને બાધા આવે છે ” તો ઉત્તરમા કહેવાનુ કે હે દેવાનુપ્રિય ! જો તુ એમજ કહેતો હો તો તે તેમ નથી કારણ કે એવી રીતે તો આશ્વિન માસની વૃદ્ધિ થવાથી ચોમાસાનુ કૃત્ય ( બીજા ) આશ્વિન માસની શુકલ ચતુર્દશીએજ કરવુ જોઇએ, કેમકે કાર્તિક

માસની શુકલ ચતુર્દશીએ કરવાથી આ દિવસ થાય અને તેથી 'समणे भगवं महावीरे वासाणं सवीसइराए मासे विइक्कंते सित्तरि राइंदिएहिं सेसेहिं' એટલે 'શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરે વર્ષાકાલના એક માસ અને વીશ દિવસ ગયા બાદ અને સિત્તેર દિવસ બાકી રહ્યે છતે' (પર્યુષણા કરી) એ સમવાયાંગ સૂત્રના વચનને બાધા આવે. વલી એમ પણ કહેવું નહી કે 'ચોમાસાં તો આષાઢ આદિ માસથી પ્રતિબદ્ધ છે, તેથી કાર્તિક ચોમાસાનું કૃત્ય કાર્તિક માસની શુકલ ચતુર્દશીએજ કરવું યુક્ત છે અને દિવસની ગણત્રીને વિષે અધિક માસ કાલચૂલા તરીકે હોવાથી તેની અવિવક્ષાને લઈને સિત્તેર દિવસોજ થાય છે તો સમવાયાંગના વચનને કયાંથી બાધા આવે ?' જેમ ચોમાસા આષાઢ આદિ માસથી પ્રતિબદ્ધ છે, તેમ પર્યુષણા પણ ભાદરવા માસથી પ્રતિબદ્ધ છે, તેથી તે ભાદરવામાંજ કરવા દિવસની ગણત્રીને વિષે અધિક માસ કાલચૂલા તરીકે છે. તેથી તેને ગણત્રીમા લેવાનો નહિ હોવાથી પચાસજ દિવસો થાય, તો પછી એંશીની વાત પણ કયાંથી આવે ? અને પર્યુષણ ભાદરવા માસથી પ્રતિબદ્ધ છે એમ કહેવું તે પણ અયુક્ત નથી. કારણ કે તે પ્રમાણે ઘણા આગમને વિષે પ્રતિપાદન કરેલું છે દાખલા તરીકે 'અન્યદા પર્યુષણાનો દિવસ આવ્યે છતે આર્યકાલક સૂરિએ શાલિવાહનને કહ્યું કે ભાદરવા સુદિ પંચમીએ પર્યુષણા છે' ઇત્યાદિ પર્યુષણા કલ્પની ચૂર્ણિમા કહ્યું છે. વલી શાલિવાહન રાજા જે શ્રાવક હતો તે કાલક સૂરિને આવેલા સાંભળીને સન્મુખ જવા નીકળ્યો અને શ્રમણ સંઘ પણ નીકળ્યો. મહા વિભૂતિ કાલક સૂરિએ પ્રવેશ કરીને કહ્યુ કે 'ભાદરવા સુદિ પંચમીએ પર્યુષણા કરવી.' શ્રમણ સંઘે તે કબુલ કર્યું. ત્યારે રાજાએ કહ્યુ કે 'તે દિવસે લોકાનુવૃત્તિએ ઈંદ્રમહોત્સવ હોવાથી પર્યુષણા થઇ શકશે નહીં,

તો છઠને દિવસે પર્યુષણા કરીએ' આચાર્યે કહ્યુ કે '(પચમી) અતિક્રમવી ન જોઈએ.' ત્યારે રાજાએ કહ્યુ 'આગળ ચોથને દિવસે પર્યુષણા કરીએ' ત્યારે આચાર્યે કહ્યુ 'એ પ્રમાણે હો.' પછી ચોથે પર્યુષણા કરી એ પ્રમાણે યુગપ્રધાન કાલ્કે ચોથ પ્રવર્તાવી, અને તે સર્વ સાધુને માન્ય છે ઇત્યાદિ નિશીથ ચર્ણિના દશમા ઉદ્દેશામા કહ્યુ છે એવી રીતે જ્યા કોઈ જગોએ પણ પર્યુષણાનુ નિરૂપણ આવે ત્યા ભાદ્રપદ સબધીજ જાણવુ, પરતુ કોઇ પણ આગમને વિષે 'भद्दवयसुद्दपचमीए पज्जोसविज्जइत्ति' એટલે ભાદરવા સુદિ પચમીએ પર્યુષણા કરવી એ પાઠની માફક 'अभिवढ्ढिअवरिसे सावणसुद्दपचमीए पज्जोसविज्जत्ति' એટલે અભિવર્દ્ધિત વર્ષમા શ્રાવણ સુદિ પચમીએ પર્યુષણા કરવી એવો પાઠ ઉપલબ્ધ થતો નથી તેથી કાર્તિક માસથી પ્રતિબદ્ધ ચતુર્માસિક કૃત્ય કરવામા જેમ અધિમાસ પ્રમાણ નથી, તેમ ભાદરવા માસથી પ્રતિબદ્ધ પર્યુષણા કરવામા અધિક માસ પ્રમાણ નથી, માટે કદાગ્રહને છોડી દે વલી અધિક માસ શુ કાગડો ભક્ષણ કરી ગયો છે? અથવા શુ તે માસમા પાપ લાગતુ નથી કે ભૂખ લાગતી નથી? ઇત્યાદિ ઉપહાસ્ય કરીને તારૂ પોતાનુ ઘેલાપણુ પ્રગટ ન કર કારણ કે તુ પણ અધિક માસ હોતે છતે એટલે તેર માસ છતે સાવત્સરિક ખામણામા 'बारमण्ह मासाण' ઇત્યાદિ બોલતા અધિક માસનો અગીકાર કરતો નથી એ પ્રમાણે ચતુર્માસિક ખામણામા અધિક માસ હોય તો પણ 'चउण्ह मासाण्ह' ઇત્યાદિ અને પાક્ષિક ખામણામા અધિક તિથિ હોય તોપણ 'पनरसण्ह दिवसाण' એ પ્રમાણે તુ બોલે છે તેવીજ રીતે નવક૫ વિહાર આદિ લોકોત્તર કાર્યને વિષે પણ બોલાય છે (દશ ક૫ કહે

વાતા નથી. ) વળી 'આસાઢે માસે દૂપયા' ઇત્યાદિ, સૂર્યચારને વિષે પણ તેમજ કહેવાય છે. લોકમાં પણ દીવાળી, અક્ષયતૃતીયા આદિ પર્વને વિષે તેમજ વ્યાજ ગણવા* આદિને વિષે અધિક માસ ગણાતો નથી, તે પણ તું જાણે છે. વળી સર્વે શુભ કાર્યો અધિક માસ નપુંસક છે તેથી, તેમાં ન કરવાં એમ કહીને જ્યોતિઃશાસ્ત્રમા તેનો નિષેધ કરેલો છે. વળી બીજો માસ અધિક હોય તેની વાત તો બાજુ પર રહો, પણ જો ભાદરવો માસ અધિક હોય તોપણ પહેલો ભાદરવો અપ્રમાણજ છે ( એટલે બીજા ભાદ્રપદમાં સંવત્સરીપર્વ કરવામાં આવે છે. ) જેમ ચતુર્દશી અધિક હોય તો પહેલી ચતુર્દશીને લેખામાં નહીં ગણીને બીજી ચતુર્દશીએ પાક્ષિક કૃત્ય કરવામાં આવે છે, તેમ અહીં પણ જાણવું. વળી જો એમ હોય તો 'અપ્રમાણ ( અધિક ) માસમાં દેવપૂજા, મુનિદાન અને આવશ્યક આદિ કાર્ય પણ ન કરવા જોઇએ' એમ કહીને તાગ અધરોષ્ઠને ચપલ ન કર; કારણ કે દિનપ્રતિબદ્ધ દેવપૂજા, મુનિદાન વિગેરે કૃત્ય છે તે તો હમેશાં કરવાંજ જોઇએ અને જે સન્ધ્યા આદિ સમયપ્રતિબદ્ધ આવશ્યક આદિ કૃત્ય છે તે પણ દરેક સંધ્યાસમય પામીને કરવાંજ જોઇએ અને ભાદ્રપદ આદિ માસથી પ્રતિબદ્ધ જે કૃત્યો છે તે બે ભાદ્રપદ હોય તો કયા ભાદ્રપદમાં કરવાં ? તેના વિચારમાં પ્રથમ ભાદ્રપદને અવગણીને ( નહીં ગણીને ) બીજા ભાદ્રપદમાં તે કરવાં એમ સમ્યક્ પ્રકારે વિચાર કર. વળી જો, અચેત એવી વનસ્પતિઓ પણ અધિક માસ અંગીકાર કરતી નથી, જેથી અધિક માસને ત્યજીને બીજા માસમાં પુષ્પિત થાય છે.

---

* વ્યાજ, ભાડું, પગાર વિગેરેમાં હિંદુ માસની ગણત્રીએ, હાલમાં અધિક માસનું વધારે લેવા દેવામાં આવે છે તે નવીન પ્રવૃત્તિ છે. તેથીજ નેવા કરાર લખવો પડે છે.

તે માટે આવશ્યક નિર્યુક્તિમા કહ્યુ છે કે–जइ फुल्ला कणियारा, चूअगणा अहिमासयमि घुट्टमि । तुह न खम फुल्लेउ, जइ पच्चता करिंति डमराइं ॥ १ ॥ ભાવાર્થ–હે આમ્ર વૃક્ષ ! અધિક માસની ઉદ્ઘોષણા થયે છતે કદિ કણેરના ફૂલ તો ફૂલે પણ તને ફૂલવુ ઘટે નહી, કેમકે તેથી તુચ્છ જાતિના વૃક્ષો તારી હાસી કરશે વળી કોઈ ‘ अभिवड्ढिअमि वीसा इअरेसु सवीसइमासे ’ એ વચનબલ વડે માસ અધિક હોય ત્યારે વીશ દિવસેજ લોચ આદિ કૃત્યયુક્ત પર્યુષણા કરે છે તે પણ અયુક્ત છે, કારણ કે ‘ अभिवड्ढिअमि वीसा ’ એ વચન ગૃહિજ્ઞાત ( પર્યુષણા ) માત્રની અપેક્ષાએ છે અન્યથા ‘ आसाढमासिए पज्जोसविंति एस उस्सग्गो, सेसक्कालं पज्जोसविंताण अववाउत्ति ’ એટલે આષાઢ માસમા પર્યુષણા કરવી એ ઉત્સર્ગ છે અને બાકીના કાળમા પર્યુષણા કરવી એ અપવાદ છે એવા શ્રી નિશીથચૂર્ણિના દશમા ઉદ્દેશાના વચનથી આષાઢ પૂર્ણિમાએજ લોચ આદિ કૃત્યયુક્ત પર્યુષણા કરવી જોઈએ ( પણ તે ચતુર્માસ રહેવાની અપેક્ષાનુ વચન છે, કૃત્યવિશિષ્ટ પર્યુષણા કરવા માટે નથી, તેથીજ તેમ કરવામા આવતુ નથી ) આ સબધમા વધારે કહેવુ વ્યર્થ છે

કલ્પને વિષે કહેલી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવરૂપ સ્થાપના આ પ્રમાણે છે દ્રવ્યસ્થાપના–તૃણ, ડગલ, છાર, મલ્લક* આદિ નો પરિભોગ કરવો અને સચિત્ત આદિનો ત્યાગ કરવો તેમા સચિત્ત દ્રવ્ય એટલે અતિ શ્રદ્ધાવાળા રાજા અને રાજાના પ્રધાન સિવાય શિષ્યને દીક્ષા આપવી નહીં અચિત્ત દ્રવ્ય એટલે વસ્ત્ર આદિ ગ્રહણ કરવા નહીં અને મિશ્ર દ્રવ્ય એટલે ઉપધિ સહિત

* કુંડી વિગેરે. + રાજા કે પ્રધાન દીક્ષા લેવા ઇચ્છે તો તેને આપવી.

શિષ્ય ગ્રહણ કરવો નહીં. ક્ષેત્રસ્થાપના-એક યોજન અને એક ગાઉ ( પાંચ ગાઉ જવુ આવવું કલ્પે. ) અને ગ્લાનને માટે વૈદ્ય-ઔષધ આદિના કારણે ચાર અથવા પાંચ યોજન કલ્પે. કાલસ્થાપના-ચાર માસ રહેવુ તે અને ભાવસ્થાપના-ક્રોધ આદિનો વિવેક ( ત્યાગ ) અને ઈર્યાસમિતિ આદિને વિષે ઉપયોગ. ૮.

## દિશાનો અવગ્રહ

૨ ચોમાસુ રહેલા સાધુ અથવા સાધ્વીઓને ચારે દિશા અને વિદિશામાં એક યોજન અને એક ગાઉનો (એટલે પાંચ ગાઉનો) અવગ્રહ કલ્પે. અવગ્રહ કરીને ' अथालन्दमिव ' કહ્યું છે. તેમાં અથ એ અવ્યય છે અને લન્દ શબ્દ વડે કાલ જાણવો. તેમાં જેટલા વખતમાં ભીનો હાથ સુકાઈ જાય તેટલા કાલને જઘન્ય લન્દ કહે છે. પાંચ અહોરાત્રિને ઉત્કૃષ્ટ લન્દ કહે છે, અને તેની વચ્ચેના કાલને મધ્યમ લન્દ કહે છે. લન્દ કાલ સુધી પણ-એટલે તેટલો વખત પણ અવગ્રહને વિષે રહેવું કલ્પે, પણ અવગ્રહથી બહાર રહેવું કલ્પે નહીં. અપિ શબ્દથી અલન્દમપિ એટલે બહુ કાલ સુધી છ માસ એક સાથે અવગ્રહમાં રહેવું કલ્પે, પણ અવગ્રહની બહાર રહેવું કલ્પે નહીં. ગજેન્દ્રપદ આદિ પર્વતની મેખલાનાં ગામોને વિષે રહેલા સાધુ સાધ્વીઓને ઉપાશ્રયથી છએ દિશામાં ( જવાનો ) અઢી કોશ અને જવા-આવવાનો પાંચ કોશનો અવગ્રહ હોય છે. અહીં "વિદિશામા" એમ કહેલું છે તે વ્યાવહારિક વિદિશાની અપેક્ષાએ છે, કારણ કે નૈશ્ચયિક વિદિશાઓનું એકપ્રદેશપણું હોવાથી ત્યાં જવાનો અસંભવ છે. અટવી ( જંગલ ), જળ આદિથી વ્યાઘાત થયે છતે ત્રણ દિશાનો, બે દિશાનો અથવા એક દિશાનો અવગ્રહ ભાવવો ( સમજવો ). ૯

૩ ચોમાસુ રહેલા સાધુ અથવા સાધ્વીઓને ચારે દિશા અને વિદિશામા એક યોજન અને એક ગાઉ ભિક્ષાચર્યાએ જવુ –આવવુ કલ્પે ૧૦ જ્યા નદી નિત્ય પુષ્કળ પાણીવાળી હોય અને નિત્ય વહેતી હોય ત્યા સર્વ દિશા અને વિદિશામા એક યોજન અને એક ગાઉ ભિક્ષાચર્યાએ જવુ આવવુ કલ્પે નહી ૧૧ કુણાલા નામની નગરીને વિષે ઐરાવતી નામની નદી હમેશા બે ગાઉ વહેતી છે* તેવી નદી થોડુ (ઉંડુ) પાણી હોવાથી ઉલ્લઘવી કલ્પે છે કે જ્યા આ પ્રમાણે કરી શકાય કેવી રીતે કરી શકાય ? તે કહે છે –એક પગ જળમા રાખીને અને બીજો પગ સ્થલ ઉપર રાખીને એટલે પાણીથી ઉપર–અધર રાખીને આવી, રીતે જો જઈ શકાય તો ચારે દિશા અને વિદિશામા એક યોજન અને એક ગાઉ (ભિક્ષા નિમિત્તે) જવુ–આવવુ કલ્પે ૧૨ જ્યા પૂર્વોક્ત રીતિ પ્રમાણે ન જઇ શકાય ત્યા સાધુને ચારે દિશા અને વિદિશામા તેટલુ જવુ–આવવુ કલ્પે નહીં અને જ્યા એ પ્રમાણે ન કરી શકાય અને પાણી વિલોડીને જવુ પડે ત્યા જવુ કલ્પે નહીં જઘાર્ધ સુધી પાણી હોય તે દકસઘટ્ટ કહેવાય નાભિ સુધી પાણી હોય તે લેપ કહેવાય અને નાભિથી ઉપર હોય તો લેપોપરિ કહેવાય ત્યા શેષ કાલમા ત્રણ વાર દકસઘટ્ટ થયે છતે ક્ષેત્ર હણાય નહીં એટલે ત્યા જવુ કલ્પે, એ ભાવ જાણવો વર્ષાકાલમા સાત વાર દકસઘટ્ટ થાય તો પણ ક્ષેત્ર હણાય નહીં શેષ કાલમા ચોથો અને વર્ષાકાલમા આઠમો દકસઘટ્ટ થયે છતે ક્ષેત્ર હણાય છે લેપ તો એક પણ હોય તો ક્ષેત્રને હણે છે તેથી નાભિ સુધી જળ હોય તો જવુ કલ્પે નહીં, તો પછી લેપોપરિ એટલે નાભિની ઉપર જળ હોય તો તેની તો વાતજ શી કરવી ? ૧૩

* તેટલા પહોળા પ્રવાહવાળી.

## ગુરૂની આજ્ઞાનું પાલન

૪ ચોમાસુ રહેલા કોઈ સાધુને ગુરૂએ આ પ્રમાણે પ્રથમથી કહી રાખેલું હોય કે 'હે શિષ્ય ! ગ્લાન સાધુને અમુક વસ્તુ લાવી આપજે.' ત્યારે તે સાધુને (તે વસ્તુ) લાવી આપવી કલ્પે, પણ તેને પોતાને તે વાપરવી કલ્પે નહી. ૧૪. ચોમાસું રહેલા કોઇ સાધુને ગુરૂએ આ પ્રમાણે પ્રથમથી કહેલું હોય કે 'હે શિષ્ય ! (અમુક વસ્તુ) તું પોતે લેજે,' ત્યારે તેને લેવી કલ્પે, પણ તેને (બીજાને) આપવી કલ્પે નહી. અર્થાત્ એમ કહેલું હોય કે 'તું પોતેજ લેજે, ગ્લાનને બીજો આપશે,' ત્યારે તેને પોતાને લેવું કલ્પે, પણ આપવું કલ્પે નહીં. ૧૫. ચોમાસુ રહેલા કોઇ સાધુને ગુરૂએ પ્રથમથી કહી રાખેલું હોય કે 'હે શિષ્ય! તું લાવી આપજે અને તું પોતે પણ લેજે.' ત્યારે તેને લાવી આપવું પણ કલ્પે અને લેવું પણ કલ્પે. અર્થાત્ તું આપજે અને લેજે એમ કહી રાખેલુ હોય તો આપવું અને લેવું એ બંને પણ કલ્પે છે. ૧૬.

## વિગયત્યાગ

ચોમાસુ રહેલા (અમુક) સાધુ અને સાધ્વીઓને વિગય લેવી કલ્પે નહી તે સાધુ સાધ્વી કેવાં ? હૃષ્ટ એટલે તરૂણ અવસ્થાને લીધે સમર્થ, (તરૂણ પણ કેટલાક રોગી અને નિર્બલ શરીરવાળા હોય છે તેથી કહ્યું છે કે) આરોગ્ય અને બલવંત શરીરવાળા સાધુઓને, હવે પછી કહેવામા આવશે એવી નવ રસે કરીને પ્રધાન વિકૃતિઓ (વિગઇઓ) વારંવાર ખાવી કલ્પે નહીં તે વિકૃતિઓ આ પ્રમાણે જાણવી:-દુધ ૧, દહી ૨, માખણ ૩, ઘી ૪, તેલ ૫, ગોળ ૬, મધ ૭, મદ્ય ૮, અને માંસ ૯. અભીક્ષ્ણના ગ્રહણ કરવાથી કારણે કલ્પે છે એમ સમજવું અને નવ-

ના ગ્રહણ કરવાથી કોઈ દિવસ પક્વાન્ન* પણ ગ્રહણ કરાય છે તેમા વિકૃતિઓ સાચયિકા અને અસાચયિકા એ બે પ્રકારની છે તેમા દુધ, દહીં, પક્વાન્ન એ નામની બહુ કાળ સુધી રાખી શકાય નહીં તે અસાચયિકા જાણવી રોગના કારણે, ગુરુ, બાળ આદિને ઉપગ્રહ કરવાને અર્થે અથવા શ્રાવકના નિમત્રણથી તે લેવી ઘી, તેલ અને ગોળ એ નામની ત્રણ વિકૃતિ સાચયિકા જાણવી તે ત્રણ વિકૃતિ પ્રતિલાભતા ગૃહસ્થીને કહેવુ કે ' હજુ ઘણો વખત રહેવાનુ છે તેથી અમે ગ્લાન આદિને માટે લઈશુ ' ત્યારે તે ગૃહસ્થી કહે કે ' ચોમાસા સુધી લેજો, તે ઘણી છે ' ત્યારે તે લેવી અને બાળ આદિને દેવી, પણ તરુણને આપવી નહીં જો કે મધ, માન અને માખણનો (મુનિને) જાવજ્જીવ સુધી ત્યાગ હોય છે, તોપણ અત્યત અપવાદ દશામા બાહ્ય પરિભોગ વિગેરેને માટે કોઈ દિવસ ગ્રહણ કરવી, પણ ચોમાસામા તો સર્વથા નિષેધ છે ૧૭

## ગ્લાન બીમારની સેવા-સુશ્રુષા

૬ ચોમાસુ રહેલા સાધુઓને વિષે વૈયાવચ્ચ કરનાર મુનિએ ગુરુને પ્રથમથી એમ કહી રાખેલુ હોય કે ' હે ભગવન્ ! ગ્લાનને માટે કાઇ વસ્તુનો ખપ છે ? ' એ પ્રમાણે વૈયાવચ્ચ કરનાર કોઈ મુનિએ પૂછયે છને તે ગુરૂ કહે કે ' ગ્લાનને વસ્તુ જોઈએ છીએ ? જોઇતી હોય તો ગ્લાનને પૂછો કે દુધ વિગેરે કેટલી વિગયનો તમને ખપ છે ? ' તે ગ્લાને પોતાને જોઇતા પ્રમાણમા કહ્ये છતે તે વૈયાવચ્ચ કરનારે ગુરુની પાસે આવીને કહેવુ કે ' ગ્લાનને આટલી વસ્તુનો ખપ છે ' ત્યારે ગુરૂ કહે કે ' જેટલુ પ્રમાણ તે ગ્લાન કહે છે તેટલા પ્રમાણમા તે વિગય તારે લેવી ' પછી તે વૈયાવચ્ચ કરનાર ગૃહસ્થ પાસે

* એ નવથી જૂદી વિગય છે

માગે અને માગણી કરતા વૈયાવચ્ચ કરનાર દુધ વિગેરે તે વસ્તુ પ્રાપ્ત થાય તો પછી ગ્લાને કહ્યા પ્રમાણુ જેટલી મળે એટલે 'રાખો, થયું' એમ ગૃહસ્થને કહે. ગૃહસ્થ એમ કહે કે 'હે ભગવન્! 'થયું' એમ કેમ કહો છો?' ત્યારે સાધુ કહે કે 'ગ્લાનને એટલોજ ખપ છે,' આ પ્રમાણે કહેતા સાધુને કદાચ ગૃહસ્થ કહે કે 'હે આર્ય સાધુ! તમે ગ્રહણ કરો. ગ્લાને ભોજન કર્યા બાદ પકવાન્ન આદિક જે કાંઇ વધે તે તમે ખાજો, દુધ આદિક પીજો.' કવચિત્ पाहिसित्ति ને બદલે दाहिसित्ति જોવામાં આવે છે. ત્યારે એમ અર્થ કરવો કે 'ગ્લાને ભોજન કર્યા બાદ જે કાંઇ વધે તે તમે ખાજો અને બીજાને આપજો.' એમ તેણે (ગૃહસ્થે) કહે છતે અધિક લેવું કલ્પે. પણ ગ્લાનની નિશ્રાએ ગૃદ્ધિથી પોતાને માટે લેવું કલ્પે નહીં. ગ્લાનને માટે માગી આણેલ આહારાદિ સંડળીમા આણવું નહી. ૧૮

## અનિંદનીય ઘરો

૭ ચોમાસુ રહેલા સાધુઓને તે પ્રકારના અનિંદનીય ઘરો, જેવા કે તેઓએ અથવા બીજાઓએ શ્રાવક કરેલાં હોય (શ્રાવકી-કૃતાનિ) પ્રત્યયવંત અથવા પ્રીતિ ઉપજાવનારા હોય, અથવા દાન-ને વિષે સ્થિરતાવાળાં હોય, નિશ્ચે અહીં મને મળશે એવો જ્યાં વિશ્વાસ હોય, જ્યાં સર્વ યતિઓનો પ્રવેશ સંમત હોય, જેને ઘણા સાધુઓ સંમત (ઇષ્ટ) હોય અથવા જ્યાં ઘરનાં ઘણાં મનુ-ષ્યોને સાધુઓ સંમત હોય તથા જ્યાં દાનની આજ્ઞા દઈ રાખી હોય અથવા સર્વ સાધુઓ સરખા છે એમ ધારીને જ્યાં લઘુ શિષ્ય પણ ઇષ્ટ હોય, પરંતુ મુખ જોઈને ટીલુ કરાતું ન હોય તેવા ઘરને વિષે, જોઈતી વસ્તુ અણદીઠે આ પ્રમાણે કહેવું કલ્પે નહીં કે 'હે આયુષ્યમન્! આ વસ્તુ છે?' એમ નહીં જોયેલી

વસ્તુને માટે પૂછવુ કપે નહી એ અર્થ જાણવો 'હે ભગવન્' તે શા માટે ?' એ પ્રમાણે શિષ્યે પ્રશ્ન કરવાથી ગુરૂ કહે છે કે 'શ્રદ્ધાવાન્ ગૃહસ્થ મૂલ્યવડે લાવે અને જો મૂલ્યવડે ન મળે તો ઘણી શ્રદ્ધાને લીધે ચોરી પણ કરે' કૃપણના ઘેર વસ્તુ અણદીઠે પણ માગવામા દોષ નથી ૧૯

## વૈયાવૃત્ય

૮ ચોમાસુ રહેલા અને હમેશા એકાસણુ કરનાર સાધુને સૂત્ર પૌરૂષી કીધા પછી એક વાર ગોચરી જવાના કાળે ગૃહસ્થનુ ઘર કપે છે એટલે ભાત અને પાણીને અર્થે ગૃહસ્થના ઘરમાથી નીકળવુ અને પ્રવેશ કરવો કપે છે, પણ બીજી વાર કપે નહી અન્યત્ર કહેતા આચાર્ય આદિની વૈયાવૃત્ય કરનારાઓને વર્જીને એ અર્થ છે, તેઓ જો એક વાર ભોજન કરવાવડે વૈયાવૃત્ય કરી ન શકે તો બે વાર પણ ભોજન કરે, કારણ કે તપથી વૈયાવૃત્ય શ્રેષ્ટ છે આચાર્યની વૈયાવૃત્ય કરનારા, ઉપાધ્યાયની વૈયાવૃત્ય કરનારા, તપસ્વીની વૈયાવૃત્ય કરનારા, તેમજ ગ્લાનની વૈયાવૃત્ય કરનારા સાધુઓને વર્જીને બીજા સાધુ એક વાર ભોજન કરે જ્યાસુધી વ્યજન કહેતા મૂછ, દાઢી, બગલ આદિના વાળ ન આવ્યા હોય ત્યાસુધી શિષ્ય અને શિષ્યોને પણ બે વખત ભોજન કરવામા દોષ નથી અથવા જે વૈયાવૃત્ય કરનાર હોય તે વૈયાવૃત્ય કર જાણવો. (તેને પણ બે વાર કપે છે ) आचायश्च वैयावृत्त्यश्च आचायवैयावृत्त्यौ એવી રીતે ઉપાધ્યાય આદિને વિષે પણ જાણવુ તેથી આચાર્ય, ઉપાધ્યાય, તપસ્વી, ગ્લાન અને લઘુ શિષ્યની વૈયાવૃત્ય કરનારાને બે વખત ભોજન કરવામા પણ દોષ નથી એ અર્થ સમજવો ૨૦

## ગોચરી

ચોમાસુ રહેલા એકાતરે ઉપવાસ કરનાર સાધુને આ હવે

પછી કહીશુ એટલું વિશેષ છે. તે સવારમાં ગોચરી જવા માટે, ( ઉપાશ્રયથી ) નીકળીને પહેલાજ શુદ્ધ પ્રાસુક આહાર (આણી) ખાઇને, છાશ આદિક પીઇને, પાતરાને નિર્લેપ કરીને–વસ્ત્રથી લુંછી નાખીને અને પ્રમાર્જીને–ધોઇ નાખીને તે જો ચલાવી શકે તો તેટલાજ ભોજન વડે તે દિવસે રહેવું કલ્પે છે. જો તે સાધુ આહાર થોડો થવાથી ન ચલાવી શકે તો તેને બીજી વાર ગૃહસ્થને ઘેર ભાત પાણીને માટે નીકળવું અને પેસવું કલ્પે છે. ૨૧. ચોમાસુ રહેલા નિત્ય છઠ્ઠ કરનાર સાધુને ગૃહસ્થને ઘેર ભાત પાણીને અર્થે નીકળવા અને પેસવાને બે ગોચરીના કાલ કલ્પે છે એટલે બે વખત ગોચરીએ જવું કલ્પે છે ૨૨ ચોમાસુ રહેલા નિત્ય અઠ્ઠમ કરનારા સાધુને ગૃહસ્થને ઘેર ભાત પાણીને અર્થે નીકળવા અને પેસવાને ત્રણ ગોચરીના કાળ કલ્પે છે એટલે ત્રણ વાર ગોચરીએ જવું કલ્પે છે. ૨૩. ચોમાસુ રહેલા નિત્ય અઠ્ઠમ ઉપરાંત તપ કરનાર સાધુને ગૃહસ્થને ઘેર ભાત પાણીને અર્થે નીકળવા અને પેસવાને સર્વે ગોચરીના કાળ કલ્પે છે એટલે ચાર, પાંચ વિગેરે વખત ગોચરીએ જવું કલ્પે છે; જ્યારે ઇચ્છા થાય ત્યારે ગોચરી લાવે, પણ સવારમા લાવેલી રાખી શકે નહીં, કારણ કે તેથી સંયમ, જીવસસક્તિ, સર્પાઘ્રાણ* આદિ દોષોનો સંભવ થાય છે. ૨૪ એ પ્રમાણે આહારવિધિ કહીને હવે પીવાના પદાર્થોની વિધિ કહે છે.

## પાણી

ચોમાસુ રહેલા નિત્ય એકાસણુ કરનાર સાધુને સર્વ પ્રકારના પાણી કલ્પે છે. તે સર્વ એટલે આચારાંગમાં કહેલાં એકવીશ પ્રકારના અથવા અહીં જે કહેવામાં આવશે તે નવ પ્રકારનાં પાણી સમજવાં. તેમા આચારાંગમાં કહેલાં પાણી આ પ્રમાણે છે–

* સર્પ સુંઘી જાય તેથી તેનું વિષ સક્રમે

ઉત્સ્વેદિમ ૧, સસ્વેદિમ ૨, તડુલા ક ૩, તુષોદક ૪, તિલોદક ૫, જવોદક ૬, આયામ ૭, સોવીર ૮, શુદ્ધવિકટ ૯, અ બય ૧૦, અ બાડક ૧૧, કવિઠ્ઠ (કપિત્થ) ૧૨, મડલિગ (માતુલિગ) ૧૩, દખ્ખ (દ્રાક્ષ) ૧૪, દાડિમ ૧૫, ખરજૂર ૧૬, નાલિકેર ૧૭, કયર ૧૮, બોરજલ ૧૯, આમલગ ૨૦ અને ચિંચાના પાણી ૨૧ પ્રથમ અ ગ (આચારાગ) ને વિષે કહેલા છે તેમાંથી પ્રથમના નવ તો અહી પણ કહેલા છે ચોમાસુ રહેલા એકાતરે ઉપવાસ કરનાર સાધુને ત્રણ પ્રકારના પાણી લેવા ક પે તે આ પ્રમાણે— ઉત્સ્વેદિમ એટલે આટા વિગેરેથી ખરડાયેલા હાથ આદિના ધોણનુ પાણી ૧, સસ્વેદિમ એટલે પાદડા આદિ ઉકાળીને ઠડા પાણી વડે જે પાણી સિ ચન કરાય તે ૨, અને ચોખાના ધોણનુ પાણી ૩ ચોમાસુ રહેલા નિત્ય છઠ્ઠ કરનાર સાધુને ત્રણ પ્રકારના પાણી લેવા કલ્પે તે આ પ્રમાણે–તલના ધોણનુ પાણી ૧, ત્રીહિ (ડાગર) આદિ તુષના ધોણનુ પાણી ૨, અને જવના ધોણનુ પાણી ૩ ચોમાસુ રહેલા નિત્ય અઠ્ઠમ કરનાર સાધુને ત્રણ પ્રકારના પાણી લેવા કલ્પે તે આ પ્રમાણે —આમામ એટલે ઓસામણ ૧, સોવીર એટલે કાજીનુ પાણી ૨ અને શુદ્ધવિકટ એટલે ઉનુ પાણી ૩ ચોમાસુ રહેલા અઠ્ઠમ ઉપરાત તપ કરનાર સાધુએ એક ઉનુ પાણી લેવુજ ક પે છે તે પણ [1]સિકથ રહિત હોય તો કલ્પે, પણ સિકથ સહિત હોય તો ન ક પે ચોમાસુ રહેલા અનશન કરનાર સાધુને એક ઉનુ પાણી લેવુ ક પે છે, તે પણ સિક્થ રહિત પણ સિક્થ સહિત નહીં, તે પણ ગળેલુ ક પે પણ તૃણ આદિ લાગવાથી અણગલ ન કલ્પે, તે પણ પરિમિત ક પે

[1] કોઈ પણ પ્રકારનો દાણો

પણ અપરિમિત નહી, તે પણ કાંઇક થોડું લેવું, પણ બહુ થોડુ લેવું નહીં, કેમકે તેથી તૃષા ઉપશમ પામતી નથી. ૨૫.

## દત્તિ

૧૦ ચોમાસુ રહેલા દત્તિની સંખ્યા ( અભિગ્રહ ) કરનારા સાધુને ભોજનની પાંચ દત્તિ અને પાણીની પાંચ દત્તિ, અથવા ભોજનની ચાર દત્તિ અને પાણીની પાંચ દત્તિ, અથવા ભોજનની પાંચ દત્તિ અને પાણીની ચાર દત્તિ લેવી કલ્પે છે. ત્યાં થોડું અથવા ઘણું જે એક વાર આપવામાં આવે છે તે દત્તિ કહેવાય છે. તેમાં લવણાસ્વાદન* પ્રમાણમાં પણ ભોજન આદિ ગ્રહણ કરતાં એક દત્તિ થાય, કારણ કે લવણ થોડું આપવામાં આવે છે અને તેટલાજ પ્રમાણમાં ભાત પાણી જો તે ગ્રહણ કરે તો તે પણ દત્તિ ગણાય છે. પાંચ એ ઉપલક્ષણ છે તેથી ચાર, ત્રણ, બે, એક, છ અથવા સાત-જેટલો અભિગ્રહ કર્યો હોય તે પ્રમાણે કહેવી. આખા સૂત્રનો આ ભાવ છે કે જેટલી દત્તિ ભાત પાણીની રાખેલી હોય તેટલી જ તેને કલ્પે છે, પણ પરસ્પર સમાવેશ કરવો કલ્પે નહી તેમજ દત્તિથી વધારે લેવું પણ કલ્પે નહીં. તે દિવસે તેટલાજ ભોજન વડે રહેવાનું તેને કલ્પે છે, પણ ગૃહસ્થના ઘેર ભાત પાણીને અર્થે બીજી વાર જવું અને પેસવું કલ્પે નહીં. ૨૬.

## શય્યાતર વિગેરે

૧૧ ચોમાસુ રહેલા સાધુ સાધ્વીઓને આ ( હવે કહેશે તે ) જગ્યાએ ભિક્ષા માટે જવું કલ્પે નહીં. એટલે એક શય્યાતરગૃહ કહેતાં ઉપાશ્રયના માલેકનું ઘર અને બીજાં છ ઘર તજવાં જોઇએ, કારણ કે તેઓ નજીક હોવાથી સાધુના ગુણાનુરાગી થવા

* લુણની ચપટી જેટલુ.

વડે ઉગ્ગમાદિ દોષનો સભવ રહે કોને જવુ ન કપે ? નિષિદ્ધ ઘરથી પાછા ફરતા । સાધુને નકપે એટલે નિષિદ્ધ કરેલા ઘરથી તેઓને બીજી જગાએ જવુ કપે એ ભાવ છે અહીં ભિક્ષાને માટે જવામા બહુવચનને બદલે એકવચન વાપરેલ છે, પણ બહુપણુ આ પ્રમાણે દેખાડે છે સાત ઘરમા માણુસોથી ભરપૂર જમણુવાર એટલે સખડી હોય ત્યારે જવુ કપે નહીં અહીં અર્થમા સૂત્રકારના જૂદા જૂદા મતો છે એક વલી આ પ્રમાણે કહે છે નિષિદ્ધ કરેલા ઘ થી બીજે જતા સાધુઓને જમણુવારમા ઉપાશ્રયથી આરભીને સાત ઘરને વિષે ભિક્ષાને માટે જવુ કપે નહીં એક વળી આ પ્રમાણે કહે છે કે-નિષિદ્ધ કરેલા ઘરથી બીજે જતા સાધુઓને જમણુવારમા ઉપાશ્રયથી આરભીને આગળના સાત ઘરને વિષે ભિક્ષાને માટે જવુ કપે નહીં અહીં બીજા મતમા ઉપાશ્રય ( શય્યાતરગૃહ ) અને બીજા સાત ઘર તજવા એ ભાવ છે, અને ત્રીજા મતમા ( શય્યાતરગૃહ ) ઉપાશ્રય, ત્યાર પછીનુ એક ઘર અને આગળ સાત ઘર તજવા એ ભાવ છે ૨૭

## જિનકલ્પી-કલ્પ

૧૨ ચોમાસુ રહેલા પાણિપાત્રી ( હાથજ છે પાત્ર જેને એવા ) જિનકપી આદિ સાધુને ઓસ ફુવરી એવી પણ વૃષ્ટિ કાય ( અપકાય ) પડતે છતે ગૃહસ્થના ઘેર ભાત પાણી માટે નીકળવુ-પેસવુ કપે નહીં ૨૮ ચોમાસુ રહેલા કરપાત્રી જિન કપી આદિ સાધુને અનાચ્છાદિત જગ્યાએ ભિક્ષા ગ્રહણ કરીને આહાર કરવો કપે નહીં અનાચ્છાદિત સ્થાને તેને આહાર કરતા જો અકસ્માત્ વર્ષાદ પડે તો ભિક્ષાનો થોડો ભાગ ખાઈને અને થોડો ભાગ હાથમા લઈને તેને ( આહારના થોડા ભાગ વાળા હાથને ) બીજા હાથ વડે ઢાકીને હૃદયની આગળ ઢાકી રાખે અથવા કાખમા દાબી રાખે અને એ પ્રમાણે કરીને ગૃહ

સ્થોએ પોતાને નિમિત્તે આચ્છાદિત કરેલાં ઘર પ્રત્યે જાય અથવા ઝાડનાં મૂલ પ્રત્યે જાય કે જેવી રીતે ત્યા તે સાધુના હાથ ઉપર પાણી, પાણીનાં મોટાં બિંદુઓ અથવા નાનાં બિંદુઓ વિરાધના કરે નહીં એટલે પડે નહીં. જો કે જિનકલ્પી આદિ દેશોનદશ પૂર્વધર હોવાથી પ્રથમથી જ તેમને વર્ષાદનો ઉપયોગ થાય છે (વર્ષાદ થશે કે નહી તે જાણે છે) અને તેથી અર્ધું ખાધા બાદ જવું પડે એ સભવતુ નથી, તોપણ છદ્મસ્થપણાને લઇને કદાચિત્ અનુપયોગ પણ થાય. ૨૯. કહેલા અર્થનેજ જણાવતાં કહે છે કે ચોમાસુ રહેલા પાણિપાત્રી સાધુને કોઇ પણ પાણીના છાંટા તેના ઉપર પડે તો તે જિનકલ્પી આદિને ગૃહસ્થને ઘેર ભાત પાણીને માટે નીકળવું-પેસવું કલ્પે નહીં. ૩૦. પાણિપાત્રીઓની વિધિ એ પ્રમાણે કહી. હવે પાત્ર રાખનારા સાધુની વિધિ કહે છે.

## સ્થવિરકલ્પી

૧૩ ચોમાસુ રહેલા પાત્રધારી સ્થવિરકલ્પી આદિ સાધુને અવિચ્છિન્ન ધારાવડે વરસાદ પડતો હોય ત્યારે અથવા જેમા વર્ષાકલ્પ એટલે વર્ષાકાળમાં ઓઢવાનું કપડું અથવા (છાપરાનું) નેવુ પાણીથી ટપકવા માડે અથવા કલ્પ ( કપડા ) ને ભેદીને અંદરના ભાગમાં ( પાણી ) શરીરને ભીંજાવે ત્યારે ગૃહસ્થને ઘેર ભાત પાણીને માટે નીકળવું પેસવું ન કલ્પે. અહી અપવાદ કહે છે કે તે સ્થવિરકલ્પી આદિને આંતરે આંતરે થોડી વૃષ્ટિ થતી હોય ત્યારે અથવા અંદર સુતરનુ કપડું અને ઉપર [1]ઉનનું કપડું એ બેથી વેષ્ટિત થયેલ સ્થવિરકલ્પીને થોડી વૃષ્ટિમાં ગૃહસ્થને ઘેર ભાત પાણી માટે નીકળવું પેસવુ કલ્પે ત્યાં પણ અપવાદમા તપસ્વી અને ભૂખ સહન નહીં કરી શકે એવા સાધુઓ

---

૧ કામળી વિગેરે

ભિક્ષાને માટે દરેક આગવી વસ્તુના અભાવે ઉનના, ઉટના વાળના, ઘાસના અથવા સુતરના કપડા વડે તેમજ તાડપત્ર અથવા પલાશના છત્રવડે વેષ્ટિત થઈને પણ આહાર લેવા જાય ૩૧

ચોમાસુ રહેલ સાધુ સાધ્વીને ગૃહસ્થને ઘેર ભિક્ષાલાભની પ્રતિજ્ઞાથી એટલે અહી મને મળશે એવી બુદ્ધિથી ગોચરીએ ગયેલ સાધુને ગ્હી રહીને વરસાદ પડે તો તે સાધુને આરામના નીચે (બગીચાદિમા), સાભોગિક એટલે આપણા અગર બીજાની ઉપાશ્રયની નીચે, તેને અભાવે વિકટગૃહ એટલે મડપ કે જ્યા ગામડાની પર્ષદા બેસે છે તેની નીચે અથવા ઝાડના મૂલ અથવા નિર્ગલ કેરડા આદિના મૂલની નીચે જવુ કપે છે ૩૨ તેમા વિકટગૃહ, વૃક્ષમૂલ આદિને વિષે રહેલા તે સાધુને તેના આવવા પહેલા રાધવા માડેલ ભાત વિગેરે અને પાછલથી રાધવા માડેલ મસૂરની દાલ, અડદની દાળ અથવા તેલવાળી દાળ હોય ત્યારે તેને ભાત વિગેરે લેવુ કપે, પણ મસૂર આદિ દાળ લેવી કપે નહીં તેનો આ અર્થ છે કે સાધુના આવવા પહેલાજ પોતાના માટે ગૃહસ્થોએ જે રાધવા માંડેલ હોય તે તેને કપે છે, કારણ કે તેથી દોષ લાગતો નથી અને સાધુના આવવા પછી જે રાધવા માડયુ હોય તે પશ્ચાદાયુક્ત થાય છે અને તેથી ઉદગમાદિ દોષનો સભવ છે તેથી તે લેવુ કપે નહીં એ પ્રમાણે બાકીની બને હકીકત જાણવી ૩૩ તેના ઘેર તે સાધુના આવવા પહેલા મસૂર આદિ દાળ પ્રથમ રાધવા માડી હોય અને તદુલ આદિ પાછળથી રાધવા માડેલ હોય તો તેને મસૂર આદિ દાળ લેવી કપે, પણ તદુલ આદિ લેવુ કપે નહી ૩૪ તેને ઘેર તે સાધુના આવવા પહેલા જો બને વસ્તુ રાધવા માડેલ હોય તો બને લેવી કપે અને તેના આવવા પછી જો બને વસ્તુ રાધવા માડી હોય તો

ળને વસ્તુ લેવી કલ્પે નહીં. જે ચીજ તેના આવવા પહેલાં રાંધવા માંડી હોય તે તેને લેવી કલ્પે અને જે ચીજ તેના આવવા પછી રાંધવા માંડી હોય તે લેવી કલ્પે નહીં. ૩૫. ચોમાસું રહેલ સાધુ સાધ્વી ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા દાખલ થયેલ હોય તેને જો રહી રહીને વરસાદ પડે તો આરામની નીચે યાવત ઝાડના મૂલે જવું કલ્પે છે. પણ પહેલા ગ્રહણ કરેલ ભાત પાણી સહિત ભોજનવેલા અતિક્રમવી કલ્પે નહીં. ત્યારે જો વરસાદ બંધ ન રહે તો આગમ આદિને વિષે રહેલ સાધુને શું કરવું ? તે કહે છે:–પ્રથમ ઉદ્‌ગમ આદિથી શુદ્ધ આહાર ખાઈને, પીઈને પાત્ર નિર્લેપ કરીને અને ધોઈ નાખીને એક બાજુએ પાત્રાદિ ઉપકરણને રાખીને ( શરીરની સાથે વીંટાળીને ) વર્ષતા વરસાદમાં સૂર્ય અસ્ત થયા પહેલાં જ્યાં ઉપાશ્રય હોય ત્યાં જવું કલ્પે છે, પણ ગૃહસ્થને ઘેરજ તે રાત્રી અતિક્રમવી ( રહેવી ) તેને કલ્પે નહીં, કારણ કે એકલા બહાર વસતા સાધુને 'સ્વપરસમુત્થા' એટલે પોતા થકી અને પર થકી ઉત્પન્ન થતા ઘણા દોષોનો સંભવ છે, તેમજ ઉપાશ્રયમાં રહેલા સાધુઓ પણ અધૃતિ ( ચિંતા ) કરે ( તે પણ કારણ છે ). ૩૬. ચોમાસું રહેલા સાધુ સાધ્વી ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા દાખલ થયેલ હોય તેને જો રહી રહીને વરસાદ પડે તો આગમની નીચે યાવત્ ઝાડના મૂલે જવું કલ્પે છે. ૩૭ હવે રહી રહીને વરસાદ પડતો હોય તો જો આરામ આદિને વિષે સાધુ ઉભા રહે તો તે કઈ વિધિએ ( ઉભા રહે ) તે કહે છે. વિકટગૃહ, વૃક્ષમૂલ આદિને વિષે રહેલ સાધુ હોય તેને અને એક સાધ્વીને સાથે રહેવું કલ્પે નહીં, એક સાધુ અને બે સાધ્વીઓને સાથે રહેવું કલ્પે નહીં, બે સાધુ અને એક સાધ્વીને સાથે રહેવું કલ્પે નહીં, બે સાધુ અને બે સાધ્વીઓને સાથે રહેવું કલ્પે નહીં. જો ત્યાં કોઈ પાંચમો ક્ષુલ્લક (નાનો ચેલો)

અથવા ચેલી હોય અથવા તે સ્થાન બીજાનો દૃષ્ટિવિષય હોય એટલે બીજા જોઈ શકે તેમ હોય અથવા બહુ દ્વાર સહિત તે સ્થાન હોય તો સાથે રહેવું કલ્પે તેનો ભાવાર્થ આ પ્રમાણે ૩-એક સાધુને એક સાધ્વી સાથે રહેવું કલ્પે નહી, એક સાધુને બે સાધ્વી સાથે રહેવું કલ્પે નહી, બે સાધુને એક સાધ્વી સાથે રહેવું કલ્પે નહી, તેમજ બે સાધુને બે સાધ્વી સાથે રહેવું કલ્પે નહી જો અહીં કોઈપણ લઘુ ચેલો અથવા ચેલી (પાંચમું) સાક્ષી હોય તો (રહેવું) કલ્પે છે અથવા વરસાદ પડતે છતે પોતાનું કામ નહીં મૂકનારા એવા લુહાર આદિની દૃષ્ટિએ અથવા તે ઘરના કોઇ પણ બારણે આ પ્રમાણે પાંચમા વિના પણ રહેવું કલ્પે છે, ૩૮ ચોમાસુ રહેલા સાધુને ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા માટે યાવત્ (હવે કહેશે તે રીતે) રહેવું કલ્પે નહીં ત્યા એક સાધુ અને એક શ્રાવિકાને સાથે રહેવું કલ્પે નહીં એ પ્રમાણે ચાર ભાગા છે જો અહીં કોઇ પણ પાંચમો સ્થવિર અથવા સ્થવિરા સાક્ષી હોય તો રહેવું કલ્પે છે અથવા બીજા જોઈ શકે તેવું તે સ્થાન હોય અથવા બહુ દ્વાર સહિત તે સ્થાન હોય તો સાથે રહેવું કલ્પે છે, એવી રીતે સાધ્વી અને ગૃહસ્થની પણ ચતુર્ભંગી જાણવી* અહીં સાધુનું એકાકીપણું કહ્યું છે તે કારણસર સાધુને એકલા જવું પડે તેને માટે સમજવું સાધાટિકને વિષે, બીજા કોઈ સાધુને ઉપવાસ હોય અથવા અસુખ હોવાના કારણે તેમ થાય છે નહીં તો ઉત્સર્ગ માર્ગે સાધુ પોતાના સહિત બીજો એટલે બે જણા અને સાધ્વી ત્રણ જણી વિચરે એટલે સાથે જાય એમ સમજવું ૩૯

૧૪ ચોમાસુ રહેલા સાધુ સાધ્વીઓને "મારા માટે તુ

* આ સૂત્ર પણ વહોરવા ગયા હોય અને વરસાદના કારણથી ઉભા રહેવું પડે તેને માટે સમજવું

અને જ્યાં ઉત્પન્ન થાય છે ત્યા તે દ્રવ્યના સમાન વર્ણવાળી હોય છે તે પ્રસિદ્ધ છે. આ સૂક્ષ્મ પનક જાણવા. હવે સૂક્ષ્મ બીજો કયા છે ? એમ શિષ્યે ગુરૂને પૂછ્યાથી ગુરૂ કહે છે કે-સૂક્ષ્મ બીજો પાંચ પ્રકારનાં કહ્યા છે તે આ પ્રમાણે.-કાળાં, નીલા, રાતા, પીળાં અને ધોળા. કણિકા એટલે નખિકા-' નચું ' જે લોકને વિષે પ્રસિદ્ધ છે તેના સમાન વર્ણવાળા તે સૂક્ષ્મ બીજો કહેલાં છે. તે છીવો છદ્મસ્થ સાધુ સાધ્વીએ જાણવાનાં, જોવાનાં અને પ્રતિલેખવાનાં છે. હવે સૂક્ષ્મ હરિત કઇ છે ? એમ શિષ્યે ગુરૂને પુછ્યાથી ગુરૂ કહે છે કે-સૂક્ષ્મ હરિત પાંચ પ્રકારની કહેલી છે તે આ પ્રમાણે:-કાળી, નીલી, રાતી પીળી અને ધોળી સૂક્ષ્મ હરિત એ છે કે જે પૃથિવી સમાન વર્ણવાળી હોય, અને તે પ્રસિદ્ધ છે સાધુ સાધ્વીએ જાણવાની, જોવાની અને પ્રતિલેખવાની છે. તે સૂક્ષ્મ હરિત જાણવી. તે નવીન ઉત્પન્ન થયેલ પૃથ્વી સમાન વર્ણવાળી હોય છે. તે અલ્પ સંઘયણ (શરીરશકિત) વાળી હોવાથી થોડા કાળમાંજ નાશ પામે છે. હવે તે સૂક્ષ્મ પુષ્પો કયાં છે ? એમ શિષ્યે પૂછવાથી ગુરૂ કહે છે કે-સૂક્ષ્મ પુષ્પો પાંચ પ્રકારના કહેલા છે. કાળાથી ધોળા વર્ણ સુધી વૃક્ષના સમાન વર્ણવાળાં તે સૂક્ષ્મ પુષ્પો પ્રસિદ્ધ છે તે છદ્મસ્થ સાધુ સાધ્વીએ જાણવાના, જોવાનાં અને પ્રતિલેખવાનાં છે તે સૂક્ષ્મ પુષ્પો જાણવા હવે તે સૂક્ષ્મ ઈંડાં કયા છે ? એમ શિષ્યે પૂછયાથી ગુરૂ કહે છે કે-સૂક્ષ્મ ઇંડા પાંચ પ્રકારના કહ્યા છે તે આ પ્રમાણે-મધમાખી, માકડ વિગેરેનું ઇંડું તે ઉદ્દંશાંડ ૧, લૂતા જે લોકમાં ' ।કુલાતરા ' ના નામે પ્રસિદ્ધ છે તેનું ઇંડું તે ઉત્કલિકાંડ ૨, પિપિલીકા એટલે કીડી; તેનુ ઈંડુ તે પિપિલિકાંડ ૩, હલિકા એટલે ઘરોલી અથવા બ્રાહ્મણી તેનુ ઈંડું તે હાલકાંડ, ૪.

*નખની બે બાજુની ચામડી ।કરોળીયા

અને હલ્લોહલિઆ એટલે અહિલોડી,મરટી જે લોકમા 'નાકિડી' કહે વાય છે તેનું ઈંડું તે હલ્લોહલિકાંડ ૫ તે સાધુ સાધ્વીએ જાણવાના, જોવાના અને પ્રતિલેખવાના છે તે સૂક્ષ્મ ઇંડા જાણવા હવે લયન એટલે જીવોનો આશ્રય, જ્યા કીડી આદિ અનેક સૂક્ષ્મ જીવો થાય છે તે લયન અર્થાત્ સૂક્ષ્મ બિલો તે કયા છે? એમ શિષ્યે પૂછવાથી ગુરૂ કહે છે કે–સૂક્ષ્મ બિલ પાચ પ્રકારના કહ્યા છે તે આ પ્રમાણે—ઉત્તિગા એટલે ગર્દભના આકારના જીવો, તેઓનુ બીલ–ભૂમિ ઉપર બાંધેલ ઘર તે ઉત્તિગલયન ૧, ભૃગુ એટલે સુકાયેલ જમીનની રેખા–પાણી સુકાઈ ગયા પછી પાણીના કયારા આદિને વિષે બે ભાગ (ફાટ) પડે તે ભૃગુલયન ૨, સરલ બીલ એટલે સીધુ બીલ તે સરલલયન ૩, તાલ વૃક્ષના મૂલના આકારનુ નીચે પહોળુ અને ઉપર સૂક્ષ્મ એવુ જે બિલ તે તાલમૂલ ૪ અને શબુકાવર્ત એટલે ભમરાનુ ઘર ૫. આ પાચે છદ્મસ્થ સાધુ સાધ્વીએ જાણવાના, જોવાના અને પ્રતિલેખવાના છે તે સૂક્ષ્મ બિલ જાણવા હવે તે સૂક્ષ્મસ્નેહ (અપ્કાય) કયા છે? એમ શિષ્યે પૂછવાથી ગુરુ કહે છે કે–સૂક્ષ્મ સ્નેહ પાચ પ્રકારના કહેલા છે તે આ પ્રમાણે—અવશ્યાય એટલે ઓસ જે આકાશમાથી (રાત્રે) પડે છે તે પાણી ૧, હિમ પ્રસિદ્ધ છે ૨, મહિકા એટલે ધૂમરી ૩, કરકા–કરા પ્રસિદ્ધ છે ૪ અને લીલી જમીનમાથી ઉગી નીકળેલ તૃણના અગ્ર ભાગ પર બિંદુરૂપ જલ જે યવના અકુરા આદિને વિષે દેખાય છે તે ૫ તે છદ્મસ્થ સાધુએ જાણવાના, જોવાના અને પ્રતિલેખવાના છે તે સૂક્ષ્મ સ્નેહ જાણવા ૪૫

## ગુરૂ–આજ્ઞા

૧૭ ચોમાસુ રહેલ સાધુ ગૃહસ્થને ઘેર ભાત પાણી માટે નીકળવા પેસવા ઈચ્છે તો પૂછ્યા સિવાય (નીકળવુ પેસવુ) કલ્પે નહીં કોને પૂછ્યા સિવાય તે કહે છે સૂત્રાર્થના દેનાર

આચાર્યને ૧, સૂત્ર ભણાવનાર ઉપાધ્યાયને ૨, જ્ઞાન આદિને વિષે સીદતાને સ્થિર કરનાર અને ઉદ્યમવાલાને ઉત્તેજન આપનાર સ્થવિરને ૩, જ્ઞાન આદિને વિષે પ્રવર્ત્તાવનાર પ્રવર્ત્તકને ૪, જેની પાસે આચાર્યો સૂત્ર આદિનો અભ્યાસ કરે છે તે ગણિને ૫, તીર્થંકરના શિષ્ય ગણધરને ૬, જે સાધુઓને લઈને બહાર અન્ય ક્ષેત્રમાં રહે છે, ગચ્છને માટે ક્ષેત્ર, ઉપધિની માર્ગણા આદિમાં પ્રધાવન વિગેરેના કરનાર છે એટલે ઉપધિ વિગેરે લાવી આપનાર છે અને સૂત્ર તથા અર્થ એ બન્નેને જાણનાર છે તે ગણાવચ્છેદકને ૭, અથવા અન્ય ( સામાન્ય ) સાધુ જે વય અને પર્યાયે કરીને લઘુ હોય પણ જેને ગુરૂપણાએ અંગીકાર કરીને વિચરે છે તેને. તે સાધુને આચાર્ય યાવત્ જેને ગુરૂપણાએ મુકરર કરીને વિચરે છે તેને પુછીને ( નીકલવું પેસવું ) કલ્પે છે. હવે કેવી રીતે પૂછવું તે કહે છે. 'હે પૂજ્ય ! જો આપની આજ્ઞા હોય તો હું ગૃહસ્થને ઘેર ભાત પાણીને માટે નીકળવા પેસવા ઇચ્છું છું.' જો આચાર્ય આદિ તે સાધુને આજ્ઞા આપે તો તેને ગૃહસ્થને ઘેર ભાત પાણી માટે નીકળવું પેસવું કલ્પે છે. જો આચાર્ય આદિ તે સાધુને આજ્ઞા ન આપે તો ગૃહસ્થને ઘેર ભાત પાણી માટે નીકળવું પેસવું કલ્પે નહીં. 'હે પૂજ્ય ! તે શા હેતુથી ?' એમ શિષ્યે પ્રશ્ન કર્યાથી ગુરૂ કહે છે કે 'આચાર્ય આદિ વિઘ્નના પરિહારને જાણે છે.' ૪૬.

એવીજ રીતે વિહાર એટલે જિનચૈત્ય, તેને વિષે જવું; વિચારભૂમિ એટલે શરીરચિંતા આદિને માટે જવું અથવા ઉચ્છવાસ આદિ વર્જીને લીંપવું, સીવવું, લખવું આદિક જે કાંઈ કામ હોય તે સર્વ પુછીને કરવું એ તત્ત્વ છે. એવીજ રીતે ભિક્ષા આદિ માટે અથવા ગ્લાન આદિને કારણે એક ગામથી બીજે ગામ જવું હોય તો પુછીને જવું, નહી તો વર્ષાઋતુમાં એક ગામથી બીજે ગામ જવું એ અનુચિતજ છે. ૪૭

ચોમાસુ રહેલ સાધુ જો બીજી કોઈ વિગય ખાવાને ઇચ્છે તો આચાર્ય યાવત્ જેને ગુરુપણાએ કબુલ કરીને વિચરે છે તેને પુછયા સિવાય ( વિગય ખાવી ) કલ્પે નહીં આચાર્ય યાવત્ જેને ગુરૂપણાએ કરીને વિચરે છે તેને પૂછીને ( વિગય ખાવી ) કલ્પે છે કેવી રીતે પૂછવુ તે કહે છે-" હે પૂજ્ય! આપની આજ્ઞા હોય તો અનેરી વિગય આટલા પ્રમાણમા અને આટલો વખત ખાવાને ઇચ્છુ છુ ' તે આચાર્ય આદિ જો તેને આજ્ઞા આપે તો અનેરી વિગય ખાવી કલ્પે છે તે આચાર્ય આદિ જો તેને આજ્ઞા ન આપે તો અનેરી વિગય ખાવી કલ્પે નહી ' હે પૂજય! તે શામાટે ? ' એમ શિષ્યે પ્રશ્ન કર્યાથી ગુરૂ કહે છે કે આચાર્યો લાભાલાભ જાણે છે ૪૮

ચોમાસુ રહેલ સાધુ વાત, પિત્ત, શ્લેષ્મ અને સન્નિપાત સબધી રોગોની કોઇ પ્રકારની ચિકિત્સા કરાવવાને ઇચ્છે તો ( આચાર્ય ઇત્યાદિને પૂછીને કરવી વિગેરે ) અગાઉ જણાવ્યા મુજબ સર્વ અહી કહેવુ, તે ચિકિત્સા આતુર, વૈદ્ય, પ્રતિચારક અને ભૈષજ્યરૂપ ચાર પ્રકારની છે કહ્યુ છે કે ' ભિષક્ ( વૈદ્ય ), દ્રવ્યો, ઉપસ્થાતા ( નોકર ) અને રોગી એ ચાર પ્રકાર ચિકિત્સિતના છે ' તે પ્રત્યેકના ચાર ચાર પ્રકાર કહ્યા છે દક્ષ, શાસ્ત્રના અર્થ જાણ્યા છે એવો, દૃષ્ટકર્મા અને શુચિ એ ચાર પ્રકાર ભિષકના છે બહુ કલ્પ, બહુગુણ, સપન્ન અને યોગ્ય એ ચાર પ્રકાર ઔષધના છે અનુરક્ત, શુચિ, દક્ષ અને બુદ્ધિમાન એ ચાર પ્રકાર પ્રતિચારકના છે તથા આઢ્ય ( ધનવાન ), રોગી, ભિષક્ને વશ અને જ્ઞાયક એટલે સત્ત્વવાન્ એ ચાર પ્રકાર રોગીના છે ૪૯

ચોમાસુ રહેલ સાધુ જો કોઈ પ્રશસ્ત, કલ્યાણકારી, ઉપદ્રવને હરનાર, ધન્ય કરવાવાલુ, મગલ કરનાર, શોભા આપ

નારૂ અને મહા પ્રભાવવાળું એવી જાતનું કોઇ તપ કર્મ અંગી કાર કરીને વિચરવાને ઇચ્છે, તો ગુરૂને પૂછીને વિચરવું ( કરવું ) કલ્પે ઈત્યાદિ અગાઉની માફક સર્વ કહેવું ૫૦.

ચોમાસુ રહેલ સાધુ જે ઇચ્છે, તે કેવા સાધુ ? તે કહે છેઃ– અપશ્ચિમ એટલે ચરમ (છેલ્લું) મરણ તે અપશ્ચિમ મરણ, પણ પ્રતિક્ષણે આયુષ્યના દલિક અનુભવવારૂપ આવીચિ મરણ નહી અપશ્ચિમ મરણ તેજ અંત છે જેને વિષે અને તેને વિષે થયેલ તે અપશ્ચિમ મરણાંતિકી એવી; શરીર, કષાય આદિ જેથી કૃશ કરાય છે તેવી સંલેખના દ્રવ્ય ભાવ ભેદે કરીને ભિન્ન (ભેદવાળી) છે 'चत्तारि विचित्ताइं' ઇત્યાદિ. તેનું જોષણ એટલે સેવન–તે સંલેખનાની સેવા, તેનાથી ક્ષય કરી નાખ્યું છે શરીર જેણે એટલે અપશ્ચિમ મરણાંતકી સંલેખનાની સેવાથી ( સેવનથી ) ક્ષય કરી નાખ્યું છે શરીર જેણે એવા, અને તેથી કરીને ભાત પાણીનુ પ્રત્યાખ્યાન કર્યું છે જેણે એવા, અને તેથી કરીને પાદપોપગમન (અનશન) કર્યું છે જેણે એવા, અને તેથી કરીને કાળ એટલે જીવિતકાલને નહી ઇચ્છતા એવા–સાધુ વિચરવાને ( તે પ્રમાણે કરવાને ) ઇચ્છતા છતા ગૃહસ્થના ઘરમાં નીકળવા પેસવાને, અશન આદિકનો આહાર કરવાને, મળમૂત્ર પરઠવવાને, સ્વાધ્યાય કરવાને તથા ધર્મજાગરિકા જાગવાને એટલે આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનવિચય એ ચાર ભેદરૂપ ધર્મધ્યાનના વિધાન આદિ વડે જાગવાને ઇચ્છે તો ( ગુરૂને ) પૂછયા સિવાય તેને કાંઇપણ કરવું કલ્પે નહી. તે સર્વ અગાઉની માફક અહીં પણ જાણવું આ સર્વ ગુરૂની આજ્ઞા વડેજ કરવુ કલ્પે છે. ૫૧

૧૮ ચોમાસુ રહેલ સાધુ વસ્ત્ર, પાત્ર, કંબલ ( ધાબલી ), પાદપોંછન એટલે રજોહરણ તેમજ અન્ય ઉપધિ તપાવવાને એટલે એક વાર તડકામાં મૂકવાને અને નહીં તપવાથી કુત્સા-

પનક આદિ દોષની* ઉત્પત્તિનો સભાન હોવાથી ફરી ફરી તપાવવાને ઇચ્છે ત્યારે એક સાધુ અથવા અનેક સાધુને જણાવ્યા-કહ્યા સિવાય તેને ગૃહસ્થને ઘેર ભાત પાણીને માટે નીકળવુ પેસવુ, અશન આદિનો આહાર કરવો, જિનચૈત્યે જવુ શરીર ચિંતા આદિને માટે જવુ, સ્વાધ્યાય કરવો, કાયોત્સર્ગ કરવો, તેમજ એક સ્થાને આસન કરીને રહેવુ કલ્પે નહી જો અહી કોઈ પણ નજીકમા રહેલ એક અથવા અનેક સાધુ હોય તો તેને આ પ્રમાણે કહેવુ જોઈએ 'હે આર્ય! જ્યાંસુધી હુ ગૃહસ્થને ઘેર જાઉ-આવુ યાવત્ કાયોત્સર્ગ કરુ અથવા વીરાસન આદિ કરીને એક સ્થાને રહુ ત્યાંસુધી આ ઉપધિને તમે સભાળજો તે જો વસ્ત્રને સભાળવાનુ અગીકાર કરે તો તેને ગૃહસ્થને ઘેર ગોચરી આદિએ જવુ અશન આદિનો આહાર કરવો, જિનચૈત્યે જવુ અથવા શરીરની ચિતા આદિને માટે જવુ, સ્વાધ્યાય અથવા કાયોત્સર્ગ કરવો, તેમજ વીરાસન આદિ કરી એક સ્થાને રહેવુ કલ્પે, એ સર્વ કહેવુ તે જો અગીકાર ન કરે તો ગૃહસ્થના ઘેર જવુ-યાવત્ એકસ્થાને રહેવુ કલ્પે નહી પર

શુ ન કલ્પે?

૧૯ ચોમાસામા રહેલ સાધુ સાધ્વીને કલ્પે નહી (શુ ન કલ્પે તે કહે છે) જેણે શય્યા અને આસન ગ્રહણ કરેલ નથી તે 'अनभिगृहीतशय्यासन' કહેવાય અને अनभिगृहीतशय्यासन તેજ अनभिगृहीतशय्यासनिक, અહી ઈક પ્ર-
છે તેવા પ્રકારના એટલે જેણે શય્યા ગ્ર-
કરેલ નથી, એવી રીતે સાધુએ રહેવુ
વર્ષાકાળમા ઉપાશ્રયમા પીઠ (પાટલો)
આદિ ગ્રહણ કરવા એ ભાવ જાણવે
ભૂમિને વિષે સૂવા બેસવામા કુ-

[illegible] અને [illegible] જવાને [illegible] વસ્ત્રનો

* કંથુઆ પના પનક એ ને ફૂગી વ

થવાને લીધે કર્મનું તેમજ દોષનુ આદાન એટલે ઉપાદાન કારણ થાય છે. આ અનભિગૃહીતશય્યાસનિકત્વ જાણવું. તેનેજ દૃઢ કરે છે. જેણે શય્યા આસન ગ્રહણ કરેલ નથી તેને, એક હાથ સુધી ઉંચી કે જેથી કીડી આદિનો વધ અને સર્પ આદિનો દંશ ન થાય તેમજ 'અકુચા કુચ પરિસ્પન્દે' એ વચનથી પરિસ્પન્દે રહિત એટલે નિશ્ચલ એવી જાતની ચારે બાજુ કાઠીવાળી શય્યા જેને ન હોય તે અનુચ્ચાકુચિક કહેવાય તેને, પ્રયોજન વગર બાંધનારને, ( એક વાર ઉપગત પ્રયોજન વગર બે, ત્રણ ચાર વાર કંબા ( કાઠી ) ઉપર બંધ બાંધે અને ચારની ઉપર ઘણા અડુક ( આડીઆ ) બાંધે તથા વલી સ્વાધ્યાયને વિષે વિઘ્ન પલિમંથાદિ દોષો થાય તેથી બંધન આદિના તેમજ પલિમંથના પરિહાર માટે જો એક આખું ચંપા આદિનું પાટીયું મળે તો તેજ ગ્રહણ કરવું.) જેણે આસન નક્કી કરી રાખ્યું નથી તેને, ( કારણ કે વારંવાર એક સ્થાનથી બીજે સ્થાને જવાથી જીવનો વધ થાય ) અનેક આસન સેવનારને, સંથારો, પાત્ર આદિને તડકામાં નહીં મૂકનારને, ઈર્યા આદિ સમિતિને વિષે અનુપયુક્તને, જેને પડિલેહણ કરવાની ટેવ નથી એટલે દૃષ્ટિ વડે રજોહરણ આદિથી પ્રમાર્જન કરવાની ટેવ નથી તેને–એટલે તેવા પ્રકારના સ્વરૂપવાળા ( આચરણવાળા ) સાધુને સંયમ મુશ્કેલીથી આરાધન થાય તેવું થાય છે ૫૩.

## અનાદાન

આદાન કહીને હવે અનાદાન કહે છે. શય્યા, આસનનું ગ્રહણ કરવું, એક હાથ ઉંચી અને નિશ્ચલ શય્યા રાખવી તેમજ પક્ષમાં એક વાર સપ્રયોજન શય્યાની કાઠી ઉપર બંધ બાંધવા તેથી કર્મનું તેમજ દોષનું અનાદાન એટલે તેવા કારણનો અભાવ છે. તે હવે પ્રકટ કરી દેખાડે છે. જેણે આસન અને શય્યા ગ્રહણ કરેલ છે તેને, જેને એક હાથ ઉંચી અને નિશ્ચલ શય્યા છે

તેને, પ્રયોજનપૂર્વક કાઠી ઉપર બધ બાધે છે તેને, જેને મિત એટલે નક્કી કરેલુ છે આસન તેને, વસ્ત્ર આદિને જે તડકામા મૂકે છે તેને, ઇર્યા આદિ સમિતિને વિષે ઉપયોગવાળાને તેમજ વારવાર પડિલેહણ કરવાની એટલે પ્રમાર્જવાની જેને ટેવ છે તેને એટલે આવા પ્રકારના સાધુને તે તે પ્રકારે સયમ સુખે કરીને આરાધન થાય તવુ થાય છે ૫૪

## ઠલ્લા માત્રા વિષે

૨૦ ચોમાસુ રહેલ સાધુ સાધ્વીઓને ઠલ્લા, માત્રાની ત્રણ જગ્યા કલ્પે છે જે કોઈ પણ સહન કરી શકે નહીં ( વેગ રોકી શકે નહીં ) તેને ત્રણ જગ્યા અદર રાખવી જે સહન કરી શકે તેને ત્રણ જગ્યા બહાર રાખવી દૂર જવામા અડચણ આવે તો મધ્યભૂમિ રાખવી, તેમા પણ અડચણ આવે તો નજીકની ભૂમિ રાખવી એ પ્રમાણે આસન્ન, મધ્ય અને દૂર એ ત્રણ પ્રકારની ભૂમિ છે તેને પડિલેહવી ' જે પ્રમાણે ચોમાસામા કરવામા આવે છે તે પ્રમાણે શિયાળા અને ઉનાળામા કરવામા આવતુ નથી, તેનુ કારણ હે પૂજ્ય ! શુ છે ? ' એ પ્રમાણે શિષ્યે પ્રશ્ન કર્યે છતે ગુરૂ કહે છે કે ' ચોમાસામા પ્રાયે કરીને જીવ જેવા કે શખનક, ઇંદ્રગોપ, કૃમિ આદિ, તૃણ ( એ પ્રસિદ્ધ છે ), બીજ જેવા કે તે તે વનસ્પતિના નવા ઉત્પન્ન થયેલા અકુર, પનક એટલે ફુલણ તેમજ બીજમાથી ઉત્પન્ન થયેલ હરિત એ સર્વે પુષ્કળ થાય છે ' ( તેથી ચોમાસા માટે ખાસ કહેવામા આવેલ છે ) ૫૫.

૨૧ ચોમાસુ રહેલ સાધુ સાધ્વીને ત્રણ માત્રા ( પાત્ર ) લેવા કલ્પે છે તે આ પ્રમાણે—એક ઠલ્લાનુ, બીજુ મૂત્રનુ અને ત્રીજુ શ્લેષ્મનુ માત્રુ ( પાત્ર) ન હોવાથી વખત વીતી જવાને લીધે ઉતાવળ કરતા આત્મવિરાધના થાય તથા વરસાદ વરસતો હોય તો બહાર જવામા સયમવિરાધના થાય ૫૬

અસ્ત્રાથી (મુંડન) કરાવવાને અસમર્થ હોય અથવા જેના માથામાં ગુંબડા આદિ થયેલ હોય તેના કેશ કાતરવા કંપે (પંદર પંદર દિવસે શરૂના બંધ છુટા કરવા અને પ્રતિલેખવા જોઈએ અથવા સર્વ કાલ પંદર પંદર દિવસે આરોપણા પ્રાયશ્ચિત્ત લેવું જોઈએ ચોમાસામાં વિશેષે કરીને લેવું જોઈએ +) જે સહન ન કરી શકે તેણે મહીને મહીને મુંડન કરાવવું જો કાતર વડે કેશ કતરાવે તો પંદર પંદર દિવસે ગુપ્ત રીતે કતરાવવા મુંડન કરાવવાનું અને કતરાવવાનું પ્રાયાશ્ચિત્ત નિશીથમાં કહેલ યથાસંખ્ય લઘુ ગુરુ માસરૂપ જાણવું – લોચ છ માસે કરવો, પણ સ્થવિરકલ્પી સાધુઓમાં સ્થવિર એટલે વૃદ્ધ હોય તેણે ઘડપણથી જર્જરિત થવાને લીધે તથા આંખનું રક્ષણ કરવાને માટે એક વર્ષે લોચ કરાવવો અને તરૂણે ચાર માસે લોચ કરાવવો ૫૭

## વચનશુદ્ધિ

૫૮ ચોમાસુ રહેલ સાધુ સાધ્વીને આગળ એટલે પર્યુષણા પર્વ પછી કલેશ ઉપજાવે તેવું વચન બોલવું કંપે નહીં જે સાધુ અથવા સાધ્વી કલેશ કરાવે એવું વચન બોલે તેને આ પ્રમાણે કહેવું જોઈએ 'હે આર્ય! તમે આચાર વિના બોલો છો, કારણ કે પર્યુષણાના દિવસ પહેલા અથવા તેજ દિવસે જે કલેશકારી વચન ઉત્પન્ન થયેલ (બોલેલ) તે તો પર્યુષણામાં ખમાવ્યું અને હવે જે પર્યુષણા પછી કલેશકારી વચન બોલો છો તે આ અનાચાર છે' એ ભાવ જાણવો આ પ્રમાણે નીવાર્યા છતા જે સાધુ અથવા સાધ્વી પર્યુષણા પછી કલેશકારી વચન બોલે તેને તંબોલીના પાનના દૃષ્ટાંતથી સંઘ બહાર કરવા જેમ તંબોળી સડેલ પાનને બીજા પાન નાશ કરવાના ભયથી કાઢી નાખે છે તેવી રીતે અનંતાનુબંધી ક્રોધવાળો સાધુ પણ વિનષ્ટ

---

+ આટલી શય્યા સંબંધી હકીકત કેશલોચના વિષયમાં વચ્ચે કેમ આવી તે સમજાતું નથી – ક્ષુરમુંડને લઘુમાસ ને કતરાવનારને ગુરુ માસ.

છે એમ ધારીને તેને દૂર કરવો. એ ભાવ જાણવો વલી બીજો પણ બ્રાહ્મણનો દૃષ્ટાંત છે. ખેટ નગરનો વાસી રૂદ્ર નામે બ્રાહ્મણ વર્ષાકાલે ખેતરો ખેડવા માટે હળ લઇને ખેતરે ગયો હળને વહન કરતા તેનો ગળીઓ બળદ બેસી ગયો. પરોણાથી મારતા છતાં પણ જ્યારે તે ઉઠ્યો નહી ત્યારે ત્રણ ક્યારાનાં માટીનાં ઢેફાંથી મારતા મારતા તે માટીના ઢેફાં વડે તેનુ મુખ ઢંકાઇ ગયું અને શ્વાસ રૂંધાઇ જવાથી તે મરણ પામ્યો. પછી તે બ્રાહ્મણ પશ્ચાત્તાપ કરતો મહાસ્થાને જઇને ત્યા પોતાનો વૃત્તાત કહેતા ( બીજા ) બ્રાહ્મણોએ પૃછ્યું કે ' તું હજુ ઉપશાંત થયો કે નહીં ?' ત્યારે ' હજુ પણ મને ઉપશાતિ થઇ નથી ' એમ કહેતાં તેને બ્રાહ્મણોએ પંકિત ( જ્ઞાતિ ) બહાર કર્યો એવી રીતે સાંવત્સરિક પર્વમાં કોપ ઉપશાત નહીં થવાને લીધે જે સાધુ આદિએ ખમતખામણા ન કર્યાં હોય તેને સંઘ બહાર કરવા ઉપશાંતમા ઉપસ્થિત થયો હોય તેને મૂળ પ્રાયશ્ચિત્ત આપવું. ૫૮.

## ખમતખામણાં

૨૪ ચોમાસું રહેલ સાધુ સાધ્વીને આજેજ એટલે પર્યુષણને દિવસેજ ઉંચા શબ્દવાળો તથા કડવાશ ભરેલો એટલે જકાર મકાર આદિરૂપ કલહ થાય તો ન્હાનો મોટાને ખમાવે. જો કે મોટાએ અપરાધ કર્યો હોય તોપણ વ્યવહારથી નાનો મોટાને ખમાવે. હવે જો ધર્મ નહીં પરિણમવાથી નાનો મોટાને ન ખમાવે તો શું કરવું ? તે કહે છે–મોટો નાનાને ખમાવે, પોતે ખમે અને બીજાને ખમાવે, પોતે ઉપશાત થાય અને બીજાને ઉપશાંત કરે. સુમતિપૂર્વક ( રાગ–દ્વેષના અભાવપૂર્વક ) સૂત્ર અને અર્થ સંબંધી સંપૃચ્છના અથવા સમાધિપ્રશ્ન પુષ્કલ થવા જોઇએ * જેની સાથે કઠવાશ ભરેલો કલહ થયેલો હોય તેની સાથે નિર્મળ મનથી વાતચીત આદિ કરવું જોઇએ એ

* શાન્તિ થાય તેવી અનેક ગાઆદિની વાતો કરવી જોઇએ.

ભાવ છે હવે એમા જો એક ખમાવે અને બીજો ન ખમાવે તો કયો રસ્તો લેવો ત કહે છે જે ઉપશમે છે તેની આરાધના થાય છે જે ઉપશમતો નથી તેની આરાધના થતી નથી, તેથી પોતેજ ઉપશમિત થવુ 'હે પૂજ્ય ! ત શા કારણથી ?' એ પ્રમાણે શિષ્યે પૂછયે છતે ગુરૂ કહે છે કે-'શ્રમણપણુ-સાધુપણુ છે તે ઉપશમપ્રધાન છે' અહીં દૃષ્ટાત કહે છે કે સિંધુ-સૌવીર દેશનો અધિપતિ અને દશ મુકુટબદ્ધ રાજાઓથી સેવાતો ઉદયન નામે રાજા, વિદ્યુ માલી દેવતાએ આપેલી એવી શ્રીવીર પ્રભુની પ્રતિમાની પૂજાથી નીરોગી થયેલા ગ ધાર શ્રાવકે આપેલી ગોળીના ભક્ષણ કરવાથી જેનુ રૂપ અદ્ભુત થઈ ગયુ છે એવી સુવર્ણગુલિકા નામે દાસીને દેવાધિદેવની પ્રતિમા સહિત હરણ કરનાર અને ચૌદ રાજાઓથી સેવાતા માલવ દેશના ચ ડપ્રદ્યોત નામે રાજાને દેવાધિદેવની પ્રતિમા પાછી લાવવા માટે ઉત્પન્ન થયેલા સગ્રામમા બાધીને પાછા આવતા દશપુર નગરમા ચોમાસુ રહ્યો વાર્ષિક પર્વ ને દિવસે રાજાએ પોતે ઉપવાસ કર્યો. રાજાએ હુકમ કરેલા રસોયાએ ભોજન માટે ચ ડપ્રદ્યોતને પૂછયુ ત્યારે વિષની બીકથી "હુ શ્રાવક છુ તેથી મને પણ આજે ઉપવાસ છે" એમ કહે છતે "આ ધૂર્ત્ત સાધર્મિકને પણ ખમા યા વગર મારૂ પ્રતિક્રમણ શુદ્ધ થશે નહીં" એમ ઉદયન રાજાએ ધારીને તેનુ સર્વસ્વ પાછુ આપીને અને તેના કપાલ ઉપર લખાવેલા 'મારી દાસીનો પતિ' એ અક્ષરો આચ્છાદન કરવા માટે પોતાનો મુકુટપટ્ટ આપીને શ્રી ઉદયન રાજાએ ચ ડપ્રદ્યોતને ખમાવ્યો અહીં શ્રી ઉદયન રાજાનુ તેના ઉપશાતપણાથી આરાધકપણુ જાણવુ

કોઈ વખતે બંનેનુ આરાધકપણુ હોય છે તે આ પ્રમાણે-એક વખત કૌશામ્બી નગરીને વિષે સૂર્ય અને ચ દ્ર પોતાના

વિમાન વડે શ્રીવીર પ્રભુને વાંદવાને આવ્યા. ચંદના સાધ્વી દક્ષપણાને લીધે અસ્તસમય જાણીને પોતાને સ્થાને ગયાં, અને મૃગાવતી સૂર્ય ચંદ્રના જવાથી અંધકાર ફેલાયે છતે રાત્રિ જાણીને બીની થકી ઉપાશ્રયે આવી અને ઈર્યાપથિકી પ્રતિક્રમીને, સૂતેલાં એવા ચંદના સાધ્વીને 'મારો અપરાધ ક્ષમા કરો' એમ કહેવા લાગી ત્યારે ચંદનાએ પણ 'હે ભદ્રે ! તારા જેવી કુલીનને આમ કરવું તે યુક્ત નથી.' એ પ્રમાણે કહ્યું તેણીએ ઉત્તરમા કહ્યું કે 'ફરીથી આમ કરીશ નહી' એમ કહીને પગે પડી. એટલામાં ચંદના સાધ્વીને ઉંઘ આવી ગઇ અને મૃગાવતીને તે પ્રકારે ખમાવતાં કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. પછી કોઈ સર્પ નજીક આવવાથી ચંદનાનો હાથ ઉંચો લેવાના બનાવથી ચંદના સાધ્વી જાગી ગયાં અને કેવી રીતે સર્પ જાણ્યો એમ પૂછતા ચંદનાએ મૃગાવતીને કેવળજ્ઞાન થયેલું જાણીને તેણીને ખમાવતાં પોતે પણ કેવળજ્ઞાન મેળવ્યું. તેથી આવી રીતે મિથ્યાદુષ્કૃત દેવું જોઇએ, પણ કુંભાર અને ક્ષુલ્લકના દષ્ટાંતે દેવું ન જોઈએ. તે કુંભાર અને ક્ષુલ્લકનો દષ્ટાંત આ પ્રમાણે છે-(કુંભારનાં) હાંડલા કાણાં કરતા કોઇ એક ક્ષુલ્લક (ચેલા) ને કુંભાર જ્યારે નિવારતો ત્યારે તે મિથ્યાદુષ્કૃત દેતો, પણ તે હાડલા કાણાં કરતો અટકતો નહીં, તેથી કાકરાવડે ચેલાના કાન મરડતાં (મસળતા) કુંભારે પણ 'હુ દુઃખ પામું છું' એમ તે ચેલે વારંવાર કહ્યે છતે પણ ફોગટ મિથ્યાદુષ્કૃત આપ્યું. ૫૯.

## ત્રણ ઉપાશ્રય

૨૫ ચોમાસું રહેલ સાધુ સાધ્વીને ત્રણ ઉપાશ્રય ગ્રહણ કરવા કલ્પે છે તે આ પ્રમાણે-જંતુસંસક્તિ આદિના ભયથી તે ત્રણ ઉપાશ્રયમા બે ઉપાશ્રયને વારવાર પ્રતિલેખવા (જોવા) જોઈએ સાઇજ્જ ધાતુ આસ્વાદનના અર્થમા વપરાય છે, તેથી જે ઉપાશ્રય ઉપભોગમાં આવતો હોય ત સબધી પ્રમાર્જના કરવી.

એટલે જે ઉપાશ્રયમા સાધુઓ રહે છે તેને પ્રાત કાલે પ્રમાર્જે છે, ફરી જ્યારે સાધુઓ વહોરવા જાય ત્યારે પ્રમાર્જે છે અને ફરી ત્રીજા પહોરને અંતે પ્રમાર્જે છે એમ ત્રણ વાર પ્રમાર્જે છે ઋતુ બધ્ધે એટલે ચોમાસા સિવાય બે વાર પ્રમાર્જે છે ત્યારે (ઉપાશ્રય જીવથી) અસસકત હોય ત્યારનો આ વિધિ છે અને સ સકત હોય તો વારવાર પ્રમાર્જે છે બાકીના બે ઉપાશ્રયને હમેશા નજરથી જોવે છે, પણ તેમા મમત્વ કરતા નથી અને ત્રીજે દિવસે પાદપ્રો છનથી પ્રમાર્જે છે તેથી ' वेउव्विया पडिलेहा' એમ કહેલુ છે ૬૦

## અન્યતર દિશા

૨૬ ચોમાસુ રહેલ સાધુ સાધ્વીને અન્યતર દિશા એટલે પૂર્વ આદિ દિશાનો અને અનુદિશા એટલે અગ્નિ આદિ વિદિશાનો અવગ્રહ કરીને અમુક દિશા અથવા વિદિશામા હુ જાઉં છુ એમ બીજા સાધુઓને કહીને ભાત પાણી વહોરવા જવુ કલ્પે છે ' હે પૂજ્ય ! તે શા હેતુથી ?' એમ શિષ્યે પૂછયે છતે ગુરૂ કહે છે કે 'ચોમાસામા પ્રાયે કરીને સાધુ ભગવંત તપયુકત રહે છે, તેમજ પ્રાયશ્ચિત્ત વહન કરવાને અર્થે કે સયમને અર્થે છઠ્ઠ આદિ તપ કરનારા હોય છે તે તપસ્વીઓ તપને લીધે દુર્બળ તથા કૃશ અગવાળા હોય છે તેથી થાક લાગ્યાથી કદાચિત્ મૂર્છા આવે અથવા પડી જાય તો તજ દિશા અથવા અનુદિશામા, ઉપાશ્રયમા રહેલ સાધુ ભગવત સાર કરે ( શોધ કરે ) જો કહ્યા વિના ગયેલ હોય તેની શી રીતે શોધ કરે ? ૬૧

૨૭ ચોમાસુ રહેલ સાધુ સાધ્વીને વર્ષાકલ્પમા ઔષધ માટે, વૈદ્યને માટે અથવા ગ્લાનની સા ભાળ કરવા માટે ચાર પાચ યોજન જઈને પણ પાછુ આવવુ કલ્પે છે પણ ત્યા રહેવુ કલ્પે નહી જો પોતાને સ્થાને આવી શકે તેમ ન હોય તો તેની વચ્ચે પણ આવીને રહેવુ કલ્પે, પણ તે જગ્યાએ રહેવુ ન કલ્પે કારણ

કે ત્યાંથી નીકળી જવાથી વીર્યાચારનું આરાધન થાય છે. જ્યાં જવાથી જે દિવસે વર્ષાકલ્પ આદિ મળી ગયેલ હોય તે દિવસની રાત્રિ ત્યા રહેવું ન કલ્પે, નીકળી જવું કલ્પે, તે રાત્રિ ઉલ્લંઘવી કલ્પે નહીં. કાર્ય થયે છતે તુરતજ બહાર નીકળીને રહેવું એ ભાવ જાણવો. ૬૨.

## ઉપસંહાર

૨૮ એ પ્રમાણે પૂર્વે કહેલ સાંવત્સરિક ચોમાસા સંબંધી સ્થવિરકલ્પને યથાસૂત્ર ( એટલે સૂત્રમાં જે પ્રમાણે કહેલ છે તે પ્રમાણે કરવું, પણ સૂત્રવિરૂદ્ધ કરવું નહીં ) અને યથાકલ્પ ( એટલે અહીં જે પ્રમાણે કહેલ છે તે પ્રમાણે કરવું તે કલ્પ અને તેથી બીજી રીતે કરવું તે અકલ્પ ) કરતાં ( આચરતાં ) જ્ઞાનાદિ ત્રયરૂપ માર્ગ તે યથામાર્ગને યથાતથ્ય એટલે સત્ય વચનાનુસારે અને સમ્યક્ પ્રકારે મન, વચન અને કાયાએ કરીને સ્પર્શીને એટલે સેવીને, પાળીને એટલે અતિચારથી રક્ષણ કરીને, વિધિપૂર્વક કરવાવડે શોભાવીને, યાવજ્જીવ આરાધીને, બીજાને ઉપદેશ કરીને, યથોક્ત કરણપૂર્વક આરાધીને એટલે જિનેશ્વરે ઉપદેશ કર્યા મુજબ જેમ પૂર્વે પાળ્યો તેમ પછી પણ પાળીને કેટલાએક શ્રમણ નિર્ગ્રંથો તેની અતિ ઉત્તમ પાલનાવડે તેજ ભવે સિદ્ધ ( કૃતાર્થ ) થાય છે, કેવલજ્ઞાને કરીને બોધ પામે છે, કર્મરૂપી પાંજરાથી મુક્ત થાય છે, કર્મકૃત સર્વ તાપના ઉપશમથી શીતળ થાય છે અને શરીર તથા મન સંબંધો સર્વ દુઃખનો અંત આણે છે. કેટલાએક તેની ઉત્તમ પાલના વડે બીજે ભવે સિદ્ધ થાય છે-યાવત શરીર તથા મન સબંધી સર્વ દુઃખનો અંત કરે છે. કેટલાએક તેની મધ્યમ પાલનાવડે ત્રીજે ભવે યાવત શરીર મન સંબધી સર્વ દુઃખનો અંત કરે છે. ( કેટલાએક ) જઘન્ય આરાધના વડે પણ સાત આઠ ભવ તો અતિક્રમેજ નહીં એટલે સાત આઠ ભવે તો અવશ્ય મોક્ષે જાય એ ભાવ જાણવો. ૬૩.

તે કાળે એટલે ચોથા આરાને છેડે અને તે સમયે એટલે શ્રમણ ભગવાન શ્રી મહાવીર પ્રભુ રાજગૃહ નગરને વિષે સમવસર્યા તે અવસરે ગુણશેલ નામના ચૈત્યને વિષે ઘણા સાધુ, ઘણી સાધ્વી, ઘણા શ્રાવક, ઘણી શ્રાવિકા, ઘણા દેવો અને ઘણી દેવીઓની મધ્યે રહ્યા ( બેઠા ) થકા ( પણ પ્રચ્છન્નપણે ખુણામા રહીને નહીં એ ભાવ જાણવો ) આ પ્રમાણે કહ્યુ, આ પ્રમાણે વચનયોગ વડે ભાખ્યુ, આ પ્રમાણે ફળ કહેવાવડે કરીને જણાવ્યુ આ પ્રમાણે પ્રરૂપ્યુ એટલે દર્પણની જેમ શ્રોતાના હૃદયમા સક્રમાવ્યુ અને પર્યુષણાકલ્પના તે અધ્યયનને અર્થ એટલે પ્રયોજન સહિત ( પણ પ્રયોજન વિના નહીં ), હેતુ સહિત ( હેતુ એટલે નિમિત્ત જેમકે ગુરૂને પૂછીને સર્વ કરવુ તે શા હેતુથી ? કારણ કે આચાર્યો પ્રત્યપાય જાણે છે ઇત્યાદિ હેતુ છે તે સહિત ), કારણ સહિત ( કારણ એટલે અપવાદ જેમકે 'अतरावियमे कप्पइ' અડચણે તેને કલ્પે ઇત્યાદિ કારણ સહિત ), સૂત્ર સહિત, અર્થ સહિત, અને ( સૂત્ર અને અર્થ ) સહિત, વ્યાકરણ સહિત ( એટલે પૂછેલા અર્થને કહેવા સહિત ) વારવાર ઉપદેશ્યુ એ પ્રમાણે હુ કહુ છુ એમ શ્રી ભદ્રબાહુ સ્વામી પોતાના શિષ્યો પ્રત્યે કહેતા હવા એ પ્રમાણે શ્રી પર્યુષણા કલ્પ નામે દશાશ્રુતસ્કધનુ આઠમુ અધ્યયન સપૂર્ણ થયુ

એ પ્રમાણે જગદ્ગુરૂ ભટ્ટારક શ્રી હીરવિજય સૂરીશ્વરના શિષ્યરત્ન મહોપાધ્યાય શ્રી કીર્તિવિજય ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રી વિનયવિજય ગણિએ રચેલી કલ્પસુબોધિકાને વિષે સામાચારી વ્યાખ્યાન સપૂર્ણ થયુ અને સામાચારી વ્યાખ્યાન નામે આ ત્રીજો અધિકાર પણ સમાપ્ત થયો શુભ ભવતુ ।

# પ્રશસ્તિ

શ્રી વીર જિનેંદ્રની પટ્ટપરંપરાને વિષે કલ્પદ્રુમ સમાન, ઈચ્છિતને આપનાર, સુગંધીએ કરીને ખેંચેલ છે પંડિતરૂપી ભમરાને જેણે એવા, શાસ્ત્રના ઉત્કર્ષથી સુંદર, સ્ફુરાયમાન થતી અને વિશાલ છે કાંતિ જેની એવા, ફળને આપનારા, દેદીપ્યમાન મૂલગુણ છે જેના એવા, હમેશાં અતિ સારા મનવાળા શ્રીમાન્ અને દેવોથી પૂજિત શ્રીહીરસૂરીશ્વર થયા. ૧. જેણે દર વર્ષે છ માસ સુધી સમગ્ર પૃથ્વીને વિષે જીવને અભયદાન આપવારૂપ પટહના ગમપથી પોતાનો યશરૂપી પટહ વગડાવ્યો હતો અને જેના મુખથી શુભ ધર્મોપદેશ સાંભળીને અધર્મરસિક, મ્લેચ્છોનો અગ્રેસર અને નિર્મલ મતિવાળો અકબર બાદશાહ ધર્મને પામ્યો હતો ૨. તેની પાટરૂપી ઉંચા ઉદયાચલ પર્વતના શિખર પર સ્ફુરાયમાન કિરણવાળા સૂર્ય સમાન તથા ભવ્ય લોકોને ઈચ્છિત વસ્તુ આપવાને ચિંતામણિ સમાન શ્રી વિજયસેન સૂરિ થયા જેના શુભ્રગુણોથી જ જાણે હોય તેમ સ્વચ્છ મેઘથી વીંટાયેલો પૃથ્વીનો ગોળો જાણે જેની કીર્તિરૂપી સ્ત્રીને રમવા માટે દડો હોય તેમ શોભતો હતો ૩ જે અકબર બાદશાહની સભામાં વાણીના વૈભવવડે વાદીઓને જીતીને શૌર્યથી આશ્ચર્ય પમાડેલી અને લક્ષ્મીથી પરિવૃત થયેલી જયશ્રી કન્યાને વર્યા હતા. તેટલા માટે હે મિત્ર ! મનોહર તેજવાળા આ ( શ્રી વિજયસેન સૂરિ ) ની વૃદ્ધ એવી કીર્તિરૂપી સતી સ્ત્રી પતિના અપમાનથી શંકિત મનવાળી થઈને અહીંથી દિગન્ત સુધી ચાલી ગઈ, તેમા આશ્ચર્ય શું છે ? ૪ તેની પાટે બહુ સૂરિઓથી સ્તુત્ય, મુનિઓના નેતા અને સ્વચ્છ ચિત્તવાલા શ્રી વિજયતિલક સૂરિ થયા. શિવનું હાસ્ય, બરફ, હંસ અને હારના જેવી ઉજ્વલ શોભા છે જેની

એવી સ્ફૂર્તિવાળી જેની કીર્તિ ત્રણ જગતમા વર્તતી હતી ૫
તેની પાટે ગજાઓના સમૂહવડે જેના ચરણકમલ સ્તુતિ
કરાયેલા છે એવા, દુખનો સમહ નાશ કર્યો છે જેણે
એવા તથા મુનિઓને વિષે સમર્થ એવા વિજયાનદ સૂરિ
જયવતા વર્તતા હતા અને જે ઉજ્જવલ મોટા ગુણોવડે
ગણિને વિષે શ્રેષ્ઠ એવા શ્રી ગૌતમ સ્વામીની સાથે સ્પર્દ્ધા કરતા
હતા, જે લબ્ધિના સમુદ્ર હતા, ચદ્રીના જેવો ઉજ્જવલ જેનો
યશ હતો અને જે શાસ્ત્રરૂપી સમુદ્રના પારને પહોચેલા હતા. ૬
વળી ખેદ રહિત કિનરના સમૂહોએ ગાયન કરાતુ અને
જન્મ, જરા તથા મરણને નાશ કરનારૂ તે ગુરુનુ ચારિત્ર સાભ
ળીને જ તના જીવો યુગલિયાની જેમ વાછનાની પૂર્ણતાને પામે છે
તેથી કરીને તે જગતના જીવો શ્રેષ્ઠ ગુણગણે કરીને સુદર આત્મા
વાળા ગુણરાગીની હજાર ઇચ્છાની વ્યગ્રતાને પામતા હતા. ૭

વળી શ્રી હીરવિજયસૂરિને, બહસ્પતિને જેમ સૂર્ય હતા
તેમ શાત એવા નોમવિજય વાચકેન્દ્ર અને સત્કીતિવાળા કીર્તિ
વિજય નામે બે પ્રધાન અને શુભ શિષ્ય હતા ૮ જે (કીર્તિ
વિજય) ક્ષમાવાનના સૌભાગ્ય અને નિર્મળ ભાગ્યને જાણવાને
કોણ સમર્થ છે ? અને જગતને વિષે જેનુ અદ્ભુત ચારિત્ર કોના
મનને આશ્ચર્ય પમાડતુ નથી ? જેની હસ્તસિદ્ધિએ મૂર્ખશિરો
મણિઓને પડિતશિરોમણિ કર્યા છે અને જેના પાદપ્રસાદે
હમેશા ચિતામણિ રત્ને કરીને ખેદને શિથિલ કરી નાખ્યો છે
જે બાળપણથીજ પ્રસિદ્ધ મહિમાવાળા હતા, વૈરાગીઓને વિષે
અગ્રણી હતા, વૈયાકરણીઓને વિષે જ શ્રેષ્ઠ હતા, સામા પક્ષના
તાર્કિકોથી જે જીતાય નહીં એવા હતા, જે સિદ્ધાતરૂપી સમુદ્રને
મથન કરવાને મદરાચલ સમાન હતા, જે કવિની કળા-કૌશલ્યની
કીર્તિની ઉત્પત્તિવાળા હતા, જે નિરતર સર્વના ઉપર ઉપકાર
કરવામા રસિક હતા, જે સવેગ (વૈરાગ) ના સમુદ્ર હતા, જે

વિચારરત્નાકર નામે પ્રશ્નોત્તર ગ્રંથ આદિ અદ્‌ભુત શાસ્ત્રોના બનાવનાર હતા, જે અનેક શાસ્ત્રરૂપી સમુદ્રનું શોધન કરનારા હતા અને જે હમેશા અપ્રમત્ત રહેતા હતા ને સ્ફુરાયમાન થતી વિશાળ કીર્ત્તિવાળા પૂજ્ય કીર્ત્તિવિજય વાચકના વિનયવિજય નામના શિષ્યે કલ્પસૂત્રને વિષે સુબોધિકા ( નામની ટીકા ) રચી. ૯-૧૦-૧૧-૧૨ વળી આ સુબોધિકાને પંડિત, સંવિગ્ન તથા સહૃદય મહાત્માઓને વિષે મુકુટ સમાન શ્રી વિમલહર્ષ વાચકના વંશમાં મુક્તામણિ સમાન, જીતેલી છે બૃહસ્પતિની બુદ્ધિ જેણે એવા, સર્વત્ર જેની કીર્ત્તિરૂપ કર્પૂર પ્રસાર પામેલો છે, એવા તથા શાસ્ત્રરૂપી કંચનની પરીક્ષામાં કસોટી સમાન શ્રી ભાવવિજય વાચકેદે સંશોધન કરેલી છે ૧૩-૧૪. સંવત્‌ ૧૬૯૬ મા વર્ષે, જ્યેષ્ટ માસના શુક્લ પક્ષની દ્વિતીયાને દિવસે ગુરૂવારના રોજ પુષ્ય નક્ષત્રમાં આ યત્ન સફલ ( પૂર્ણ ) થયો છે. ૧૫. આ વિવૃત્તિ ( સુબોધિકા ) કરવામાં શ્રી રામવિજય પંડિતના શિષ્ય શ્રી વિજયવિબુદ્ધ પ્રમુખની અભ્યર્થના પણ હેતુભૂત જાણવી ૧૬. જ્યાંસુધી પૃથ્વીરૂપ સ્ત્રી પર્વતોના સમૂહરૂપી શ્રીફલવડે પૂર્ણગર્ભ, ચલાયમાન થતા ઝાડના સમૂહરૂપી દર્ભવાળા, નિષધગિરિરૂપી કુંકુમથી અદ્‌ભુત તથા હિમગિરિથી શોભતા એવા જંબુદ્વીપ નામના મંગલ સ્થાલને ધારણ કરે છે, ત્યાંસુધી પંડિતોને પરિચિત થયેલી કલ્પસૂત્રની સુબોધા નામે વૃત્તિ વૃદ્ધિ પામો ૧૭. જયાંસુધી જળના એકઠા થતા કલ્લોલની શ્રેણીથી આકુલ થયેલી આકાશગંગા અને દિગ્હસ્તીએ ઉડાડેલ કમલને વિષે રહેલ પાણીના કણીયાથી નાશ પામ્યો છે શ્રમ જેનો એવુ જ્યોતિશ્ચક્ર અનુક્રમે આકાશ અને પૃથ્વી ઉપર કાયમ ભ્રમણ કરે છે, ત્યાંસુધી વિદ્વજ્જનોએ આશ્રિત કરેલી આ કલ્પસૂત્રની વૃત્તિ વૃદ્ધિ પામો. ૧૮

—※ સમાપ્ત. ※—

# વર્તમાન જૈન સાહિત્યના અપૂર્વ ગ્રંથો.

## શ્રી મહાવીરજીવન વિસ્તાર સચિત્ર.

( મનુષ્ય માત્રના આત્માનો ઉદ્ધાર કરનાર મહાન્ આદર્શ ગ્રંથ )

આ ભારતભૂમિમાં આજથી ૨૫૦૦ વર્ષ ઉપર થઇ ગયેલા "જૈન" ધર્મના મહાનમાં મહાન્ પ્રવર્તક **શ્રી મહાવીરદેવ.** આ જૈનમહાવીર દેવનું કહો કે જગત્‌ના પેગમ્બરોમાંના એક મહાનમાં મહાન્ "પેગમ્બર" નું જીવન ચરિત્ર જાણવા માટે દુનીઆમાં મનુષ્યો આતુર હોય તેમાં નવાઇ નથી પણ દિલગીરી સાથે જણાવવું પડે છે કે તેમના ભક્તોએ કે ઐતિહાસીક શોધખોળ કરનારાઓએ તેમનું જીવનવૃતાંત મેળવવા માટે પ્રયત્ન કર્યો નથી અને તેના અભાવે આજે આ મહાન પુરૂષના આદર્શનો લાભ જગતનાં મનુષ્યો લઇ શકયા નથી. પણ વર્તમાનમાં આ મહાન્ પુરૂષનું જીવનચરિત્ર જાણીતા લેખક રા. રા. **સુશીલે** તૈયાર કરી તેનું નામ **શ્રી મહાવીર જીવન વિસ્તાર** આપી, જાણીતા બુકસેલર મેસર્સ મેઘજી હીરજીની મારફતે પ્રગટ કરાવેલ છે. આ ગ્રંથ માટે મહાત્મા ગાંધીજી અને જાહેર પત્રોએ સારા અભિપ્રાયો આપેલ છે.

મૂલ્ય રૂ. ૨-૦-૦

મેઘજી હીરજી બુકસેલર
૫૬૬ પાયધુની—મુંબઇ.

# પુણ્ય પ્રભાવ સચિત્ર
યાને
## સમરાદિત્ય કેવળી ચરિત્ર
તેને માટે
## પ્રસિદ્ધ જૈન ઇતિહાસકાર—મુનિમહારાજ
## શ્રી જિનવિજયજીનો અભિપ્રાય
[ રૂપીયા ૫૦ નો ગ્રંથ રૂપીઆ અઢીમાં ]
( શ્રી મહાવીર " પત્ર અંક બારમામાંથી )

પ્રકાશક—મેઘજી હીરજી જૈન બુકસેલર પાયધુની મુંબઇ પૃષ્ઠ સંખ્યા, ૬૦૮, પાકું પુઠું, મૂલ્ય પાંચ રૂપીઆ

જૈન સમાજની સુરૂચિને પોષવા માટે ભાઈ મેઘજી હીરજીએ જુના સાહિત્યને નવા રૂપમાં મુકવા માટે જે માર્ગ લીધો છે તે પ્રશંસવા યોગ્ય છે નવી પ્રજાને જૂના રાસાઓ વાચવા જેટલો અવકાશ કહો કે રસ કહો, તે હવે રહ્યો નથી તેમના માટે જૂના રાસાઓને જો નવી શૈલીમાં યોજી અંતરંગ-આહ્લાદક આકર્ષક બનાવી તેમના હાથમાં મુકવામાં આવે તો તેઓ તેનો લાભ સંપૂર્ણ લઇ શકે, એવા હેતુથી સ્વર્ગવાસી થએલા પાલીતાણા વિદ્યા પ્રસારક વર્ગે પ્રાચીન પદ્યમય જૈન કથાઓને નવી ગદ્યશૈલીમાં વાર્તારૂપે ગોઠવી છપાવવાનો પ્રશંસનીય ઉપક્રમ કર્યો હતો, તેણેજ છપાવેલા સમરાદિત્ય ચરિત્રની ભાઈ મેઘજીએ આ પુનરાવૃત્તિ કાઢી છે અને તેને કેટલાક પ્રાસંગિક ચિત્રોથી સચિત્ર બનાવી છે કદ જોતા પુસ્તકની કિંમત કંઇક વધારે લાગે છે ખરી, પરંતુ આગળના શ્રાવકો ૫૦ રૂપિઆ ખર્ચીને પણ જે સમરાદિત્ય ચરિત્ર મેળવી શકતા ન હતા, તે દૃષ્ટિએ આજે આવી રીતે અઢી રૂપિયામાં મળતું આ ચરિત્ર મોંઘુ ન કહેવાય." પણ અનહદ સસ્તામાં સસ્તું જ કહેવાય

મેઘજી હીરજી બુકસેલર
૫૬૬ પાયધુની—મુંબઇ

ત્રિકાળદર્શી શ્રી નરચન્દ્ર મહારાજ તથા શ્રી હીરવિજયમહારાજ
પ્રણીત

# નરચંદ્ર જૈન જ્યોતિષ
અને
# જ્યોતિષ હીર.

કિમ્મત રૂ. ૩-૦-૦ ( પોસ્ટેજ વી૦ પી૦ ખર્ચ જુદું. )

તમારે કોઇ **જોષીના** ઓશીયાળા રહેવાની હવે જરૂર નથી, કારણ કે આ ગ્રંથમાં જ્યોતિષ સંબંધી બે સમર્થ આચાર્યોએ અગણિત વિષયો ઉપર ભરચક વિવેચન કર્યું છે સૌથી મોટી ખુબી તો આ ગ્રંથમાં એજ છે કે ઘણા **જ્યોતિષીઓ આંખે પાટા બંધાવી** ઉંડા કુવામાં ઉતારે છે, તેમ આમા ઠગાવાની કે છેતરાવાની બીલકુલ ભીતિ રહેતી નથી. કારણ કે જૈન આચાર્યોની નિસ્પૃહતા, નિર્ભયતા અને નિશદંબરથી કોણ અજાણ્યુ છે? તેમને એવો તે શું સ્વાર્થ હોય કે લોકોને છેતરવાનું પાપ વ્હોરે ? ખરેખર **નરચંદ્ર મહારાજે અને હીરવિજયસૂરિ મહારાજે** કેવળ **સંસારીઓના હિતાર્થેજ** આ ગ્રંથ રચ્યો છે.

મનુષ્ય ઉપર એક પછી એક **નવગ્રહ** હમેશા સારા-માઠાં આવ્યે જાય છે માઠા ગ્રહમા માણસ આકુળ વ્યાકુળ બની જાય છે, આમ તેમ **દોડાદોડ** કરે છે, પણ તેમ ન કરતા જે **જાપ કરવાથી ગ્રહશાન્ત** થાય તે જાપ કરવાની રીત આ **ગ્રંથમાં** ખાસ આપેલ છે. ઉપરાત આ ગ્રથમા વર્ષના ચાર સ્તંભનો યંત્ર આપ્યો છે, તે પરથી ચાલુ વર્ષ અથવા ગમે તે વર્ષ કેવું નીવડશે તેની પણ સહેજે કલ્પના થઇ શકશે.

**મેઘજી હીરજી બુકસેલર.**
૫૬૯ પાયધુની—મુંબઇ.

સ્ત્રી પુરુષનો સાચો સલાહકાર

# વિવેક વિલાસ સચિત્ર

આજે પાંચમી વાર પ્રગટ થાય છે અને અમારા રજીસ્ટરમા હજારો ગ્રાહકોના નામ અગાઉથીજ નોંધાઇ ગયાં છે પરન્તુ ખરીદનારા ભાઇઓએ પહેલી તકે આવી આ ગ્રંથ જોઇ જવો અને પસંદ પડે તો તેજ વખતે ખરીદી લેવો. કોઇ પુછશે કે આ વખતે

શુ ખાસ ખુબી છે ખરી ?

જવાબમા એટલુંજ જણાવવાનુ કે પહેલી ચાર આવૃત્તિઓ કરતા આમા મનુષ્યની દશ શાખાઓ સચિત્ર શાસ્ત્રાનુસાર શુકનશાસ્ત્ર અને યુરોપની ધરાને ધ્રુજાવનાર મહાન નેપોલીયનનુ સ્વપ્ન શાસ્ત્ર પણ ઉમેરવામા આવ્યુ છે જેનો ઉપયોગ એક વૃદ્ધથી લઇ બાળકો સુદ્ધા પણ સ્હેલાઇથી કરી શકશે.

આ ગ્રંથ શુકનશાસ્ત્ર, રતિશાસ્ત્ર, સામુદ્રિક-શાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વૈદકચર્ચા, જ્યોતિશાસ્ત્ર, ઉપરાંત ધર્મશાસ્ત્ર, આચાર વિધિનો તો એક મોટો સમુદ્ર છે અને તે વાત તો ક્યારનીયે પુરવાર થઇ ચુકી છે

લગભગ ૫૦૦ પાનાના દળદાર—સુંદર ચિત્રોથી ભરપુર ગ્રંથની કીંમત ઓછામા ઓછી હોઇ શકે તેટલીજ રાખવામા આવી છે અર્થાત્ રૂ. ૩-૯— પોસ્ટેજ વિગેરે અલગ આ ગ્રંથ"અમારા સિવાય બીજા કોઇપણ સ્થળે મળી શકશે નહીં

મેઘજી હીરજી બુકસેલર

૫૬૬ પાયધુની—મુંબઇ

જૈન જ્યોતિષ શાસ્ત્રનો પ્રધાન ગ્રંથ.

ચૌદ પૂર્વધર શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુસ્વામીએ રચેલી

# શ્રી ભદ્રબાહુ સંહિતા.

( સંવાદ રૂપે તૈયાર કરનાર રા. સુશીલ. )

આ દુર્લભ અને અમુલ્ય ગ્રંથમા સૂર્ય, ચંદ્ર અને બીજા ગ્રહો-ની ગતિ સ્થિતિ ઉપરથી આ પૃથ્વી ઉપર કેવી અસર થાય છે તેનું વિગતવાર સ્પષ્ટિકરણ કરવામા આવ્યું છે. વીજળી, વરસાદ, ઉલ્કાપાત અને ખાધા ખોરાકીની ચીજોના ભાવ, રૂ વિગેરેની તેજી-મંદી, વિવિધ સ્વપ્નોના પરિણામ તેમજ બીજી દૈવી વિદ્યાઓ વિષે એક બાળક પણ સમજી શકે એવી રીતે વિવેચન કરવામા આવ્યું છે. શ્રુતકેવળી ભગવાન્ જેટલું અપૂર્વ જ્ઞાન ધરાવનાર પૂર્વાચાર્યોની કૃતિ વિષે અભિપ્રાય આપવો એ માહસજ ગણાય, એમ ધારી અમે તે વિષે મૌનજ રહીએ છીએ.

આ ગ્રંથ એક ગરીબથી લઇ લક્ષાધિપતિને, એક શ્રાવકથી લઇ મુનિ મહારાજને એક સરખો ઉપયોગી થઇ પડે તેમ છે. કારણકે તેમા વ્યવહાર અને બીજી જાણવા જેવી ઘણી વાતોના ખુબ ખુબીથી ખુલાસા કરવામા આવ્યા છે કીં રૂા ૩-૦-૦ ત્રણ વ્હેલો તે પહેલો.

મેઘજી હીરજી બુકસેલર

૫૬૬ પાયધુની—મુંબઇ.

શ્રી વિજયપ્રભસૂરિ વિરચિત

## મેઘમાળા વિચાર



આખા વરસનો આધાર ચોમાસા ઉપર છે વેપાર-વણજનો આધાર પણ ચોમાસાના નિવેડા ઉપર જ હોય છે આ ગ્રંથમાં આચાર્ય શ્રી વિજય પ્રભસૂરિએ એકેએક દેશી મહિનામાં વરસાદનું બંધારણ કેવી રીતે ઘડાય છે, વાયુ-વીજળીને લીધે વાદળા ઉપર કેવી અસર થાય છે તેનું વિગતવાર અને સહેજે સમજી શકાય તેવું વર્ણન કર્યું છે વેપારીઓ, ખેડુતો અને મુનિવરોએ આ પુસ્તક એકવાર અવશ્ય વાંચવું જોઇએ કિંમત માત્ર ૦-૮-૦

મેસર્સ મેઘજી હીરજી

૫૬, પાયધુની—મુંબઇ

# રાજકુમારી સુદર્શના.

યાને

# સમળી વિહાર સચિત્ર.

માટે

## પ્રસિદ્ધ જૈન ઇતિહાસકાર
## મુનિ મહારાજ શ્રી જિનવિજયજીનો
## અભિપ્રાયઃ—

( " શ્રી મહાવીરપત્ર " અંક ૧૬ મો. )

રાજકુમારી સુદર્શના યાને સમળીવિહારઃ-(સચિત્ર માગધી પ્રબંધ ઉપરથી લખનાર–પંન્યાસજી શ્રી કેસરવિજયજી ગણિ, પ્રગટ કર્તા—શા. મેઘજી હીરજી બુકસેલર પાયધુની મુંબઇ નં ૩ મૂલ્ય રૂા. ૩–૦–૦ ( પૃષ્ઠ સંખ્યા ૬૦૮ )

"ચિત્રવાળ ગચ્છીય દેવેન્દ્રસૂરિએ બનાવેલી સુદર્શનાચરિ નામે પ્રાકૃત કથાના આધારે વાર્ત્તાના રૂપમાં આ કથાનકની યોજના કરવામા આવી છે, કથાનક રોચક અને સરળ ભાષામ આળેખેલું હોવાથી સાધારણ વર્ગને વિશેષ રૂચિકર થઇ પડે તેવુ છે સાથે મુદ્રણકળાના રસિક ભાઇ મેઘજીએ કથાનકને ઉચિત એવાં કેટલાંક ચિત્રોદ્વારા તથા નયનમનહર છપામણી અને બંધામણીદ્વારા પુસ્તકની આકર્ષકતામાં ઓર વધારો કર્યો છે

મેઘજી હીરજી બુકસેલર

૫૬૬ પાયધુની—મુંબઇ.

# રાજપ્રશ્ન

## જૈનધર્મ જનદર્શન, અને જૈનનીતિ સબધી

### હજારો પ્રશ્નો અને શકાઓના સમાધાન

શ્રીમદ્ રાજચદ્રે જુદા જુદા વિદ્વાનોને જૈનદર્શન સબધી જે સચોટ અને અસરકારક ઉત્તર આપ્યા હતા, તેનો આ ગ્રથમા બહુ સરસ રીતે સગ્રહ કર વામા આવ્યો છે જૈનદર્શન અને વેદાન્તદર્શન ઉપ રાત અન્ય દર્શનો વિષે પણ ઘણી માહિતી મળી શકે છે પ્રશ્નો લગભગ બે હજાર ઉપરાત છે, અને તેના જવાબો પણ તેટલાજ વિગતવાર આપવામા આવ્યા છે તુલનાત્મક અભ્યાસ પદ્ધતિ, ઉદારવિચારસરણી અને નિર્મળ વિવેકદષ્ટિ એ આ ગ્રથનો આત્મા છે એમ કહીએ તો ચાલે જીજ્ઞાસુઓએ એક વાર તો આ ગ્રથ જરૂર વાચી જવો જોઈએ

કી માત્ર ૧-૪-૦

મેઘજી હીરજી બુકસેલર
૫૬૬ પાયધુની—મુબઈ

# વિવિધ પૂજા સંગ્રહ—સચિત્ર.

## વિધિ સાથેનો મહાન ગ્રંથ. ભાગ ૧-૨-૩-૪-૫-૬ ૭

પંડિત શ્રી વિરવિજયજી કૃત, દેવપાળકવિ કૃત, દેવચંદજી કૃત, રૂપવિજયજી કૃત, જ્ઞાનવિમલસૂરિ કૃત, ઉત્તમવિજયજી કૃત, વિજયલક્ષ્મીસૂરિ કૃત, સકલચંદ્રજી ઉપાધ્યાય કૃત, મેઘરાજ મુનિ કૃત, યશોવિજયજી કૃત, પદ્મવિજયજી કૃત, ધર્મચંદ્રજી કૃત, દીપવિજયજી કૃત, આત્મારામજી કૃત, બુદ્ધિસાગરજી કૃત, કુંવરવિજયજી કૃત, વિજયરાજેંદ્રસૂરિ કૃત, હંસવિજયજી કૃત, ગંભીરવિજયજી કૃત, રામઋદ્ધિસાર મુનિ કૃત, વલ્લભવિજયજી કૃત, આદિ મહારાજોની બનાવેલી પૂજાઓ, ઉપરાંત ચિત્રો.—(૧) સમોવસરણ, (૨) ચક્રેશ્વરી દેવી, (૩) પાર્શ્વકુમાર અને કમઠ યોગી, (૪) પાર્શ્વનાથ, પદ્માવતી, ઇંદ્ર અને ઇંદ્રાણી, (૫) શત્રુંજય મહિમા ગર્ભિત, (૬) કંડુરાજા, (૭) નારકીના રંગીન ચિત્રો, (૮) પદ્માવતી દેવી, (૯) ચોવીશ તીર્થંકર, નવપદજી, અને ગૌતમસ્વામી, (૧૦) કેશરીયાજી તીર્થ. [૧૧] અષ્ટાપદજી [૧૨] આબુજી તીર્થ, [૧૩] પાવાપુરી [૧૪] ચમ્પાપુરી; [૧૫] સમેતશિખરજી તીર્થ, [૧૬] મહાવીર ઉપસર્ગ, [૧૭] યોગનિષ્ટ આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી, [૧૮] તારંગાજી તીર્થ, [૧૯] પ્રભાવિક મહાત્મા શ્રી જિનદત્ત દાદા સૂરીશ્વરજી, [૨૦] શ્રી મહાવીર, ચૌદ સ્વપ્ન અને અષ્ટ મંગલિક, [૨૧] ગૌતમસ્વામીજી મહારાજ આદિના ફોટાઓના સંગ્રહથી ભરપુર સુપર—રોયલ સોળ પેજી; પૃષ્ટ ૭૭૫ સોનેરી કપડાનું સુશોભિત મજબુત પુઠું છતાં કિંમત રૂપીઆ અઢી. પોષ્ટેજ વી. પી. ખર્ચ જુદું.

**મેઘજી હીરજી બુકસેલર**

૫૬૬ પાયધુની—મુંબઈ.

# શું જોઇએ ? સ્વર્ગ કે નરક ?

" કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન,
સરસ ગીત તો એજ કે, દો માતાને જ્ઞાન "

સારા યુરોપના મહાન્ ચક્રવર્તી જેવો નેપોલીયન કહી ગયો છે કે જેઓ પોતાના દેશનો અને વર્મનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હોય તેમણે પ્રથમ પોતાની બાલિકાઓ કિંવા માતાઓને સંપૂર્ણ કેળવવી જોઇએ તેણે પોતાનો જ દાખલો આપતા કહેલુ કે મારામાં જે કઇ નાન શક્તિ અને સ્ફુર્તિ તમે જોઇ રહ્યા છો તે માત્ર પૂજ્ય માતુશ્રીનો જ પ્રભાવ છે

સંસારમાં સ્વર્ગ ઉતારવુ કે નરક ઉતારવુ તે આપણા જ હાથમાં છે માતાઓ અને બ્હેનોને કેળવો એટલે સંસાર સ્વર્ગમય બને અને મતાનો દેવ અને દેવીઓ જેવા બને તેમને અજ્ઞાનદશામા રાખો એટલે વણમાગ્યુ નરક ઉતરે અને ક્લેશમય સંસાર બને

સ્ત્રીઓને કેળવણી આપવામા ધુરંધર આચાર્યો અને ઉપદેશકો એ મત છે અને તે માટેજ તેમણે નીચેના પુસ્તકો માતાઓ અને બ્હેનોના હાથમા ફરજીયાત મુકવાની ભલામણ કરી છે —

| | | |
|---|---|---|
| ૧ | જૈન મહાસતીમંડળ સચિત્ર | ૧-૪-૦ |
| ૨ | પતિવ્રતા સતીઓ. | ૩-૮- |

| | | |
|---|---|---|
| ૩ | સતી ધર્મ પતિસેવા ભાગ ૧-૨ ... ... | ૫-૮-૦ |
| ૪ | સતી આદર્શ જીવનમાળા સચિત્ર ... ... | ૧-૮-૦ |
| ૫ | મહિલા મહોદય ભાગ ૧ લો સચિત્ર.. ... | ૨-૦-૦ |
| ૬ | ,, ભાગ ૨ જો ,, ... ... | ૨-૦-૦ |
| ૭ | અનાનુપૂર્વી નકલ ૧૦૦ ના. ... ... | ૪-૦-૦ |
| ૮ | શ્રી ગૌતમસ્વામીનો રાસ સચિત્ર અને જૈન શારદા પૂજન વિધિ. | ૦-૨-૦ |
| | પ્રભાવના માટે નકલ ૧૦૦ ના ખાસ. ... | ૬-૪-૦ |
| ૯ | રત્નાકર પચ્ચીશી ... ... ... | ૦-૨-૦ |
| | પ્રભાવના માટે નકલ ૧૦૦ ના ખાસ. ... | ૫-૦-૦ |
| ૧૦ | પોકેટ સચિત્ર નવસ્મરણ અને પુણ્યપ્રકાશનુ સ્તવન. | ૦-૪-૦ |
| | પ્રભાવના માટે નકલ ૧૦૦ ના ખાસ .. | ૧૨-૮-૦ |
| ૧૧ | મહાસતી સુલસા ચંદનબાળા ચરિત્ર સચિત્ર ... | ૦-૫-૦ |
| | પ્રભાવના માટે નકલ ૧૦૦ ના. ... | ૨૫-૦-૦ |
| ૧૨ | મહાસતી મનોરમા અને શેઠ સુદર્શન ચરિત્ર ... | ૦-૧-૦ |
| | પ્રભાવના માટે નકલ ૧૦૦ ના ખાસ. ... | ૫-૦-૦ |
| ૧૩ | મહાસતી દમયંતિ અને નળરાજા ચરિત્ર સચિત્ર. | ૦-૫-૦ |
| | પ્રભાવના માટે નકલ ૧૦૦ ના ખાસ. ... | ૨૫-૦-૦ |


## મેસર્સ મેઘજી હીરજી.

બુકસેલર અને પબ્લીશર.

૫૬૬ પાયધુની—મુંબઈ.